# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩<br>છ માસિક ,, ,, રૂ. ૨ | અમદાવાદ, ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ | વાર્ષિક લવાજમ પરદેશમાં<br>રૂ ૫, શિ ૮ |

સંપાદકમંડળ

| | |
|---|---|
| મગનભાઈ દેસાઈ | ગોપાળદાસ પટેલ |
| વિઠ્ઠલદાસ કોઠારી | મણિભાઈ દેસાઈ (તંત્રી) |
| બબલભાઈ મહેતા | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |


## ગાંધીજીનો આદેશ

મહાસભાવાદીઓએ આ કામ (પ્રૌઢશિક્ષણ) તરફ નહીં જેવું ધ્યાન આપ્યું છે. જ્યાં આ વિષયમાં તેમણે થોડુંઘણું ધ્યાન આપ્યું છે ત્યાં વગર ભણેલા લોકોને માત્ર લખતાંવાંચતાં શીખવીને સંતોષ માન્યો છે. મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોને કેળવવાનું કે ભણાવવાનું કામ જો મારે હસ્તક હોય તો હું મારા વિદ્યાર્થીઓને પોતાના મુલકનો વિસ્તાર અને તેની મહત્તાનો ખ્યાલ આપીને તેમની કેળવણીની શરૂઆત કરું. આપણાં ગામડાંઓના વતનીઓને મન પોતાનું ગામ એ જ જાણે પોતાનો આખો દેશ. તે લોકો જો પરગામ જાય તો ત્યાં પોતાનું ગામ એ જ જાણે પોતાનો આખો મુલક કે વતન હોય એવી વાત કરે છે. હિંદુસ્તાન શબ્દ તેમને મન કેવળ ભૂગોળની ચોપડીમાં વપરાતો બોલ છે. આપણાં ગામડાંઓમાં કેવું ઘોર અજ્ઞાન વસે છે તેનો આપણને ખ્યાલ સરખો નથી. . . . તેથી મોટી ઉંમરનાં આપણાં ભાઈબહેનોની કેળવણીનો સૌથી પહેલો હું એવો અર્થ કરું છું કે, મોઢાના બોલથી એટલે કે સીધી વાતચીતથી તેમને સાચી કેળવણી આપવી . . . આ મોઢાની કેળવણી સાથે જ લખવાવાંચવાનું ભણતર પણ ચાલે.

('રચનાત્મક કાર્યક્રમ' માંથી)

## સરદારની આશા

નવી દિલ્હી, તા. ૧૦–૮–'૪૮

ભાઈ જીવણજી,

તમારો તાર ગઈ કાલે રાત્રે મળ્યો.

'લોકજીવન' પ્રૌઢશિક્ષણના કાર્યમાં ઠીક મદદગાર થઈ પડશે એવી ઉમેદ રાખું છું. આઝાદીનાં ફળ ચાખવાં હોય તો સૌને શિક્ષણ મળવું જોઈએ. પ્રૌઢોને શિક્ષણ સત્વર મળવું જોઈએ. 'લોકજીવન' એ જરૂર પૂરી પાડશે અને ગુજરાતમાં પ્રૌઢો એનો ફાયદો ઉઠાવશે એવી આશા રાખું છું.

વલ્લભભાઈ પટેલ

## આઝાદીનું મહાપર્વ

ગઈ સાલ ઓગસ્ટની પંદરમી તારીખે જોવામાં આવેલાં આઝાદીના ઉત્સવનાં યાદગાર દૃશ્યો કદીયે ભુલાય એમ નથી. હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધી દેશભરમાં, શહેરોમાં તેમ જ ગામડાંઓમાં, ગરીબોએ અને તવંગરોએ, માલિકોએ અને મજૂરોએ, ભણેલાઓએ અને અભણોએ એમ સૌએ હરખઘેલા થઈને એ ઉત્સવ ઊજવ્યો હતો. દેશભરમાં એ દિવસે જાણે હર્ષની ઘેલછાનું મોજું ફરી વળ્યું હોય એમ લાગતું હતું.

જેને માટે આપણે આટઆટલાં વરસથી ઝંખતા હતા, અને જે આટઆટલાં કષ્ટો સહ્યા પછી, આટઆટલાં બલિદાનો આપ્યા પછી તથા અનેક વાર આશા નિરાશા અનુભવ્યા પછી આપણને સાંપડી, તે આઝાદીને પહેલે દિવસે સૌ હરખઘેલાં થાય એ સ્વાભાવિક હતું.

પણ આ રીતે હરખઘેલાં થઈને આઝાદીના ઉત્સવમાં ભાગ લેનારાંઓમાંથી બહુ ઓછા લોકો આવેલી આઝાદીનો પૂરેપૂરો મર્મ સમજતા હતા. એમાંના ઘણા મોટા ભાગના લોકો, હિંદની મૂક જનતા, સદીઓથી ગરીબાઈ અને અજ્ઞાનમાં એટલી ડૂબેલી હતી કે, પોતાની દુર્દશા સિવાય દેશ કે દુનિયા વિષે તેને કશી ખબર નહોતી. આપણી આઝાદી માટેની લડત વિષે તેને ઝાઝી ખબર નહોતી. રાષ્ટ્રીય કૉંગ્રેસ વિષે તો વળી એથીયે ઓછી. આવેલી આઝાદી તેમના અંધકારમય જીવનમાં શો ફેરફાર કરનાર છે એની તેને કશી ગતાગમ નહોતી.

પરંતુ આ દુર્દશામાંયે, તેને દુઃખે દુઃખી અને તેને સુખે સુખી થનાર અને દિવસરાત તેની ચિંતા કરનાર એક માણસને તે ઓળખતી થઈ હતી. એ પુરુષનો સંદેશો તેના કાન સુધી પહોંચ્યો અને એ સંદેશાએ તેના નિરાશામય જીવનમાં આશાનો સંચાર કર્યો. એ મહાપુરુષે જોયું કે, આમજનતાને પીડી રહેલા બધા રોગોનું મૂળ-કારણ તેની પરાધીનતા છે; એને લીધે તેની આર્થિક પાયમાલી થઈ છે એટલું જ નહીં, પણ તેની નૈતિક ખરાબી પણ થઈ છે. તેણે જોયું કે, સ્વરાજ એ આ બધાંનો એકમાત્ર ઇલાજ છે.

અને તેણે સ્વરાજની ઘોષણા કરી તથા એ મેળવવા માટેનો સહેલો સાદો કાર્યક્રમ પણ આપણને આપ્યો. આપણી ત્રુટિઓ પાર વગરની હતી પરંતુ શત્રુના હાથ હેઠા પાડનારા ગાંધીજીના કાર્યક્રમ તથા તેમની ડહાપણભરી નેતાગીરીને પ્રતાપે આપણે સ્વરાજ્ય મેળવ્યું.

આમ આપણને સ્વતંત્ર થયાને આજે બરાબર એક વરસ પૂરું થયું છે. આજે પણ દેશભરમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, શીખ, પારસી, યહૂદી વગેરે સર્વ કોમ, ધર્મ કે વર્ગના લોકો ઉમંગથી એ ઉત્સવ ઊજવશે, કારણ કે એ સ્વરાજ્ય કોઈ એક કોમ, ધર્મ કે વર્ગના લોકોનું નહીં, પણ હિંદને ચાહનાર અને તેને પોતાનું વતન ગણનાર બધા હિંદવાસીઓનું છે. સૂર્યના પ્રકાશની પેઠે એ કશાયે ભેદભાવ વિના આપણાં સૌનાં જીવન અજવાળે છે અને તેમાં નવા પ્રાણ પૂરે છે અને તેથી જ સ્વાતંત્ર્યદિન એ આપણું રાષ્ટ્રીય મહાપર્વ છે.

સ્વરાજ્ય તો આપણે મેળવ્યું, પણ મજબૂત પાયા પર એની અવિચળ ઇમારત ચણવાનું હજી બાકી છે. આપણા દુર્ભાગ્યે, એ ચણતર કરવામાં આપણને દોરવણી આપવા માટે ગાંધીજી સદેહે આપણી વચ્ચે નથી, પરંતુ તેમની કલ્યાણકારી પ્રેરણા સદાયે આપણી પાસે છે.

ગાંધીજીની એ પ્રેરણાને વફાદાર રહી, તેમણે બતાવેલે માર્ગે સ્વરાજ્યનું ચણતર કરવાનો અને એ રીતે હિંદમાં સાચું લોકરાજ્ય સ્થાપવાનો સંકલ્પ કરીને આપણે આઝાદીનું એ મહાપર્વ ઊજવીએ.

મણિભાઈ દેસાઈ

## ઑગસ્ટનો મહિમા

હિંદુસ્તાનના ઇતિહાસમાં અને ખાસ કરીને સ્વાતંત્ર્ય માટેની આપણી લડતના ઇતિહાસમાં ઑગસ્ટ મહિનાનો મહિમા ભારે છે. ૧૯૪૨ની સાલમાં ઑગસ્ટ મહિનાની આઠમી તારીખે 'હિંદ છોડો'નો ઠરાવ થયો. એ જ દિવસે મહાસમિતિ સમક્ષ વ્યાખ્યાન આપતાં ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'ની ભીષણ પ્રતિજ્ઞા લીધી તથા હિંદને પોતાનું વતન ગણનારા સૌને એ પ્રતિજ્ઞા લઈ સ્વરાજ મળતાં સુધી સ્વતંત્રતાની લડત ચાલુ રાખવાની હાકલ કરી.

દેશે ગાંધીજીની એ હાકલ ઉપાડી લીધી અને તેને પરિણામે ગયે વરસે એ જ ઑગસ્ટ મહિનાની પંદરમી તારીખે જેને માટે આપણે વરસોથી ઝંખતાં હતાં અને જેને માટે દેશના ચુનંદા સેવકોએ આકરાં બલિદાનો આપ્યાં હતાં તે મહામૂલી આઝાદી આપણને સાંપડી.

૧૯૨૦ની સાલમાં એ જ ઑગસ્ટ મહિનાની પહેલી તારીખે ગાંધીજીએ સરકાર સામે અસહકાર શરૂ કર્યો અને એ રીતે સ્વતંત્રતા માટેની આપણી લડતની આગેવાની લીધી.

અને જાણે પોતાનું અધૂરું રહેલું જીવનકાર્ય પાર પાડે એવો યોગ્ય વારસ આખરે તેમને મળી ગયો હોય તેમ જેમને આપણે આદરપૂર્વક લોકમાન્યના નામથી સંબોધતા હતા તે ટિળક મહારાજ આઝાદીની લડતની જવાબદારી ગાંધીજીને સોંપીને એ જ દિવસે આપણી વચ્ચેથી ચાલ્યા ગયા.

અને મહાદેવભાઈએ તો 'કરેંગે યા મરેંગે'ની પ્રતિજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું. ૧૯૪૨ના ઑગસ્ટની ૯મી તારીખે તે ગાંધીજી સાથે પકડાયા અને ૧૫મી ઑગસ્ટે તો તે ચાલ્યા ગયા. દેશને કાજે તે જીવ્યા અને મૃત્યુને ભેટ્યા. એવાઓના બલિદાનથી જ આપણે આજે આઝાદી મેળવવાને ભાગ્યશાળી થયા છીએ. અને વિધિની પણ કેવી અકળ સંધિ કે તેમની પુણ્યતિથિએ જ આપણી આઝાદીનું વહાણું વાયું!

આપણા રાષ્ટ્રના ઇતિહાસના એવા યાદગાર મહિનામાં અને એથીયે વધારે યાદગાર દિવસે આ પત્ર શરૂ થાય છે. તેનું ધ્યેય એના ટૂંકા ધ્યાનમંત્રથી સમજાઈ જશે. યથા પ્રજા તથા રાજા. આપણે જેવી પ્રજા બનીશું તેવી આપણી સરકાર થશે. આ અટળ નિયમ છે અને તેમાં પ્રૌઢશિક્ષણનું બધું કામ ટૂંકમાં સમાઈ જાય છે.

મણિભાઈ દેસાઈ

લોકજીવન

ઑગસ્ટ ૧૫મી ૧૯૪૮

## સ્વરાજ્યમાંથી સુરાજ્ય તરફ

એક વાર આપણા નેતાઓ કહેતા કે, સુરાજ્યથી સ્વરાજ્યની ગરજ સરે નહીં. આનું કારણ એ કે, સ્વરાજ્ય વિનાનું સુરાજ્ય એટલે લોકોને જાતે પુરુષાર્થ કરીને સુખસગવડો મેળવવાની તક આપ્યા વિના બધી આપતી વ્યવસ્થા. આળસુ, નબળા અને નમાલા લોકોને જ આવા સુરાજ્યમાં આનંદ લાગે. ઉદ્યમી, શક્તિશાળી અને હોંશીલા લોકો કદી આવી વ્યવસ્થામાં, ગમે તેટલા ભોગો મળે તોયે, પડ્યા રહેવાનું પસંદ કરે નહીં. જેમ કોઈ ઉંમરે પહોંચેલો પુરુષાર્થી માણસ, ટ્રસ્ટીઓ ગમે તેવા બાહોશ હોય તોયે, સગીરની જેમ, તેમના હાથ નીચે જીવ્યા કરવાનું પસંદ કરે નહીં તેમ.

પણ આનો અર્થ એ નથી કે, સ્વરાજ્ય એટલે કુરાજ્ય અને અવ્યવસ્થા પેદા કરવાની છૂટ, પણ તેનો અર્થ એ કે, સુરાજ્ય માટે આપકર્મી થવાની સ્વતંત્રતા, અને છેવટે વધારે ઊંચી વ્યવસ્થા અને સુખશાંતિ પેદા કરવાની અભિલાષાની સિદ્ધિ.

ગમે તે બાજુથી વિચાર કરો, વહેવારુ ભાષામાં સ્વરાજ્યનો અર્થ એ કે, લોકોએ સુખ-શાંતિ-સગવડનાં સર્વે સાધનો માટે એકબીજા સાથે ભળી પુરુષાર્થ કરવાનું બળવાન વાતાવરણ અને પ્રયત્ન; એનું જ નામ સહકાર અને રચનાત્મક કાર્યક્રમ અને તેને શક્ય કરનારું રાજ્યતંત્ર.

સ્વરાજ્યથી આવું રાજ્યતંત્ર તો મળ્યું. હવે બાકીનું કામ પ્રજાએ જ નિર્માણ કરવું રહ્યું, એટલે કે રચનાત્મક કાર્યક્રમ અને તે માટે પરસ્પર સહકાર, સંપ, એકતા.

જે પ્રજા સુરાજ્ય માટે સરકાર તરફ જ મીટ માંડીને બેસી રહે, તે કદી સુરાજ્ય પણ નહીં મેળવે, અને અંતે સ્વરાજ્ય એટલે પ્રજાકીય રાજ્ય પણ નહીં.

નવી દિલ્હી જતાં, કિ૦ ઘ૦ મશરૂવાળા
૨૮–૭–'૪૮

## કેવળ અક્ષરજ્ઞાન પૂરતું નથી

પ્રૌઢશિક્ષણના કામને વેગ આપવા માટે 'લોકજીવન' પ્રગટ કરવાનું કામ નવજીવન ટ્રસ્ટને સોંપાયું છે એ સારી વાત છે. આપણા દેશમાં સામાન્ય વાંચી લખી જાણે એવા લોકો વસ્તીના ૧૦ ટકાથી વધારે નથી. અભણ વર્ગનો મોટો સમૂહ પ્રૌઢોનો છે. એ બધાંને માત્ર અક્ષરજ્ઞાન આપવાથી આપણો સવાલ નહીં ઊકલી શકે. હવે સ્વરાજ પ્રાપ્ત થયા પછી એક જવાબદાર શહેરીનો આદર્શ આપણે ભણેલાં કે અભણ એકેએક સ્ત્રીપુરુષ આગળ રજૂ કરવાનો છે. આપણે જો આદર્શ લોકતંત્ર સ્થાપવું હોય તો સમાજમાંની એકેએક વ્યક્તિએ સમજદાર અને જવાબદાર બનવું પડશે. આ આદર્શ સિદ્ધ કરવા માટે પ્રૌઢ-શિક્ષણનું મહત્ત્વ જેટલું આંકીએ તેટલું ઓછું છે. ગુજરાતભરમાં તેમ જ કચ્છમાં અને સૌરાષ્ટ્રમાં આ કાર્યને સંગઠિત કરવામાં અને તેને જરૂરી માર્ગદર્શન કરવામાં ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિના સહકારથી 'લોકજીવન' પોતાનો ફાળો આપશે, એવો મારો વિશ્વાસ છે. તંત્રીમંડળને એમના કાર્યમાં સફળતા મળો એવી મારી શુભેચ્છા છે.

સેક્રેટેરિયટ, મુંબઈ મોરારજી દેસાઈ
૨–૮–'૪૮

## વડા પ્રધાનની શુભેચ્છા

સ્વાતંત્ર્ય અને લોકશાહી ટકાવવા માટે આજે લોકશિક્ષણની જેટલી જરૂર છે તેટલી જ્ઞાય પહેલાં ક્યારેય નહોતી.

'લોકજીવન' શરૂ કરીને પ્રૌઢશિક્ષણ સમિતિ ગુજરાતની એક જરૂરિયાત પૂરી પાડે છે.

વાંચન દ્વારા પ્રજાની વિવેકબુદ્ધિ અને ભાવના જાગ્રત કરાવવામાં અને સ્વરાજની જવાબદારીનું ભાન કરાવવામાં 'લોકજીવન' પોતાનો ફાળો સફળતાપૂર્વક આપે તેવી મારી શુભેચ્છા છે.

સેક્રેટેરિયટ, મુંબઈ — બાળ ગં૦ ખેર
૩૧–૭–'૪૮

## નિવેદન

નવજીવન ટ્રસ્ટ 'લોકજીવન' પાક્ષિક શરૂ કરે છે તેનું શ્રેય ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિને જાય છે. તે સમિતિએ ટ્રસ્ટને લખ્યું કે, ભણવાનું શરૂ કરતા પ્રૌઢોને આગળ વાંચન મળતું રહે અને તે મારફતે તેમનું સામાન્ય જ્ઞાન વધે, જેથી તેઓ નાગરિક તરીકેની પોતાની ફરજો સમજપૂર્વક અદા કરી શકે; આ ઇરાદે એક પાક્ષિક શરૂ કરવાનું કામ તમે લેશો?

તેના જવાબમાં નવજીવન ટ્રસ્ટે કહ્યું કે, સમિતિની સૂચના ટ્રસ્ટને ગમે છે અને ટ્રસ્ટ પોતેય માને છે કે આ કામ તેનું પોતાનું પણ છે. એટલે જો પ્રૌઢશિક્ષણ સમિતિ આમાં અમને સહકાર આપે તો અમે ખુશીથી એ કામ શરૂ કરીએ.

સમિતિએ આનો સ્વીકાર કર્યો, અને એ રીતે આ કામ નવજીવન ટ્રસ્ટ શરૂ કરે છે. અને તેને આશા છે કે, ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિ ઉપરાંત ગુજરાતમાં સૌ કોઈ આ જરૂરી રચનાકાર્યમાં ટ્રસ્ટને મદદ કરશે. રચનાકાર્યોના સેવકોને તથા ખાસ કરીને પ્રૌઢશિક્ષણ સેવકોને વિનંતી છે કે, તેઓ પોતાની સલાહ સૂચના તથા લેખો દ્વારા અમને સહકાર અને મદદ આપશે.

૧૧–૮–'૪૮ — જીવણજી દેસાઈ

## નવો જમાનો

સ્વદેશી તેમ જ પરદેશી રાજાઓનું રાજ્ય તો ગયું. અત્યાર સુધી પ્રતિષ્ઠિત ગણાતા આવેલા ઉપલા વર્ગના હાથમાં રાજકીય તેમ જ આર્થિક સત્તા ઝાઝા દિવસ ટકવાની નથી. હવે તો લોકરાજ્યના દિવસો આવ્યા છે. જે દુરાચારી કે ગાંડો નથી, એવા પુખ્ત ઉંમરના દરેક માણસના હાથમાં મત આપવાની સત્તા આવી ગઈ છે. એટલે કે, દેશનું ભલું અથવા બૂરું કરવાની સત્તા દરેક સામાન્ય માણસના હાથ સુધી પહોંચી ગઈ છે.

જેમ રાજાઓ ગયા તેમ ધર્માચાર્યો પણ ગયા છે. પરિણામે સમાજને સદાચારને રસ્તે લઈ જવાની જવાબદારીની લગામ નાતજાતની રૂઢિઓનો આગ્રહ રાખનાર ધર્મોપદેશકોના હાથમાંથી સરકી જઈ, સંતવૃત્તિના કેળવણીકારોના હાથમાં તેમ જ લોકનેતાઓના હાથમાં આવી ગઈ છે.

આવી સાર્વભૌમ ક્રાંતિને કાળે 'લોકજીવન' પાક્ષિક પ્રગટ થાય છે. લોકસમુદાય એ જ આપણો માલિક છે અને એ જ આપણું ઉપાસ્ય દૈવત છે. દરેક જાતનું જ્ઞાન એને આપીને જ એની સેવા થઈ શકે છે. જે જ્ઞાન શાળા અને મહાશાળામાં પુરાઈને રહ્યું છે અને ચોપડીઓમાં રૂંધાયું છે, તે બધું જ્ઞાન ખુલ્લું કરી, સહેલામાં સહેલા રૂપમાં, સહેજે હજમ થઈ શકે એવી રીતે, લોકસમુદાય આગળ પીરસવાનું કામ, અને તેમ કરી લોકોનું જીવન શુદ્ધ, સમૃદ્ધ અને સમર્થ કરવાની જવાબદારી 'લોકજીવન'ની છે.

સામાન્ય લોકો અજ્ઞાન રહે એ જ ઇષ્ટ છે, એમ માનનારો એક જમાનો હતો. હવે સામાન્ય માણસની અજ્ઞાનતા સમાજ માટે જોખમકારક છે, અને વખતે એ જીવલેણ નીવડશે એવો સાક્ષાત્કાર થયો છે. હવે લોકશિક્ષણની ઉપેક્ષા ન જ થઈ શકે.

મુંબઈ, ૨૯–૭–'૪૮ કાકા કાલેલકર

## લોકમાન્ય

૧લી ઑગસ્ટે લોકમાન્ય ટિળક મહારાજની પુણ્યતિથિ ગઈ. તેમને ગયાને ૨૮ વર્ષ વીતી ગયાં.

એમણે લોકોને સ્વરાજ્યનું શૂર ચડાવનારાં ભાષણો કર્યાં હતાં. તે માટે સરકારે તેમના ઉપર કેસ કર્યો હતો. લોકમાન્યે ૮ દિવસ સુધી બચાવનું ભાષણ કર્યું. બચવાનો તો સવાલ હતો જ નહીં. એ તો વાઘને ઘેર ગાયનો ન્યાય કરવા જેવું નાટક હતું. કોર્ટમાં જૂરી એટલે લોકપંચ બેસાડ્યા હતા, તેમાં પણ ૭ ગોરા હતા અને ૨ પારસી હતા. ૭ જણાએ કહ્યું કે, ટિળકે રાજદ્રોહનો ગુનો કર્યો છે, ૨ જણે કહ્યું તેઓ નિર્દોષ છે.

જ્યારે આખરે લોકમાન્યે જાણ્યું કે, નાટકનો છેલ્લો પડદો હવે પડવાનો છે, ત્યારે તેમણે કોર્ટને આવાં અમર વચન સંભળાવ્યાં :

"આ અદાલત મને ગુનેગાર ગણવાની હોય તો ભલે ગણે. આ દુનિયાની સર્વ અદાલતોના કરતાં ઊંચી એવી એક અદાલત છે. અને તેની સામે હું નિર્દોષ જ ઠરવાનો છું એવી મારી ખાતરી છે. પરમેશ્વરે એમ જ સરજ્યું હશે કે મારા જીવનનું કાર્ય હું દુઃખ ભોગવું એનાથી જ આગળ વધવાનું હોય. આથી વધારે હવે મારે કંઈ જ કહેવાનું નથી."

ધાર્યા પ્રમાણે થયું: અદાલતે લોકમાન્યને ૬ વર્ષની કાળાપાણીની સજા સંભળાવી.

લોકમાન્યને દરિયાપાર બ્રહ્મદેશમાં લઈ ગયા અને માંડલેના એક જૂના કિલ્લામાં ૬ વર્ષ સુધી એકલા પૂરી રાખ્યા.

ટિળક મહારાજને પોતાનો જ્ઞાનભંડાર પુસ્તકમાં ઠલવવાનું મન હતું. તેમને ઘણાં વર્ષોથી ગીતા ઉપર ભાષ્ય લખવાની ઇચ્છા હતી. પણ સરકારમાંથી જવાબ મળ્યો — કેદીને કાગળ અને પુસ્તકો આપવાનો હુકમ નથી. છેવટે ઘણી મહેનતે નોટબુકો અને પેન્સિલને ટુકડો આપવામાં આવ્યો. ટિળક મહારાજ છૂટ્યા ત્યારે 'ગીતારહસ્ય'નો મહાન ગ્રંથ લખીને સાથે લેતા આવ્યા.

ખરેખર, આ દેશના જે જે વીર નરો થઈ ગયા છે તેઓમાં લોકમાન્ય ટિળક મહારાજ એક સાચા સિંહ જ થઈ ગયા. તેમના અઠવાડિક પત્રનું નામ "કેસરી" હતું એ બરાબર જ હતું.

જુગતરામ દવે

## નડિયાદનું સંમેલન

મુંબઈ સરકારે અભણ પ્રૌઢોને ભણાવવાનું કામ કરવા ગુજરાત માટે એક સમિતિ નીમી છે; અને તેણે પોતાનું કામ શરૂ કરી દીધું છે. તેના પ્રમુખ ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઈ અને તેના મંત્રી શ્રી. કલ્યાણજી મહેતા છે.

આ કામમાં વેગ આપવાને ઇરાદે ખેડા જિલ્લાનું એક સંમેલન નડિયાદ મુકામે શ્રી. વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં તા. ૮મી ઑગસ્ટે ભરવામાં આવ્યું હતું. તેના પ્રમુખ વલ્લભ-વિદ્યાનગર, આણંદ,ના મંત્રી શ્રી. ભાઈલાલભાઈ પટેલ હતા. તેનો પ્રારંભ શ્રી. મોરારજીભાઈ દેસાઈના મંગળ પ્રવચનથી થયો હતો.

સભામાં ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિના સભ્યો, ખેડા જિલ્લાના બધા કાર્યકર્તાઓ, જિલ્લા બોર્ડ તથા સ્કૂલ બોર્ડના સભ્યો, શિક્ષણ ખાતાના અમલદારો, ઉપરાંત જિલ્લાની પ્રાથમિક શાળાઓ તથા હાઈસ્કૂલોના શિક્ષકો હાજર હતા. એમ એક સરસ સંમેલન ભરાયું હતું.

પ્રૌઢશિક્ષણનું કામ ઝપાટાબંધ આગળ વધવું જોઈએ; તે સારુ પ્રજાના દરેક નાગરિકે મદદ કરવી જોઈએ. એ કામ કેવળ વાંચતાં લખતાં શીખવવું એટલું જ નથી; પરંતુ દરેક પ્રૌઢને સ્વરાજના સાચા નાગરિક તરીકે કેળવવાનું છે. તેને સારુ આપણો આખો સામાજિક વહેવાર પણ સુધરવો જોઈએ. ભણેલા કહેવાતા લોકોએ એનો ધડો બેસાડવો જોઈએ. આ પણ પ્રૌઢશિક્ષણનું કામ છે અને પહેલું અને વધારે જરૂરી કામ છે.

આથી જ આ સંમેલનમાં સમાજના અનેક વર્ગોને નોતરવામાં આવ્યા હતા. બીજા વિભાગોમાં પણ આ રીતે કામ ઉપાડવામાં આવે, એવી આશા છે. ખેડા જિલ્લાએ એની પહેલ કરી એમાં એને શાબાશી ઘટે છે; તેની સાથે એની જવાબદારી પણ વધે છે. કેમ કે પ્રૌઢશિક્ષણનો વ્યાપક અર્થ કરીને તેણે હવે કામ કરી દેખાડવાનું છે.

૧૩-૮-'૪૮ મગનભાઈ દેસાઈ

## પ્રૌઢશિક્ષણ એટલે શું?

**પ્રૌઢશિક્ષણ એટલે શું ફક્ત વાંચતાં લખતાં શીખવું એટલું જ? ના, ના, વાંચતાં-લખતાં શીખવું એ બેશક જરૂરનું છે. પણ એ તો દેશ અને દુનિયામાં શું શું ચાલી રહ્યું છે એ જાણવા માટેનું એક સાધન જ છે. એ સાધન મારફત તેમ જ એવાં બીજાં સાધનો મારફત જાણવા જેવું બધું જાણી લેવું અને જાણ્યા પછી હિંદવાસી તરીકે આપણી શી શી ફરજો છે એ સમજી લઈને હિંદને આબાદ બનાવવાની લાયકાત કેળવવી, એનું નામ છે પ્રૌઢશિક્ષણ.**

**આપણું પોતાનું અને આપણા સમાજનું જીવન વધારે સમૃદ્ધ, વધારે સંસ્કારી અને વધારે જીવવા લાયક બનાવવાની લાયકાત કેળવવી એનું નામ છે પ્રૌઢશિક્ષણ.**

**આપણા સમાજનું એકેએક અંગ પોતાની ફરજ બજાવતું થઈ જશે અને પોતાના વાજબી હક્કો ભોગવતું થઈ જશે, તે દિવસે આપણું પ્રૌઢશિક્ષણનું કામ સાર્થક થયું ગણાશે.**

**બબલભાઈ મહેતા**

## આવકાર

ભાઈશ્રી જીવણજીભાઈ,

આવતી તા. ૧૫મી ઑગસ્ટના આઝાદ દિને પ્રૌઢશિક્ષણ અંગે તમે 'લોકજીવન' પાક્ષિક શરૂ કરો છો તે જાણી આનંદ થયો. પ્રથમ તો ગુજરાતની 'પ્રૌઢશિક્ષણ સમિતિ'ના કામમાં આ રીતે મદદ કરી તમે તેનું કામ હળવું કર્યું છે, તે માટે તમારો આભાર માનું છું. નવજીવન કાર્યાલયે વિવિધ પ્રકારનાં વાચનો લોકોને પૂરાં પાડી અત્યાર સુધી જે સેવા કરી છે તે અનોખી છે અને નવજીવન કાર્યાલયની એ ખ્યાતિ અને સેવા 'ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિ' મેળવી શકી છે તે માટે હું તેને ભાગ્યશાળી સમજું છું. જે સંપાદક-મંડળ તમે નક્કી કર્યું છે તેમાં બધા સાહિત્ય તથા લોકસેવાના કાર્યમાં પુષ્કળ જાણીતા છે. એટલે એ પાક્ષિક લોકોની ઠીક ઠીક સેવાઓ કરશે એ વિષે શંકા નથી.

પાક્ષિકની શરૂઆતને માટે તમે આઝાદીનો દિવસ પસંદ કર્યો તે તદ્દન યોગ્ય છે. આઝાદી મળ્યા પછી આપણા જેવા અનેક અનેક પ્રકારે પછાત એવા દેશમાં અનેક પ્રકારનાં રચનાત્મક કામો, એ આઝાદીને પચાવવા તથા તેનો લાભ લેવા, કરવાની જરૂર છે. આમાં પ્રૌઢશિક્ષણ એક અગત્યનું અંગ છે. જે પ્રજા પોતાના હકો અને ફરજો બરાબર સમજે, તે જ પ્રજા આઝાદીનો પૂરેપૂરો લાભ લઈ શકે છે. પ્રૌઢ-શિક્ષણથી આ કામ આપણે કરવાનું છે. અને ખાતરી છે કે 'લોકજીવન' આ કામમાં સક્રિય ફાળો આપશે તથા લોકો તેને વધાવી લેશે.

સુરત, કનૈયાલાલ નાનાભાઈ દેસાઈ
૩-૮-'૪૮

## સ્વરાજ્યની પાંચ લાયકાતો

સ્વરાજનો નાગરિક,

૧. જાહેરની દરેક ચીજને પોતાની ગણીને સાચવશે;

૨. પ્રજાના હિત માટે કરેલા બધા નિયમોનું રાજીખુશીથી પાલન કરશે;

૩. સમાજના હિત ખાતર પોતાનો સ્વાર્થ જતો કરશે;

૪. બધાંને મળતા હોય એથી જરાય વિશેષ હક્ક મેળવવા પ્રયત્ન નહીં કરે;

૫. બધાં સાથે વિનય, વિવેક અને સભ્યતાથી વર્તશે.

બબલભાઈ મહેતા

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૨

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી સપ્ટેમ્બર ૧૯૪૮

વાર્ષિક લવાજમ પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ
વિઠ્ઠલદાસ કોઠારી
બબલભાઈ મહેતા
ગોપાલદાસ પટેલ
મણિભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## પંચક ઊઠે છે

કેટલાંય વરસોથી આપણા દેશ પર પંચક બેઠું હતું. આ પંચકમાં રાજા પરદેશી રાજ અને આપણી ગુલામી. અને એ પંચકનાં બાકીનાં ચાર હતાં —

૧. ગંદકી અને રોગ,
૨. અજ્ઞાન અને અભણતા,
૩. બેકારી, ભૂખ અને આળસ,
૪. ડરપોકપણું ને હથિયારબંધી

આ પાંચનાં પંચક બેઠાં હતાં ત્યાં સુધી કશું કામ કરીએ તોય તે અધૂરું કે અવળું થતું હતું. ગાંધીજીએ મંત્ર આપ્યો — સત્યાગ્રહ અને અસહકાર. એને જોરે એ પંચક હવે તૂટ્યું છે: એનો રાજા જ હણાયો છે. અને હવે છીએ. એટલે પંચકના બાકીના ગ્રહોને હવે ઉડાડી કાઢવા જોઈએ. ટૂંકમાં પ્રૌઢશિક્ષણે આ કામ કરવાનું છે. એ વિષે આગળ વિચાર હવે પછી કરીશું.

મગનભાઈ દેસાઈ

## આપણા ચોકીદારો

આપણી આંખ, આપણી જીભ, આપણું નાક, આપણા કાન અને આપણી ચામડી એ પાંચ આપણા શરીરના ચોકીદારો છે. એ ચોકીદારો બરાબર ચોકી કરે તો જ આપણે પૂરેપૂરા સાજા રહી શકીએ.

આંખ ન જોવાનું જુએ, જીભ ન ચાખવાનું ચાખે, નાક ન સૂંઘવાનું સૂંઘે, કાન ન સાંભળવાનું સાંભળે અને ચામડી ન અડવા જેવાને અડે તો શરીરમાં વિકાર પેસે અને આપણે માંદા પડીએ.

આપણાં શરીર, મન અને આત્માને પૂરેપૂરાં સાજાં રાખવાં હોય તો આપણા આ ચોકીદારોને સતત જાગતા રાખવા જોઈએ. સાજા રહેવાની એ એક સોનેરી ચાવી છે.

બબલભાઈ મહેતા

## ઈસપ

ગુલામનો કોઈ ભાવ પૂછે ખરું? ગુલામી એવી ખરાબ વસ્તુ છે. તેથી કોઈને ગુલામ થવું ગમતું નથી. એનો અર્થ કે, આપણે કોઈને ગુલામ કરવું યા રાખવું ન જોઈએ.

છતાં, દુનિયામાં બધે લોકો ગુલામો રાખતા. ધીમે ધીમે કરતાં તેમાં સુધારો થયો છે. કેટલાક સમજણા માણસોએ એ બાબતમાં માનવ-જાતને ચેતવી. પરિણામે આજે ગુલામી દુનિયાના દરબારમાં વરજવા લાયક એમ ઠરી ચૂકી છે.

ગ્રીસ દેશની વાત છે. અઢી હજાર વર્ષ પર એ દેશમાં અનેક મોટા માણસો થઈ ગયા. દુનિયા આજે પણ એ બધાને માન અને ભાવની સાથે સંભારે છે. એવા અમર પુરુષોમાં એક ગુલામ પણ હતો.

આ ગુલામ મહાપુરુષનું નામ ઈસપ હતું. તેને વિષે ઝાઝું જાણવાનું મળતું નથી. થોડુંક મળે છે તેટલું પણ મઝાનું છે.

ઈ. સ. પૂ૦ ૬૨૦થી ૫૬૦ સુધી તે હશે એમ ગણાય છે. એક ગ્રીક શેઠને ત્યાં તે ગુલામ હતો. પશુપક્ષીઓ વિષે ટુચકા બનાવીને કહેવાની કુદરતી બક્ષિસ તેને હતી. જ્યારે જેવો પ્રસંગ, ત્યારે તેવો ટુચકો એ બનાવતો. તેમાં વિનોદ ને મજાક તો હોય જ. પણ તેની સાથે તેમાં સચોટ બોધ પણ ભરેલો રહેતો. તેથી આ ટુચકાઓને નીતિકથાઓ પણ કહે છે. યુરોપની બધી ભાષાઓમાં તે ઊતરી છે. આપણે ત્યાં પણ ઘણીખરી ભાષામાં એ ઉતારવામાં આવી છે. એક જણે સંસ્કૃતમાં પણ એ ઉતારી છે.

વાતો કહેવાની કુદરતી બક્ષિસે ઈસપને તેની ગુલામીમાંથી છોડવ્યો. શેઠે તેની આ શક્તિની કદર કરી અને તેને મુક્તિ આપી. પછી તો ઈસપ રાજદરબારમાં પણ માન પામવા લાગ્યો.

એની વાતો ત્યારે લોકોને કેટલી બધી ગમતી હતી, તે એક ખબર પરથી બરોબર જણાશે. સૉક્રેટીસ દુનિયાની એક મોટામાં મોટી વિભૂતિ ગણાય છે. તે સત્યાગ્રહી હતો. તેથી ગ્રીક લોકે તેને જેલમાં પૂર્યો હતો ને ઝેર પાઈ મારી નાખ્યો હતો. જ્યારે તે આમ જેલમાં હતો ત્યારે તેણે થોડો વખત ઈસપની વાતોને કવિતામાં જોડવામાં આપ્યો હતો!

ઈસપનું ખૂન થયું હતું, એમ જાણવા મળે છે. ઈસપને રાજાએ ડેલ્ફી નામના ગામે મોકલ્યો હતો. તે ગામના લોકને રાજાએ અમુક ઇનામ આપ્યું હતું. ઈસપ તે લઈને આપવા જતો હતો. પણ તે ગામે જઈને એણે જોયું કે, ગામલોકો તો માંહોમાંહે લડે છે!

એ ઇનામને પાત્ર કેવી રીતે ગણાય? તેથી તેણે ઇનામ રાજાને પાછું મોકલ્યું. આથી ડેલ્ફીના ગામલોક એની ઉપર ચિડાયા અને એને પકડીને એક ઊભા ખડકેથી ફેંકી દીધો!

એના મરણ પછી એની વાતો અનેક લોકોએ સંઘરીને બહાર પાડી. બાદશાહ-બિરબલની વાતો પેઠે, કોકે એમાં પોતાની જોડીને પણ ઉમેરી હશે. છેવટે ૧૪મા સૈકામાં એક ખ્રિસ્તી સાધુએ તે સંઘરી; અને એ આજ સુધી ઇસપની વાતો તરીકે ચાલે છે.

આ વાતોમાં દુનિયાદારીના ડહાપણ અને વિનોદનો ભંડાર ભરેલો છે. કેટલીય વાતો તો કહેવતરૂપ બની ગઈ છે. એ વાતોમાંથી વાનગીરૂપ કેટલીક અંકે અંકે 'લોકજીવન'ના વાંચતાં શીખવા લાગેલા વાચકોને કહેવાનું રાખીશું.

૨૩-૮-'૪૮ મગનભાઈ દેસાઈ

## છોકરાંને ન મારવાં

રશિયામાં છોકરાંને એનાં માબાપ મારે તો તેમને સજા થાય છે. આપણે ત્યાં પણ એવો કાયદો થવો ન જોઈએ? આપણે ત્યાં સ્ત્રીને ભાગ્યે જ કોઈ છડે-ચોક મારે છે, અને જે મારે છે તે પણ એ વિષે શરમાય છે. પણ બાળકને મારતાં કોઈ શરમાતું નથી. એવું શું કામ? બાળકને મારવું એ સ્ત્રીને મારવા કરતાં પણ મોટો ગુનો છે.

બાળકને મારવાથી એ રડે છે. એટલેથી જ એ વાત નથી અટકતી. મારની એના મન ઉપર જે કાયમી અસર થઈ જાય છે તે આપણને તે વખતે દેખાતી નથી. તે વખતે તો એ રડીને રહી જાય છે, પણ એના મનમાં એ વાતની નોંધ અજાણી રીતે રહી જાય છે અને મોટો થયા પછી એ પોતાનાથી નાનાઓ ઉપર એનો બદલો લે છે. બદલો લેવાની આ ભાવના મોટપણમાં વેરવૃત્તિમાં પરિણમે છે. આમ હોઈને, નાનાં બાળકોને મારવાનું એકદમ બંધ થઈ જાય તો ભવિષ્યનાં કેટલાંય યુદ્ધો અટકી જાય એમ આપણે કહી શકીએ. કેમ કે, યુદ્ધ આખરે વેરવૃત્તિનું સામુદાયિક સ્વરૂપ નહીં તો બીજું શું છે?

જે શક્તિશાળી બાળક હોય એ મોટા થઈને બદલો લે અથવા વધારે ને વધારે હઠીલા થાય. પણ જે કમજોર હોય એના કુમળા મગજ પર કાયમની ધાક બેસી જાય, અને તે ડરપોક થઈ જાય. એનો આત્મવિશ્વાસ મરી જાય.

જેવું મારવું તેવું જ ધમકાવવું કે ધુતકારવું પણ ભૂંડું છે. ખૂબ નાનાં બાળકને કેટલાંક માબાપો મારતાં નથી, પણ ધમકાવે છે. પણ એની અસર પણ એટલી જ ખરાબ થાય છે. કારણ કે તે વખતે બાળકનું મન ખૂબ કોમળ હોય છે.

તમે કોઈ માણસ પોતાની સ્ત્રીને મારતો હોય તો રોકો છો? તો તમારી ફરજ છે કે તે બાળકને મારતો હોય ત્યારે પણ તેને રોકો.

નારાયણ દેસાઈ

**લોકજીવન**

સપ્ટેમ્બર ૧લી ૧૯૪૮

## આપણી દુર્દશા

આપણા દેશમાં દર વરસે કરોડો મણ અનાજ પરદેશોમાંથી લાવવું પડે છે. આ જાણીને ઘણાને નવાઈ લાગશે. કેટલાક તો એ માનવાની પણ ના પાડશે. એ સાંભળીને આપણને નવાઈ લાગે કે ન લાગે અને આપણે એ માનીએ કે ન માનીએ પણ દર વરસે આપણે પરદેશોમાંથી સારી પેઠે અનાજ લાવવું પડે છે એ નક્કર હકીકત છે.

પરંતુ આ સાંભળીને ઘણાને નવાઈ લાગે અને કેટલાક તો એ માનવાની પણ ના પાડે એ સમજી શકાય એમ છે. આપણો દેશ ખેતીપ્રધાન છે, એટલે કે આપણા દેશના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. હિંદુસ્તાનમાં ૧૦૦ માંથી ૭૫ માણસના ગુજરાનનો આધાર ખેતી પર છે. એટલે, બીજું ગમે તેમ હો, પણ અનાજની તો અહીં ખોટ હોય જ શાની, એમ કેટલાકને લાગે તો તે સમજી શકાય એવું છે.

આમ, હવે આ વાત માનવા ન માનવાનો સવાલ રહેતો જ નથી એટલે આપણા દેશ પર એની શી અસર થાય છે તે જોઈએ. આ બધું અનાજ આપણને એમ ને એમ તો ન જ મળી શકે એ ઉઘાડું છે. એટલું જ નહીં, દુનિયાભરમાં અનાજની તંગી હોવાથી પરદેશોના બજારોમાં ઊંચા ભાવો આપીને આપણે એ અનાજ ખરીદવું પડે છે. આ રીતે આપણા જેવા ગરીબ દેશના કરોડો રૂપિયા દર વરસે પરદેશોમાં ઘસડાઈ જાય છે. એ રીતે આપણો દેશ વરસોવરસ વધુ ને વધુ ગરીબ થતો જાય છે. આ પરિસ્થિતિ લાંબા વખત સુધી ન ચાલી શકે. આપણા શરીરમાંથી લોહી બહાર વહી જતું હોય તો તે કેટલો વખત ટકી શકે? આથી આપણી મધ્યસ્થ તેમ જ પ્રાન્તિક સરકાર આપણા દેશની ખોરાકની પેદાશ વધારવાને અને એ બાબતમાં તેને પગલાં ભરવાને તેમ જ બીજી રીતે પણ આપણી સ્થિતિ સુધારવાને તનતોડ પ્રયાસ કરી રહી છે અને તેને માટે અનેક યોજનાઓ વિચારી રહી છે.

સરકારની આ બધી યોજનાઓ આપણે બરાબર સમજી શકીએ અને તેના અમલમાં આપણે સરકારને પૂરેપૂરો સાથ આપી શકીએ તે માટે આપણા દેશના કેટલાક મૂળભૂત આર્થિક પ્રશ્નો સમજી લેવાની જરૂર છે. કેમ કે સરકારની કોઈ પણ યોજના સફળ કે નિષ્ફળ નીવડે તેનો મોટો આધાર પ્રજાના સમજપૂર્વકના સહકાર પર રહે છે. પ્રજાના એવા સહકાર વિના ગમે એટલી સારી સરકાર પણ શું કરી શકવાની હતી? એટલે આપણા દેશના એ મૂળભૂત આર્થિક પ્રશ્નો એક પછી એક લઈને આપણે વિચારીશું.

દરમ્યાન, આપણાથી બની શકે એટલા બધા પ્રયાસો કરીને અનાજની આપણી પેદાશ વધારી આપણી પ્રજાકીય સરકારનો બોજો હળવો કરવામાં આપણે યથાશક્તિ મદદ કરીએ.

મણિભાઈ દેસાઈ

## સ્વરાજ્ય કોનું ?

સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય. પોતાનું રાજ્ય કોને ન ગમે ? એથી જ સ્વરાજ્ય શબ્દ આટલો માનીતો થઈ પડયો છે.

પણ હિંદને સ્વરાજ્ય મળ્યું એટલે કોને સ્વરાજ્ય મળ્યું ? મને એકલાને ? તમને એકલાને ? ના, ના, આપણને બધાને. હિંદમાં વસે છે એ બધાને. સ્વરાજ્ય એકલા બ્રાહ્મણોનું નહીં કે એકલા ક્ષત્રિયોનું નહીં, એકલા વણિકોનું નહીં કે એકલાં હરિજનોનું નહીં. એકલા ધનવાનોનું નહીં કે એકલા ગરીબોનું નહીં. સ્વરાજ્ય એટલે હિંદમાં વસે છે એ બધાનું સ્વરાજ્ય. ચાહે એ હિંદુ હોય કે મુસલમાન હોય, શીખ હોય કે પારસી હોય, હિંદમાં વસે છે એ બધા હિંદવાસીઓનું સ્વરાજ્ય.

જો આપણે એટલું સમજી લઈએ કે સ્વરાજ્ય એટલે બધા હિંદવાસીઓનું. કોઈ એક કોમનું કે કોઈ એક વર્ગનું નહીં, કોઈ એક કે પાંચ પચાસ વ્યક્તિઓનું નહીં તો જ આપણે સ્વરાજ્યને સાચી રીતે ભોગવી શકીએ. બીજાના ભોગે પોતાનું હિત નહીં પણ બધાના હિતમાં આપણું હિત. જેટલો હક આપણો એટલો બીજા બધાનો. એનું નામ હિંદનું સ્વરાજ્ય.

એ પણ સમજી રાખવા જેવું છે કે, સ્વરાજ્ય એટલે એકલા હકો નહીં પણ હકની સાથે સાથે ફરજો પણ ખરી. હિંદના વતની તરીકેની ફરજો બજાવે છે એ જ હિંદના સ્વરાજ્યનો સાચો અધિકારી છે. ખરું જોતાં એમનું જ આ સ્વરાજ્ય છે.

બબલભાઈ મહેતા

## ગોવાળિયો

" જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે ?"

એ ગીત તો જશોદા માતાના વહાલા કુંવર કહાન ગોવાળિયાનું થયું.

પણ હાય ! આજે ગુજરાત દેશમાં ગોવાળિયો કોને કહેવાય છે ?

આપણો ગોવાળિયો તો છે આઠદસ વરસની ઉંમરનો બિચારો ગરીબ બાળક —

જે માબાપ વગરનો છે,

અથવા માબાપ જીવતાં હોય તો એનું પેટ ભરી શકતાં નથી,

જેને દૂધ તો શું પણ છાશનું ટીપું પણ મળતું નથી,

જેને બાળપણમાં જ પારકાં ઢોર ચારવાની નોકરી લેવી પડે છે,

જેને પ્રેમને બદલે ઠપકા અને માર ખાવાં પડે છે,

જેને નિશાળનું જેવુંતેવું ભણતર — તે પણ મળતું નથી,

જે વિદ્યા વિનાનો, સંસ્કાર વિનાનો, સારી સોબત વિનાનો — ઢોરની સાથે ઢોર જેવો થઈને ઊછરે છે.

જુગતરામ દવે

# પ્રૌઢશિક્ષણ સમાચાર

## સુરત જિલ્લામાં પ્રૌઢશિક્ષણ માટે ફાળો

સુરત જિલ્લામાં જિલ્લા લોકલ બોર્ડ, સ્કૂલ બોર્ડ તથા ગ્રામવિકાસ મંડળ તરફથી દર વરસે 'કેળવણી અને ગ્રામસુધારણા' સપ્તાહ ઊજવવામાં આવે છે. ૧૯૪૭–૪૮ના આ સપ્તાહ દરમ્યાન જિલ્લા બોર્ડ તરફથી પ્રૌઢશિક્ષણ અંગે સ્થાનિક ફાળા માટે અપીલ કરવામાં આવી હતી. એને પરિણામે તાલુકાવાર નીચે મુજબનો ફાળો થયો છે:

| તાલુકો | રૂ. આ. પા. |
|---|---|
| ૧. માંડવી | ૩૭૪–૦–૦ |
| ૨. બારડોલી | ૯૦૩–૦–૦ |
| ૩. પારડી | ૯૯૩–૨–૬ |
| ૪ ચોર્યાસી | ૯૬૧-૧૦-૦ |
| ૫. ઓલપાડ | ૧૪૭૮–૬–૦ |
| ૬ ચીખલી | ૧૨૯૪-૧૧-૦ |
| ૭ વાલોડ | ૨૭૨-૧૦ ૦ |
| ૮. જલાલપુર | ૧૦૭૪-૧૨-૦ |
| ૯ વલસાડ | ૧૨૬૪–૫–૩ |
| કુલ | ૮૬૧૬–૮–૯ |

પ્રૌઢશિક્ષણ જેવા લોકકેળવણીના કાર્યમાં ફાળો આપી મદદ કરનાર સૌ અભિનંદનને પાત્ર છે. બીજા જિલ્લાઓ પણ અનુ અનુકરણ કરીને પોતાના નિરક્ષર ભાઈઓ પ્રત્યેનું ઋણ અદા કરે.

## ગુજરાતમાં ભળી ગયેલાં દેશીરાજ્યોમાં પ્રૌઢશિક્ષણ

ગુજરાતમાં ભળી ગયેલાં રાજ્યો પણ હવે ગુજરાતના જ અવિભાજ્ય અંગરૂપ બની ગયા હોવાથી એ ભાગોમાં પણ પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ આરંભવી જોઈએ. આ હેતુથી ગુ. પ્રૌ. શિ. સમિતિના મંત્રી શ્રી. દાદાભાઈ અમીન ખંભાતને પ્રવાસે ગયા હતા. ત્યાં આગળ તેમણે પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓના શિક્ષકોની સભા કરી પ્રૌઢશિક્ષણના કાર્યમાં પોતાનો ફાળો આપવાને તેમને સમજાવ્યું હતું અને પરિણામે ૧૬ શિક્ષકોએ એ કાર્ય કરવા માટે પોતાનાં નામો નોંધાવ્યાં છે. શ્રી. હીરાભાઈ રણછોડભાઈએ ખંભાતના હરિજનવાસમાં ૪૦ પ્રૌઢોનો એક વર્ગ શરૂ કરી દીધો છે આ ઉપરાંત તારાપુર, વરસડા, ખડા, ફતેપુરા વગેરે ગામોમાં પ્રૌઢોના વર્ગો શરૂ થઈ ગયા છે તથા બુધેજ, ત્રીણજ ગલિયાણા તથા ખરોડા વગેરે ગામોમાં એવા વર્ગો કાઢવાની તૈયારી થઈ રહી છે. જોડાયેલાં દેશી રાજ્યોમાં પ્રૌઢશિક્ષણ માટેના ખરચનો પ્રબંધ મુંબઈ સરકારે હજી કર્યો નથી. એટલે ત્યાં આગળ પ્રૌઢશિક્ષણનું કાર્ય શરૂ કરવાની મુશ્કેલી હતી. પરંતુ ખંભાત પ્રજામંડળના પ્રમુખ શ્રી. વખારિયાએ સ્થાનિક ફંડ માંથી તથા ખંભાત તાલુકાના સ્થાનિક કાર્યકર્તાઓએ ફંડો ઊભાં કરી જરૂરી ખરચ આપવાની વ્યવસ્થા કરી આપી તેમજ કેટલાક કાર્યકર્તાઓએ વિના વેતન પ્રૌઢશિક્ષણનું કામ કરવાનું સ્વીકાર્યું તેથી એ કાર્ય શરૂ કરી શકાયું. આ માટે એ સૌને ધન્યવાદ ઘટે છે

સાબરકાંઠા જિલ્લાના કલેક્ટર સાહેબે તથા રાજપીપળાના ચીફ એડમિનિસ્ટ્રેટર સાહેબે પોતપોતાના પ્રદેશમાં જેમ બને તેમ જલદી પ્રૌઢશિક્ષણ શરૂ કરવાની ઇચ્છા બતાવી છે અને તેને માટે સરકારી સંમતિ મેળવવા જરૂરી પગલાં ભરવાનો આરંભ કરી દીધો છે.

## પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડા

| જિલ્લો | કેન્દ્રિત વિસ્તાર | ૩૧-૭-'૪૮ ના રોજ વર્ગો | પ્રૌઢશિક્ષણનો લાભ લેતા પ્રૌઢોની સંખ્યા |
|---|---|---|---|
| અમદાવાદ | માંડળ | ૧૨ | ૨૫૧ |
| | તગડી | ૪૦ | ૧૧૮૮ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૧૨ | ૬૩૩ |
| ખેડા | મહેમદાવાદ | ૫ | ૧૫૮ |
| | ઠાસરા | ૨૯ | ૬૬૭ |
| | માતર | ૧૧ | ૩૪૨ |
| | કપડવંજ | ૧૨ | ૩૪૨ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૩૦ | ૮૧૩ |
| પંચમહાલ | ગોધરા | ૧૧ | ૩૨૦ |
| | હાલોલ | ૫૭ | ૨૦૦૧ |
| | દાહોદ | ૨૪ | ૪૭૦ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૨૩ | ૭૯૯ |
| ભરૂચ | ભરૂચ | ૯ | ૬૨૪ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૩૨ | ૧૦૧૯ |
| સુરત | ચીખલી | ૫૦ | ૧૨૭૨ |
| | માંડવી | ૬૧ | ૧૭૮૪ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૧૧૧ | ૩૩૨૭ |
| | | ૫૨૯ | ૧૬૦૧' |

## પૂરું થતું પખવાડિયું

ગઈ પંદરમી તારીખે આપણે સ્વતંત્ર થયાને એક વરસ પૂરું થયું. એ દિવસે દેશભરમાં લોકોએ આઝાદીનો ઉત્સવ ઊજવ્યો. પણ આ વખતની ઉજવણીમાં જોઈએ તેવો ઉમંગ કે રંગ-રાગ દેખાતાં નહોતાં. કેમ કે આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીને ગુમાવ્યાનું દુઃખ સૌના મનમાં હજી તાજું જ છે.

એ દિવસે આપણી મધ્યસ્થ સરકારના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ હિંદી પ્રજાને ઉદ્દેશીને રેડિયો પર પ્રવચન કર્યું. એમાં તેમણે કહ્યું કે આપણા દેશના કલ્યાણ માટે ગાંધીજીનો રાહ જ સર્વોત્તમ છે અને તેથી તેમને પગલે ચાલીને આપણા દેશને મહાન બનાવવામાં સૌએ યથાશક્તિ ફાળો આપવો જોઈએ.

વડોદરાના મહારાજાએ રાજ્યની સઘળી સત્તા પ્રજાને સુપરત કરીને એક બંધારણીય રાજા તરીકે રહેવાનું વચન આપ્યું હતું અને તે મુજબ ડૉ. જીવરાજ મહેતાને તેમણે દીવાન તરીકે નીમ્યા પણ હતા. પણ પછીથી એમણે એમાંથી છટકબારી ખોળવા માંડી અને ડૉ. જીવરાજ મહેતાએ બીજા પ્રધાનોનાં નામ તેમની મંજૂરી માટે મોકલ્યાં તે મંજૂર કરવાની આનાકાની કરી. વળી રાજ્યની તિજોરીમાંથી ત્રણેક કરોડ જેટલાં નાણાં પણ તેમણે ગેરવાજબી રીતે ઉપાડયાં. આ બધો હેવાલ ડૉ. જીવરાજે વડોદરાની ધારાસભાના સભ્યોની સભા આગળ આપ્યો. એ સભ્યોને લાગ્યું કે મહારાજા પ્રજાને તેમણે આપેલું વચન પાળવા તૈયાર નથી એથી કરીને તેમણે મહારાજાના ગાદીત્યાગ માટે માગણી કરતો ઠરાવ પસાર કર્યો.

આ વાત જાણીને મહારાજા વિલાયતથી દોડતા હિંદ આવ્યા અને આ મડાગાંઠમાંથી કંઈક માર્ગ કાઢવા માટે રિયાસતી ખાતાના પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલ પાસે પહોંચ્યા. સરદારની સલાહથી સઘળી સત્તા ડૉ. જીવરાજ મહેતાની આગેવાની નીચેના પ્રધાનમંડળને સોંપવાનું અને ગેરવાજબી રીતે ઉપાડેલાં નાણાં ભરપાઈ કરવાનું કબૂલીને તે સમાધાન પર આવ્યા છે.

આપણી વડી સરકારના નાણાપ્રધાન સન્મુખમ ચેટીએ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું છે. એનું કારણ આ છે: આવકવેરો ભરવામાંથી છટકનારાઓની તપાસ કરવા માટે વડી સરકારે એક કમિશન નીમ્યું છે. તેની સમક્ષ રજૂ કરવામાં આવેલા કેસોમાંથી કેટલાક તેમણે પાછા ખેંચી લીધા હતા. આમ કરવામાં તેમની ભારે ગફલત થઈ હતી. કેમ કે કમિશન આગળ રજૂ કરવામાં આવેલા કેસો તેની રજા વિના પાછા ન ખેંચી શકાય. આમ કરવામાં તેમનો કશો અપ્રામાણિક આશય નહોતો પરંતુ તેમના એ કૃત્યથી લોકોમાં તેમને વિષે અવિશ્વાસ પેદા થવાનો સંભવ હોવાથી પોતે નાણાપ્રધાનના જવાબદારીભર્યા હોદ્દા પર ચાલુ રહે એ બરાબર નથી એમ જણાવી સ્વેચ્છાપૂર્વક તેમણે રાજીનામું આપી દીધું.

હમણાં થોડા વખત પર સરકારે કાપડ પરના અંકુશો હળવા કર્યા હતા.

પરંતુ એનો લાભ લઈને મિલવાળાઓ તથા વેપારીઓએ કાપડના ભાવ ખૂબ ઊંચા ચડાવી દીધા. આથી લોકોને પહેલાં કરતાં કાપડના બમણા ને તમણા ભાવો આપવાની પરિસ્થિતિ ઊભી થઈ. એટલે મધ્યસ્થ સરકારે હિંદની બધી મિલો પાસે કાપડનો જે જથ્થો હતો તેનો કબજો લઈ લીધો છે. મિલોમાં હવે પછી પેદા થનાર કાપડ પણ સરકાર કબજે કરશે અને પોતે તે વેચવાની વ્યવસ્થા કરશે.

મ૦

## નંદ-જશોદાની કેળવણી

જનમ આઠમ હમણાં જ ગઈ.

દરેક માબાપને ઇચ્છા થઈ હશે કે, અમારો બાળક પણ શ્રીકૃષ્ણ જેવો થાય.

દરેક મા, જો જશોદા માતા જેવી થાય અને દરેક બાપ જો નંદજીના જેવા થાય તો બધાં બાળકો જરૂર કૃષ્ણ જેવાં થાય.

નંદ-જશોદા પોતાના બાળકને ઢીંગલીની જેમ બેસાડી મૂકતાં નહીં. તેમને દૂધદહીનાં શિરામણ કરાવી, ખાંધે કાળી કામળી આપી, એક હાથમાં લાકડી અને બીજા હાથમાં વાંસળી પકડાવી વનમાં ગાયો ચારવા મોકલતાં.

વનમાં કાનજીને ઘણી વાર જોખમ નડતાં. કોઈ દિવસ મારકણો આખલો એમના ઉપર ધસી આવતો, કોઈ દિવસ એમને કાળીનાગ સાથે યુદ્ધ થતું, કોઈ વાર તે પ્રલય જેવા વરસાદમાં ઘેરાઈ જતા.

આવાં આવાં જોખમો સાથે યુદ્ધ ખેલીને પોતાનો વહાલો લાલજી પાછો આવે ત્યારે માબાપ તેને હેતથી ભેટી પડે, તેના ઉપર વહાલ વરસાવે, તેની કામળી અને લાકડી બાજુએ મૂકી દૂધદહીં પિવરાવે. પણ બીજે દિવસે સવાર પડે એટલે વળી જશોદા એમને હેતથી જગાડી દૂધ પાય પાછી હાથમાં કામળી અને લાકડી આપે અને ગાયો ચારવા વિદાય કરે.

આવી કેળવણી મળવાથી કૃષ્ણ મહા બળવાન થયા, મહાન વીર નર થયા, અને બુદ્ધિમાન તો એટલા થયા કે જ્યારે સાંદિપની મુનિના આશ્રમમાં તેમને ભણવા મૂકયા ત્યારે તે સૌથી વધારે તેજસ્વી વિદ્યાર્થી નીવડયા. જે વિદ્યા શીખતાં બીજાં બાળકોને વર્ષો લાગતાં તે તેઓ ક્ષણમાં શીખી જતા.

હિંદુસ્તાનનાં સહુ માતપિતાઓ નંદ-જશોદા જેવાં થાઓ. પોતાનાં બાળકો ઉપર વહાલ જરૂર કરો. તેમને પૌષ્ટિક ખોરાક ખવરાવવા ખાતર કાળી મહેનત કરો, પણ ખોટાં લાડ ન કરો. એમને પ્રેમથી કામ કરવા દો, વનવગડામાં ફરવા દો, જોખમો સામે ઝૂઝવા દો.

જુગતરામ દવે

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૯૩

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

અંક ૩

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી સપ્ટેમ્બર ૧૯૪૮

વાર્ષિક લવાજમ પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



## ઈસપ અને સોલન

ઈસપના વખતમાં ગ્રીસ દેશમાં સોલન કરીને એક મહાપુરુષ થઈ ગયો. મનુ જેવો મોટો ધર્મશાસ્ત્રી તે હતો. તેનું ડહાપણ આજે પણ યુરોપમાં કહેવતરૂપ ગણાય છે.

એક વાર સોલન અને ઈસપનો મળવાનો પ્રસંગ બન્યો. ઈસપ ગુલામ મટી ગયા પછી લીડિયા પ્રદેશના રાજા નામે ક્રીસસને ત્યાં રહેતો હતો. આ રાજા ભારે ધનવાન હતો. તેની કીર્તિ ખૂબ ગવાતી હતી.

સોલન એક વાર એના દરબારમાં આવી ચડ્યો. રાજા મહારાજાઓને વખાણ અને ખુશામત બહુ વહાલાં લાગે છે. પણ સોલને તો તેને બદલે રાજાને ઉપદેશ આપ્યો કે, 'હે રાજા, રાજપાટ અને એશઆરામ કોઈનાં રહ્યાં છે! એ તો આજ છે અને કાલે નથી!'

રાજાને આવી કડવી વાત ગમી નહીં. તે સોલન પર ચિડાયો, અને સોલન રાજાનો અણમાનીતો થયો.

સોલન જેવા ડાહ્યા માણસને આમ થયું તેથી ઈસપને દુઃખ થયું. તેણે સોલન પાસે જઈને તેને કહ્યું, "ભલા ભાઈ, આપણે યા તો રાજાઓનું નામ ના લેવું જોઈએ; અથવા તો તેમને જ ગમે એવું જ કહેવાનું રાખવું જોઈએ."

સોલને ઈસપને ઉત્તર આપ્યો, "ના; એમ નહીં. આપણે યા તો ચૂપ રહેવું; અથવા તો તેમને ઉપયોગી હોય તેવું કહેવું જોઈએ."

આપણને સવાલ થાય છે કે, આમાં સાચું કોનું માનવું? સોલનનું કે ઈસપનું? સત્તા આગળ શાણપણ ન ચાલે, એમ તો આપણા લોક પણ કહે છે. પણ સોલનની વાત પણ જરાય ખોટી નથી.

ઈશ્વરને કરવું તે, આગળ ઉપર, ખરેખર, સોલનની વાત રાજાને ખરે વખતે ખપ લાગી! રાજા ક્રીસસ પર ઈરાનનો બાદશાહ સાયરસ ચડી આવ્યો, અને તેણે તેને હરાવીને જીવતો બાળી મૂકવાની સજા ફરમાવી.

ક્રીસસને બાળી મૂકવા ચિતા તૈયાર થઈ. તેને એ ઉપર લટકાવવામાં આવ્યો આગ મૂકવાની તૈયારી હતી. ત્યાં તો ક્રીસસે જોરથી બૂમ પાડી, 'સોલન! સોલન!'

સાયરસે પૂછ્યું, 'શું છે? શાની બૂમ મારે છે!'

ક્રીસસ કહે, 'મને એક મહાપુરુષે કહેલી શિખામણ અત્યારે યાદ આવે છે. તેનું નામ સોલન. તેણે કહેલું કે, રાજપાટ તો મિથ્યા છે. તે વખતે મેં એ ગણકાર્યું નહીં. પણ આજે એ યાદ આવ્યું તેથી એને મેં પોકાર્યો.'

આ સાંભળીને સાયરસને થયું, અરેરે, કોક દહાડો મારી પણ આવી વલે ન થાય! આથી તેણે ક્રીસસને છોડી મૂક્યો.

૯-૯-'૪૮ મગનભાઈ દેસાઈ

## ઊગતી ઉંમરની ટેવો

ઊગતી ઉંમરમાં પડેલી ખોટી ટેવો મોટા થતાં કેવું મોટું રૂપ પકડે છે અને તેથી જીવનમાં કેટલું વેઠવું પડે છે તેનો ઘણા માણસોને ખ્યાલ હોતો નથી.

એક વિદ્યાર્થી હંમેશાં ઘણાં કામોમાં મોડો પડતો. રસોડે કદી વખતસર જાય નહીં તેમ શાળામાં હંમેશાં મોડો પડે. મોટો થતાં તેની ટેવ કાયમ રહી અને તે પોતાના કામે કદી વખતસર હાજર થાય નહીં. તેણે દુકાન કરી તો દુકાન કદી વખતસર ઉઘાડે નહીં એટલે તેને દુકાન બંધ કરવી પડી. પછી તે નોકરીએ રહ્યો તો નોકરીએ પણ વખતસર હાજર થાય નહીં એટલે શેઠે તેને રજા આપી.

તેનો એક બીજો મિત્ર એના જેવો જ હતો. તે દૈવજોગે વધારે હોશિયાર હતો એટલે વકીલ થયો. પણ કચેરીમાં કદી વખતસર હાજર થાય નહીં તેથી તેના કેસ નીકળી જતા અને તેના અસીલને નુકસાન થતું. એટલે હોશિયાર હોવા છતાં તેની વકીલાત ચાલી નહીં.

બીજો એક તેનો સાથી પ્રજાકીય આગેવાન થયો. તે કદી સભામાં વખતસર

જાય નહીં અને કોઈ કામ વાયદા પ્રમાણે કરે નહીં. પણ તેની શક્તિ જોઈને પ્રજાકીય સરકારમાં તેને કંઈ જવાબદારીનું કામ સોંપવામાં આવ્યું. તેને અંગે તેને કોઈ અગત્યના કામે બહારગામ જવાનું હતું પણ તે ગાડીએ પહોંચે તે પહેલાં ગાડી ઊપડી ગઈ. તેથી તે કામમાં એટલું નુકસાન થયું કે તેમને એ કામ છોડવું પડ્યું.

આવી બાબતોમાં ઊગતી ઉંમરે ધ્યાન રાખ્યું હોય તો આવા કડવા પ્રસંગો ન આવે.

વિ૦

## આટલી વાત સમજી લઈએ

હવે આપણો દેશ સ્વતંત્ર થયો છે પણ હજુ આપણા મનમાં સ્વતંત્રતા નથી આવી. એથી સ્વતંત્રતાની હવા આપણે નથી માણી શકતા.

સ્વતંત્ર હવાવાળો માણસ એને જે કામ સોંપાય એ દિલ જોડીને અને તન તોડીને કરે છે. પછી એ કામ નાનું હોય કે મોટું હોય, ગમતું હોય કે અણગમતું હોય. એના ઉપર દેખરેખ રાખનારાની જરૂર નથી પડતી. દરેક કામ એ પોતાનું જ હોય એ રીતે કરે છે, આથી એ સારું જ થાય છે. એના ઉપર દેખરેખ રાખનારાઓનું અતિ મોટું ખર્ચ બચી જાય છે અને દેશ કૂદકે અને ભૂસકે આગળ વધે છે.

આપણું ગુલામીવાળું માનસ હજુ કામચોરીમાંથી છૂટ્યું નથી. એથી જ દરેક ખાતામાં કામ કરનારા વધ્યા છે. એ કામ ઉપર દેખરેખ રાખનારા પણ વધ્યા છે પણ પ્રમાણમાં કામનો ઉતારો વધ્યો નથી. આ આપણા દેશનું બહુ ભારે નુકસાન છે. એનો અર્થ એટલો જ છે કે આપણે આપણી પ્રજા તરીકેની પ્રમાણિકતા ગુમાવી છે. પ્રમાણિકતા ગુમાવી હોય એવી પ્રજાની શાખ દુનિયામાં પણ કેટલી વધે?

આપણા દેશની ખાતર અને આપણા પોતાના ભલાની ખાતર પણ આપણે પ્રમાણિકતાને તો પાછી લાવવી જ જોઈએ. દરેક માણસ એની શરૂઆત પોતાની જાતથી કરી દે. આપણે આપણા દરેક વ્યવહારમાં અને દરેક કામકાજમાં પ્રમાણિકતા દાખલ કરી દઈશું તો થોડા દિવસોમાં આપણા દેશની હવા બદલાઈ જશે. આપણો દેશ આખો પ્રમાણિક, આબરૂદાર અને આબાદ બની જશે. આપણે સાચા અર્થમાં સ્વતંત્ર બની જઈશું. સ્વતંત્ર બનવું એટલે જવાબદારી સમજવી. આટલી વાત આજે આપણે સૌ સમજી લઈએ.

બબલભાઈ મહેતા

**લોકજીવન**

સપ્ટેમ્બર ૧૫મી ૧૯૪૮

## આરોગ્ય

[તાજેતરમાં બહાર પડેલા 'આરોગ્યની ચાવી' નામના ગાંધીજીના પુસ્તકમાંથી તેમના જ શબ્દોમાં સંકલિત. મ૦ દે૦]

આરોગ્ય એટલે શરીર સુખાકારી. જેનું શરીર વ્યાધિરહિત છે, જેનું શરીર સામાન્ય કામ કરી શકે છે, એટલે જે મનુષ્ય વગર થાકયે રોજ દશબાર માઈલ ચાલી શકે છે, સામાન્ય મજૂરી થાક વિના કરી શકે છે, સામાન્ય ખોરાક પચાવી શકે છે, જેની ઇન્દ્રિયો અને મન આબાદ છે, એનું શરીર સુખાકારી ભોગવે છે. આમાં મલ્લ શરીરનો કે અતિશય દોડનાર કૂદનારનો સમાવેશ નથી થતો. એવાં અસાધારણ બળ બતાવનારા રોગગ્રસ્ત હોઈ શકે છે. એવા શરીરનો વિકાસ એકાંગી કહેવાય.

ઉપરોક્ત આરોગ્ય જે શરીરને સાધવું છે તે શરીરનો અમુક અંશે પરિચય આવશ્યક છે.

* * *

શરીરનો વ્યવહાર દશ ઇદ્રિયો અને મનની ઉપર આધાર રાખે છે. દશ ઇન્દ્રિયોમાં પાંચ કર્મેન્દ્રિય છે અને પાંચ જ્ઞાનેન્દ્રિય. પાંચ કર્મેન્દ્રિય તે હાથ, પગ, મોં, જનનેન્દ્રિય અને ગુદા. જ્ઞાનેન્દ્રિય તે સ્પર્શ કરનારી ત્વચા, જોનારી આંખ, સાંભળનારા કાન, વાસ ઓળખનારું નાક અને સ્વાદ કે રસ ઓળખનારી જીભ. મન વડે આપણે વિચાર કરીએ છીએ. કોઈ મનને અગિયારમી ઇન્દ્રિય તરીકે ઓળખાવે છે. આ ઇન્દ્રિયોનો વહેવાર સંપૂર્ણ ચાલતો હોય ત્યારે મનુષ્ય આરોગ્ય ભોગવે છે એમ કહેવાય. એવું આરોગ્ય કોઈકને જ સાંપડતું જોવામાં આવે છે.

* * *

શરીરની અંદર જે અદ્ભુત ક્રિયાઓ ચાલે છે તેની ઉપર ઇન્દ્રિયોની સુખાકારીનો આધાર છે. શરીરમાં રહેલાં બધાં અંગો નિયમનમાં રહે તો વ્યવહાર સુંદર ચાલે, એક પણ અંગ અટકે તો ગાડી અટકી પડે. તેમાંય હોજરી પોતાનું કામ બરાબર ન કરે તો તો શરીર ઢીલું થઈ જાય છે. તેથી અપચો કે બંધકોષને જે અવગણે છે તે શરીરના ધર્મ નથી જાણતા. અનેક રોગો એમાંથી ઉત્પન્ન થાય છે.

હવે શરીરનો ઉપયોગ શો તે વિચારીએ.

હરેક વસ્તુનો સદુપયોગ કે દુરુપયોગ હોઈ શકે છે. આ નિયમ શરીરને વિષે પણ લાગુ પડે છે. શરીર સ્વાર્થ કે સ્વચ્છંદને સારુ વપરાય તો તેનો દુરુપયોગ થયો. એ જગતમાત્રની સેવા અર્થે વપરાય, તે વડે સંયમ સધાય તો તેનો સદુપયોગ થયો. મનુષ્યશરીરને જો આપણે આત્મા, જે પરમાત્માનો અંશ છે, તેની ઓળખ કરવા વાપરીએ તો તે આત્માને રહેવાનું મંદિર બને છે.

## કાપડની માપબંધી

સરકારે હિંદની કાપડમિલોમાં પેદા થતું બધું કાપડ પોતાને હસ્તક લઈ કાપડની માપબંધી દાખલ કરવાનું નક્કી કર્યું છે. સરકારને આમ કરવાની જરૂર કેમ પડી?

હમણાં થોડાક વખત પર સરકારે કંટ્રોલ એટલે કે અંકુશોની નીતિ ધીમે ધીમે બંધ કરવાનો નિર્ણય કર્યો હતો અને તેથી હિંદનાં થોડાંક શહેરો બાદ કરતાં બધેથી અનાજની માપબંધી કાઢી નાખીને તેની હેરફેર તથા ભાવો અંગેના અંકુશો તેણે રદ કર્યા હતા. એ જ રીતે કાપડની હેરફેર તથા તેના ભાવોને અંગેના અંકુશો પણ તેણે હળવા કર્યા હતા. એનું પરિણામ એ આવ્યું કે થોડા જ વખતમાં કાપડના ભાવો આસમાને ચડી ગયા અને સામાન્ય સ્થિતિના માણસોને માટે પણ જરૂરી કાપડ ખરીદવાનું મુશ્કેલ થઈ પડ્યું. તો પછી ગરીબોની તો વાત જ શી? આ પરિસ્થિતિ ટાળવાને અને પ્રજાને વાજબી ભાવે કાપડ મળી શકે એટલા માટે સરકારે કાપડની માપબંધી શરૂ કરવાનો નિર્ણય કર્યો છે.

પણ અંકુશો દૂર થતાં વેંત કાપડના ભાવો ઊંચા કેમ ચડી ગયા? અને એનો ઉપાય શું?

વાત આમ છે. હિંદની કાપડની મિલો જેટલું કાપડ પેદા કરે છે તેના કરતાં તેની માગ ઘણી વધારે છે. હવે, જે વસ્તુની માગ કરતાં તેની છત ઓછી હોય તેના ભાવ અવશ્ય ઊંચા ચડવાના જ. દાખલા તરીકે બજારમાં ૫૦૦ ધોતીજોટા છે અને તેના ઘરાકો ૮૦૦ છે. હવે દરેક ઘરાક પોતાને જોઈતો ધોતીજોટો ખરીદી લેવા ઇંતેજાર હોય છે. આથી વધારે ભાવ આપીને પણ ધોતીજોટો વસાવી પોતાની એ જરૂરિયાતને વિષે તે નિશ્ચિંત થવા માગે છે. આમ ધોતીજોટા વસાવી લેવાની હરીફાઈ ચાલે છે. પરિણામે તેના ભાવ ઊંચા ચડે છે. અને જેઓ એટલો ભાવ આપી શકે તેમને ધોતીજોટા મળે છે અને બાકીનાને તે મળી શકતા નથી. સરકારનો અંકુશ હતો ત્યાં સુધી એ ભાવો કૃત્રિમ રીતે દબાઈ રહ્યા પણ એ અંકુશો દૂર થતાંની સાથે કમાન છટકી અને કાપડના ભાવો એકદમ ઊંચા ચડી ગયા.

આમ આટલા ઊંચા ભાવે જેઓ કાપડ ન ખરીદી શકે તેમણે શું કરવું? ઉઘાડા ફરવું? આ પરિસ્થિતિ ગંભીર છે અને સૌએ એનો વિચાર કરવો જોઈએ.

ત્યારે એનો ઉપાય શો? માપબંધી એ એનો કાયમી ઉપાય નથી, ન હોવો જોઈએ. એનો સીધો અને સાદો ઉપાય ગાંધીજીએ આપણને બતાવ્યો છે. એ છે કાપડની બાબતમાં સ્વાવલંબી બનવાનો.

આપણે ગરીબ પ્રજા છીએ. છેલ્લી ગણતરી પ્રમાણે આપણી માથાદીઠ આવક

૫૯ રૂપિયા છે. આટલી જૂજ આવકમાંથી સોંઘે ભાવે પણ તૈયાર કાપડ લેવાનું આપણને ન પાલવે. એટલે રેંટિયાને અપનાવીને કાપડની બાબતમાં સ્વાવલંબી બનવામાં જ આપણો ઉગારો છે. અને એને માટે આપણી પાસે બધી અનુકૂળતાઓ છે. આપણે ઘર આંગણે જોઈએ તેટલો કપાસ પાકે છે, વરસમાં કેટલાક મહિના આપણને સારી પેઠે નવરાશ હોય છે. આ બંને વસ્તુના સદુપયોગથી આપણું આર્થિક સંકટ ટળી શકે એમ છે.

મણિભાઈ દેસાઈ

## એક અભણ મદ્રાસીની વીતકકથા

ગોરૈયા રામૈયા નામનો એક મદ્રાસી હતો. એ એક અભણ ખેડૂત હતો. એ ફક્ત એની તેલુગુ ભાષામાં વાતચીત કરી જાણતો. બીજી કોઈ ભાષા એને આવડતી નહીં કે એની ભાષામાંય એને કશું લખતાંવાંચતાં આવડતું નહીં.

એનો દીકરો અમદાવાદની મિલમાં નોકરી કરતો હતો. એક વખત એ એના દીકરાને મળવા માટે અમદાવાદ જવા નીકળ્યો. ગાડીમાં એની ભાષા ન જાણનારાઓ સાથે એ વાતચીત તો શી રીતે કરે? પણ જરૂરી પૂછપરછ એ હાવભાવ અને ઇશારતોથી કરી લેતો. પણ એ રીતે કેટલીક વાર ગોટાળો પણ વળે છે. એવો ગોટાળો આ ગોરૈયા રામૈયાનો પણ વળ્યો. એ આણંદ સ્ટેશનને અમદાવાદ ધારીને ત્યાં ઊતરી પડ્યો. આણંદમાં મિલની તપાસ કરતાં એને કોઈએ પોલ્સન ડેરી પાસે પહોંચાડ્યો. ત્યાં એનો કોણ ભાવ પૂછે? એક ગરીબ અજાણ્યો અને અભણ માણસ! તેલુગુ સિવાય બીજી કોઈ ભાષાનો શબ્દ જાણે નહીં! એનું શું થાય? એ ભૂલો પડ્યો.

પોલ્સન ડેરીએથી એ રાવળાપુરાને માર્ગે ચડી ગયો. એની આગળ આગળ પાંચ છ ગધેડાં જતાં હતાં. થોડે ગયા પછી પેલાં ગધેડાંઓનો માલિક ગધેડાં શોધવા માટે પાછળ આવ્યો. એણે ગોરૈયા રામૈયાને ગધેડાંનો ચોર માનીને એને પકડ્યો અને પોલીસને હવાલે કર્યો. પોતાની નિર્દોષતા પુરવાર કરવા માટે તેની ભાષામાં તે પોલીસને ઘણું સમજાવે. પણ એની તેલુગુ ભાષા કોણ સમજે? એના કાલાવાલા અને હાવભાવ ઢોંગમાં ખપતા હતા. પછી એ છૂટે ક્યાંથી?

છેવટે એ બિચારા ઉપર કેસ મંડાયો અને એને કાચી જેલમાં પૂરવામાં આવ્યો. સાડા ત્રણ મહિને એની મુદત નીકળી અને મૅજિસ્ટ્રેટ સાહેબ સામે એને તહોમતદારના પિંજરામાં ખડો કરવામાં આવ્યો. એટલું સારું થયું કે મૅજિસ્ટ્રેટ સાહેબે એની કેફિયત જાણવા માટે એ વખતે એક તેલુગુ ભાષા જાણનારો દુભાષિયો હાજર રાખ્યો હતો. એની સાથેના સવાલજવાબ અને કેફિયત ઉપરથી મૅજિસ્ટ્રેટ સાહેબને ખાતરી થઈ કે આ તો એક નિર્દોષ, અભણ અને પર પ્રાન્તનો

પ્રવાસી છે અને વગર ફ્રૅાકટનો ટિપાઈ ગયો છે. એમણે એને નિર્દોષ જાહેર કરીને છોડી મૂક્યો.

પણ સાડા ત્રણ મહિના સુધી એ બિચારાને કાચી જેલમાં સડવું પડયું. આજના અશાંત જમાનામાં એનાં કુટુંબીજનો આ સાડા ત્રણ મહિના સુધી કેવી ચિંતામાં પડયાં હશે?

જો એ ભણેલો હોત તો એના દીકરાને એની ભાષામાંથી એકાદ પત્ર લખી શકયો હોત અને આ કરુણ કાંડમાંથી એ વહેલો ઊગરી ગયો હોત. પણ એ તો બિચારો અભણ હતો. એનું અભણપણું એને પૂરેપૂરું નડયું.*

બબલભાઈ મહેતા

## પૂરું થતું પખવાડિયું

હિંદી સરકારે હૈદરાબાદ રાજ્યમાંના રઝાકારોના ખાનગી લશ્કરી દળને તત્કાળ વિખેરી નાખવાને તથા રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા ફરીથી સ્થાપવા માટે જરૂરી લાગે એટલું પોતાનું લશ્કર પહેલાંની જેમ સિકંદરાબાદમાં રાખવાની અનુકૂળતા કરી આપવા માટે નિઝામને તાકીદ આપી છે.

મહિનાઓ સુધી ના પાડયા પછી પોતાનું લશ્કર કાશ્મીરની ભૂમિ પર હોવાનું પાકિસ્તાનની સરકારે કબૂલ કર્યું છે. આ કબૂલાતથી જૂઠાણાં અને છળકપટ પર રચાયેલો પાકિસ્તાનનો કેસ તૂટી પડે છે.

સંયુક્ત રાષ્ટ્રોના સંઘે કાશ્મીરના પ્રશ્નનો તોડ કાઢવા માટે નીમેલા કમિશને હિંદ આવીને યુદ્ધવિરામ માટે રજૂ કરેલી દરખાસ્તો સુલેહશાન્તિના ધ્યેયને આગળ ધપાવવાની અને એ રીતે સંયુક્ત રાષ્ટ્રોના સંઘની સંસ્થાના સિદ્ધાંતોને ટેકો આપવાની તથા એ સંસ્થાની પ્રતિષ્ઠા વધારવાની પોતાની હૃદયપૂર્વકની ઇચ્છાથી પ્રેરાઈને હિંદી સરકારે માન્ય રાખી છે. પાકિસ્તાનની સરકારે વાસ્તવમાં એ માન્ય રાખી નથી.

તાજેતરમાં નવી દિલ્હી ખાતે મળેલી કૉંગ્રેસની કારોબારી સમિતિની બેઠકમાં સૌરાષ્ટ્ર, કચ્છ તથા વડોદરા રાજ્યનો ગુજરાત પ્રાન્તિક સમિતિમાં સમાવેશ કરવાનો નિર્ણય કર્યો છે.

વડી ધારાસભાએ કારખાનાંઓમાં કામ કરતા મજૂરોને અંગે એક કાયદો પસાર કર્યો છે. એમાં કોઈ પણ કારખાનામાં કામ આપતાં પહેલાં મજૂરના જીવનની સલામતી તથા તંદુરસ્તી સચવાય એવા પ્રકારની ગોઠવણ કરવાનું કારખાનાના માલિકને જણાવવામાં આવ્યું છે. એ કાયદાની બીજી જોગવાઈઓ નીચે મુજબ છે:

અત્યાર સુધી ૧૨ વરસની ઉંમરનાં છોકરાંઓને કારખાનાઓમાં નોકરીએ રાખવાની છૂટ હતી. હવે પછી ૧૪ વરસ પૂરાં કર્યાં હોય તેમને જ કારખાનામાં કામે લગાડી શકાશે. તેમના કામના કલાક પાંચ હતા તે ઘટાડીને સાડાચાર કરવામાં આવ્યા છે. સ્ત્રીઓને રાત્રે દશ વાગ્યા પછી કારખાનામાં કામે ન લગાડી શકાય.

આ કાયદો આવતા એપ્રિલ માસની પહેલી તારીખથી અમલમાં આવશે.

વડી સરકારના કેળવણી ખાતાએ પ્રાંતિક સરકારો તથા યુનિવર્સિટીઓને કૉલેજોના અભ્યાસમાં શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીને બદલે ધીમે ધીમે પ્રાન્તની ભાષા દાખલ કરતા જવાની વિનંતી કરી છે.

* આ સાચી બનેલી વાત છે.

વડી ધારાસભાએ હિંદને માટે એક પ્રાદેશિક લશ્કર ઊભું કરવાનો કાયદો કર્યો છે. એ કાયદાની રૂએ આરંભમાં ૧,૩૦,૦૦૦નું લશ્કર ઊભું કરવામાં આવશે. એનું કાર્ય કટોકટીની વેળાએ સ્થાનિક રક્ષણ કરવાનું રહેશે વળી વ્યવસ્થિત લશ્કરને સૈનિકો પૂરા પાડવાના સાધન તરીકે પણ એ કામમાં આવશે. દેશના જુવાનોને પોતાના મુલકના રક્ષણની તાલીમ આપવાને પણ એ કાયદાનો એક આશય છે.

મ૦

## ગંદકી

આપણા દેશને વળગેલી પાંચ બલાઓ તે કઈ, એ ગયે વખતે આપણે જોયું. તેમાંની પહેલી બલા પરદેશી રાજની; તે સૌથી હઠીલી અને પાકે પાયે બેઠેલી પનોતી જેવી હતી. તે બલા ટળી છે. એટલે બાકીની બધી ઝપાટામાં જવી જોઈએ.

બીજી બલા ગંદકી અને રોગ છે. જ્યાં ગંદકી હોય ત્યાં રોગ તો થાય જ. એટલે રોગને મારવા માટે પણ ગંદકી કાઢવી જોઈએ.

કોઈ કહેશે, આ તે કેવી વાત કરો છો! ગંદકી તે કોઈને ગમતી હશે? એને કોણ ન કાઢે?

વાત સાવ સાચી છે. છતાં આપણને ગંદકી એક બલા જેવી વળગી છે, એ ખરી વાત છે. દુનિયામાં આપણી ગંદકી કહેવત જેવી થઈ ગઈ છે. આપણે આપણાં ઘર વાળીઝૂડી ચોખ્ખાં રાખીએ છીએ; પણ ત્યાંથી આપણે અટકીએ છીએ. આપણા આંગણાની હદ વટાવી કે જાણે ગંદકીનું રાજ્ય શરૂ થાય છે! આપણી શેરી, ફળિયું, ગામ, પાદર ગંદાં જ હોય છે. આપણે જ ત્યાં કચરો નાંખીએ છીએ; છોકરાંને ત્યાં જ બેસાડીએ છીએ, સૌ પેશાબ કરીએ છીએ; અને ઢોરનાં છાણ, મૂતર જ્યાંત્યાં પડેલાં હોય છે. આને વાળીને વગે કરવાનું કામ કોઈનું ગણાતું નથી. શેરી કે ફળિયું-યા પાદર એ કાંઈ ગામની કચરાપેટી નથી; ને કાંઈ જાજરૂ પેશાબખાનું કે ઉકરડો નથી.

આવું જોઈને બહારના લોકો પૂછે છે, આ લોકોને શું નાક નથી? એમને એ કેમ ગંધાતું નથી? એમને શું આંખ નથી? તેમને આવું જોવાનું કેમ ગમતું હશે? ગંદી શેરીઓમાં એમને ચાલવું કેમ ફાવે છે? ગંદકીની સૂગ નહીં આવતી હોય?

આપણાં ગામનાં પાદરો વિષે આવતી વેળાએ.

૭-૯-'૪૮ મગનભાઈ દેસાઈ

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૪

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી ઑક્ટોબર ૧૯૪૮

વાર્ષિક લવાજમ પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



## 'ગયા ગયા એ દિવસો અમારા!'

[ રેંટિયાબારસ અથવા પૂજ્ય બાપુજીનો જન્મદિવસ આવતી ભાદરવા વદ બારસ ને ગુરુવારે આવે છે.]

બાપુજી પરદેશમાંથી તાજા જ આવ્યા હતા. કોચરબ ગામ પાસે એક બંગલામાં આશ્રમ કરીને રહેતા હતા. ત્યાંના થોડાક દેખાવો યાદ આવે છે.

**૧. ઘંટી દળતા બાપુજી**

હજુ 'નવજીવન' કાઢ્યું નહોતું. હજુ 'હરિજન' પણ કાઢ્યું નહોતું. વહેલી સવારમાં પાનાં ભરીને લેખો લખવાના નહોતા.



ગાંધીજી

તે દિવસોમાં તો બાપુજી રોજ સવારે ઘંટી પર દળવા બેસતા. ચાર પાંચ ઘંટીઓ ધમધમ ફરતી. એક ઉપર બાપુજી દળે, બીજી ઘંટીઓ ઉપર બીજા. કોઈ બાપુજીની સામે બેસીને પણ દળીએ. વાતો કરતા જઈએ અને દળતા જઈએ.

મોટા મોટા મહેમાનો આવે તે પણ ઘંટી વખતે હાજર થઈ જાય અને બાપુજી સાથે દળવા બાઝી જાય. તેમને બેવડો લાભ મળી જતો. સેવાનો લાભ પણ મળે અને પોતાનું કામ હોય તે પણ

થઈ જાય. સાથે સાથે બાપુજી એમને દળવાની કળા પણ શીખવી દે.

૨. ખાંધે બિસ્તરો

બાપુજીએ હજુ જાહેર લડતોમાં ઝુકાવ્યું નહોતું. એમને રાત દહાડો મુસાફરી કરવી પડતી નહોતી. કયારેક ગામ જવાનું થાય તો મોટરની ગરજ નહોતી.

આશ્રમથી સ્ટેશન ચાર માઈલ છેટું હતું. પણ બાપુજી ચાલીને જતા. બગલ-થેલો ખભે ભરાવી લે અને બિસ્તરો ખાંધે ઉપાડી લે. સાથીઓ સાથે વાતો કરતા જાય અને સરસરાટ રસ્તો કાપે.

૩. બાપુજીના હાથનું ભોજન

બાપુજીની કાયા હજુ કાચ જેવી થઈ ગઈ નહોતી. તે દિવસોમાં તેઓનો ખોરાક આપણા જેવો સામાન્ય જ હતો. ઘેંશ, થલી, રોટી બધું જ પોતે ખાઈ શકતા.

તે દિવસોનાં પીરસવાનું કામ તો બાપુજીનું જ. એક મોટા ટેબલ ઉપર તપેલાં ગોઠવ્યાં હોય. બાપુજી કડછી લઈને તૈયાર થઈ જાય. થાળી વાડકા લઈને એક પછી એક જઈએ, અને બાપુજી પ્રેમથી સૌને પીરસે મરચા મસાલા વગરનું એ અન્ન પણ ઘણું જ મીઠું લાગતું. બાપુજી પોતે પીરસે પછી કેમ ન લાગે?

જુગતરામ દવે

## ગામનું પાદર

આપણા ગવર્નર-જનરલ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારીજીનું નામ સૌએ સાંભળ્યું હશે. તે મોટા બાહોશ અને ચકોર માણસ છે; ભારે વિનોદી પણ છે. તેમણે આપણાં દેશનાં ગામડાંના પાદર વિષે એક ટુચકો કહ્યો હતો એ સાંભળીને આપણને આપણાં ગામડાં વિષે જરા ઓછું આવે એમ બને; પણ તે ટુચકાની વાત ખરી છે એમ કબૂલ કરવું પડે.

બે મિત્રો જતા હતા. ચોતરફ મજાનાં ખેતરો અને લીલાં લીલાં ઝાડ પથરાયાં હતાં. એવી કુદરત જોઈને કોની આંખ ના ઠરે? આનંદથી વાતો કરતા બેઉ જણ જતા હતા. જાણે કુદરતના બાગમાં તે ફરતા હતા!

થોડુંક ચાલ્યા પછી એક મિત્રે ઓચિંતું કહ્યું, 'અરે! આ શાની ગંધ આવે છે?'

સાથેના મિત્રે કહ્યું, 'અરે, આટલું ન સમજાયું? આ નરકની ગંધ છે. આવી ગંધ આવે કે જાણવું કે હિંદનું ગામડું પાસે છે!'

સાચે જ, ગામમાં પેસતાં નરકની ગંધ ન આવે એવું ગામડું હશે?

અને ગામના પાદરની બીજી નિશાની ઉકરડો હોય છે. ગામ ફરતે આપણે ઉકરડા નાખીએ છીએ. ગામની અંદર

તો કચરો હોય જ આ જોઈ એક અંગ્રેજે કહ્યું કે, 'હિંદનાં ગામડાં ઉકરડા ઉપર વસે છે કે શું?' આ ટીકા ગાંધીજી હમેશ યાદ કરાવતા અને કહેતા કે તે ખોટી પાડવાને ખાતર પણ આપણે આપણાં ગામડાં સુધારવાં જોઈએ. ગામનું પાદર આપણા ગામની શોભા વધારે એવું હોવું જોઈએ. ત્યાં છોકરાંને રમવા માટે રૂપાળું મેદાન હોય; મોટેરાંને સાંજે બેસવાને માટે મજાની ખુલ્લી ચોરા જેવી જગા હોય; ગામની સભા ત્યાં મળી શકે. આવું રૂપાળું પાદર હવે દરેક ગામમાં થવું જોઈએ.

૨૬-૯-'૪૮ મગનભાઈ દેસાઈ

## બે વેપારી

કાશીમાં બે વેપારી રહેતા હતા. એક વિચારીને કામ કરનારો હતો; અને બીજો અવિચારી હતો.

વેપારમાં બંને પાવરધા હતા. પાંચસો પાંચસો ગાડાંમાં કીમતી બનારસી માલ ભરીને તેઓ વણજાર કાઢતા; અને દૂર દેશાવરમાં જઈ ભારે કમાણી કરી આવતા.

એક વખત બંનેને દૂરના એક દેશમાં સાથે જવાનો વિચાર થયો. ત્યાં જતાં રસ્તામાં સાઠ જોજન લાંબું-પહોળું એક રણ આવતું હતું; તેમાં માણસને ખાનારા માયાવી રાક્ષસો સિવાય બીજું કોઈ રહેતું નહીં.

બંને જણાએ માલ ભરીને ગાડાં તૈયાર કરાવ્યાં તથા સાથે હથિયારબંધ ચોકીદારો લીધા.

પેલા વિચારીને કામ કરનારાને લાગ્યું કે, અમે બંને જણ સાથે જઈશું, તો બહુ હેરાન થઈશું. રસ્તો પણ ભાગી જશે, અને બળદોને ઘાસચારાની તથા માણસોને બળતણપાણીની બહુ તકલીફ પડશે.

તેણે જઈને પેલા અવિચારીને કહ્યું, આપણે બંનેએ સાથે જવું ઠીક નથી. તું પહેલો જા, નહિ તો હું પહેલો જાઉં.

પેલાને થયું કે હું પહેલો જાઉં તો રસ્તો સારો હોય, ઘાસ પણ ઊગેલું હોય, ફળમૂળ પણ ન તોડેલાં હોય, પાણી પણ ડહોળાયું ન હોય, અને મારા માલનો ભાવ પણ હું જ ઠરાવી શકું. તેણે કહ્યું, "હું પહેલો જઈશ!"

વિચારવાળાને પછી જવામાં પણ લાભ દેખાયો. રસ્તાના ખાડાટેકરા ઘસાઈને સપાટ થયા હોય; ઘરડું ઘાસ ખવાઈ જતાં નવું કોમળ ઘાસ ફૂટ્યું હોય; ફળમૂળ પણ ફરી નવાં બેઠાં હોય; અને પાણી માટે ખોદેલા વીરડા પણ તૈયાર મળે! તેણે કહ્યું: "ભલે, હું પછી જઈશ!"

પેલા અવિચારીનો કાફલો આગળ ચાલ્યો. જ્યારે વસ્તી પૂરી થઈ, અને રણમાં દાખલ થવાનું આવ્યું, ત્યારે તેણે વધારાનાં ગાડાંમાં પાણીની મોટી કોઠીઓ ભરી લીધી. ધીમે ધીમે તે રણની અધવચ આવી ગયો.

, ત્યાં રહેતા રાક્ષસે વિચાર્યું કે, આ બધા સાથે સામા લડવા કરતાં, તેમનું પાણી ઢોળાવી 'દઉં', તો પછી તરસે તરફડતાં તેમને સહેલાઈથી મારી શકાશે! તેણે માયા વડે એક રથ ઊભો કર્યો. તેને જુવાન ધોળા બળદ જોડેલા હતા. તેમાં તે બેઠો અને સાથે દશબાર નોકરો લીધા. તે સૌના હાથમાં કમળો હતાં, અને તેમના ડાંડલા તથા કાકડી ખાતા ખાતા તેઓ ચાલતા હતા. તેમના કેશ તથા કપડાં ભીનાં હતાં. રથનાં પૈડાં પણ કાદવથી તાજાં ખરડાયેલાં દેખાતાં હતાં.

પવન સામેથી વાતો હોય ત્યારે કાફલાનો આગેવાન હંમેશાં આગળ રહે; જેથી તેને બધાંની પગરજ ખાવી ન પડે. પેલા રાક્ષસે આગળના ગાડામાં બેઠેલા શેઠને જોઈ 'જે' 'જે' કર્યા. વાતવાતમાં ખબરઅંતર પૂછતાં રાક્ષસે કહ્યું, અહીંથી તરત જ આગળ હવે ભીનો મુલક આવે છે. ત્યાં રોજ વરસાદ વરસે છે, અને તળાવ–સરોવર પાણીથી ભરેલાં જ રહે છે. જુઓને, અમે બધા પલળીને આવીએ છીએ. માટે તમારે પાણીની કોઠીઓનો ભાર સાથે રાખવાની જરૂર નથી. ભાર ઓછો હશે તો જલદી આગળ વધી શકશો.'

પેલા અવિચારીએ તો આ સાંભળી, રાજી થઈ, બધી કોઠીઓ ફોડાવી નાખી, અને વેગથી આગળ વધવા માંડ્યું. પણ દૂર દૂર ગયા છતાં ક્યાંય પાણી ન આવ્યું! છેવટે તરસના માર્યા સૌ તરફડવા લાગ્યા, ત્યારે પેલા રાક્ષસે તે સૌને મારી નાખ્યા.

આવચારીને નીકળ્યે છ અઠવાડિય પૂરાં થયાં, ત્યાર પછી પેલો વિચારવાળો વેપારી પોતાના કાફલા સાથે નીકળ્યો. રણ આવવાનું થતાં તેણે તેની લંબાઈ પહોળાઈની બધી ખબર પૂછી લીધી અને કોઠીઓમાં ખૂબ પાણી ભરાવી લીધું. તેનો કાફલો રણની અધવચ આવ્યો ત્યારે તેને પણ પેલો રાક્ષસ પહેલાંની પેઠે આવીને સામો મળ્યો. પણ તે બોલે ત્યાર પહેલાં જ વિચારવાળો શેઠ સમજી ગયો કે, હજુ આ રણ ત્રીસ જોજન બાકી છે; તેમાં ક્યાંય પાણી નથી; છતાં આ બધા ભીના દદડતા અને કમળ કાકડીઓ ખાતા દેખાય છે તે જરૂર માયા જ હોવી જોઈએ. તેથી તે રાક્ષસે ઘણું કહ્યા છતાં, તેણે પાણી ઢોળાવી નાખ્યું. તેણે એટલું જ કહ્યું કે, ભલે તાજું પાણી આવશે ત્યારે આ વાસી પાણી ઢોળીને નવું ભરી લઈશું'!

રાક્ષસ થાકીને પાછો ચાલ્યો ગયો ત્યારે ગાડાંવાળાઓ શેઠને કહેવા લાગ્યા કે આગળ પાણી અને વરસાદ નજીક જ છે, તો પછી આ કોઠીઓનો ભાર શું કામ ખેંચવો? એ ભાર ઓછો થાય તો જલદી મુસાફરી કરી શકાય.

શેઠે પૂછ્યું: "આ રણમાં અધવચ રોજ વરસાદ પડે છે. અને કમળથી ભરેલાં સરોવરો આવે છે એવું તમે પહેલ

કદી સાંભળ્યું હતું?" "ના જી, આ તો નપાણિયું રણ કહેવાય છે!" "ઠીક, વરસાદ વરસતો હોય તો તેનો ભીનો પવન કેટલા ગાઉ જાય?" "ચાર ગાઉ સવા!" "તો તમારામાંના કોઈને શરીરે ભીનો વા લાગ્યો ખરો?" "ના જી." "વરસતા વાદળની ટોચ કેટલા ગાઉથી દેખાય?" "ચાર ગાઉથી!" "તમને કોઈને વાદળની જરા જેટલી ટોચ સામે દેખાય છે?" "ના જી." "તો પછી, આ બધાં દદડતાં કપડાં, તાજા કાદવવાળાં પૈડાં અને કમળના ડાંડલા તથા કાકડીઓ એ બધું સાચું શી રીતે હોય? આપણે પાણી ઢોળી દઈએ, અને તરસથી મરવા પડીએ ત્યારે આવીને આપણને મારી ખાવાનો આ તો પેંતરો છે. આપણી આગળ ગયેલો શેઠ વિચારીને ચાલનારો નહોતો; એટલે મને લાગે છે કે, તે જરૂર છેતરાયો હશે, અને પાણી ઢોળી દઈ નાશ પામ્યો હશે. તેનાં પાંચસોય ગાડાં રસ્તામાં જ પડયાં હોવાં જોઈએ."

અને થયું પણ એમ જ. થોડે દૂર જતાં જ તેમને પાંચસોય ગાડાં મળ્યાં. તેમનાં માણસો અને જાનવરોનાં હાડકાં આમતેમ વેરાયેલાં હતાં.

વિચારીને ચાલનારા શેઠે પોતાનાં જે ગાડાં ખખડી ગયાં હતાં તેમને બદલે પેલાંમાંથી સારાં મજબૂત ગાડાં બદલી લીધાં; તથા જગા રોકનારા અને વજનદાર માલની જગાએ પેલાં ગાડાંમાંથી કીમતી માલ ભરી લીધો. થોડા દિવસમાં જ તે રણ પાર કરી ગયો; અને સારે નફો કરી, હેમખેમ પોતાને દેશ પાછો ફર્યો.

એ શેઠ જ પછીના જન્મોમાં પણ ડહાપણ અને સદાચાર વધારતો વધારતો છેવટે ભગવાન બુદ્ધ થયો. તેમના જુદા જુદા જન્મોની આવી બીજી કથાઓ આપણે એક પછી એક જોઈશું.

ગોપાળદાસ પટેલ

## પ્રૌઢવાચન

• ગામ ભજન સંગ્રહ — પ્રકાશક: કલ્યાણજી વિ. મહેતા, માનદ મંત્રી, ગુ. પ્રૌઢશિક્ષણ સમિતિ, દરિયામહેલ, સુરત. કિંમત ચાર આના.

ગુજરાત પ્રૌઢશિક્ષણ સમિતિએ નવાં વાંચતાં લખતાં શીખેલાં પ્રૌઢોને ઉપયોગી થાય એવાં પુસ્તકોની એક ગ્રંથમાળા કાઢવાનું ઠરાવ્યું છે. એ ગ્રંથમાળાનું આ પહેલું પુસ્તક છે.

એમાં નાનાંમોટાં સૌને રસ પડે એવાં દેશભક્તિનાં અને ઈશ્વરભક્તિનાં ગીતો આપવામાં આવ્યાં છે. મોટા ભાગનાં ગીતોની ભાષા સરળ છે અને મોટાં બીબાંમાં છાપવામાં આવ્યાં હોવાથી થોડું લખીવાંચી જાણનાર પણ તે હોંશે વાંચી શકે એમ છે. વળી એ ગીતો સહેલાઈથી ગાઈ શકાય એવા સાદા ઢાળમાં હોવાથી મોઢે કરવા જેવાં છે, જેથી કરીને દિલ ચાહે ત્યારે તે ગાઈ શકાય. કામ કરતી વખતે એ લલકારવાથી કામનો વેગ વધશે અને તેની તાણ ઓછી પહોંચશે.

મ○ ભ○ દે○

**લોકજીવન**

ઑક્ટોબર ૧લી ૧૯૪૮

## રેંટિયાબારશ

ભાદરવા વદ બારશ આપણે માટે એક મંગળ દિવસ છે અને તે આપણો રાષ્ટ્રીય તહેવાર બની ગયો છે. એ તહેવાર વરસોથી આપણે ભક્તિભાવપૂર્વક ઊજવતા આવ્યા છીએ. એ આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીનો જન્મદિવસ છે. એ દિવસ રામનવમી અને જન્માષ્ટમીની પેઠે અગણિત વરસો સુધી ઊજવાતો રહેશે.

સદીઓથી પરાધીનતામાં સબડતી આપણી પ્રજામાં ગાંધીજીએ સ્વરાજની ચેતના પ્રગટાવી, આપણને સ્વરાજને માર્ગે વાળ્યા તથા સ્વાતંત્ર્ય માટેની આપણી લડતની દોરવણી કરી આઝાદીની અંતિમ મજલે આપણને પહોંચાડ્યા.

પોતાની પ્રજામાં આઝાદીની ચેતના જગાડી તેને આઝાદીની છેવટની મજલ સુધી પહોંચાડનારા દેશભક્તોનાં ઘણાં ઉદાહરણો આપણને દુનિયાના ઇતિહાસમાંથી મળે એમ છે. પણ ગાંધીજીએ આપણે માટે એથી વિશેષ કર્યું છે. લાંબા કાળની પરાધીનતાને કારણે આપણી પ્રજાની આર્થિક, રાજકીય, સામાજિક તેમ જ નૈતિક પાયમાલી થઈ હતી, આપણે આપણું સ્વત્વ ગુમાવી બેઠા હતા તથા પશ્ચિમની સંસ્કૃતિની ભભકથી અંજાઈને આપણી સંસ્કૃતિના પાયાના આદર્શો વિષેની આપણી શ્રદ્ધા ડગવા લાગી હતી.

આ પરિસ્થિતિમાં ગાંધીજીએ આપણને સ્વરાજનો માર્ગ બતાવ્યો એટલું જ નહીં પણ આપણી સંસ્કૃતિના મૂળભૂત આદર્શોને આપણા જીવનકાળ દરમ્યાન પ્રત્યક્ષ તેમણે જીવી બતાવ્યા અને તેમને વિષેની આપણી શ્રદ્ધા દૃઢ કરી.

વળી પરાધીનતાના કાળ દરમ્યાન આપણી અનેકવિધ પાયમાલી થઈ હતી તેમાંથી આપણો ઉદ્ધાર કરવાનો માર્ગ પણ તેમણે આપણને બતાવ્યો. એ માર્ગ તે તેમણે સૂચવેલો રચનાત્મક કાર્યક્રમ. એ રચનાત્મક કાર્યક્રમના કેન્દ્રમાં ગાંધીજીએ રેંટિયાને મૂક્યો છે કેમ કે આપણા તેમ જ જગતના બધા રોગોનો ઇલાજ તેમણે રેંટિયામાં જોયો.

આથી તે સદાયે આપણને રેંટિયાને અપનાવવાનો આદેશ આપતા હતા. રેંટિયા માટેની તેમની લગની એટલી બધી હતી કે પોતે ગમે તેવા કામમાં રોકાયા હોય, માંદા હોય કે ઉપવાસ પર હોય તોયે કાંતવાનું તે કદી ચૂકતા નહીં. આ રીતે ઉપદેશ અને આચરણ બંને રીતે તે હમેશાં આપણને રેંટિયાનો સંદેશ આપતા હતા. રેંટિયા વિષેની તેમની શ્રદ્ધા એટલી ભારે હતી કે પોતાના જન્મદિવસને પણ તે રેંટિયાબારશ તરીકે ઓળખાવતા હતા.

ગાંધીજીના અવસાન પછીની આ પહેલી રેંટિયાબારશ છે. અત્યાર સુધી દર વરસે એ દિવસે તે અચૂક આપણને રેંટિયાનો સંદેશ આપતા. આજે તે આપણી વચ્ચે નથી ત્યારે આપણે એમના એ સંદેશને વધારે ચીવટપૂર્વક અનુસરીએ અને આપણા ઉદ્ધારનો માર્ગ મોકળો કરીએ.

મણિભાઈ દેસાઈ

## રેંટિયાજયંતી કાંતીને ઊજવો

જે સપ્તાહમાં મહાત્મા ગાંધીનો જન્મ દિવસ આવે છે તે સપ્તાહ તેમની પોતાની સૂચના મુજબ રેંટિયાજયંતી તરીકે ઊજવવાનો રિવાજ છે. હવે જ્યારે તેઓ આપણી વચ્ચે નથી ત્યારે છવ્વીસમી સપ્ટેમ્બરથી બીજી ઓકટોબર સુધીનું આ વખતનું સપ્તાહ રેંટિયાજયંતી સપ્તાહ તરીકે ઊજવવાનું વધારે આવશ્યક છે. વધારે નહિ તો ગાંધીજીના જીવનકાળ દરમ્યાન જેટલા ઉત્સાહથી આ સપ્તાહ ઊજવતા તેટલા જ ઉત્સાહથી ઊજવવા સૌને મારી વિનંતી છે. આ સપ્તાહ સૌ બને તેટલો વધારે સમય સમૂહ કાંતણમાં આપીને સમૂહ કાંતણના પ્રસંગોએ જાતે હાજર રહીને અને રેંટિયાનો સંદેશો વહેવારુ રીતે પ્રજામાં પહોંચાડવા માટે જે જે રીત બતાવવામાં આવે અથવા સૂઝે તે તે રીતે ઊજવે એવું ગાંધીજી ઇચ્છતા. દેશમાં આજે કાપડની તંગી છે. તેથી આ રેંટિયાસપ્તાહનું મહત્ત્વ વધ્યું છે. અને છેલ્લાં ત્રીસ વરસમાં મેળવેલા અનુભવનો સદુપયોગ કરીએ તો મને લાગે છે કે, આ કાપડની તંગીના પ્રશ્નના ઉકેલમાં મહત્ત્વનો ફાળો આપણે આપી શકીએ. મને આશા છે કે આ કામને આગળ ધપાવવાને માટે આ સપ્તાહ આ રીતે ઊલટથી ઊજવાશે.

તા. ૨૬–૯–'૪૮ રાજેન્દ્રપ્રસાદ

('હરિજનબંધુ'માંથી)

## રેંટિયો — ભૂખમરાનો ઇલાજ

હિંદુસ્તાન જેવો બીજો કોઈ પણ એવો દેશ નહીં હોય જ્યાં કાયમનો ભૂખમરો અને પરિણામે અસંખ્ય લોકોનું હળવે હળવે મોતને અધીન થવું એ એક સદાનો પ્રશ્ન થઈ પડયો હોય. આ વસ્તુ હિંદુસ્તાનમા મનુષ્યત્વને હાણી રહી છે. એથી કરીને એનો ઉકેલ પણ નવીન પ્રકારનો હોવો જોઈએ. એ શોધતાં પહેલાં આપણે આ કારમા સંકટનું કારણ શોધવું રહ્યું. જળપ્રલયો અને અનાવૃષ્ટિને કારણે દેશમાં કાયમી દુકાળની સ્થિતિ વર્તતી હોવાથી આ લોકો ભૂખે મરે છે. આવે પ્રસંગે તેઓ આશરો લઈ શકે એવો કોઈ ધંધો તેમની પાસે નથી. પરિણામે તેઓ હમેશાં આળસુ થઈને પડ્યા રહે છે. આ જાતનું આળસ એટલું લાંબું ટકી રહ્યું છે કે હવે તે એક આદત થઈ પડી છે. ભૂખમરો અને નિરુદ્યમીપણું એ હજારો લોકોના જીવનની સામાન્ય વસ્તુ બની ગઈ છે.

આપણે રેલનો ઇલાજ શોધી કાઢીએ, પણ તે પહેલાં વરસો વીતશે. આપણે વખતે લોકોને ખેતીની વધારે સુગમ રીતો શીખવીએ, પણ તેમાં વળી એથીયે વધારે વરસો વીતી જશે. અને જ્યારે જળ-પ્રલયોને હમેશને માટે નાબૂદ કરી ખેતીની છેલ્લામાં છેલી રીતો શીખી લઈ ને દાખલ કરીશું ત્યારે પણ ખેડૂતો જો ચાહે તો કામ કરવા માટે તેમને નવરાશ રહેવાની જ. પણ આ બધા સુધારાઓ કરવા માટે યુગો જોઈએ. તે દરમ્યાન લાખો ભૂખ્યાં ભૂખમાંથી કેમ બચી જાય? જવાબ ખોળતાં રેંટિયો મળે છે.

(યં. ઇ. માંથી, તા. ૩૧-૧૦-'૨૪)

## ગાંધીજીનો જન્મદિવસ

* * *

બાપુના જન્મદિવસના અને તેમની મૃત્યુતિથિના મહિમાની બાબતમાં કોને શંકા છે? એમનું મૃત્યું પણ એક મહાન વિજયયાત્રા હતી એ સાચું છતાં રાષ્ટ્રદિન તરીકે તેમનો જન્મદિવસ અથવા તેમની મૃત્યુતિથિમાંથી ગમે તે એક પાળવાનું વહેવારુ માનીએ તો મને પોતાને જરાયે શંકા નથી કે તેમનો જન્મદિવસ જ પળાવો જોઈએ.

પોતાના સ્વભાવસિદ્ધ ડહાપણથી ગાંધીજીએ પોતાના જન્મદિનને પણ એક અનુપમ રૂપ આપ્યું છે. એનો સંબંધ રેંટિયા સાથે જોડી આપી પોતાના જન્મદિનનું નામ પણ તેમણે રેંટિયાબારશ પાડી આપ્યું. એમનો અભિપ્રાય એવો હતો કે એકલા હિંદને જ નહીં, દુનિયાની બધીયે દલિત પ્રજાઓને રેંટિયો તેમની સૌથી અમૂલ્ય ને સૌથી શ્રેષ્ઠ ભેટ છે. એ ભેટનો જ્યાં સુધી આપણે સમજપૂર્વક સ્વીકાર નહીં કરીએ ત્યાં સુધી એમના જન્મોત્સવ કે શ્રાદ્ધ નિમિત્તે આપણે તેમની જે પૂજા કરીશું તે ઉપર ઉપરની જ રહેશે. તેથી પૂજ્ય ગાંધીજી પછી ચરખાસંઘને પ્રમુખપદે આવનારા શ્રી. ધીરેન્દ્ર મજમુદાર ગાંધી-સપ્તાહની ઉજવણીમાં રેંટિયાની વાત પર જે ભાર મૂકે છે તે તદ્દન યોગ્ય છે. મને આશા છે કે જનતા રેંટિયાનો મંત્ર ગ્રહણ કરી ભાઈ મજમુદારની ઉમેદ પૂરી કરશે.

તા. ૩૧-૯-'૪૮ કિશોરલાલ મશરૂવાળા

('હરિજનબંધુ'માંથી)

## ઊગતી ઉંમરની ટેવો

### અસ્વચ્છતા

એક ગમન કરીને છોકરો હતો. તેના પિતાને તમાકુ ખાવાની ટેવ હતી. તે ઘરમાં ગમે ત્યાં ભીંતો પર થૂંકતા. ઘરમાં બીજાંને પાનબીડીની ટેવ હતી. તેઓ પણ ગમે ત્યાં પિચકારીઓ મારતાં. આથી ગમનને આ વસ્તુ સદી ગઈ હતી. તે શાળામાં જતો ત્યાં ગમે ત્યાં નાક સાફ કરે અને ગમે ત્યાં થૂંકે. તેના શિક્ષકોએ તેની આ ટેવ સુધારી નહીં. દૈવજોગે પરીક્ષામાં સારે નંબરે પાસ થવાની તેનામાં લાયકાત હતી એટલે ભણીને તે મોટો અમલદાર થયો પણ તેની અસ્વચ્છ ટેવો ગઈ નહીં.

એક વખત તેને કોઈ જાહેર મેળાવડામાં જમવા જવાનું થયું. ત્યાં બધાની સાથે બેસતાં તેની ટેવો જુદી તરી આવી. ખાવાને માટે ચમચો હતો પણ તેણે રોજની ઢબે આંગળાં ખરડીને સબડકા મારીને ખાવા માંડયું. કેળાંની છાલો અને કચરો કચરાપેટીમાં નાખવાને બદલે આડાંઅવળાં નાખ્યાં. છેવટે પાન ખાવાનું થયું ત્યારે ઘરની પેઠે ગમે ત્યાં પિચકારી છોડવા માંડી. આ જોઈ ને બાજુમાં ઊભેલા નોકરો તો જોઈ રહ્યા અને તેમને ટોકયાં નહીં પણ સાથે બેઠેલા બીજાઓને ચીડ ચડી અને તેમને સભ્યતાથી બે બોલ કહ્યા. આ ભાઈ તે સાંભળી રહ્યા.

તેમના સાથીઓને લાગ્યું કે હવે તે ભાઈ એવી અસ્વચ્છતા નહીં કરે. પણ થોડી વાર પછી મોં ધોવા ઊઠયા તો રસ્તામાં ચાલતાં જ જેમ તેમ થૂંકવા માંડયું. ફરી બીજાએ તેમનું ધ્યાન ખેંચ્યું પણ તે બિચારો અસહાય હતો. તેનાં માબાપ કે શિક્ષકોએ તેને તે શીખવ્યું નહોતું. જરા સમજતો થયા પછી તેણે પણ તે શીખવા પ્રયત્ન કર્યો નહોતો.

વિ૦

## ગામનું ભલું ઇચ્છો છો ને?

સામાન્ય રીતે દરેકને પોતાના ગામનું ભલું થાય એ ગમતું હોય છે. પણ કેટલીક વખત આપણા ગામનું ભલું શામાં રહેલું છે અને બૂરું શામાં રહેલું છે એની આપણને ખબર નથી હોતી તેથી ભલું ઇચ્છવા છતાં આપણાથી બૂરું થઈ જાય છે.

આપણા ગામનાં બાળકોમાં વિનય આવે, વિવેક આવે એવું આપણે ઇચ્છતા હોઈએ તો આપણે પણ એમના તરફ વિનય અને વિવેક બતાવવો જોઈએ. આપણે બીજાને માનથી બોલાવીએ છીએ તો એ પણ બીજાને માનથી બોલાવતાં શીખે.

કોઈને સારો બનાવવાનો ઉત્તમ ઉપાય એ છે કે એના પ્રત્યે સારું વર્તન રાખવું. આપણા ગામની શાળા, વિદ્યાર્થીઓ કે શિક્ષકોને સારા બનાવવા હોય તો આપણે એમના પ્રત્યે સારું વર્તન રાખવું. એ સારા હોય એ રીતે એમની સાથે વર્તવું એટલે એમને સારા થવાની પ્રેરણા થશે.

આપણી શાળા સારી થાય તો આપણા ગામનું ઘણું હિત સધાય એ આપણે જાણીએ છીએ. એટલે આપણા બાળકની ખાતર પણ આપણે આપણી શાળા કે શાળાના શિક્ષક વિષે જાહેરમાં કદી અણઘટતું ન બોલવું. એનામાં કોઈ દોષ હોય તો મુખ્ય શિક્ષકને એકલા મળીને જણાવવો તો એનો ઉપાય પણ થાય. પણ માત્ર નિંદા કરવાથી નુકસાન જ થાય.

આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે નાના હોય કે મોટા હોય, નવા હોય કે જૂના હોય પણ શાળાના શિક્ષક એ આપણા બાળકોના શિક્ષક છે. એમને જેટલું માન અને પ્રોત્સાહન મળશે એટલો આપણા બાળકોના શિક્ષણમાં એમને રસ વધશે.

બાળકોનું શિક્ષણ સારું થાય એવું તો આપણે સૌ ઇચ્છીએ છીએ તો પછી શા માટે એના વિરોધનું કામ કરીએ?

બબલભાઈ મહેતા

# પ્રૌઢશિક્ષણ સમાચાર

## જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિઓ

મુંબઈ સરકારે ગુજરાતમાં પ્રૌઢશિક્ષણનું કાર્ય કરવા માટે જિલ્લાવાર ૧૪ સભ્યોની પ્રૌઢશિક્ષણ સમિતિઓ નીમી છે. તેમના પ્રમુખ અને મંત્રી નીચે મુજબ છે :

**૧. અમદાવાદ જિલ્લા સમિતિ**

શ્રી પ્રભુદાસ બાબુભાઈ પટવારી (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ, અમદાવાદ (મંત્રી)

**૨. ખેડા જિલ્લા સમિતિ**

શ્રી. રમણલાલ મોતીલાલ ગાંધી, બી. એ.; એલ-એલ. બી. (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ, ખેડા (મંત્રી)

**૩. પંચમહાલ જિલ્લા સમિતિ**

શ્રી. નાનુભાઈ દેસાઈ (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ, પંચમહાલ જિલ્લો (મંત્રી)

**૪. ભરૂચ જિલ્લા સમિતિ**

શ્રી. ડાહ્યાભાઈ પટેલ બી. એ.; એલએલ. બી (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ, ભરૂચ (મંત્રી)

**૫. સુરત જિલ્લા સમિતિ**

શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
જિલ્લા સ્કૂલ બોર્ડ, સુરત (મંત્રી)

**૬. સુરત શહેર સમિતિ**

શ્રી ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ (પ્રમુખ)
એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર,
મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ, સુરત (મંત્રી)

**મુંબઈ સરકારનો ઠરાવ:** સ્થાનિક પ્રૌઢશિક્ષણ અંગે મુંબઈ સરકારે નીચે મુજબનો ઠરાવ કર્યો છે:

મુંબઈ સરકારના તા. ૨૮-૭-'૪૮ ના ઠરાવ નં. ૭૧૫૯થી ઠરાવવામાં આવ્યું છે કે જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિઓની નિમણૂક થઈ જાય ત્યાં કેન્દ્રિત વિસ્તારના (કૉમ્પેક્ટ એરિયા) સ્પેશિયલ ઑફિસરને મદદ કરવા માટે સ્થાનિક કમિટીઓ નીમવાની જરૂર નથી

આ પ્રમાણે અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લા અને સુરત શહેર માટે પ્રૌઢશિક્ષણ સમિતિઓ નિમાઈ ગઈ છે, એટલે સ્થાનિક કમિટીઓની જરૂર રહેતી નથી

## પ્રૌઢશિક્ષણની પ્રગતિ

તા ૩૧-૮-'૪૮ સુધીમાં પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડા નીચે મુજબ છે:

| કેન્દ્રિત વિસ્તાર | વર્ગોની સંખ્યા | પ્રૌઢોની સંખ્યા |
|---|---|---|
| **અમદાવાદ જિલ્લો** | | |
| માંડળ | ૯ | ૧૯૫ |
| તગડી | ૪૦ | ૧૦૫૪ |
| બિનકેન્દ્રિત વિસ્તાર | ૧૨ | ૬૩૩ |
| | ૬૧ | ૧૮૮૨ |
| **પંચમહાલ જિલ્લો** | | |
| ગોધરા | ૧૬ | ૫૪૬ |
| હાલોલ | ૬૧ | ૨૧૪૯ |
| દાહોદ | ૪૨ | ૧૧૬૪ |
| બિનકેન્દ્રિત વિસ્તાર | ૮ | ૧૬૨ |
| | ૧૨૭ | ૪૦૨૧ |
| **ખેડા જિલ્લો** | | |
| માતર | ૫૦ | ૧૫૫૦ |
| ઠાસરા | ૪૨ | ૧૧૮૫ |
| મેમદાવાદ | ૩૪ | ૧૦૪૪ |
| કપડવંજ | ૪૮ | ૧૦૮૨ |
| બિનકેન્દ્રિત વિસ્તાર | ૮૦ | ૨૪૦૦ |
| | ૨૫૪ | ૭૨૬૧ |
| **ભરૂચ જિલ્લો** | | |
| ભરૂચ | ૧૦ | ૪૫૫ |
| બિનકેન્દ્રિત વિસ્તાર | ૨૩ | ૮૨૨ |
| | ૩૩ | ૧૨૭૭ |
| **સુરત જિલ્લો** | | |
| ચીખલી | ૫૬ | ૧૪૬૨ |
| માંડવી | ૮૫ | ૨૦૭૨ |
| ઓલપાડ | ૪૭ | ૯૨૩ |
| બિનકેન્દ્રિત વિસ્તાર | ૮૪ | ૨૯૦૯ |
| | ૨૭૨ | ૭૩૬૬ |
| **ખંભાત** | ૧૭ | ૫૨૪ |
| સંખેડામેવાસ | ૪ | ૧૫૬ |

## પૂરું થતું પખવાડિયું

હૈદરાબાદના નિઝામની શરણાગતિ આ પૂરા થતા પખવાડિયાનો સૌથી મહત્ત્વનો બનાવ છે.

છેવટના દિવસોમાં હૈદરાબાદની આંતરિક પરિસ્થિતિ વધુ ને વધુ કથળતી જતી હતી અને રઝાકારો બેફામ બનીને શાન્ત પ્રજાજનો પર અમાનુષી અત્યાચારો ગુજારતા હતા. આ સ્થિતિ લાંબો વખત ચલાવી લેવાય એમ નહોતું. આથી એનો અંત લાવવા માટે રઝાકારોના ખાનગી લશ્કરી દળને વિખેરી નાખવાને તથા રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા સ્થાપવા માટે જરૂરી જણાય એટલું હિંદી લશ્કર સિકંદરાબાદમાં રાખવાની અનુકૂળતા કરી આપવાને હિંદી સરકારે નિઝામને જણાવ્યું હતું. નિઝામે હિંદી સરકારની આ છેવટની દરખાસ્ત તરછોડી. આથી પોલીસ પગલા તરીકે એટલે કે હૈદરાબાદ રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા ફરીથી સ્થાપવા માટે હિંદી લશ્કરે સપ્ટેમ્બરની ૧૩મી તારીખે વહેલી સવારે હૈદરાબાદના પ્રદેશ પર કૂચ કરી. નિઝામના લશ્કર તથા રઝાકારોએ એનો સામનો કર્યો પણ હિંદી ફોજના ધસારા આગળ તેમનાથી ટકી શકાયું નહીં. પાંચ દિવસમાં તો તેમનો સામનો સદંતર તૂટી પડ્યો અને હિંદી લશ્કરે હૈદરાબાદ તથા સિકંદરાબાદને ચારે તરફથી ઘેરી લીધું.

હિંદી લશ્કરની ટક્કર ઝીલવાનું હવે અશક્ય બની ગયું હતું એટલે ગઈ સત્તરમી તારીખે પાંચ વાગ્યે નિઝામે તેની સરકાર પાસેથી સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને પોતાના લશ્કરને હથિયારો હેઠાં મૂકવાનો તેમ જ રઝાકારોના દળને વિખેરી નાખવાનો હુકમ આપ્યો અને હિંદી લશ્કરને સિકંદરાબાદમાં પ્રવેશ કરવાનું આમંત્રણ આપ્યું. વળી હૈદરાબાદ રાજ્ય કૉંગ્રેસના નેતા રામાનંદ તીર્થને જેલમાંથી છોડી મૂકવાનો અને રાજ્ય કૉંગ્રેસના બીજા કાર્યકર્તાઓ સામેનાં વોરંટો પાછાં ખેંચી લેવાનો હુકમ પણ નિઝામે આપ્યો.

૧૮મી તારીખે નિઝામના લશ્કરના સેનાપતિએ હિંદી લશ્કરના સેનાપતિ આગળ વિધિપૂર્વક શરણાગતિ સ્વીકારી અને હૈદરાબાદ તથા સિકંદરાબાદમાં હિંદી લશ્કર દાખલ થયું.

હૈદરાબાદને અંગે રાષ્ટ્રને ઉદ્દેશીને રેડિયો પર પ્રવચન કરતાં વડા પ્રધાન પંડિત નેહરુએ હિંદી લશ્કરે સાચા સૈનિકોને છાજે એવી ખામોશીથી તથા કાર્યદક્ષતાથી બજાવેલી કામગીરી માટે તેમ જ હિંદભરમાં હિંદુ તેમ જ મુસલમાનોએ એ પ્રસંગે જાળવેલાં શિસ્ત અને સંયમ માટે પોતાનો હર્ષ વ્યક્ત કર્યો હતો.

હૈદરાબાદ વિષે તેમણે જણાવ્યું કે તેના ભાવિનો નિર્ણય તેની પ્રજાની ઇચ્છા પ્રમાણે જ કરવામાં આવશે. રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા બરાબર સ્થપાયા પછી બંધારણસભા બોલાવવાની ગોઠવણ કરવામાં આવશે અને તે રાજ્ય માટે પોતાને જોઈએ તેવું બંધારણ ઘડી કાઢશે. દરમ્યાન હૈદરાબાદનો વહીવટ લશ્કરી ગવર્નરના હાથમાં રહેશે.

આ ગોઠવણ પ્રમાણે સોલાપુરથી કૂચ કરનાર લશ્કરના વડા લે. જનરલ ચૌધરીને હૈદરાબાદનો વહીવટ સોંપવામાં આવ્યો છે. તેમણે પોતાની નવી કામગીરી સંભાળી લીધી છે.

હૈદરાબાદની માજી સરકારના પ્રધાનોને પોતપોતાના ઘરમાં નજરકેદ રાખવામાં આવ્યા છે.

નિઝામે સલામતિ સમિતિ આગળનો પોતાનો કેસ પાછો ખેંચી લેવાનો તેમના પ્રતિનિધિને હુકમ આપ્યો છે તથા હિંદી સરકારે નીમેલા લશ્કરી વહીવટદારની આજ્ઞાનું સંપૂર્ણપણે પાલન કરવાનું પોતાની પ્રજાને જણાવ્યું છે.

(અનુસંધાન પાનું ૩૬)

## રાષ્ટ્રપિતા

નમો નમો રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા !
*અમારા હિંદના સુવર્ણના એ સુદિન હતા;*
નમો નમો રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા !
તમારી પ્રાર્થનાનાં નીર લાખ લાખ પીતા,
ગીતા ગાતા ને ધૂન રામસીતા રામસીતા. નમો૦
રવિ પરભાત બાપુ રૂપ 'હરિજન' લેતા,
અંધારા દેશમાં 'નવજીવન'ના ઊગતા સવિતા. નમો૦
દયા ભર્યા દેશભરમાં દોડતા, ન શ્વાસ લેતા;
થાક્યા હશો તોય થાક-ચિહ્ન ના કળાવા દેતા. નમો૦
આશાના તાર કાંતતા'તા રેંટિયામાં મીઠા;
હજારો ગામડાં જીવંત સેવાગ્રામ કીધાં. નમો૦
તમારાં તપ નિહાળી રાજવીએ ભેખ લીધા;
અને ઉપવાસે ભેદ ભાંગી ચિત્ત એક કીધાં. નમો૦
તમારા સત્ય શૂરે માટીમાંથી મર્દ કીધા;
હતા નિઃશસ્ત્ર તોયે સહેજમાં સ્વરાજ જીત્યા. નમો૦

તા. ૨૩-૯-'૪૮ જુગતરામ દવે

(પાન ૩૫ પરથી ચાલુ)

સપ્ટેમ્બરની અગિયારમી તારીખે રાત્રે પાકિસ્તાનના પહેલા ગવર્નર-જનરલ કાયદે-આઝમ ઝીણાનું કરાંચી ખાતે અવસાન થયું છે. પૂર્વ બંગાળના વડા પ્રધાન ખ્વાજા નઝીમુદ્દીનની તેમની જગ્યાએ કામચલાઉ ગવર્નર-જનરલ તરીકે નિમણૂક કરવામાં આવી છે.

આવતા ગાંધી સપ્તાહ દરમ્યાન ગાંધી રાષ્ટ્રીય સ્મારક ફાળામાં મોકળે હાથે નાણાં ભરવાની આચાર્ય કૃપાલાનીએ પ્રજાને અપીલ કરી છે.

તા. ૧૨-૯-'૪૮ને રોજ નડિયાદ મુકામે ગુજરાત પ્રાન્તિક રાષ્ટ્રીય મજૂર કોંગ્રેસનું પહેલું અધિવેશન ગુજરાતના જાણીતા મજૂરનેતા શ્રી. ખંડુભાઇ દેસાઇના પ્રમુખપદે મળ્યું હતું.

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૨૭૬

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૫

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩ | ૭ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ઑક્ટોબર ૧૯૪૮

વાર્ષિક લવાજમ પરદેશમાં રૂ. ૫; શિ. ૮



## વરુ અને સારસ

[ઈસપની એક વાર્તા]

એક વરુ હતું. હાથ આવેલા શિકારનું માંસ તે ખાતું હતું. ખાતાં ખાતાં હાડકાનો એક ટુકડો આવ્યો, તેને એ ગળી ગયું! ભોગ-જોગે હાડકું ગળામાં ભરાયું. આથી તે બિચારું હેરાન થઈ ગયું. ન હાડકું બહાર કાઢી શકાય; ન તે ગળી શકાય; કે ન તે એની મેળે નીચે ઊતરે!

આ પીડાનું માર્યું તે આમથી તેમ મદદ માટે દોડવા લાગ્યું. જે પશુ કે પક્ષી મળે તેને કરગરે, 'મારા ગળામાં હાડકું ભરાયું છે તે કોઈ ના કાઢો! જે કાઢશે તેને ઇનામ આપીશ.' પણ ગળામાં ઊંડે ઊતરેલું હાડકું કોણ કાઢે? કેવી રીતે કઢાય?

છેવટે, એક સારસડું તેને મળ્યું. તેની લાંબી ચીપિયા જેવી ચાંચ જોઈને વરુને થયું, લાવ આ સારસને કહું; તે ભલું પક્ષી જરૂર મદદ કરશે. 'સારસભાઈ, એક મહેરબાની ના કરો?'

સારસ — શું છે? મારાથી બને તો જરૂર કરું. કરું તો શું આપશો?

વરુ — જુઓને, મારા ગળામાં આ હાડકું ભરાયું છે. તમારી ચીપિયા જેવી લાંબી ચાંચથી તે કાઢો તો હું તમને તેના બદલામાં ઇનામ આપીશ.

આમ કહી વરુ નીચે બેઠું અને મોં પહોળું કરી સારસ આગળ ધર્યું. સારસે તરત પોતાની ચાંચ વરુના મોંમાં નાખી અને હાડકું પકડીને બહાર કાઢ્યું. પછી પોતાનું ઇનામ માગ્યું.

વરુ કહે, 'ઇનામ તો તને આપ્યું ને! તેં મારા મોંમાં ચાંચ ઘાલી ત્યારે મેં મોં બંધ કરી દીધું હોત તો! વરુ જેવા વરુના મોંમાં તેં ડોક નાખી, છતાં તે મેં કરડી ન ખાધી તે ઓછું ઇનામ છે'કે!'

સારસ પક્ષી સાનમાં સમજી ગયું, ગરજ સરી એટલે વૈદ વેરી!

૪–૧૦–'૪૮ મગનભાઈ દેસાઈ

## પ્રૌઢશિક્ષણ સમાચાર

### પ્રચારકાર્ય

મુંબઈ પ્રાન્તના વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરનાં પાર્લમેન્ટરી સેક્રેટરી શ્રીમતી ઇન્દુમતી શેઠ તથા શ્રી. દાદાભાઈ અમીને પ્રૌઢ શિક્ષણના પ્રચાર અર્થે તા ૩૦મી સપ્ટેમ્બરથી ૨૭ ઑક્ટોબર દરમ્યાન પંચમહાલ જિલ્લાનો પ્રવાસ કર્યો હતો. તેમણે જિલ્લાનાં મુખ્ય મુખ્ય સ્થળોએ સભાઓ ભરીને પ્રૌઢશિક્ષણનું મહત્ત્વ સમજાવ્યું હતું અને લોકકેળવણીના આ પવિત્ર કાર્યમાં યથાશક્તિ મદદ કરવાની સૌને વિનંતી કરી હતી. ભીલસેવા મંડળના મંત્રી શ્રી. ડાહ્યાભાઈ નાયકે દાહોદ અને ઝાલોદ તાલુકામાં પાંચ હજાર પ્રૌઢોને શિક્ષણ આપવાનું બીડું ઝડપ્યું હતું.

### પ્રૌઢશિક્ષણની પ્રગતિ

તા. ૩૦–૯–'૪૮ સુધીમાં પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડા નીચે મુજબ છે:

| જિલ્લો | વર્ગોની સંખ્યા | પ્રૌઢોની સંખ્યા |
|---|---|---|
| **અમદાવાદ** | | |
| માંડળ | ૧૨ | ૨૫૩ |
| તગડી | ૩૫ | ૮૩૪ |
| અકેન્દ્રિત વિસ્તાર | ૧૨ | ૬૩૩ |
| કુલ | ૫૯ | ૧૭૨૦ |
| **પંચમહાલ** | | |
| ગોધરાનો પૂર્વ ગાળો | ૨૦ | ૬૪૮ |
| હાલોલ કાલોલ | ૬૯ | ૨૩૮૯ |
| દાહોદ | ૬૦ | ૧૫૬૭ |
| અકેન્દ્રિત વિસ્તાર | ૮ | ૧૬૨ |
| કુલ | ૧૫૭ | ૪૭૬૬ |
| **ખેડા** | | |
| માતર | ૭૦ | ૨૨૪૩ |
| ઠાસરા | ૬૬ | ૨૩૫૨ |
| મહેમદાવાદ | ૬૧ | ૧૫૭૫ |
| કપડવંજ | ૯૧ | ૨૪૬૧ |
| અકેન્દ્રિત વિસ્તાર | ૨૩૨ | ૮૫૯૮ |
| કુલ | ૫૨૦ | ૧૭૨૨૯ |
| (ખેડા જિલ્લા સાથે જોડાયલાં દેશી રાજ્યો) | | |
| ખંભાત | ૭ | ૨૧૧ |
| પાંડુમેવાસ | ૭ | ૨૬૯ |
| ભાદરવા | ૫ | ૧૧૭ |
| ઘોડાસર | ૮ | ૨૨૧ |
| બાલાસીનોર | ૪ | ૧૮૮ |
| કુલ | ૩૧ | ૧૦૦૬ |
| **ભરૂચ** | | |
| ભરૂચ | ૭ | ૨૯૮ |
| અંકલેશ્વર | ૧૩ | ૭૪૫ |
| અકેન્દ્રિત વિસ્તાર | ૨૩ | ૮૧૨ |
| કુલ | ૪૩ | ૧૮૬૫ |
| **સુરત** | | |
| ચીખલી | ૫૬ | ૧૬૬૨ |
| માંડવી | ૬૫ | ૨૩૮૭ |
| ઓલપાડ | ૫૯ | ૧૧૭૮ |
| અકેન્દ્રિત વિસ્તાર | ૮૪ | ૨૯૦૯ |
| કુલ | ૨૬૪ | ૮૧૬૬ |
| કુલ એકંદર | ૧૧૦૪ | ૩૪૭૬૨ |

## ગણપતિની કથા

[ગયા મહિનામાં ગણેશચોથ આવી ગઈ.]

### ધરતીની પ્રદક્ષિણા

મહાદેવ-પાર્વતીને બે કુંવર હતા —એક ગણપતિ અને બીજા કાર્તિક સ્વામી.

એમાં કાર્તિક બળવાન અને ચપળ હતા, અને એમનું શરીર પહાડ જેવું હતું.

ગણપતિનું સ્વરૂપ તો

"દુંદાળો દુઃખભંજણો,
સદાય બાળે વેશ!"

એવું હતું, અને વળી માથું હાથીનું.

માતાપિતાને વિચાર થયો કે પુત્રોની પરીક્ષા લઈએ.

મહાદેવજી દેવોના દેવ. તેમના વિના પરીક્ષક બીજા કોણ હોય?

દેવોની સભાની વચ્ચે શિવજીએ પરીક્ષા લીધીઃ

"હે પુત્રો, જાઓ! ધરતીને ફેરો ફરીને પાછા અહીં આવી પહોંચો. વહેલો તે પહેલો!"

"ઓહો, એટલામાં શું?" એમ કહી—કાર્તિકે તો મૂઠી વાળીને દોડવા માંડ્યું.

દેવોને મનમાં લાગ્યું કે મહાદેવે ગણપતિને અન્યાય કર્યો. પાર્વતીજીને પણ માઠું લાગ્યું.

ગણપતિ પહેલાં તો ધ્યાન ધરતા બેસી રહ્યા. પછી તે ધીમે રહીને ઊઠયા, અને પાર્વતી માતાને પ્રદક્ષિણા કરી સૌને પ્રણામ કરીને બેસી ગયા. પછી તેઓ હાથ જોડીને બોલ્યા: "હે પિતાજી! હે દેવો! મારા પ્રશ્નનો જવાબ આપો—ધારણ કરે તે ધરતી ખરી કે નહીં?"

દેવો—સાચું છે.

ગણપતિ—તો નવ માસ ધારણ કરનારી માતાને ધરતી કહેવાય કે નહીં?

શંકર—હા, તેને ધરતી કહી શકાય.

દેવો—બેટા ગણેશ! તારી વાતો તો બહુ ડહાપણની છે. પણ તું પરીક્ષા જીતવા કશી મહેનત કરતો નથી એ અમને ગમતું નથી.

ગણપતિ—હે દેવો! મેં તમારા દેખતાં ક્યારની મારી પરીક્ષા પૂરી કરી છે. શું મેં હમણાં જ પાર્વતીજીને પ્રદક્ષિણા કરી નથી કે? અને પાર્વતી માતા મારી ધરતી કહેવાય એવો મત શિવજીએ પોતે આપ્યો છે.

ગણપતિએ શંકરના ચરણમાં વંદન કરીને કહ્યું: "હે પિતાજી! આપ સૌ દેવોમાં મહાદેવ છો. આપ ધર્મના જાણનાર છો. આપનો નિર્ણય સંભળાવો."

મહાદેવ—હે પુત્ર! તારું કલ્યાણ થાઓ! તેં ધરતીની પ્રદક્ષિણા કરી છે. પરીક્ષામાં તારી જીત થઈ છે એવો મારો નિર્ણય છે.

"સાચું કહ્યું! સાચું કહ્યું!" કહીને દેવોએ ફૂલ વરસાવ્યાં.

પાર્વતી માતા હરખઘેલાં થઈ પોતાના શુદ્ધ બુદ્ધિવાળા પુત્રને ભેટી પડયાં.

જુગતરામ દવે

## હિંમત ન હારવી

એક વખત બુદ્ધ ભગવાન જેતવનમાં રહેતા હતા. ત્યાં એક સુખી ઘરનો જુવાનિયો તેમનો ઉપદેશ સાંભળી, ઘરબાર તજી, સાધુ થઈને ભગવાન પાસે રહેવા લાગ્યો. ભગવાને તેને સારી રીતે શીખવીને તૈયાર કર્યો. પછી ભગવાને શીખવ્યા મુજબ ધ્યાન કરવા તે દૂર જંગલમાં એકલો રહેવા ગયો.

ત્યાં ઘણા મહિના સુધી મહેનત કરવા છતાં તેનું મન ઠેકાણે આવ્યું નહીં. એટલે કંટાળીને, બધું છોડી દઈ, તે પાછો આવ્યો. તેને પાછો આવેલો જોઈ બીજા સાધુઓ તેની નિંદા કરવા લાગ્યા. તેઓ તેને ભગવાન પાસે લઈ ગયા. ભગવાન તેની વાત સાંભળીને બોલ્યા :

"ભાઈ! કૂવો ખોદવા માંડીએ ત્યારે ધીરજ ખોયા વિના વળગી રહીએ તો જ પાણી પામીએ, અને આખો કાશીનો કાફલો બચી જાય!"

બધા સાધુઓએ આ સાંભળીને પૂછ્યું : "ભગવાન! એ કાશીના કાફલાની વાત શી છે?"

ભગવાન બોલ્યા : "કાશીમાં એક મોટો શેઠ હતો. પાંચસો ગાડાંમાં માલ ભરી તે દૂર દેશાવર વેપાર કરવા જતો. એક વખત તે ખૂબ માલ ભરી પરદેશ જવા નીકળ્યો. રસ્તામાં સાઠ યોજનનું એક મોટું રણ આવ્યું. તેની રેતી એવી લીસી હતી કે તેની મૂઠી વાળીએ તો પણ તે સરકી જાય. વળી સૂરજ ઊગે એટલામાં બધું એવું તપી જાય કે જાણે બાવળના અંગારા! તેમાં મુસાફરી રાતે જ થાય. પોહ ફાટતાં તો ગાડાંનું ગોળ કૂંડાળું કરી બધા પડાવ નાખે, અને ઉપર ચંદરવો બાંધી દે. પછી ખાવાનું વહેલું પતાવી દઈ, આખો દિવસ છાંયડામાં ભરાઈ રહે. પછી સૂરજ આથમે એટલે ખાવા-પીવાનું પરવારી પાછા ચાલવા માંડે. એ રણ પણ એવું કે જાણે દરિયામાં મુસાફરી કરતા હોય તેમ રસ્તો કે દિશા કશું ઓળખાય જ નહીં. રાતે આકાશના તારા નજરમાં રાખીને જ આગળ ચાલવાનું. આગળના ગાડામાં તારા સામે નજર કરી એક ભોમિયો બેસી રહે, અને દિશા બતાવ્યા કરે.

શેઠના કાફલાને રણની મજલ કાપતાં ઓગણસાઠ જોજન પૂરાં થયાં. હવે એક જ રાતની મુસાફરી બાકી રહી. તે રાતે બધાએ ખાઈપીને વધારાનું પાણી તથા બળતણ ખાલી કર્યું, અને ભાર હળવો કરી સવાર સુધીમાં રણની બહાર નીકળી જવાની આશાએ ઉમંગમાં ગાડાં હાંકવા માંડયાં.

પેલો ભોમિયો આગળના ગાડામાં આકાશ તરફ નજર રાખીને બેઠો હતો. પણ ઘણા દિવસનો ઉજાગરો અને થાક તથા હવે થોડા વખતમાં જ રણ પૂરું થવાનું એની નિરાંત; એટલે તેની આંખ બેફિકરાઈમાં મીંચાઈ ગઈ. બળદો રેતીમાં ગાડાંને થોડું વાંકું વાળતા વાળતા જ ખેંચી શકે; અને પેલા ભોમિયાની

દોરવણી રહી નહીં; એટલે બધો કાફલો થોડું થોડું વાંકો વળતો વળતો સવાર સુધી ચાલ્યા કર્યો. સવારે ભોમિયાની આંખ ઊઘડતાં તેણે તારા સામે નજર કરી તો ગાડાં ઊંધી દિશાએ ચાલતાં હતાં! તેણે તરત બૂમાબૂમ કરીને બધાને થોભાવ્યા. બધાએ જોયું તો પોતે જ્યાંથી આગલી રાતે નીકળ્યા હતા ત્યાં જ પાછા આવ્યા હતા! નિરાશ થઈ સૌએ ગાડાં છોડયાં અને ચંદરવો બાંધ્યો પણ પાણી હવે હતું નહીં, એટલે રાંધે શાના વડે, અને પીએ પણ શું? બળદો પણ તરસથી હાંફતા હતા. બધા મોત નજીક આવેલું જાણી, પોતપોતાના ગાડામાં કપાળે હાથ દઈને બેસી પડયા.

કાફલાના શેઠે વિચાર્યું કે, હું પણ જો હિંમત હારીને આમ કપાળે હાથ દઈને બેસીશ, તો પાણી વિના સૌ ચોક્કસ મરી જઈશું. તેથી હજુ ટાઢો પહોર હતો તેવામાં તેણે આસપાસ બારીકાઈથી નજર કરતાં કરતાં જલદી જલદી ફરવા માંડયું. થોડે દૂર રેતી ઉપર દાભનો એક ગુચ્છો અડપોપડયો બહાર દેખાતો તેની નજરે પડયો. આવા રણમાં નીચે પાણી નજીક ન હોય તો દાભનો ગુચ્છો જીવતો રહી શકે નહીં એમ માની, તેણે તરત કોદાળી મંગાવીને ત્યાં ખોદાવવા માંડયું. સાઠ હાથ ઊંડું ખોદી રહેતાં, ખોદનારની કોદાળી અચાનક એક ખડક સાથે અથડાઈ. તેનો અવાજ સાંભળી પાછા સૌ નિરાશ થઈ ગયા. ખડક આવ્યો પણ પાણી ન આવ્યું, હવે શું? પેલો શેઠ પણ નિરાશ થયો; છતાં હિંમત છોડયા વિના તે એ ખાડામાં જાતે ઊતર્યો અને ખડક પાસે કાન માંડીને સાંભળવા લાગ્યો. તો તે ખડકની તરત નીચે પાણી વહેતું હોવાનો અવાજ તેને સંભળાયો! તરત તેણે એક ઘણ મંગાવ્યો, અને ખોદનારને હિંમત આપી, જોરથી ખડક ઉપર ઘા કરાવ્યા. ખડક પોલો જ હતો, એટલે ઉપરાઉપરી ઘા પડતાં તે ફાટયો અને અંદરથી પાણી સુસવાટ કરતું ઊંચું ઊડયું. બધા રાજી-રાજી થઈ ગયા, અને આનંદથી બૂમો પાડતા નાહીને ટાઢા થયા. પછી ગાડાંની વધારાની ધૂંસરી, પાટિયાં વગેરે જે મળ્યું તે સળગાવીને સૌએ રાંધ્યું અને બળદોને પણ ખવરાવી-પિવરાવી તાજા કર્યા. પછી સૂરજ આથમતાં જ, તે કૂવા પાસે એક ધજા રોપી સૌ આગળ ચાલ્યા અને સવાર સુધીમાં તે રણ હેમખેમ પાર કરી ગયા."

આટલું કહી, ભગવાને પેલા સાધુને કહ્યું: "ભાઈ! કંઈક મુશ્કેલી આવતાં હિંમત હારી જઈને બેસી ન પડીએ, તો જ કૂવામાં ખડક આવવા છતાં પાણી પામીએ, અને હેમખેમ રણ પાર કરી જઈએ!"

પેલો સાધુ આ સાંભળી ફરી પાછો ટટાર થયો, અને પોતાને ઠેકાણે પાછો ચાલ્યો ગયો. ત્યાં હિંમત ખોયા વિના તેણે મંડયા રહીને પોતાનું કામ બરાબર પૂરું કર્યું.

ગોપાલદાસ પટેલ

લોકજીવન
ઑક્ટોબર ૧૫મી ૧૯૪૮

## ગાંધીજીનો ઉપદેશ જીવનમાં ઉતારો

[તા. ૨૭ સપ્ટેંબરે આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ ગાંધીજયંતી નિમિત્તે દેશને ઉદ્દેશીને રેડિયો પર કરેલા પ્રવચનનો મહત્વનો ભાગ નીચે આપ્યો છે. મં૦]

જેને આપણે રાષ્ટ્રપિતા કહીએ છીએ તેમના જન્મદિવસે હું તમને શું કહું? આજે હું તમારી આગળ વડા પ્રધાન તરીકે નહીં પણ જવાહરલાલ તરીકે, હિંદની આઝાદી માટેના લાંબા પ્રવાસના તમારા જેવા જ એક યાત્રી તરીકે તથા ગુરુના ચરણમાં બેસીને હિંદની સેવાના તથા સત્યના પાઠ શીખવાનો મહામૂલો લહાવો મેળવવાને ભાગ્યશાળી થનાર તરીકે બોલીશ.

અમારા મનમાં ઘોળાતા અને નિરંતર અમારું લક્ષ ખેંચતા આજના સવાલો વિષે પણ હું ઝાઝું નહીં બોલું. હું તો ગાંધીજીએ આપણને જે મૂળભૂત વસ્તુઓ શીખવી છે અને જેના વિના જીવન છીછરું અને પોકળ બની જાય એમ છે તે વિષે બોલીશ.

તેમણે આપણને સત્ય માટેનો પ્રેમ તથા કેવળ વ્યક્તિના જીવનમાં જ નહીં પણ બાહેર જીવનમાં તેમ જ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંબંધોમાં પણ પ્રામાણિક વર્તાવ શીખવ્યાં, તેમણે આપણને માણસનું તેમ જ માણસના પરિશ્રમનું ગૌરવ શીખવ્યું. દ્વેષ અને હિંસામાંથી દ્વેષ, હિંસા અને વિનાશ જ પેદા થાય છે એ પુરાણો ઉપદેશ તેમણે આપણને ફરીથી સંભળાવ્યો. અને તેથી તેમણે આપણને નિર્ભયતા, એકતા, સહિષ્ણુતા અને શાંતિનો માર્ગ શીખવ્યો.

આપણે તેમનો ઉપદેશ કેટલા પ્રમાણમાં જીવનમાં ઉતાર્યો? મને લાગે છે કે બહુ થોડા; અને તેમ છતાં આપણે તેમની પાસેથી ઠીક ઠીક શીખ્યા છીએ તથા તેમની દોરવણી નીચે શાંતિમય પદ્ધતિથી આપણા દેશની આઝાદી આપણે પ્રાપ્ત કરી. પણ આપણી મુક્તિની વેળાએ જ આપણે એ ઉપદેશ ભૂલ્યા અને ભૂંડે રસ્તે અટવાઈ પડ્યા અને જે પોતાના જીવનની ક્ષણેક્ષણ હિંદને માટે તેમ જ યુગયુગાન્તરોથી હિંદ જે મહાન સત્યો પ્રગટ કરતું આવ્યું હતું તેને માટે જીવતા હતા તે મહાપુરુષને પારાવાર કષ્ટ આપ્યું.

આજે આપણે તેમનું સ્મરણ કરીએ છીએ, તેમનાં ગુણગાન ગાઈએ છીએ અને નાહાનીપૂર્વક તેમનાં પૂતળાં ઊભાં કરવાની વાતો કરીએ છીએ તેનો શો અર્થ? જેને ખાતર તે જીવ્યા અને મર્યા તે મહાન સંદેશ વિષે આપણે વિચાર કરીએ છીએ ખરા? મને લાગે છે કે આપણે સૌ એ સંદેશ જીવનમાં

ઉતારવામાં હજી બહુ પાછળ છીએ. પરંતુ તેમણે ગતિમાન કરેલાં મહાન બળો હિંદને તે ઇચ્છતા હતા તે દિશા તરફ વાળવાને ચૂપચાપ પણ પ્રબળ રીતે કાર્ય કરી રહ્યાં છે એની મને પૂરેપૂરી ખાતરી છે.

એથી ઊલટી દિશામાં કામ કરતાં ફાટફૂટ, અસત્ય, હિંસા અને સંકુચિતતાનાં બળો પણ મોજૂદ છે.

* * *

ગાંધીજીની સ્મૃતિને જો આપણે માન આપવા ચાહતા હોઈએ તો એમનાં જે ધ્યેયો હતાં તેને માટે અવિરતપણે કાર્ય કરીને સક્રિય રીતે આપણે તેમ કરવું જોઈએ.

હું મારા દેશને માટે મગરૂર છું, મારા રાષ્ટ્રીય વારસાને માટે મગરૂર છું, બીજી અનેક વસ્તુઓ માટે મગરૂર છું પણ હું તમારી આગળ મગરૂરીથી નહીં પણ પૂરેપૂરી નમ્રતાથી બોલું છું. કેમ કે બનેલા બનાવોએ મારો ગર્વ ઓગાળી નાખ્યો છે અને ઘણી વાર તો મને શરમિંદો કર્યો છે તથા હિંદ માટેનું મેં સેવેલું સ્વપ્નું કદી કદી ઝાંખું પડી ગયું છે.

* * *

ગાંધીજીએ આપણી આગળ રજૂ કરેલાં મહાન ધ્યેયો અને આદર્શોને હિંદ વળગી રહે એમ તમે ઇચ્છો છો ખરા? એમ હોય તો તમારે એ ધ્યેયો અને આદર્શો પ્રમાણે વિચારવું અને વર્તવું જોઈશે અને ક્ષણિક આવેગ કે નજીવા લાભોની ગણતરીથી દોરવાઈ જવું નહીં જોઈએ. દેશને કમજોર બનાવનારી હરેક વૃત્તિ તમારે નિર્મૂળ કરવી જોઈએ પછી તે કોમવાદ હોય, અલગતાવાદ હોય, ધર્માંધતા હોય, પ્રાન્તીયતા હોય કે વર્ગીય ગર્વ હોય.

## ગંદકીની સહિયર

આપણામાં કહેવત છે કે, ચાંદું હોય ત્યાં માખી બેઠા વગર રહે નહીં. એનું કારણ માખીની આદત છે. તેને ગંદકી બહુ ભાવે છે. તે ઘાસ ખાતી નથી. મચ્છર પેઠે તે લોહી ચૂસીને જીવતી નથી. તેને સડતું છાણમૂતર, થૂંકગળફા, પાચપરુ, નરક, ને એઠવાડ બહુ ગમે છે. ખાંડ–ગોળ પણ તેને ભાવે છે. તેથી આ ચીજો ખોળી ખોળીને તે ખાય છે. એટલે જ્યાં ગંદકી હોય ત્યાં તેની સહિયર માખીબહેન હોય જ.

માખીની આ કુટેવને લીધે તે કેવી ભયંકર બને છે! જાતજાતના રોગના જંતુ એ ફેલાવે છે. કોલેરા, મરડો, ટાઇફોઇડનો સુદતિયો. તાવ વગેરે અનેક રોગનો ચેપ આ નાનકડું જીવડું બધે લઈ જાય છે. માંદા માણસનાં થૂંકગળફા, ઝાડોપેશાબ વગેરે પર તે બેસે છે. તે તેના પગ પાંખો વગેરે પર બાઝે છે. પછી તે ઊડીને આપણી ખાવાની ચીજો પર પણ બેસે. એ કાંઈ નાહીધોઈને ચોખ્ખી તો થતી જ નથી. એટલે તેને વળગતી પેલી ગંદકી અને રોગના જંતુ

આપણાં ખોરાકપાણીમાં આવે છે. આમ તે સવારથી સાંજ સુધી કર્યા જ કરે છે.

પણ આપણે એમ જ માનીએ છીએ કે, એ તો એમ જ કરે. ચોમાસામાં એ તો થાય જ; એ તે કાંઈ થતી રોકાતી હશે ? ! દિવાસાની ખીર ખાઈને જાય, એમ લોકો બોલે છે. દિવાસા પછી માખી ઓછી થવા લાગે છે ખરી; પણ તે સમૂળગી આપણે ત્યાંથી કદી જતી નથી. ઋતુ પ્રમાણે તે ઓછીવત્તી થાય છે એટલું જ. એનું કારણ છે: માખી ગંદકીથી થાય છે. ઉકરડા અને ગંદકીના ઢગલામાં એની ઈંડાળ તે મૂકે છે. ત્યાં એ સેવાય છે. ત્યાં એને પાસે જ ભરપૂર ખાવાનું મળે છે. એટલે ત્યાં ઊછરીને મોટી થઈ તે આપણાં ઘરોમાં આવે છે. એટલે ગંદકી હોય ત્યાં સુધી તે થવાની ૪. જો આપણે ગંદકીને સાફ કરીએ, તેને દાટી દઈએ કે બાળી નાખીએ, તો જ માખ થવા ન પામે. આવી રીતે યુરોપ અમેરિકામાં લોકો કરે છે. તેથી માખીની પીડા ત્યાં સાવ નાબૂદ થયેલી જેવા મળે છે.

કોઈ કહેશે, તો માખીને પરમેશ્વરે બનાવી શું કામ હશે? સાપ ખેતરના ઉંદર વગેરેને ખાય છે. કેટલાંય પક્ષીઓ નકામી જીવાત ખાઈ જઈને પાકને મદદ કરે છે. તેમ માખી નકામી તો ન જ હોય. તે કાંઈ પરોપકાર નહીં કરતી હોય?

સવાલ વિચારવા જેવો છે. માખી રોગના જંતુને ગંદકી ભેગા ખાતી હશે. પણ તે જંતુનો નાશ કરવો એ કાંઈ તેનું ખાસ કામ નથી. મને લાગે છે, એનો ખાસ પરોપકાર આપણી ઉપર એ છે કે, તે ગંદકીની નકીબ – છડીદાર છે. તે આવી આવીને આપણને ચેતવણી આપે છે કે, 'સંભાળજો; તમારી આસપાસ ગંદકી જામી છે; નહીં ચેતો તો તેમાં તમારો વાંક છે. હું તો યમની દૂત છું. ગંદકી કરી રોગ વહોરો તો તમારા રોગોથી તમને જ મારવાનું કામ મને સોંપ્યું છે. એ ફરજ હું તો દિવસભર બજાવું છું ગંદકી જોઈ કે ખાવા જ ઊડું છું. પેટ ભરાઈ જાય તોપણ હું તો ખા ખા કરું છું અને પાછળથી કાઢ્યા કરું છું. એને માટે મારે જાજરૂ જોઈએ નહીં; જ્યાં ખાઉં ત્યાં જ અઘું એવી બાળક હું તો છું.'

ઈશ્વરે આપણી ગંદકીનાં ચાંદાં બતાવવા તેની સહિયરને સરજી લાગે છે. તેથી જ તે ઘરમાં રહે છે; એટલે તેને આપણે ઘર-માખી કહેવી જોઈએ. મધમાખી જુદી હોય છે. તે બહાર વનસ્પતિમાં ફરનારી છે; ત્યારે ઘરમાખી ઘરમાં અને ગંદકીમાં જ ફરે છે, અને રાતે સૂએ છે પણ આપણાં ઘરોમાં સંતાઈને. તે પોતાનું અલગ ઘર કરતી નથી. અહોરાત તે પોતાની ચેતવણી આપણી પાસે રહીને આપ્યા જ કરે છે.

૪-૧૦-'૪૮ મગનભાઈ દેસાઈ

## પૂરું થતું પખવાડિયું

બીજી ઑક્ટોબર એટલે કે અંગ્રેજી મહિના પ્રમાણે ગાંધીજયન્તીના મંગળ દિવસથી મદ્રાસ પ્રાન્તમાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ શરૂ કરવામાં આવ્યો છે.

મધ્યપ્રાન્ત અને વરાડની સરકારે દશેરાથી પ્રૌઢશિક્ષણનું કાર્ય મોટા પાયા પર શરૂ કર્યું છે. ચાલુ સાલમાં ૫,૮૭૪ શિક્ષણ સંસ્થાઓમાં પ્રૌઢ શિક્ષણના વર્ગો કાઢવાનું નક્કી કરવામાં આવ્યું છે. એને માટે ૧૫,૦૦૦ શિક્ષકોનો સહકાર મેળવવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

અમદાવાદના મજૂરોની નિરક્ષરતા દૂર કરવા માટે મુંબઈ સરકારે નીમેલી પ્રૌઢશિક્ષણ સમિતિએ મિલો તેમ જ બીજાં કારખાનાંઓમાં કામ કરતા મજૂરો માટે ૭૦૦ જેટલા પ્રૌઢશિક્ષણના વર્ગો વહેલામાં વહેલી તકે કાઢવાનો નિર્ણય કર્યો છે.

મધ્યસ્થ સરકારના પ્રધાનોનો કામનો વધારે પડતો બોજો હળવો કરવાને શ્રી. કે. સંતાનમ, શ્રી. ખુરશેદલાલ તથા શ્રી. સત્યનારાયણ સિંહાની મદદનીશ પ્રધાનો તરીકે નિમણૂક કરવામાં આવી છે. શ્રી. કે. સંતાનમ વાહનવ્યવહાર અને રેલવે ખાતાના અને શ્રી. ખુરશેદલાલ તાર-ટપાલ ખાતાના મદદનીશ પ્રધાન તરીકે અને શ્રી. સત્યનારાયણ સિંહા વડા પ્રધાનના મદદનીશ પ્રધાન તરીકે કામ કરશે. ત્રણે મદદનીશ પ્રધાનો બંધારણ સભાના સભ્યો છે.

દેશી રાજાઓ પણ હવે દેશના રાજ્યવહીવટમાં મદદ કરવા લાગ્યા છે. હમણાં જ થોડા વખત પર ભાવનગરના મહારાજા મદ્રાસના ગવર્નર નિમાયા છે.સીમલાની બાજુમાં આવેલા જુબ્બલ રાજ્યના રાણા દિગ્વિજયચંદ્રે વેપાર ખાતામાં નિકાસ માટેના મદદનીશ નિયામકનો હોદ્દો વિનાપગારે સ્વીકાર્યો છે. પણ સરકારી નિયમ પ્રમાણે તેનો અમલદાર પગારની યાદી પર હોવો જ જોઈએ એટલે તેઓ માસિક એક રૂપિયાનો પગાર લેશે.

મજૂરો અને ઉદ્યોગપતિઓ વચ્ચે સંપૂર્ણ સહકાર સાધવા અને તેમની વચ્ચે મૈત્રીભર્યો સંબંધ જાળવવા માટે હિંદી સરકારે એક મધ્યસ્થ સલાહકાર સમિતિની સ્થાપના કરી છે. એ સમિતિ ૪૨ સભ્યોની બનશે અને તેમાં મધ્યસ્થ સરકાર, પ્રાંતિક સરકારો, રિયાસતી સંઘો તથા મજૂરો અને ઉદ્યોગ-પતિઓના પ્રતિનિધિઓનો સમાવેશ થશે. મજૂરખાતાના પ્રધાન શ્રી. જગજીવનરામ એ સમિતિના પ્રમુખ રહેશે.

મુંબઈની ધારાસભાએ ૧૯૪૭ના હરિજન મંદિર પ્રવેશના કાયદામાં સુધારો કરતું બિલ પસાર કર્યું છે. 'મંદિર' શબ્દની વ્યાખ્યાનો ગેરલાભ ઉઠાવીને કેટલાક મંદિરના માલિકો હરિજનોને મંદિરમાં દાખલ કરવાની ના પાડતા હતા. આ નવા-સુધારેલા બિલમાં 'મંદિર'ની વ્યાખ્યા વ્યાપક કરવામાં આવી છે અને તેથી કોઈ પણ મંદિરના માલિકો કાયદાની છટકબારીનો લાભ લઈ શકે એમ નથી.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ સંસ્થાનોના વડા પ્રધાનોની પરિષદમાં હાજરી આપવાને લંડન ઊપડી ગયા છે. ચાલુ મહિનાની આખરે તેઓ હિંદ પાછા ફરશે. તેમની ગેરહાજરી દરમ્યાન વડા પ્રધાન તરીકેની જવાબદારી સરદાર વલ્લભભાઈ ઉઠાવશે અને પરદેશખાતું શ્રી. ગોપાળસ્વામી આયંગર સંભાળશે.

ચાલુ મહિનાની ૪થી તારીખે મુંબઈ કૉર્પોરેશનના કૉંગ્રેસ પક્ષના નેતા અને જાણીતા

કાર્યકર્તા શ્રી. ખુરશેદ નરીમાનનું હૃદય બંધ પડવાથી દિલ્હી ખાતે મૃત્યુ થયું છે.

સિંધ પ્રાન્તના ગવર્નર શેખ ગુલામહુસેન હિદાયતુલ્લાનું તા. ૪થી ઓક્ટોબરે અવસાન થયું છે. તેમની જગાએ લાહોર હાઈકોર્ટના માજી ન્યાયાધીશ દીનમહંમદની ગવર્નર તરીકે નિમણુક કરવામાં આવી છે. મ૦

## હવા

[ તાજેતરમાં બહાર પડેલા 'આરોગ્યની ચાવી' નામના ગાંધીજીના પુસ્તકમાંથી તેમના જ શબ્દોમાં સંકલિત. મ૦ દે૦ ]

શરીરને સૌથી વધારે અગત્યની વસ્તુ હવા છે. તેથી જ કુદરતે હવાને વ્યાપક બનાવી છે. તે આપણને વગર-પ્રયત્ને મળી રહે છે.

હવા આપણે નસકોરાં વડે ફેફસાંમાં ભરીએ છીએ. ફેફસાં ધમણનું કામ કરે છે. તે હવા લે છે ને કાઢે છે. બહાર રહેલી હવામાં પ્રાણવાયુ હોય છે. તે ન મળે તો માણસ જીવી ન શકે. જે વાયુ બહાર કાઢીએ છીએ તે ઝેરી હોય છે. તે જો તુરત આસપાસ ફેલાઈ ન જાય તો આપણે મરી જઈએ. એટલા સારુ ઘર એવાં હોવાં જોઈએ કે તેમાં હવાની આવજા છૂટથી થયા કરે.

હવાનું કામ રક્તની શુદ્ધિ કરવાનું હોય છે. પણ આપણને હવાને ફેફસાંમાં ભરતાં ને કાઢતાં બરાબર આવડતું નથી. તેથી જોઈએ તેવી રક્તની શુદ્ધિ થતી નથી. કેટલાક તો મોઢેથી હવા લે છે. આ ખરાબ ટેવ છે. નાકમાં કુદરતે એક જાતની ચાળણી રાખી છે. જેથી હવામાં રહેલી નકામી વસ્તુઓ અંદર જવા નથી પામતી તેમ જ તે ગરમ થાય છે. મોંથી હવા લેતાં તે સાફ થઈને અંદર જતી નથી ને ગરમ પણ થતી નથી. . . .

હાલતાં, ચાલતાં, સૂતાં માણસે મોઢું બંધ રાખવું. એટલે સહેજે નાક પોતાનું કામ કરશે જ. જેમ સવારના આપણે મોં સાફ કરીએ છીએ, તેમ જ નાક પણ સાફ કરવું જોઈએ. . . .

હવા ચોખ્ખી જ લેવાની જરૂર છે, તેથી રાતના આકાશ નીચે અથવા ઓસરીમાં સૂવાની ટેવ પાડવી એ સારું છે. . . નાક વાટે બહારની તાજી હવા રાતના પણ મળવી જ જોઈએ . . . તેથી ઓઢવાનું ગળાની ઉપર ન જાય એમ સૂવું. માથે ઠંડી લાગે તે સહન ન થાય તો માથું એક રૂમાલ વડે ઢાંકવું.

* * *

આપણી આસપાસની હવા ચોખ્ખી જ હોય છે એમ નથી હોતું. બધી હવા એકસરખી હોય છે એમ પણ નથી હોતું. પ્રદેશે પ્રદેશે હવા બદલાય છે. પ્રદેશની પસંદગી આપણા હાથમાં નથી હોતી. પણ જે પ્રદેશમાં રહેવાનું થાય ત્યાં તો પસંદગીને થોડોઘણો અવકાશ હોય છે, હોવો જોઈએ. સામાન્ય નિયમ આમ મૂકી શકાયઃ જ્યાં બહુ ભીડ ન હોય, આસપાસ ગંદકી ન હોય, ત્યાં હવાઅજવાળાં બરોબર મળી શકે એવું ઘર શોધવું.

## ઊગતી ઉંમરની ટેવો

### અવ્યવસ્થા

એક દિવસ સવારના પહોરમાં એક ગાંધીની દુકાને દેશી વનસ્પતિની દવા લેવા જવાનું થયું. આશરે આઠ વાગ્યા હશે. એક ગાંધી દુકાન ઉઘાડીને બેઠા હતા. તે નહાયા ધોયેલા નહોતા લાગતા પણ વહેલા ઘરાક ઝડપવા માટે બીજાના કરતાં વહેલી દુકાન ઉઘાડીને બેઠા હતા. મેં દવા માગી તે તેઓ શોધવા મંડ્યા પણ દુકાનમાં સાફસૂફી પણ પૂરી કરી નહોતી, કોથળીઓ અને ડબાઓ અવ્યવસ્થિત આડાઅવળા પડ્યા હતા. તેમાંથી દવા હાથ લાગી નહીં. પણ વહેલી સવારના ઘરાકને પાછો તો કેમ કઢાય? એટલે ગાંધીએ મને પોતાને ઘેરથી દવા આપવાનું કહ્યું અને મને ઘેર લઈ ગયા. ઘરમાં જતાં જોયું કે તડકો ચઢી ગયો હતો છતાં છોકરાં ઊંઘતાં હતાં. પથારીઓ જેમ તેમ પડી હતી. કપડાં, વાસણ વગેરે આડાંઅવળાં પડ્યાં હતાં. શેઠે ઘરમાં આવીને એક અંધારી કોટડીમાં પડેલા ઢગલામાંથી ઝાંખા દીવા વડે દવા શોધવા માંડી પણ અવ્યવસ્થાના ભંડારમાંથી એ જડી નહીં એટલે શેઠને લાચાર થઈને સવારના ઘરાકને જતો કરવો પડ્યો.

આ રીતે અડધો કલાક બગાડ્યા પછી હું બીજા ગાંધીની દુકાને ગયો. તેમની દુકાનમાં બધો માલ વ્યવસ્થિત ગોઠવેલો હતો અને શેઠ નાહી ધોઈને પાઠપૂજા કરીને સ્વચ્છ થઈને આવેલા જણાતા હતા. દુકાન પણ સાફ હતી. દવા માગતાં તરત જ તેમણે દવા શોધી આપી.

આ દુકાનદાર કંઈક ઓળખીતા હતા. એટલે મને ચા પાણી માટે આગ્રહ કરીને પોતાને ઘેર તેડી ગયા. ત્યાં મને પેલા શેઠના ઘર કરતાં સુઘડતા, સ્વચ્છતા અને વ્યવસ્થા દેખાઈ. નાનાં બાળકોમાંથી કોઈ વાંચતું હતું તો કોઈ કાંતતું હતું. બંને દુકાનોમાં જેવો ફરક હતો તેવો જ બંનેનાં ઘરમાં ફરક હતો.

મને તે વિષે તપાસ કરતાં જણાયું કે, પહેલા દુકાનદાર નાનપણમાં પણ એવા હતા. તે ભણતા ત્યારે કદી તેમની ચોપડીઓનું ઠેકાણું રાખતા નહીં તેમ કશું કામ વ્યવસ્થિત કરતા નહીં. એમના સહાધ્યાયી કોઈ ટોકતા ત્યારે એમને 'ચોખલિયા' કે 'વેદિયા' કહીને તુચ્છકારતા અને પોતાના રેઢિયાળપણામાં રાચતા. તેનો પડઘો તેમના જીવનમાં હવે પડતો હતો અને ઘરાકને વહેલા ઝડપવાની ચીવટ રાખવા છતાં તેમની અવ્યવસ્થાને કારણે તેમને ઘરાક ખોવા પડતા હતા.

બીજા દુકાનદારને કોઈ સારી સંસ્થામાં કેળવણી લેવાનો લાભ મળ્યો હતો. ત્યાંના છાત્રાલયમાં સવારથી સાંજ સુધીનો વ્યવસ્થિત કાર્યક્રમ હતો અને ગૃહપતિ અને શિક્ષકો વ્યવસ્થિત ટેવો પાડવાનો પ્રયત્ન કરતા હતા. પરિણામે તેમને બધું કામ વખતસર, સુઘડ રીતે અને વ્યવસ્થિતપણે તથા ચીવટપૂર્વક

કરવાની ટેવ પડી હતી. તેનો પડઘો તેમના જીવનમાં હવે પડતો હતો અને તેમનાં ઘર અને દુકાન વ્યવસ્થિત હતાં.

વિ૦

## ફુગાવા પર અંકુશ

છેલ્લા થોડાક માસથી હિંદમાં રોજના વપરાશની જીવનની જરૂરની વસ્તુઓના ભાવો બહુ જ ઝડપથી વધતા જતા હતા. આ પરિસ્થિતિથી હિંદી સરકાર ચિંતાતુર બની હતી કેમ કે એ રીતે વસ્તુઓના ભાવો નિરંકુશપણે વધતા જ જાય તો ખેડૂતો, મજૂરો અને મધ્યમ વર્ગના સામાન્ય સ્થિતિના લોકોને માટે જીવવું મુશ્કેલ થઈ પડે. આ ભાવોનો વધારો મોટે ભાગે ચલણના ફુગાવાને કારણે હોવાનું માનવામાં આવે છે. અને તેથી સરકાર એને અંકુશમાં લાવવાનાં પગલાં વિચારી રહી હતી. આ બાબતમાં તેણે પ્રાન્તો તેમ જ રિયાસતી સંઘોના પ્રધાનો, જાણીતા અર્થશાસ્ત્રીઓ તેમ જ ઉદ્યોગપતિઓ અને મજૂરોના પ્રતિનિધિઓની સલાહ પણ લીધી હતી. એ પછી ગઈ ૪થી તારીખે એક યાદી બહાર પાડીને ફુગાવાને અંકુશમાં લાવવા માટે સરકારે લેવા ધારેલાં પગલાંની તેણે જાહેરાત કરી છે. સરકારે ચાર રીતે ચલણના ફુગાવાને અંકુશમાં લાવવા વિચાર્યું છે.

૧. જીવનની જરૂરિયાતની વસ્તુઓની કિંમત ઉત્તરોત્તર ઘટાડીને.

૨. ઉદ્યોગોના ઉત્પાદનમાં વધારો કરીને.

૩. કાર્યદક્ષતાને બાધ ન આવે એ રીતે મધ્યસ્થ તેમ જ પ્રાન્તિક સરકારોના ખરચમાં કાપકૂપ કરીને તથા તેમનાં મહેસૂલમાં વધારો કરીને.

૪. નાની રકમોની બચતને ઉત્તેજન આપી લોકોને તે નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટ તથા સેવિંગ્સ બૅંક જેવામાં રોકવાને પ્રેરી એ રીતે વધારાની ખરીદ-શક્તિ વેડફાઈ જતી અટકાવીને.

તાજેતરમાં મૂકવામાં આવેલા અંકુશોને લઈને કાપડ તેમ જ અનાજની કિંમતમાં ઠીકઠીક ઘટાડો થવાનું સરકાર ધારે છે. આ ઉપરાંત ખાંડના ભાવમાં ઘટાડો કરવાનું પણ તે વિચારી રહી છે. વળી કેરોસીન, લોખંડ, પોલાદ અને સિમેંટ જેવી અતિ મહત્ત્વની વસ્તુઓની વહેંચણીની વધુ સારી યોજના પણ સરકાર તરફથી ટૂંક સમયમાં જાહેર કરવામાં આવશે.

મ૦

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૬

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી નવેમ્બર, ૧૯૪૮

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



## ફૂલણજી ફટાક!

[ઈસપની એક વાર્તા]

એક બળદ તળાવડી પાસે ચરતો હતો. પાસે કેટલાંક નાનાં દેડકાં ઢગલી વળીને પડ્યાં હતાં, તેના પર બળદનો પગ આવ્યો. દેડકાં પટાપટ કૂદીને તો નાઠાં, પણ એક બિચારું પગ-તળે ચગદાઈ ગયું.

નાસી છૂટેલી દેડકીઓએ પાણીમાં જઈ પોતાની માને આ ખબર કહ્યા. તેઓ કહે, એક મોટું પ્રાણી હતું, તેણે અમારી દોસ્તને મારી નાંખી.

મા કહે, 'કેવડું મોટું હતું! આવડું!' — એમ કહી તે પોતાનું શરીર ફુલાવવા લાગી.

બચ્ચું કહે — ના, એથી તો ક્યાંય મોટું!

દેડકીની મા વધારે ફૂલીને કહે, — આવડું!

બચ્ચું — ના, એથી પણ મોટું!

મા વળી શરીર ફુલાવીને પૂછે — આવડું હતું!

બચ્ચું — ના, એથી પણ મોટું!

હવે માએ પોતાનામાં હોય તેટલું બધું જોર વાપરીને શરીર ફુલાવ્યું ને પૂછ્યું — આવડું!

બચ્ચું ના કહે ત્યાં તો માનું શરીર ફટાક દઈને ફાટી ગયું!

ફૂલણજીના બીજા શા હાલ થાય!

આપણામાં કહે છે તેમ, લાંબા જોડે ટૂંકો જાય તો મરે નહીં તો માંદો તો પડે જ, તે આનું નામ.

૪-૧૦-'૪૮ — મગનભાઈ દેસાઈ

## ગાંધી બાપુનાં નિશાળિયાં

[એક હરિજન લોકસેવકનું રચેલું આ ગીત ભણતરનો સાચો અર્થ પ્રગટ કરે છે. જુ. દવે]

અમે ગાંધી બાપુનાં નિશાળિયાં,
અમે રેંટિયા મંદિરનાં નિશાળિયાં,
ગુરુ કીધાં છે ગામ, સીમ, વાદળિયાં ! અમે૦
અમને વહેલા ઉઠાડે ભાઈ કૂકડિયાં,
વહેલા ઊઠીને ચાવીએ દાતણિયાં,
ધ્યાન ધરીએ ને બોલીએ ભજનિયાં ! અમે૦
કોઈ કાંતે છે સર સર સૂતરિયાં,
કોઈ પીંજે છે પટ પટ પિંજણિયાં,
કોઈ ખાદી વણે છે વણકરિયાં ! અમે૦
અમે કોક દી જઈએ ખેતરિયાં,
અમે હાંકીએ ચલિયાં વાંદરિયાં,
"તમે વનમાં જાઓ મારાં બાપલિયાં !" અમે૦
કોઈ દોહે, ચારે ગાય ગોવાળિયાં,
ગાય, નાચે, બજાવે રૂડી વાંસળિયાં,
અમે નદીમાં કરીએ નાવણિયાં ! અમે૦
કોઈ માપે, ગણે તો કોઈ ચિતરિયાં,
કોઈ ઘડે, ભાંગે તો કોઈ સાંધણિયાં,
કોઈ કરંતા વિધવિધ અખતરિયા ! અમે૦
વણચોપડે ભણીએ ભણતરિયાં,
કામ કરીને થઈએ અનુભવિયાં,
જ્ઞાનઘેલાં એવાં અમે ગાંડિયાં ! અમે૦

સુમન્ત ભારતી

---

જ્યાં ત્યાં થૂંકો નહિ, એથી રોગ ફેલાય છે.

*

એક હારમાં ઊભા રહેવાની ટેવ પાડો.

## વાતોડિયા પરભાતભાઈ

પરભાતભાઈ અમારા ગામના એક બહુ ભલા ખેડૂત છે. કોઈ પણ સારું કામ આવે તો તે એમાં પહેલું નામ નોંધાવે અને સારા કામમાં સાથ આપે. હમણાં અમે એક એવો ઠરાવ કર્યો કે કેટલાંક કુટુંબોએ રોજ રાત્રે સૂતાં પહેલાં કુટુંબનાં બધાં ભાઈ બહેનોએ સાથે બેસીને ભજન કરવું અને કાંઈક સારાં વાત વિચાર કરવાં. પરભાતભાઈએ તો એ વાત તરત ઝીલી લીધી.

પણ પરભાતભાઈને એક કટેવ પડી ગઈ હતી. કોઈ પણ સ્થળે વાત ચાલતી હોય તો એ સાંભળવા ઊભા રહી જાય. એમનું કામ છોડીનેય એ વાતો સાંભળવા ઊભા રહી જાય. અને હુકાની લહેજતમાં એ પા કલાક ઊભા રહ્યા કે અડધો કલાક એનું પણ એમને ભાન ન રહે, આથી એ બધાં કામોમાં મોડાજ પડે.

કેટલાંક હળ વહેલાં પરોઢિયે ખેતરમાં પહોંચીને કામે વળગી જાય છે પણ અમારા પરભાતભાઈનું હળ તો ચાપાણી પીને આઠ વાગ્યે જવા નીકળે તોય સારું. આથી પરભાતભાઈ દરેક કામમાં મોડા જાય અને મોડા પરવારે.

કુટુંબમાં બધા સાથે મળીને ભજન કરવાનું એમણે હોંશે હોંશે ઠરાવ્યું હતું પણ એક દહાડોય એ વેળાસર ઘરભેગા થાય ત્યારે ને? એ રોજ મોડા આવે પછી ભજન શાનું થાય? ચાલુ સાલે, વરસાદ બહુ ઓછો પડયો છે એથી ડાંગરનો પાક લગભગ નિષ્ફળ ગયો છે. એમ છતાં જે ખેડૂતો થોડા વહેલા પરવાર્યા હતા એમને વીઘે ચાર છ મણ ડાંગર થઈ પણ પરભાતભાઈ વહેલા પરવારે તો એ પરભાતભાઈ જ શાના? એમની ડાંગર મોડી ઓરાઈ એટલે બધા ડાંગર વાઢતા હતા ત્યારે એમના ખેતરમાં કંટી પણ નહોતી બંધાઈ. વાઢવા ટાણે તો એ બરાબર ગળેથી ઝલાઈ હતી. ડાંગર ઝૂડી લાવ્યા ત્યારે પરભાતભાઈના ત્રણ વીઘાના ખેતરમાંથી ફક્ત દોઢ મણ ડાંગર એમને હાથ આવી!

બબલભાઈ મહેતા

## લોકશિક્ષણની ૨૦ રીતો

લોકોને વાંચતાં-લખતાં આવડતું ન હોય છતાં તેમનાં સૂકાં નિરાશામય જીવનમાં રસ રેડવો હોય તો આટલી જાતનાં પગલાં તો આજે જ લઈ શકાય:

૧. લોકો સાથે બેસી તેમને જીવનના પ્રશ્નોની ચર્ચામાં ઉતારવા.

૨. તેઓ જે કામ કરતા હોય તેમાં ભળી જઈ ઉપર પ્રમાણેની ચર્ચા છેડવી.

૩. કથાવાર્તાઓ અને ઇતિહાસ કહેવાં, જેમાં પુસ્તકનો આધાર ભલે હોય, પણ મોટે ભાગે મોઢેથી જ કહેવાનું રાખવું.

૪. નાટ્યપ્રયોગ કરી બતાવવા, અને લોકોને પણ તેમાં પાત્રો તરીકે ભેળવવાં.

૫. ખેતી, ગ્રામોદ્યોગો, રૂઢિઓ વગેરે સબંધી પ્રદર્શનો યોજવાં.

૬. પ્રવાસ-પર્યટન ગોઠવી તેમાં તેમને દાખલ કરવાં.

૭. ખેતી તથા બીજા ઉદ્યોગો, જેમાં લોકો પોતાના વખતનો મોટો ભાગ ગુજારે છે, તે સંબંધી નવી નવી માહિતી શોધી લાવી તેમને પીરસવી.

૮. કુદરતના કાયદાઓની સમજ પડી જાય એવા શરીરશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરેને લગતા પ્રયોગો બતાવવા.

૯. વર્તમાનપત્રો અને સદ્ગ્રંથો વાંચી સંભળાવવા. માત્ર સંભળાવવા જ નહીં, પણ સમજાવવા.

૧૦. ભજનમંડળી કાઢી ગીતો અને ભજનોનો શોખ લગાડવો, અને સાદા તાલ અને સૂર સમજે એવો પ્રયત્ન કરવો.

૧૧. રાસ, દાંડિયા અને સાદા નૃત્યના પ્રકારોનો શોખ લગાડવો.

૧૨. કવાયત શીખવી સારી રીતે ઊભા રહેવા, ચાલવા, અને સાથે મળીને કામ કરવાનો શોખ જગાડવો.

૧૩. ભીંતો ઉપર અને ઓટલા ઉપર ચિત્રો ચીતરવાનો શોખ કેળવવો.

૧૪. રમતગમતમાં લોકોને ભેળવવાં.

૧૫. ઉત્સવો ઊજવવા.

૧૬. માંદાઓની માવજત કરી બતાવવી.

૧૭. મિત્રમંડળીઓની ઉજાણીઓ અને સમૂહભાજનો વખતોવખત ગોઠવવાં.

૧૮. લોકોનાં સંકટોમાં તેમની મદદે જવું, તેમની નાની મોટી લડતો લડવી.

૧૯. છેલ્લું પણ મહત્ત્વમાં સૌથી પહેલું — લોકોની વચ્ચે વસવું અને પોતાના શુદ્ધ સેવામય જીવન દ્વારા તેમનામાં સુવાસ ફેલાવવી.

૨૦. જેની પાસે જે 'વત હોય તે છૂટા હાથે લોકો વચ્ચે વેરવા માંડીએ અને તેમાં કોઈ જરા પણ કંજુસાઈ ન કરીએ.

જુગતરામ દવે

## નાણું અને મોંઘવારી

સાધારણ રીતે લોકો એમ સમજે છે કે, પોતાના હાથમાં જેટલા પૈસા વધે તેટલી તેમની આવક વધી પણ દેશના નાણાચલણમાં બિનજરૂરી વધારો થવાથી જ્યારે વસ્તુઓની મોંઘવારી થાય અને પહેલાં એક રૂપિયામાં મળતી વસ્તુના ચાર કે વધુ રૂપિયા આપવા પડે ત્યારે તેમને સમજાય છે કે હાથમાં રૂપિયાના ચાર રૂપિયા આવ્યા પણ તેનાથી માલ વધારે મળતો નથી.

બજારમાં રૂપિયાની સંખ્યા વધે અને છતાં તેનાથી માલ વધારે ન મળે તેનું કારણ શું? એનું કારણ એ છે કે નાણું એ તો માલનો અદલોબદલો કરવા માટેનું સાધન છે. જેમ વજન જોખવા માટે વજનિયાં છે અને માપવા માટે ફૂટપટી છે તેમ માલનો અદલોબદલો કરવા માટે નાણું છે. વજનિયાં વધારી દેવાથી જેમ માલ વધતો નથી તેમ નાણું વધારી દેવાથી માલ વધતો નથી. એક તરફ માલનો જથ્થો હોય છે અને બીજી તરફ તેનો બદલો કરવા માટે નાણું હોય છે. માલ ન વધે અને કેવળ નાણું વધે તો તેટલા માલની બરાબર વિશેષ નાણું થવાથી માલની કિંમત નાણામાં વધે છે.

આપણા દેશમાં ૧૯૪૦માં ફક્ત રૂ. ૨૫૫ કરોડની નોટો ચલણમાં હતી. ૧૯૪૮ના સપ્ટેમ્બર માસની આખરે તે વધીને ૧૨૦૫ કરોડની થઈ હતી. તે

વધારાના પ્રમાણમાં દેશમાં માલનું ઉત્પાદન વધ્યું નથી એટલે માલના પ્રમાણમાં નાણું વધી પડ્યું છે અને મોંઘવારી બેહદ વધી છે. ૧૯૩૯માં વસ્તુઓના ભાવનો આંક ૧૦૦ ગણીએ તો તે ૧૯૪૮ના મે માસમાં વધીને ૩૬૭ થયો છે. એટલે નવ વરસમાં વસ્તુઓના ભાવ લગભગ ચાર-ગણા થયા છે એમ કહેવાય. આનાં નાનાંમોટાં અનેક કારણો છે. પણ તેમાં સૌથી મહત્ત્વનું કારણ નાણાચલણનો વધારો છે. આ વધારો શી રીતે થયો છે તે થોડું સમજવા જેવું છે.

સરકાર કે બૅન્ક ચલણી નોટો કાઢે છે ત્યારે તેની અનામત તરીકે કાયદાથી ઠરાવ્યા પ્રમાણે થોડું સોનું રૂપું અનામત રાખે છે અને બીજાં સરકારી લોનોનાં કાગળિયાં અનામત તરીકે રાખે છે. એ રીતે આપણા ચલણના કાયદા પ્રમાણે ઇંગ્લંડની સરકારની લોનોનાં કાગળિયાં નોટોના અનામત તરીકે રાખવાની છૂટ છે. તે છૂટનો લાભ લઈને છેલ્લા વિશ્વ-યુદ્ધ દરમિયાન હિંદમાંથી ઇંગ્લંડ મોકલેલા માલને બદલે અહીંના વેપારી-ઓને સરકારે નવી નવી નોટો છાપીને આપી; અને તેને બદલે ઇંગ્લંડની સરકાર પરની હૂંડીઓ નોટોના અનામત તરીકે રાખી. આ રીતે હિંદમાંથી જે માલ લોકોએ પોતે વાપરવાને બદલે પરદેશ ચઢાવ્યો એના બદલામાં નવો માલ કંઈ મળ્યો નહીં પણ વેપારીઓને અને લોકોને નોટોના રૂપમાં નાણાં મળ્યાં અને સરકારને વિલાયતની હૂંડીઓ મળી. પરિણામે દેશમાં માલની અછત થઈ અને નોટોની સંખ્યા વધતી ચાલી. માલની આવક કે પેદાશ વધી નહીં પણ નોટો વધી એટલે નાણાંની ખરીદશક્તિ ઘટી ગઈ અને માલ મોંઘો થયો.

આ મોંઘવારી વિશ્વયુદ્ધ બંધ થયા છતાં ઘટી નથી પણ ઊલટી વધી છે. હવે લડાઈ માટે પરદેશ માલ ચડાવવાનું બંધ થયું છે પણ દેશમાં જે નોટો ફરતી થઈ છે તે ઓછી થઈ નથી. આથી મોંઘવારી ચાલુ છે અને બીજાં અનેક કારણોથી ઊલટી વધી છે.

આ મોંઘવારી સરકાર ઓછી કરવા માગે છે અને તે માટે તેણે કેટલાક ઉપાયો વિચાર્યા છે. તેનો સાર ગયા અંકમાં આપવામાં આવ્યો છે. તેનો મુખ્ય ખ્યાલ એવો છે કે ઉત્પાદન વધારવું અને બજારમાં ફરતા પૈસાની સંખ્યા ઘટાડવી. તે માટે સરકાર પોતે ખરચમાં કાપકૂપ કરવા માગે છે અને લોનો વગેરે દ્વારા લોકો પાસેથી પૈસા ખેંચવા માગે છે. ખાધા ખોરાકીની અને બીજી જરૂરી વસ્તુઓના ભાવ ઉપર ફરી અંકુશો મૂકવા પણ માગે છે. આ કામ બધું વટહુકમો કાઢવાથી થઈ શકતું નથી. સરકારી નોકરો, વેપારીઓ અને પ્રજાનો સહકાર હોય તો જ થઈ શકે છે. તે

બધા પોતાના અંધ-સ્વાર્થમાં અને પોતપોતાનાં સુખસગવડો સાધવામાં રચ્યાપચ્યા રહે તો સરકાર કંઈ કરી શકે નહીં.' માટે જો મોંઘવારી ઘટાડવી હોય તો સરકાર જે પગલાં ભરે તેમાં દરેકે સાથ આપવો જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

લોકજીવન

નવેમ્બર ૧લી ૧૯૪૮

## કાયદા દ્વારા સમાજસુધારો

ખેડા જિલ્લાના ધારાસભ્ય શ્રી. લસિંહ ડાભીએ લગ્નને પ્રસંગે વાંકડો અથવા પૈઠણ લેવા કે દેવાની મનાઈ કરતું મલ મુંબઈની ધારાસભામાં રજૂ કર્યું છે. મજકૂર બિલનો ઉદ્દેશ બહુ સારો છે એ વિષે કોઈ પણ સમજદાર માણસ ના પાડી શકે એમ નથી. લગ્ન જેવા માણસના જીવનના સૌથી પવિત્ર સંબંધને આર્થિક લેવડદેવડ કે સોદાનો પ્રશ્ન બનાવવો એના જેવું ભૂંડું બીજું શું હોઈ શકે? એ કુપ્રથાએ આપણા સમાજજીવનને અને આપણા કુટુંબજીવનને પારાવાર નુકસાન કર્યું છે એ સૌ કોઈ જાણે છે. વાંકડા કે પૈઠણના કરારની શરતો પૂરી ન થવાને કારણે અથવા એ શરતોની ઉભયપક્ષની સમજને અંગે મતભેદ પડવાથી વર અને કન્યા પક્ષ વચ્ચે જીવનભરનાં વેર બંધાયાના અને કેટલીક વાર નવદંપતીનો સંસાર આરંભથી જ વિષમય બન્યાના દાખલા હંમેશાં મળતા રહે છે. વાંકડો ભરવાની પોતાની અશક્તિથી મૂંઝાઈને કન્યાના પિતાએ અથવા માબાપની મૂંઝવણથી ત્રાસીને એમાંથી તેમને ઉગારવાને કન્યાએ આપઘાત કર્યાના દાખલા પણ ઘણી વાર સાંભળવામાં આવે છે.

આમ એ પ્રથા વ્યક્તિ તેમ જ સમાજને માટે અતિ હાનિકારક છે એ વિષે શંકા નથી. છતાં એ દૂર કરવા માટે કાયદાનો આશરો લેવાનું પગલું ડહાપણભર્યું કે અસરકારક છે એમ ન કહી શકાય.

સામાજિક બદીઓ અથવા કોઈ પણ પ્રકારની બદી, કાયદો કરવા માત્રથી દૂર કરી શકાતી હોત તો સમાજસુધારાનો પ્રશ્ન બહુ જ સુગમ બની જાત. તો તો પ્રચલિત બદીઓની યાદી તૈયાર કરી તેમની મનાઈ કરતા કડકમાં કડક કાયદા પસાર કરવાથી એ પ્રશ્નનો ઉકેલ આવી જાત અને એ રીતે આદર્શ સમાજ નિર્માણ કરી શકાત.

પણ વસ્તુસ્થિતિ એવી નથી. સમાજની બધી કુપ્રથાઓ લોકમાનસમાં જડ ઘાલીને બેઠેલી હોય છે. અને તેથી જે કાયદાની પાછળ લોકલાગણી અથવા લોકમતનું પીઠબળ નથી હોતું તે કાયદા વહેવારમાં કદી સફળ થતા નથી. એવા

કાયદાઓનો કાં તો અમલ થઈ શકતો નથી અને તે ધારાપોથીનાં પાનાં પર જ રહી જાય છે અથવા સરકાર જો તેમનો અમલ કરવાનો આગ્રહ રાખે તો જબરદસ્તી અને દમનનો આશરો લઈને જ તે થોડેઘણે અંશે તેમ કરી શકે છે અને પરિણામે પ્રજાની વફાદારી ખોઈ બેસે છે. આ રીતે તે પ્રજાની સરકાર મટી જાય છે.

વળી, કાયદાની એક મોટી મર્યાદા એ છે કે, તે વ્યક્તિ કે સંસ્થાના બાહ્ય આચરણ કે વર્તનનું જ નિયમન કરી શકે છે અથવા તેને અમુક દિશામાં વાળી શકે છે. એ આચરણ કે વર્તનના મૂળમાં રહેલાં તથા તેમને પ્રેરનાર ભાવનાઓ, લાગણીઓ, વૃત્તિઓ, રાગદ્વેષો, આશયો વગેરેનું નિયમન કરવાને તે અસમર્થ છે.

આમ હોઈને કોઈ પણ કુપ્રથા કાયદા દ્વારા ગેરકાયદેસર ઠરાવવાથી ધાર્યો સુધારો કદી થઈ શકતો નથી. એને માટે તો પ્રથમ લોકમાનસ પલટવાની જરૂર છે. એ કામ લોકસેવકો અને સમાજસુધારકોનું છે. પ્રત્યક્ષ આચરણ અને સમજાવટ દ્વારા તેઓ ધીમે ધીમે લોકોનું માનસ પલટે છે. એ રીતે લોકો પણ પ્રચલિત કુપ્રથાઓનાં દૂષણો સમજતા અને જોતા થાય છે. આમ થાય ત્યારે કાયદા માટેની ભૂમિકા તૈયાર થઈ ગણાય. આ રીતે યોગ્ય ભૂમિકા તૈયાર થયા પછી કરવામાં આવેલો કાયદો લોકો પણ ઝીલી લે છે અને તેનો અમલ પણ સફળતાપૂર્વક કરી શકાય છે. કારણ કે એ કાયદો લોકમાનસનું પ્રતિબિંબ જ હોય છે.

આવી ભૂમિકા તૈયાર કરવાની દિશામાં ધારાસભ્યો ઘણું ઘણું કરી શકે એમ છે. કેમ કે પ્રધાનપણે તેઓ સમાજસેવકો જ છે અને એ રીતે જ લોકોના પ્રતિનિધિ તરીકે તેઓ ધારાસભામાં ગયેલા હોય છે.

મણિભાઈ દેસાઈ

## બાપના કૂવામાં ડૂબી ન મરાય

"આ ગંદકી અને માખી અને રોગ વગેરેની બધી વાતો તમે કરો છો, પણ એ કાંઈ નવી છે? વડવાના વડવાઓથી આમ ચાલે છે. આ તમે નવા નીકળ્યા છો તેઓ જ એવી વાતો કરો છો. બાકી કોઈને કશું શું થતું હતું? આ નવું ભણતર ને દાક્તરો આવ્યા તેણે આ જગવ્યું છે. બાકી તો પેઢીઓથી ચાલતું આવ્યું છે ને ચાલે એમાં શું બગડી ગયું?"

કશી પણ સુધારાની વાત કહો કે લાગલી તેની સામે આવી વાત કરવાની આપણા લોકોને ટેવ પડી ગઈ છે. ચાલતું આવેલુ ચલાવ્યે રાખવું સહેલું પડે છે. એવી મનની જડતા આપણા લોકને કોઠે પડી ગઈ છે. એટલે, ખરું જોતાં, નવું કરવાની તકલીફ ઉઠાવવામાંથી બચવા સારુ આવી દલીલ સૂઝે છે. નહીં તો, શું ગંદકી અને રોગથી રોજની પીડા આપણને નથી દેખાતી? એ પીડા

આપણને થાય એ ગમે છે? આપણા વડવાઓને પણ થતી હતી; માટે આપણને પણ થવી જોઈએ, એવું થોડું કહી શકાય? માંદા પડીએ ત્યારે ઇલાજ તો આપણે કરીએ છીએ. તો પછી આવું શું કામ કહીએ? આપણે એમ પણ કહીએ જ છીએ કે, આપના કૂવામાં ડૂબી મરવાનું ન હોય; તેમાં તરતાં આવડવું જોઈએ. વડવાના વડવા આ બધાથી દુઃખી થતા હતા, માટે આપણે થયા કરવું એ તે કેવી વાત! ખરું પૂછો તો, આપણા દેશમાં સૂર્ય ભગવાનની મહેર છે, નહીં તો રોગ અને ગંદકીના માર્યા આપણે સાવ મરી જ જઈએ, એવી આપણી કુટેવો છે. આપણા દેશ પર સૂર્યનો તાપ એવો પડે છે કે તેથી ઘણી ગંદકી ઊડી જાય છે. પણ તેથી કાંઈ ગમે તેમ ગંદકી કરવાનો પરવાનો મળ્યો ન ગણાય. આપણી ગંદી ટેવોને લીધે આપણા દેશના લોકોનાં શરીર બીજા દેશના લોકોના પ્રમાણમાં નબળાં અને રોગી જોવા મળે છે. બાળમરણ બહુ થાય છે. આયુષ ટૂંકાં થઈ ગયાં છે. અને એવી એવી તો કેટલીય માઠી અસર આપણા જીવન પર થાય છે સ્વરાજ આવ્યું છે તે આ બધું સમજી લઈ તેને દૂર કરવા માટે પ્રયત્ન કરવાને માટે. દેશને વળગેલી ગંદકી અને રોગની બલા ધારીએ તો ઘડીના છઠ્ઠા ભાગમાં દૂર કરી શકીએ.

૧૫-૧૦-'૪૮ મગનભાઈ દેસાઈ

## બે ફેરિયા

સેરિ દેશના બે ફેરિયા તાંબા-પિત્તળનાં વાસણ-કૂસણ લઈ, અંધપુર તરફ ફેરી કરવા નીકળ્યા. રસ્તામાં આવતી નદી નાવમાં પાર કરીને તેઓએ ભાગોળે મુકામ કર્યો. બીજે દિવસે શહેરમાં ફરવા માટે જુદી જુદી દિશાની શેરીઓ તેમણે વહેંચી લીધી, જેથી એક ઠેકાણે ભેગા થતાં બંનેને તકરાર ન થઈ બેસે. પરંતુ એક જણ જે શેરીમાં જઈ આવ્યો હોય ત્યાં બીજો પછીથી જઈ શકે એવી છૂટ રાખી.

તે બેમાંનો એક લાલચુ ને જૂઠો હતો, પરંતુ બીજો ભલો ને સતવાદી હતો. બીજે દિવસે પેલો લાલચુ ફેરિયો એક મોટી શેરીમાં ફેરી કરવા નીકળ્યો. "વાસણ લો, વાસણ!"

તે શેરીમાં એક મોટું પણ ખંડેર થવા આવેલું ઘર હતું. તેમાં પહેલાં ગામનો નગરશેઠ રહેતો હતો. પરંતુ દરિયામાં વહાણો ડૂબી જવાથી અને બીજી પણ ખોટ આવી જવાથી તે ભિખારી થઈ ગયો. તેના ઘરમાંથી પણ ધીરે ધીરે બધાં મરી પરવાર્યાં. છેવટે એક નાની છોકરી અને તેની દાદી એમ બે જણાં જ જીવતાં રહ્યાં. તે બંને પણ લોકોને ઘેર કામકાજ કરી માંડ પેટ ભરતાં હતાં.

પેલા ફેરિયાને નવાં ચળકતાં વાસણ લઈને વેચવા નીકળેલો જોઈ, દીકરી

દોડતી દોડતી દાદીમા પાસે ગઈ, અને કહેવા લાગી કે મને કશુંક રમકડું લઈ આપો ! દાદીમાએ જવાબ આપ્યો, બેટા, આપણી પાસે શું છે કે જેનું રમકડું લઈએ ? દીકરીએ જવાબ આપ્યો: દાદીમા, મેં ઉપલે માળ કાટમાળના ઢગલામાં એક જૂનું તાંસળું જોયું છે. તેના બદલામાં કશુંક રમકડું જરૂર મળશે!

દાદીમાએ કહ્યું: ભલે, લઈ આવ!

દીકરી દોડતી દોડતી તાંસળું લઈ આવી. દાદીમાએ તે બતાવી ફેરિયાને કહ્યું, "ભાઈ, આ લઈને કશુંક આપી તારી આ નાની બહેનને રાજી કર!"

ફેરિયાએ તાંસળું હાથમાં લઈને જોયું તો તે સોનાનું હતું. તેણે તેને તળિયે ઘસરકો પાડીને ખાતરી કરી જોઈ. તેણે વિચાર કર્યો કે આ લોકોને આ તાંસળાની કિંમતની કશી ખબર નથી; માટે તેને મફતમાં જ પડાવી લેવાશે! પછી તેણે મોં બગાડીને કહ્યું: "આ ભાગેલું ઠીકરું બે બદામની કિંમતનું પણ નથી. તેના બદલામાં કશું પણ શું આપી શકાય?"

આમ કહી, તેને છૂટું ઘરમાં પાછું ફેંકી તે ચાલતો થયો.

દીકરી રડવા જેવી થઈ ગઈ. ડોસીને પણ ઘણું ઓછું આવ્યું પણ શું કરે?

થોડી વાર પછી, તે શેરીમાં પેલો બીજો ફેરિયો વાસણ વેચવા આવ્યો. તેને જોઈ પેલી દીકરી ફરીથી ડોસીમા પાસે ગઈ. ડોસીમાએ કહ્યું કે, "એક જણ તો હમણાં એ તાંસળું પાછું ફેંકી ચાલ્યો ગયો; હવે બીજો પણ તેનું શું આપવાનો છે?"

દીકરીએ કહ્યું કે આ ફેરિયો તો બહુ ભલો લાગે છે. તે જરૂર આ તાંસળાનું કશુંક આપશે!

ડોસીમાએ ફેરિયાને બોલાવ્યો અને તાંસળાના બદલામાં કંઈક આપીને દીકરીને રાજી કરવા આજીજી કરી. તેણે તાંસળું હાથમાં લઈને તપાસી જોયું. તેને પણ તરત ખબર પડી કે તાંસળું સોનાનું છે. તેણે બરાબર તપાસી, તોલ કરીને ડોસીમાને કહ્યું, "માજી! આ તાંસળું તો સોનાનું અને દશેક હજાર રૂપિયાની કિંમતનું છે. મારી પાસે તો માંડ પાંચસો રૂપિયાનાં વાસણ છે! તે બધાં આપી દઉં તોપણ કશું આપ્યું ન કહેવાય!"

ડોસીએ કહ્યું, "આ ફુટેલું તાંસળું કશી કિંમતનું નથી એમ કહીને તેને પાછું ફેંકી હમણાં જ એક ફેરિયો ચાલ્યો ગયો. અત્યારે તે જ તાંસળું સોનાનું બન્યું હોય તોપણ તે તારા હાથનો જ પ્રતાપ! માટે હું તો તે તને જ આપી દઉં છું; તારે તેના બદલામાં જે કાંઈ નાની મોટી એકાદ ચીજ આ દીકરીને આપવી હોય તે આપ!"

ફેરિયાએ કહ્યું: "માજી, મારી પાસે આ વાસણ છે તે બધાં તો લો, તથા બીજા આ પાંચસો રૂપિયા રોકડા છે તે પણ લો. મને ફક્ત મારો કાંટો અને વજનિયાં, તથા ખાલી કોથળો, અને આઠ રૂપિયા મુસાફરી માટે લઈ જવા દો!"

આટલું કહી, પોતાની પાસેનું બધું ત્યાં ઠાલવી, તે તાંસળું લઈને નદી ઉપર ગયો, અને હોડીવાળાને આઠ રૂપિયા આપી પોતાને સામે પાર મૂકી આવવાનું કહ્યું. હોડીવાળાએ આખી હોડીનું ભાડું મળતાં તરત હોડી હંકારી મૂકી.

થોડી વાર બાદ પેલો લાલચુ ફેરિયો ડોસીને ઘેર પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે, "પેલું તાંસળું લાવો; મને આ છોકરીની દયા આવે છે, એટલે તેને કશુંક રમવા જેવું કાઢી આપું!"

ડોસીએ તેને ધમકાવીને કહ્યું, તું તો એ સોનાના તાંસળાને બે બદામનું પણ નહોતો કહેતો! પણ તારા ગયા પછી તરત જ બીજો એક ભલો ફેરિયો આવ્યો, તેણે તેના દશ હજાર રૂપિયા કહ્યા; પછી પોતા પાસેની હજારેક રૂપિયાની બધી મતા અમને આપી દઈને તે તાંસળું લઈ ગયો!

આ સાંભળી, એ લાલચુ ફેરિયો પોતાનું માથું કૂટવા તથા વાળ પીંખવા લાગ્યો. મારું દશ હજાર રૂપિયાનું તાંસળું પેલો હરામખોર પડાવી ગયો, એમ બોલતો બોલતો તે પોતાનો બધો સામાન ડોસીને ઓટલે નાખી, પોતાના કાંટાની લોઢાની દાંડી છૂટી હાથમાં લઈ પેલાની પાછળ પાછળ દોડ્યો. નદી આગળ આવીને જોયું તો હોડી નદીની અધવચ પહોંચેલી; તેણે હોડીવાળાને હોડી પાછી વાળવા ઘણી બૂમો મારી, પણ હોડીવાળાને પૂરું ભાડું મળેલું એટલે તેણે હોડી પાછી વાળી નહીં. પોતાના હાથમાં આવેલું તાંસળું આમ ચાલ્યું જતું જોઈ, આ લાલચુ ફેરિયો નદી કિનારે ઊભો રહી પોતાની દાંડી વડે પોતાનું જ માથું ફોડવા લાગ્યો. તે વખતે, તળાવને તળિયે સુકાતા કાંપમાં ફાટો પડી જાય, તેમ તેનું હૃદય શોકથી તડાક દઈને ફાટી ગયું અને તે મરણ પામ્યો.

ગોપાલદાસ પટેલ

## પૂરું થતું પખવાડિયું

મુંબઈની ધારાસભાએ પશુસંરક્ષણ બિલ પસાર કર્યું છે. એમાં દૂધ આપે એવાં તેમ જ પશુઉછેર તથા ખેતીવાડીના કામમાં આવે એવાં પશુઓની કતલ કરવાની મનાઈ કરવામાં આવી છે. એ રીતે ઉપયોગી ન હોય એવાં ઢોરોની પશુચિકિત્સક અમલદારનું લેખી પ્રમાણપત્ર મેળવીને જ કતલ કરી શકાશે. ધાર્મિક હેતુને માટે ૧૫ વરસની ઉપરની વયનાં ઢોરની કતલ કરવાની એ બિલમાં છૂટ આપવામાં આવી છે.

ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ તથા શ્રી. શંકરરાવ દેવે કોંગ્રેસના પ્રમુખપદ માટેની પોતાની ઉમેદવારી

પાછી ખેંચી લીધી છે. આ અંગે એક સંયુક્ત નિવેદનમાં તેમણે જણાવ્યું છે કે, કોંગ્રેસના પ્રમુખની ચૂંટણી હરીફાઈ વિના થાય એવી પ્રણાલી ચાલતી આવી છે. એ પ્રણાલી જળવાઈ રહે અને પ્રમુખની ચૂંટણી બિનહરીફ થાય એટલા માટે અમે અમારી ઉમેદવારી પાછી ખેંચી લઈએ છીએ.

આચાર્ય કૃપાલાનીએ પણ એવી જ મતલબનું નિવેદન કરીને કોંગ્રેસના પ્રમુખપદ માટેની પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી છે.

મુંબઈની ધારાસભામાં મજૂર પ્રધાન શ્રી. ગુલઝારીલાલ નંદાએ ગુમાસ્તાઓની સ્થિતિ સુધારવા માટેનું બિલ રજૂ કર્યું છે.

એમાં જુદા જુદા ધંધાની દુકાનો ઉઘાડવાનો તેમ જ બંધ કરવાનો સમય મુકરર કરવામાં આવ્યો છે. એ બિલ પ્રમાણે દુકાનો તેમ જ હોટેલો અને વીશીઓમાં કામ કરતા ગુમાસ્તાઓ તથા નોકરોનો નવ કલાકનો કામનો દિવસ નક્કી કરવામાં આવ્યો છે. દર અઠવાડિયે તેમને એક દિવસની રજા મળશે અને દર વરસે ૧૪ દિવસની ચાલુ પગારે રજા મળશે.

હવે પછી માલિકો પોતાની સંસ્થામાં બાર વરસની નીચેના છોકરાઓને કામે લગાડી શકશે નહીં તેમ જ સત્તર વરસથી નીચેની ઉમરના નોકરોને અને સ્ત્રી નોકરોને સવારે ૭ થી વહેલાં, અને સાંજે સાત વાગ્યા પછી કામે નહીં રોકી શકાય.

સ્વચ્છતા, હવાઉજાસ તથા આગને લગતી તકેદારી વગેરે નોકરોની તંદુરસ્તી અને સલામતીની બાબતમાં સત્તાવાળાઓને સંતોષ થાય એવી વ્યવસ્થા માલિકોને કરવી પડશે.

આ બિલ પચીસ હજાર અને તેથી વધુ વસતીવાળાં શહેરોને લાગુ પડશે. જાહેરાત કરીને એથી ઓછી વસતીવાળાં શહેરોને પણ તે લાગુ પાડી શકાશે.

જમ્મુ અને કાશ્મીરની નેશનલ કૉન્ફરન્સે (ત્યાંની પ્રજાકીય સંસ્થા) એક ખાસ અધિવેશન ભરીને જમ્મુ અને કાશ્મીરને કાયમને માટે હિંદ સાથે જોડી દેવાનો ઠરાવ સર્વાનુમતે કર્યો છે.

જમ્મુ અને કાશ્મીરની સરકારે પાકિસ્તાનને દુશ્મન દેશ તરીકે જાહેર કર્યો છે. સાથે સાથે તેણે એમ પણ જાહેર કર્યું છે કે જે લોકો કાશ્મીરમાંથી પાકિસ્તાનમાં ચાલ્યા ગયા હશે તેમને લડાઈ બંધ ન થાય ત્યાં સુધી કાશ્મીરમાં પાછા ફરવા દેવામાં નહીં આવે.

અનાજ ઉપર ક્રમશઃ અંકુશો મૂકવાની હિંદ સરકારની નીતિને અનુસરીને મુંબઈ સરકારે અનાજ અને ચણાની નિકાસ ઉપરનો હાલનો પ્રતિબંધ ચાલુ રાખવાનો તથા ડાંગર, ચોખા, ઘઉં, જુવાર, બાજરી, મકાઈ, જવ અને ચણાને ફરીથી અંકુશ નીચે લાવવાનો તથા પ્રાન્તભરમાંથી અનાજ મેળવવા માટે સરકારી ઇજારા-પદ્ધતિ ધીમે ધીમે દાખલ કરવાનો નિર્ણય કર્યો છે એવી જાહેરાત પુરવઠા ખાતાના પ્રધાન શ્રી. દિનકરરાવ દેસાઈએ કરી છે અનાજ પરના અંકુશો કાઢી નાખવામાં આવ્યા ત્યારે સરકારે નક્કી કરેલા અનાજના જે ભાવો હતા તેનાથી દોઢા સુધીના ભાવો સરકાર આપવા ધારે છે એમ પણ તેમણે જણાવ્યું હતું.

કોંગ્રેસના પ્રમુખની ચૂંટણી કરવાને માટે તા. ૨૪-૧૦-'૪૮ને રોજ પ્રાંતિક સમિતિની બેઠક અમદાવાદ ખાતે કોંગ્રેસ હાઉસમાં મળી હતી. તેમાં ૩૧મી ઑક્ટોબરે સરદારશ્રીનો ૭૪ મો જન્મ દિવસ ગુજરાતભરમાં ઊજવવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. —મ૦

## ગાંધીજીના સિદ્ધાંતોને અનુસરો

[ગાંધી જયન્તીને પ્રસંગે દિલ્હીમાં રામલીલાના મેદાનમાં મળેલી સભા માટે સરદાર વલ્લભભાઈએ મોકલેલો સંદેશો નીચે મુજબ છે. મ૦]

ગયા જાન્યુઆરીમાં ગાંધીજીનું ક્રૂર અને હિચકારું ખૂન કરવામાં આવ્યું, ત્યાર પછીની આ પહેલી ગાંધીજયંતી છે. ત્યારથી આખું હિંદુસ્તાન અને સારી દુનિયા તેમને માટે શોક કરી રહી છે. ગાંધીજીએ પોતાના જીવન દરમ્યાન જે સિદ્ધિ મેળવી તેની સરખામણીમાં ઊભા રહી શકે એવા દુનિયાના ઇતિહાસમાં થોડા જ દાખલા છે અને તેમને ટપી જનાર તો કોઈ જ નથી. તેમણે નવું આધ્યાત્મિક અને નૈતિક બળ દાખલ કર્યું. તેણે માનવીનું ગૌરવ વધાર્યું તથા દુનિયાના જડવાદે માણસજાતને જે ચીલામાં નાખી હતી તેમાંથી તેને ઊંચે આણી. રંગદ્વેષ તથા જ્ઞાતિભેદ સામેની તેમની લડત માનવી પુરુષાર્થના શ્રેષ્ઠ દૃષ્ટાંત તરીકે સદાયે કાયમ રહેશે. સદ્ભાગ્યે તેઓ આપણી વચ્ચે હતા તે અરસામાં જ હિંદના સ્વાતંત્ર્ય માટેની તેમની લડત યશસ્વી રીતે વિજયી નીવડી. તેમની શહીદી તત્ત્વતઃ તેમણે ઉપદેશેલા અને જેને માટે સદાયે પોતે જીવ્યા હતા તે ધ્યેયને બળ આપનારી છે. આવો વારસો એક પેઢી કે એક યુગને માટે નહીં પણ સદાને માટે હોય છે. જે ઉપદેશો અને સિદ્ધાંતોનો તેમણે પ્રચાર કર્યો તથા વિરલ સફળતાથી પોતાના જીવનમાં ઉતાર્યો અને જેને લીધે આપણને તેમ જ આખા દેશને ભારે ફાયદો થયો તેને તેમના વારસ એવા આપણે અનુસરવા ઘટે. કેવળ ઉપરઉપરની સહાનુભૂતિ અથવા ભક્તિ તેમની મહામૂલી સ્મૃતિ તેમ જ આપણી પાસેથી ચાલ્યા ગયેલા આપણા મહાન ગુરુ પાસેથી આપણને સૌને મળેલા કીમતી વારસાના અપમાન સમી છે. તેમના ઉપદેશ અને તેમના ઉદાહરણને અનુસરવાનો પોતપોતાની મતિ પ્રમાણે પ્રયત્ન કરીને જ આપણે તેમની સેવા કરી શકીએ અને સા.. સારી રીતે તેમને પ્રસન્ન કરી શકીએ. એ રીતે જ આપણે તેમનું સન્માન કરી શકીએ અને તેમને લાયક થઈ શકીએ.

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ — અંક ૭

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩ / છ માસિક „ „ રૂ. ૨ — અમદાવાદ, ૧૫મી નવેમ્બર, ૧૯૪૮ — વાર્ષિક લવાજમ: પરદેશમાં શ. ૫. શિ. ૮




## ઘણું જીવો સરદાર

ગઈ ૩૧મી તારીખે ગુજરાતભરમાં ને હિંદના બીજા ભાગોમાં પણ લોકોએ પોતાના ઘરના માણસની વરસગાંઠ ઊજવે એવા ભાવ અને ઉમળકાથી સરદારની ૭૪મી વરસગાંઠ ઊજવી. સરદારે લોકોના હૃદયમાં કાયમી સ્થાન મેળવ્યું છે એનો આ પુરાવો છે.

પ્રજાની સેવા કરનાર તેનો પ્રેમ સંપાદન કરે છે; પણ આફતને વખતે તેની વહારે ધાનાર, તેને પડખે ઊભો રહેનાર પ્રજાના હૃદયમાં કાયમનું સ્થાન મેળવે છે.



સરદાર વલ્લભભાઈ પટેલ

કુદરતનો કોપ અને રાજા અથવા સરકારનો કોપ આ બે પ્રજાને માટે સૌથી વસમી આફત ગણાય. એવી આસમાની કે સુલતાનીમાં તે લાચાર અને નિરાધાર બની જાય છે. એ વખતે તેને સહાય કરનારને તે કદી ભૂલતી નથી.

૧૯૨૭ને ૧૯૨૮ની સાલમાં એવી આફત એક પછી એક ગુજરાત પર આવી પડી. ૧૯૨૭ની સાલમાં કુદરત રૂઠી. જાણે આભ ફાટ્યું અને પાંચ દિવસ સુધી લાગલાગટ મુસળધાર વરસાદ

પડયો. એ બધું પાણી કયાં સમાય? નદીનાળાં ઊભરાયાં, રેલવે અને સડકો તૂટી, તારટપાલ થંભી ગયાં, અને બધે જળબંબાકાર થઈ ગયું. ઘરો તૂટી પડયાં, ઝૂંપડાં સાફ થઈ ગયાં, વાવેલો પાક ધોવાઈ ગયો, લોકો ચોતરફથી પાણીથી ઘેરાઈ ગયા. ખાવું શું, પહેરવું શું અને રહેવું કયાં એ આ સંકટમાં સપડાયેલાં લાખો માણસોને માટે મોટો સવાલ થઈ પડયો. તારટપાલનો વહેવાર તૂટી જવાથી કયાં કેવી સ્થિતિ છે એની કોઈને ખબર નહોતી. સરકાર જેવી સરકાર બેબાકળી બની ગઈ. તેને કશો રસ્તો સૂઝતો નહોતો.

લોકોનું આ સંકટ સરદારથી કેમ જોયું જાય? જીવને જોખમે પણ સંકટમાં આવી પડેલાંઓની પાસે પહોંચી જઈ તેમને ઉગારી લેવાની તથા અન્નવસ્ત્રની તાકીદની મદદ વખતસર પહોંચાડવાની ગુજરાતના યુવાનોને તેમણે હાકલ કરી. સરદારની આ હાકલનો ઘટતો જવાબ મળ્યો અને સ્વયંસેવકોએ ઠેકઠેકાણે જરૂરી મદદ પહોંચાડી હજારો લોકોના જાનમાલ બચાવ્યા.

પણ આ તો તાત્કાલિક મદદ થઈ. રેલમાં જે ખેડૂતોએ પોતાનું બધું ગુમાવ્યું હતું તેમને પાછા પગભર કરવાના હતા, તેમની ખેતી પાછી બેઠી કરવાની હતી અને ત્યાં સુધી તેમને નભાવવાના હતા. આને માટે અઢળક નાણાંની જરૂર હતી. તેમણે નાણાંની ટહેલ નાખી. સરદારની આ ટહેલનો સરસ જવાબ મળ્યો અને તેમની ઝોળી છલકાઈ ગઈ.

પછીથી તેમણે બધે રાહતકાર્ય શરૂ કર્યું અને ભાંગી પડેલા ખેડૂતને પાછો બેઠો કર્યો. સરદારની વ્યવસ્થાશક્તિ જોઈને સરકાર પણ છક થઈ ગઈ. તેણે પણ પોતાના અમલદારોને તેમની દોરવણી પ્રમાણે કામ કરવાની સૂચના આપી.

આમ કુદરતના કોપમાંથી ગુજરાતના ખેડૂતોને ઉગારવાનું કામ પૂરું થયું ન થયું ત્યાં તેમના પર સરકાર રૂઠી. સરકારે બારડોલી તાલુકાના ખેડૂતોનું મહેસૂલ વધાર્યું. આ વધારવામાં આવેલું મહેસૂલ બારડોલી તાલુકામાંથી વગર મુશ્કેલીએ ઉઘરાવી શકાય તો ગુજરાતભરમાં મહેસૂલ વધારી દેવાનો સરકારનો મનસૂબો હતો. આ મહેસૂલવધારા સામે બારડોલીના ખેડૂતોમાં ભારે વિરોધ જાગ્યો. એની સામે સવિનયભંગની લડત લડવાને પણ તેઓ તૈયાર થયા. તેઓ સરદાર પાસે પહોંચ્યા. સરદારે તેમણે લેવાધારેલાં પગલાંની ગંભીરતા તથા તેમાં રહેલાં જોખમોનો તેમને પૂરો ખ્યાલ આપ્યો. પણ બારડોલીના ખેડૂતોએ જરૂર પડે તો લડતાં લડતાં ખુવાર થઈ જવાનો

નિશ્ચય જાહેર કર્યો એટલે સરદારે બારડોલીમાં જઈ પોતાનું થાણું નાખ્યું અને તેમની લડતની સરદારી લીધી.

પછી તો બારડોલીના ખેડૂતો અને સરકાર વચ્ચે કીડી અને કુંજરના વચ્ચે થાય તેવો સંગ્રામ શરૂ થયો. એક બાજુ હતી જગતના સૌથી બળવાન સામ્રાજ્યની તાકાત અને બીજી બાજુ હતા બારડોલીના ખેડૂતો. પણ ન્યાય તેમને પક્ષે હતો અને તેને આધારે તેમણે બળિયા સાથે બાથ ભીડવાની હિંમત કરી હતી.

સરકારે બારડોલીના ખેડૂતોને માત કરવાને બધાં હથિયાર અજમાવી જોયાં. કેટલાકને જેલમાં મોકલ્યા, કેટલાકની માલમિલકત જપ્ત કરી, કેટલાકની જમીન પાણીને મૂલે વેચી દીધી. આ ઉપરાંત, લોકોને ડરાવવા માટે ત્યાં રાખવામાં આવેલા પોલીસો અને બીજા અમલદારોએ પણ લોકો પર ભારે જુલમ ગુજાર્યા. પણ સરદારની કુનેહ તેમ જ વીરતાભરી દોરવણી નીચે ખેડૂતો એકના બે ન થયા. સામ, દામ, દંડ અને ભેદ, એમાંનો એકે દાવ ન ફાવ્યો એટલે સરકારે થાકીને આખરે સરદાર જોડે સમાધાન કર્યું. એ રીતે બારડોલીના ખેડૂતોની લડતનો વિજયી અંત આવ્યો. એ લડતના આગેવાન વલ્લભભાઈ ત્યારથી સરદાર બન્યા.

સરદારની આ લડત પોતાની જ હોય તેમ હિંદભરના લોકો ઊંડા રસથી નિહાળી રહ્યા હતા. એ લડતમાં સરદારની નીડરતા, કુનેહ અને દૂરંદેશીનો તેમને અનુભવ થયો. ત્યારથી સરદાર ગુજરાતના જ નહીં, આખા હિંદના આગેવાન બન્યા; ૧૯૩૧ની સાલમાં કરાંચી ખાતે મળેલી કૉંગ્રેસની બેઠકના તેમને પ્રમુખ બનાવવામાં આવ્યા.

આ ઉપરાંત ૧૯૨૨ની સાલમાં બોરસદ સત્યાગ્રહની અને ૧૯૨૩ની સાલમાં નાગપુરના ધ્વજ સત્યાગ્રહની આગેવાની લઈને સરકાર સામેની પ્રજાકીય લડતને તેમણે સફળતાપૂર્વક પાર ઉતારી હતી.

૧૯૨૪–૨૮ દરમ્યાન અમદાવાદ મ્યુનિસિપાલિટીનું સુકાન પોતાના હાથમાં લઈ રાષ્ટ્રીય ઢબે મ્યુનિસિપાલિટીનો વહીવટ કેવી રીતે ચલાવી શકાય તેનો તેમણે પાઠ આપ્યો. એ પછીની સ્વતંત્રતા માટેની બધી લડતોમાં આ મ્યુનિસિપાલિટીએ આગળપડતો ભાગ લીધો એ તેના વહીવટમાં સરદારે દાખલ કરેલી રાષ્ટ્રીયતાની ભાવનાને આભારી હતું. આ ઉપરાંત શહેરની ખિલવણી અને શહેરની વસ્તીના હિતની બીજી અનેક યોજનાઓ

પણ તેમણે હાથે ધરી હતી અને એને લીધે અમદાવાદ મ્યુનિસિપાલિટીની દેશની ગણીગાંઠી પ્રગતિશીલ મ્યુનિસિપાલિટીઓમાં આજે ગણતરી થાય છે.

પંડિત જવાહરલાલના પ્રમુખપદે નીચે લાહોરની મહાસભાએ પૂર્ણસ્વાતંત્ર્યનો ઠરાવ કર્યો ત્યારથી આઝાદી માટેની હિંદની આખરી લડતનાં મંડાણ થયાં. ૧૯૩૦ના માર્ચની ૨૪મી તારીખે સત્યાગ્રહ આશ્રમથી દાંડીકૂચ શરૂ કરીને ગાંધીજી એ આખરી લડતનો આરંભ કરવાના હતા. એની તૈયારીને અંગે સરદાર ખેડા જિલ્લાને પ્રવાસે નીકળ્યા. સરકાર હવે સરદારનું ખમીર પારખી ગઈ હતી એટલે લડતનો આરંભ થાય તે પહેલાં જ રાસ ગામેથી તેણે તેમને પકડી લીધા. રાસ ગામે આ અપમાનનો જવાબ સરદારને છોડવામાં ન આવે ત્યાં સુધી મહેસૂલ ન ભરવાની પ્રતિજ્ઞા કરીને વાળ્યો. આમ આઝાદી માટેની આખરી લડતનો આરંભ એક રીતે રાસ ગામે થયેલી સરદારની ધરપકડથી થયો એમ કહી શકાય.

અનેક ભરતીઓટ પછી ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી તારીખે આઝાદીની એ લડતનો વિજયી અંત આવ્યો. એ દિવસે હિંદે પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી. સરદાર સ્વરાજ સરકારના નાયબ વડા પ્રધાન તથા વ્યવસ્થા અને રિયાસતી ખાતાના પ્રધાન બન્યા.

દેશ સ્વતંત્ર તો થયો પણ તેને અનેક કસોટીઓમાંથી પાર ઊતરવાનું હતું અને અનેક જોખમોનો સામનો કરવાનો હતો. હજી તો સ્વતંત્રતાનો ઉત્સવ ઊજવાતો હતો ત્યાં પૂર્વ અને પશ્ચિમ પંજાબમાં ભીષણ જાદવાસ્થળી ફાટી નીકળી. હેવાન બનીને મુસલમાનોએ હિંદુઓની ને શીખોની અને હિંદુઓએ તેમ જ શીખોએ મુસલમાનોની સામટી કતલો કરી. બંનેએ એકબીજાની માલમિલકત લૂંટી અને બાળી; સ્ત્રીઓ પર માણસને ન છાજે એવા અત્યાચારો ગુજાર્યા, તેમનાં અપહરણ કર્યાં અને તેમને વટલાવી. આ કારમા સંહારમાં કેટલાએ પોતાના જાન ગુમાવ્યા, કેટલા અપંગ બન્યા, કેટલા નિરાધાર અને અનાથ થયા, કેટલી માલમિલકત લૂંટાઈ અને બળી, કેટલી સ્ત્રીઓ પર અત્યાચાર થયા, કેટલીનાં અપહરણ થયાં અને કેટલીને વટાળવામાં આવી એનો ચોક્કસ અંદાજ કદી પણ કાઢી શકાય એમ નથી. પણ એટલું સ્પષ્ટ થઈ ગયું કે પશ્ચિમ પંજાબમાં હિંદુઓ ને શીખો અને પૂર્વ પંજાબમાં મુસલમાનો હવે રહી શકે એમ નથી એટલે સામસામી મોટા પાયા પર હિજરત શરૂ થઈ. પશ્ચિમ પંજાબમાંથી નાસી આવેલા લાખો હિંદુઓ ને શીખોને નભાવવાનું અને તેમને સ્થાયી વસાવવાનું ભગીરથ કામ સરકાર પર આવી પડ્યું. આનો આર્થિક બોજો પણ નાનોસૂનો નહોતો.

જાણે આટલું પૂરતું ન હોય તેમ આ તકનો લાભ લઈને કેટલાક લોકો સરકાર પગભર થાય તે પહેલાં જ તેને ઉથલાવી પાડી હિંદુ રાજ્ય સ્થાપવાની તૈયારી કરતા હતા. બે રાષ્ટ્રની ગોઝારી લાગણીમાં ફસાયેલા બીજા કેટલાક દેશની અંદર રહીને ભાંગફોડ કરવાની અને સરકારને નબળી પાડવાની પેરવી કરી રહ્યા હતા. વળી કેટલાક એ મુશ્કેલીને વખતે સાર્વત્રિક હડતાલ પડાવી સઘળો વહેવાર થંભાવી દઈ સત્તા હાથ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

અધૂરામાં પૂરું, હિંદનાં દેશી રાજ્યોમાં પોતાનો અડ્ડો કાયમ રાખી ઈંગ્લંડના સામ્રાજ્યવાદીઓ હજી હિંદ પરની પોતાની પકડ કાયમ રાખવાને ઇંતેજાર હતા. અને નિઝામના હૈદરાબાદ રાજ્યમાં તો કેટલાક તેમની અને પાકિસ્તાનની મદદ મેળવીને દક્ષિણ હિંદમાં બીજું એક પાકિસ્તાન સ્થાપવાનો મનસૂબો કરી રહ્યા હતા. મૂડીદારો પણ આ પરિસ્થિતિનો લાભ લેવાને મથે એ સ્વાભાવિક હતું.

આ બધાને કારણે દેશભરમાં એક પ્રકારની બિનસલામતી અને બેચેનીની લાગણી ફેલાઈ. હવે શું થશે એમ સૌ કોઈના મનમાં થતું હતું.

આવે ભારે કટોકટીને સમયે સરદારે પોતાની અસાધારણ વ્યવસ્થાશક્તિનો પરચો બતાવ્યો. ભારે કુનેહ, દૂરંદેશી અને શાણપણથી એ બધા પ્રશ્નો એક પછી એક તેમણે હાથ ધર્યા અને તેમનો ઉકેલ આવ્યો. ખાસ કરીને, દેશી રાજ્યોના એકીકરણમાં તેમણે બજાવેલી કામગીરીથી હિંદના ઇતિહાસમાં તેમણે કાયમી સ્થાન મેળવ્યું છે.

એક વરસ પહેલાંની બિનસલામતીની લાગણી હવે મટી ગઈ છે અને બધે સલામતી ને વિશ્વાસનું વાતાવરણ પેદા થયું છે. હૈદરાબાદના રાજ્ય સામે હિંદી સરકારે લીધેલાં પોલીસ પગલાં વખતે દેશભરમાં અપૂર્વ શાંતિ જળવાઈ રહી એ એનો પુરાવો છે. દેશ આજે પહેલાં કદી નહોતો એટલો મજબૂત અને સંગઠિત બન્યો છે.

સરદારે દેશસેવાની તાલીમ ગાંધીજી પાસેથી લીધી હતી. આફ્રિકાથી હિંદ આવીને ગાંધીજીએ અમદાવાદમાં વસવાટ કર્યો ત્યારે સરદાર તેમના સંસર્ગમાં આવ્યા. એ વખતે તે અમદાવાદમાં વકીલાત કરતા હતા કેમ કે તે સમયનાં ઓઠિયા રાજકારણમાં તેમને કશો રસ નહોતો. પણ ગાંધીજીનું હીર તે તરત જ વરતી ગયા અને ત્યારથી તેમના શિષ્ય, નિકટના સાથી અને મિત્ર બન્યા, બૂધા છેવટ સુધી રહ્યા.

સરદારની આ બધી ઉમદા સેવાઓને કારણે આખી પ્રજા આજે તેમના પ્રત્યે ઊંડા આભારની લાગણી અનુભવી રહી છે અને સૌના અંતરમાંથી આજ એક જ સૂર નીકળે છે — ઘણું જીવો સરદાર.

મણિભાઈ દેસાઈ

લોકજીવન
નવેમ્બર ૧૫મી ૧૯૪૮

## સરદારની શીખ

[ નાગપુર જતાં સરદાર વલ્લભભાઈએ વર્ધાની મુલાકાત લીધી હતી. એ વખતે 'મહાદેવ ભવન'માં એકઠા મળેલા લોકો આગળ તેમણે કરેલા પ્રવચનનો સારભાગ નીચે આપ્યો છે. મ૦ ]

આ પવિત્ર સ્થાન પર હું ઘણા સમય બાદ આવ્યો છું. મારું હૃદય ભરાઈ આવ્યું છે. હું તમને શું કહું? બાપુની ગેરહાજરીમાં હું આ સ્થળે પહેલી જ વાર આવ્યો છું. છેલ્લે પ્રસંગે બધા અહીં આવ્યા હતા ત્યારે હું ઘણો જ બીમાર હતો. મને લાગ્યું કે બાપુને આપેલું વચન પૂર્ણ થશે. બાપુએ અને મેં એવી સમજૂતી કરી હતી કે અમે બંને અજાણ્યા પરમ ધામની યાત્રા સાથે આરંભીશું પણ મને લાગે છે કે બાપુ મને જતાં અટકાવે છે.

બાપુ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે કામ જુદી રીતે થતું હતું. બાપુએ કહ્યું કે, ખરું હિન્દુસ્તાન તો ગામડાંમાં છે, ગામડાંઓમાં કરોડો હિંદીજનો વસે છે. તેમનું હિત આપણે અવશ્ય લક્ષમાં લેવું જોઈએ.

ગાંધીજીએ પોતાની લડતનું ચણતર ચાર દીવાલો પર કર્યું હતું. એમાં પહેલી અસ્પૃશ્યતાનિવારણ આવે. આપણે એમાં થોડી સફળતા મેળવી છે પરંતુ આપણે અસ્પૃશ્યતાને હજી મનમાંથી સમૂળગી કાઢી નથી, એટલે એ દીવાલ પણ હજી અધૂરી છે. બીજી દીવાલ કાપડની બાબતમાં સ્વાવલંબી બનવાની છે. ગાંધીજીની પેઠે આપણે પણ હરરોજ કાંતવું જોઈએ. અંગ્રેજો અહીં આવ્યા તે પહેલાં દરેક ઘરમાં રેંટિયો ફરતો હતો. આ દીવાલ પણ અધૂરી છે. ત્રીજી દીવાલ હિંદુમુસ્લિમ એકતાની છે. એ માટે કાર્ય કરતાં બાપુએ પોતાનો જાન આપ્યો છે. એ હત્યા માટે આપણે બધા જવાબદાર છીએ. ચોથી દીવાલ રાષ્ટ્રીય કેળવણીની છે. આમાં પણ આપણે ગાંધીજીને અનુસર્યા નથી.

મિલો માલનું મોટા પાયા પર ઉત્પાદન કરે છે. એથી થોડાક લોકો ધનવાન બન્યા છે પણ કરોડો લોકો બેકાર બની ગયા છે. શહેરોના મોટા ઉદ્યોગોએ ગામડાંના નાના હુન્નરઉદ્યોગોને સૂકવી નાખ્યા છે. વિદેશી મોટા ઉદ્યોગોની આપણે નકલ કરીએ છીએ. બાપુ હિંદમાં આવ્યા ત્યારે તેમણે હિંદના પુરાણા દેશી ઉદ્યોગોનો પુનરુદ્ધાર કર્યો.

તાલીમી સંઘ, ચરખા સંઘ, ગ્રામઉદ્યોગ સંઘ તથા ગોસેવા સંઘ બાપુનો માર્ગ ચીંધે છે. આજે તો એ નાનાં

ક્ષેત્રો જણાય છે. પરંતુ ઈશ્વરકૃપાએ એક દિવસ તેમનો વિકાસ થશે ત્યારે આપણે બાપુના સ્વપ્ન અનુસારનું સ્વરાજ રચી શકીશું. બાપુને માર્ગે જ દુનિયામાં શાન્તિ અને સલામતી સ્થાપી શકાય એમ છે. ઈશ્વર આપણને બાપુના માર્ગને અનુસરવાની શક્તિ આપે.

## આભડછેટનો રોગ

એક ગામના પટેલે હરિજનોને બોલાવીને કહ્યું : "હરિજનો, તમે ગામની નદીમાંથી પાણી લો છો તે હેઠવારા (નીચાણના) પ્રદેશમાંથી પાણી લેજો. કારણ કે ઉપરથી ગામલોકો (સવર્ણો) પાણી લે છે. એટલે આભડછેટવાળું પાણી તેમને ન લેવું પડે. આ સાંભળી હરિજનોએ દબાઈ ને આ વાત સ્વીકારી પણ એક ચંકોર બાળકને સૂઝયું. આ ગામના હરિજનો તો નીચેથી પાણી લેશે તે ચાલશે. પણ પછીનાં ગામના લોકો જ્યાંથી પાણી લેશે, તેને માટે આ ગામના હરિજનો જ્યાંથી પાણી લેશે તે જગ્યા ઉપરવાસની થઈ. એટલે અત્યારે એક નહીં તો બીજા ગામના સવર્ણો તો હરિજનો કરતાં હેઠવાસનું પાણી લેશે. પટેલ સાહેબ આ રોગ કેમ મટાડશે !

પરીક્ષિતલાલ મજમુદાર

## રાજા ક્યાંથી આવ્યો ?

ગાંધીજી હમેશ કહેતા, આપણે બધા જો ધર્મથી રહીએ, નીતિથી ચાલીએ, એકબીજાને રમીગમીને રહીએ, તો રાજા કે રાજ્ય જેવા કશાની પછી જરૂર ન રહે. તેથી સારામાં સારું રાજ્ય એ કે જેને ઓછામાં ઓછી પોતાની હકૂમત ચલાવવી પડે.

આમ જો બધાં માણસો વર્તે — બધાંય નહીં તોપણ મોટા ભાગનાં કહો — તો ખરેખર માથે રાજા ન જોઈએ, અથવા હોય તો તેને ઝાઝું કામ ન રહે. પરંતુ એવું દુનિયામાં અત્યાર સુધીમાં કદી બન્યું નથી. એટલે જ સમાજને માથે હમેશ રાજા કે રાજ્યનો દોર રહે છે, અને તે બધાને પોતાની ધાકથી કબજે રાખે છે.

પ્રજામાં જેઓ ધરમી હોય છે તેમને રાજા કે રાજ્યની એ ધાક ધમકાવતી નથી; કેમ કે તેઓ તો પોતાની મેળે સમજીને સીધા ચાલે છે. તે લોકો રાજાથી ડરતા નથી; પણ પરમેશ્વરથી ડરે છે; કાયદા કરતાંય મોટા એવા ધર્મને તેઓ વહાલો કરે છે.

પણ જેઓ પરમેશ્વરથી નથી ડરતા, તેઓ રાજાના દંડની બીકે સખના ચાલે

છે. તે સખના ચાલે નહીં, તો તે તો દુઃખી થાય જ, પણ તેની સાથે સમાજ પણ દુઃખી થાય; અને તેથી સૌ કોઈને દુઃખ વેઠવું પડે. એટલે પરાપૂર્વથી રાજા કે રાજ્યની ગોઠવણ મનુષ્ય-સમાજે કરી છે.

ગ્રીક વાર્તાકાર ઈસપને કોઈએ પૂછ્યું, લોકોને માથે રાજા ક્યાંથી આવ્યો? ઉત્તરમાં ઈસપે એક ટુચકો કહ્યો:

શરૂમાં બધા દેડકા છૂટથી રહેતા હતા. સૌ સૌને ફાવે તેમ કૂદે; એમની દુનિયામાં કોઈ કોઈને પૂછે નહીં, કોઈ કોઈનું સાંભળે નહીં.

આવી રીતે તો લાંબું ચાલે કેમ! બધા દુઃખી દુઃખી થઈ ગયા; સૌ કંટાળ્યા. દરેકને થયું કે રસ્તો કાઢવો જોઈએ; નહીં તો બધા ખુવાર થઈશું.

આ વિષે વિચાર કરવાને માટે બધા દેડકાની સભા થઈ. તેમાં મોટા દેડકાઓએ 'ડરાઉં ડરાઉં' કરી ખૂબ ભાષણો કર્યાં. તેમણે પેટ ફુલાવી ફુલાવીને લોકોની નિરંકુશ અને સ્વચ્છંદી રહેણીકરણીની ઝાટકણી કાઢી: "આનું તો કેમ નભે! આમ તો આપણો સમાજ તૂટી જાય. કાંઈક પણ વ્યવસ્થા ને નીતિનિયમ તો જોઈએ. સમૂળગી આઝાદી તે કદી હોતી હશે?" વગેરે, વગેરે. છેવટે ઠરાવ થયો કે, પરમેશ્વર પાસે માગણી કરવી કે, અમને તું રાજા આપ; તે અમને વશ રાખશે. તે પ્રમાણે, દેડકા-સમાજે એક દિવસ ભેગા થઈને આવી માગણી કરી.

દેડકાંની જાત! તે કદી સખની રહે! 'દેડકાંની પાંચશેરી' અમસ્તી કહેવાય છે? પરમેશ્વર આ ક્યાં નહોતો જાણતો! પણ દયા આણીને તેણે આ પ્રાર્થના સાંભળી અને પહેલું એક લાકડાનું ડીમચું પાણીમાં નાંખ્યું.

ધબાક દઈને તે પડયું; તેની બીકથી દેડકાં ચમકયાં અને જીવ લઈને નાઠાં, ને પાણીમાં પોતપોતાના ખૂણામાં ભરાઈ ગયાં. અને ઘેરેઘેર એક જ વાત મંડાઈ, "ભગવાને રાજા ધબાકસિંહ મોકલ્યો, તે સારું થયું. હવે ઠીક શાંતિ લાગે છે." રાજાનું નામ 'ધબાકસિંહ' પડી ગયું.

ધબાકસિંહ હતા તો ફક્ત ડીમચું! તે બીચારા આમતેમ તર્યા કરતા હતા. દેડકું તો જાતે હરે ફરે અને કૂદે પણ; અને જો ડરાઉં ડરાઉં માંડે તો કાન પડયું કાંઈ સાંભળવા પણ ન દે! પણ એમના રાજા! પવન પાણીને હે આમ તેમ ખસે એ જ!

. ધીમે ધીમે દેડકાંમાં પાછો કંટાળો જન્મ્યો. એ ઓછાં જ મનથી ડાહ્યાં થયાં હતાં ? ધબાકસિંહનો દાબ તેમને કઠવા લાગ્યો. એક દહાડો એક દેડકાએ હિંમત કરી અને તે ધીમે રહીને પાણી-ની સપાટીએ આવ્યો ને ડોકું બહાર કાઢ્યું: "જોઈએ તો ખરા કે રાજા સાહેબ શું કરે છે!"

ડીમચું મજામાં તરતું હતું. પણ કદાચ 'ધબાક' કરે તો! એટલે પાસે જવામાં જોખમ હતું; શું છે અને શું નહીં. તેથી ધીમે ધીમે થોડું પાસે જઈ તે દેડકો જોવા લાગ્યો. કાંઈ ન થયું એટલે વળી આગળ વધ્યો. નિહાળીને જોવા લાગ્યો. એને લાગ્યું, 'ધબાકસિંહ કાંઈ હાલતા જ નથી કે શું! અરે! એને પગ ક્યાં છે!' દેડકો વળી આગળ વધ્યો; ધીમે ધીમે હિંમત કરીને ઠેઠ પાસે ગયો. તોય ધબાકસિંહ તો ન હાલે કે ચાલે, ન બોલે કે કરે! દેડકાની ભડક ભાગી ગઈ. તે તરત જાત પર ગયો —કૂદીને સીધો ધબાકસિંહ પર જ બેસી ગયો; અને ત્યાંથી ડરાંઉં કરી જયનાદ કર્યો.

ઘણે દહાડે દેડકા-જગતમાં ડરાંઉં સંભળાઈ. તે સાંભળી કેટલાક પાણી પર આવ્યા. જુએ તો પોતાનો એક દોસ્ત રાજાને માથે ચડીને બેઠેલો! તેઓ પણ તેની જોડે પહોંચ્યા. પછી તો ધબાકસિંહ પર ચડાચડ અને કૂદાકૂદ મચી. દેડકા-જગતમાં પાછું હતું એવું અંધેર અને અરાજક થઈ ગયું.

દેડકા-જગતમાં પાછી ચિંતા જાગી. તેમણે ફરી પ્રાર્થના કરી— 'આવો રાજા તો અમને કામ ન આવ્યો. અમને ખરો રાજા મોકલો.'

ભગવાને હવે તેમને કામ દેતો રહે એવો રાજા મોકલવાનું નક્કી કર્યું. બીજી વાર મોટો બગલો મોકલ્યો.

આવતાંવેંત બગલો દેડકાં પર તૂટી પડ્યો. જે આવ્યું તેને ચપ ચપ ચાંચમાં લેવા માંડ્યું. આ રાજાએ તો ધબાકસિંહ પેઠે અવાજેય ન કર્યો, અને કામ ચલાવ્યું.

ઘેર ઘેર રાજાની આણ વરતી ગઈ. કેમ કે દરેક ઘેર કોઈનું કોઈ એનો કોળિયો થઈ ચૂક્યું હતું. સૌને થયું, 'રાજા તો આવ્યો! પણ આપણે તો ઓલામાંથી ચૂલામાં પડ્યા! ધીમે ધીમે આ રાજા જ આપણને પૂરા નહીં કરે!'

હવે દેડકા-જગતમાં બીજી જ પ્રાર્થના થવા લાગી — હે દયાળુ પ્રભુ, આ રાજાથી અમને બચાવ.

ભગવાને કહ્યું: "તમે માગ્યું તેનું મળ્યું; અને કર્યું તેવું ભર્યું. મેં તો તમને સ્વતંત્ર રહેવાને સરજ્યા છે પણ તમે એમ વરત્યા નહીં; એટલે બળાત્કારથી મેં તમને રાજા મોકલ્યો. તમારે રાજા ન જોઈએ તો તે તમારા હાથની વાત છે. સમજ-સેર અને સૌ સંપથી રહો અને આડા-અવળી ફૂદાફૂદ ન કરો, તો રાજાની હડફેટમાં નહીં આવો. એમ રહેશો તો રાજા તમારે માટે નહીં રહે."

૧-૧૧-૧૯૪૮ મગનભાઈ દેસાઈ

## દેવધર્મી કોણ?

કાશીના રાજાને ત્યાં ઘરડેઘડપણ કુમારનો જન્મ થયો. રાજા ઘણો રાજી થયો; તેણે બહુ દાનદક્ષિણા વહેંચ્યાં, અને નગરમાં ઉત્સવ કરાવ્યો. કુમારનું નામ મહીપાલ પાડવામાં આવ્યું.

તે કુમાર હરતો ફરતો થયો ત્યારે રાજાને ત્યાં બીજા પુત્રનો જન્મ થયો. રાજાએ તેનું નામ ચંદ્રકુમાર પાડયું.

બીજા પુત્રના જન્મ બાદ રાણી મરણ પામી. પોતાના બંને નાના કુમારો સારી રીતે ઊછરે એમ માની રાજાએ ફરીથી લગ્ન કર્યું. નવી રાણી બહુ સુંદર હતી, તથા ચતુર હતી. થોડા વખતમાં તે રાજાની બહુ માનીતી થઈ ગઈ. બંને કુમારોને તે જતનથી ઉછેરતી.

થોડે વખતે નવી રાણીને પણ કુમાર થયો. તે કુમાર તેની મા જેવો દેખાવડો હતો, તથા મનગમતો હતો. રાજાએ બહુ રાજી થઈ, તે કુમાર માટે કંઈ વરદાન માગવા રાણીને કહ્યું. રાણીએ કહ્યું, "મારે હમણાં કશાની ખોટ નથી; માટે એ વરદાન બાકી રાખી મૂકો; અને જરૂર પડશે ત્યારે હું માગીશ." રાજાએ તે કુમારનું નામ સૂર્યકુમાર પાડયું.

સૂર્યકુમાર મોટો થયો ત્યારે રાણીનું મન ફરવા લાગ્યું. પોતાનો પુત્ર નાનો હોવાથી તેને રાજગાદી નહીં મળે, એનું તેને ભારે દુઃખ રહેવા લાગ્યું. પછી તેણે એક વખત રાજાને કહ્યું: "તમે મારા પુત્રના જન્મ વખતે વરદાન માગવા મને કહ્યું હતું. તે વરદાન હવે હું માગું છું: "મારા પુત્રને રાજગાદી આપો!"

રાજાએ કહ્યું: "મારે બે મોટા પુત્રો જીવતા છે, તેમનો હક ડુબાવીને હું નાનાને રાજગાદી શી રીતે આપું? મારી પ્રજા તથા પ્રધાનો પણ તે વસ્તુ શાનાં કબૂલ રાખે?

પરંતુ રાણીનું મન માન્યું નહીં. તે બહુ હઠે ભરાઈ. રાજા સમજી ગયો કે, તે હવે મારા બંને પુત્રોને મારી નખાવશે. તેથી તેણે તે બંનેને છાનામાના બોલાવીને બધી વાત કહી, તથા દૂર ક્યાંક વન-વગડામાં ગુપચુપ ચાલ્યા જવાની સલાહ આપી. પછી પોતે જ્યારે મરણ પામે, ત્યારે પોતાના વારસદાર તરીકે રાજગાદી ઉપર તેમનો હક લેવા પાછા આવવાનું

જણાવ્યું. બંને કુમારો પિતાની વાત સમજી ગયા.

પછી એક દિવસ લાગ જોઈ, કોઈ ન જાણે તેમ રાજાએ થોડાઘણા જરૂરી સામાન આપી, બંને કુમારોને નગર બહાર પહોંચાડી દીધા. ત્યાંથી તેઓ પાસેના વનમાં પેસી ગયા, અને છાનામાના આગળ જવા લાગ્યા.

તે દિવસે નાનો સૂર્યકુમાર નગર બહાર ભાઈબંધો સાથે ઘોડા ખેલાવતો હતો. તેણે પોતાના બંને ભાઈઓને છાનામાના વનમાં પેસી જતા જોયા. કોઈ ન જાણે તેમ તે પણ એકલો તેમની પાછળ ગયો, અને થોડે દૂર ગયા બાદ તેમની સામે છતો થઈ પૂછવા લાગ્યો: "કહો, તમે બંને મને મૂકી છાનામાના ક્યાં જતા રહો છો?"

બંને ભાઈઓએ તેને બધી વાત કહી સંભળાવી. તે સાંભળી, નાનો કુમાર ખૂબ રડયો, અને પછી બંનેના હાથ પકડીને બોલ્યો, "હું પણ તમારી સાથે જ આવીશ, હું મારી માનું મોં પણ જોવાનો નથી!"

બંને ભાઈઓએ તેને ખૂબ સમજાવ્યો, પણ તેણે માન્યું નહીં. છેવટે ત્રણે જણું સાથે જ એકબીજાનો હાથ ઝાલી આગળ ચાલ્યા. થોડા દિવસમાં તેઓ હિમાલયમાં આવી પહોંચ્યા. ત્યાં કોઈ સારા તથા રહેવા લાયક ગુપ્ત સ્થળની શોધ કરતા તેઓ ફરવા લાગ્યા. એક વખત ખાડા ટેકરા ઓળંગીને ચાલતાં ચાલતાં તેઓ બહુ થાકી ગયા. મહીપાલ એક ઝાડ નીચે બેસી પડયો. તે જોઈ નીનો સૂર્યકુમાર થોડે દૂર દેખાતા સરોવરમાંથી મોટાભાઈ માટે પાણી ભરી લાવવા ગયો.

તે સરોવર કુબેરે પોતાના એક જળવાસી દેવને તેની કોઈ સેવા બદલ ભેટ આપેલું હતું. તેમાં પાણી પીવા જે કોઇ આવે તેને ખાઈ જવાની તેને છૂટ હતી. પરંતુ "દેવધર્મી' કોણ કહેવાય" એ સવાલનો જવાબ જે આપી શકે, તેવાને મારવાની તેને મના હતી.

સૂર્યકુમાર તે સરોવરમાં કિનારે હાથપગ ધોઈ પાણી ભરવા જરા અંદર પેઠો, કે તરત પેલા જળવાસીએ તેને પકડયો. તેણે કુમારને કહ્યું કે, "દેવધર્મી' કોણ કહેવાય, એ જો તું મને કહી શકીશ તો જ હું તને જીવતો જવા દઈશ; નહીં તો આજે રાતે હું તારું વાળુ કરીશ!"

સૂર્યકુમારે કહ્યું: "સૂર્ય અને ચંદ્ર દેવધર્મી' કહેવાય!"

"ના, રે ના," એમ કહી, પેલો જળવાસી તેને સરોવરમાં ખેંચી જઈ પોતાના રહેઠાણમાં મૂકી આવ્યો.

થોડા વખત બાદ સૂર્યકુમારની શોધમાં તેને પગલે પગલે ચંદ્રકુમાર ત્યાં આવ્યો. તે પણ સરોવરમાં હાથપગ ધોઈ પાણી પીવા પેઠો કે તરત પેલા જળવાસીએ તેને પકડયો; અને પૂછયું:

"દેવધર્મી કોણ કહેવાય, એ તું જાણે છે?"

ચંદ્રકુમારે કહ્યું: "ચાર દિશાઓ દેવધર્મી કહેવાય."

"તને પણ ખબર નથી," એમ કહી પેલો જળવાસી તેને પોતાના રહેઠાણમાં ઊંડે ખેંચી ગયો.

પોતાના બંને ભાઈઓને ગયે ઘણી વાર થઈ એમ જાણી, ચિંતા કરતો મહીપાલ તેમને પગલે પગલે સરોવર પાસે આવ્યો. ભાઈઓનાં પગલાં તેણે સરોવરના પાણીમાં અંદર જતાં જોયાં, પણ બહાર નીકળતાં જોયાં નહીં. એટલે સરોવરમાં કશું જોખમ છે એમ માની તે અંદર ઊતર્યો નહીં. પણ બહાર રહી તપાસ કરવા લાગ્યો. તેને અંદર ન આવતો જોઈ, પેલા જળવાસીએ તેને સરોવરનું ઠંડું પાણી પી, હાથ-મોં ધોઈ, થાક ઉતારવા લલચાવ્યો. એટલે મહીપાલ સમજી ગયો કે સરોવરમાંથી બોલતા આ જળવાસી દેવે જ પોતાના બંને ભાઈઓનું કંઈક કર્યું છે. તેથી તેણે તેને કહ્યું, "તું દેવ હો, યક્ષ હો, કે રાક્ષસ હો; તને હું પ્રણામ કરું છું. મારા ભાઈઓને તેં શું કર્યું છે તે તું મને કહે. તેમનો કંઈ અપરાધ થયો હોય તો હું તે દૂર કરી તારી ક્ષમા માગવા ચાહું છું!"

પેલો જળવાસી મહીપાલની આ જાતની નમ્રતા તથા સમજદારીથી ખુશ થયો. તેણે જવાબ આપ્યો, "કુબેરે આ સરોવર મને ભેટ આપ્યું છે. તેમાં પેસનાર પ્રાણીને ખાઈને જીવવાની મારી આજીવિકા પણ તેમણે જ બાંધી આપી છે. પરંતુ, દેવધર્મી કોણ છે એ વસ્તુ મને સમજાવે, તેને ખાવાની મને મના છે. અત્યાર સુધી કોઈ મને એ વસ્તુ સમજાવી શક્યું નથી. તો તને એનો જવાબ આવડે છે?"

"હા."

"તો તું મને તે સમજાવ. મને ઘણા દિવસથી તે સાંભળવાની ઇચ્છા છે."

"તો સાંભળ: 'પાપકર્મ કરતાં જેને શરમ અને સંતાપ થાય છે, અને સત્કર્મ કરવામાં જે હોંસીલો હોય છે, તેને સંતપુરુષો દેવધર્મી કહે છે.'"

પેલો જળવાસી દેવ આ સાંભળી ઘણો રાજી થયો. તેણે મહીપાલને કહ્યું: દેવધર્મી કોણ કહેવાય એ વસ્તુ તેં ઠીક સમજાવી કહેવાય. વિવિધ શક્તિઓ મેળવવાથી દેવધર્મી નથી થવાતું, પણ સત્કર્મ કરવાથી દેવધર્મી થવાય છે, એ તારું કહેવું બરાબર છે. હું ખુશી થઈ તને એક વરદાન આપું છું: તારા બે ભાઈઓમાંથી ગમે તે એકને તું પાછો માગ; હું તેને જીવતો છોડીશ!"

મહીપાલે કહ્યું: "મારા ઓરમાન ભાઈ, સૌથી નાના સૂર્યકુમારને તું છોડ!"

જળવાસીએ કહ્યું: "ભલા આદમી! હું તો તને ભારે સમજદાર માનતો હતો,

પણ તારું આચરણ તો મૂર્ખ જેવું જ છે! તું તારા સગા ભાઈને મરવા રહેવા દઈ, તારા ઓરમાન ભાઈને શા માટે છોડાવે છે?"

મહીપાલે તેને પોતાની બધી વાત કહી સંભળાવીને કહ્યું: "મારો એ ઓરમાન નાનો ભાઈ અમારા ઉપરના વહાલથી રાજમહેલનું સુખ છોડી, અમારી પાછળ જંગલમાં આવ્યો છે. તેને ઘણો વારવા છતાં તથા વનવાસનાં કષ્ટોનો ડર બતાવવા છતાં તે પાછો ફર્યો નથી. વળી મારી સાવકી માનો પણ તે એકનો એક દીકરો છે. એટલે એ માંના બે દીકરા જીવતા રહે એ જ યોગ્ય કહેવાય."

"શાબાશ! શાબાશ!" જળવાસીએ કહ્યું.. "દેવધર્મી" કોણ છે એ તું મોઢેથી કહી બતાવે છે એટલું જ નહીં, પણ આચરણમાં પણ તું સાચો દેવધર્મી છે! હું તારા બંને ભાઈઓને જીવતા છોડી દઉં છું. હવે તમે ત્રણે જણ આ સ્થળે જ રહેજો. હું તમારું રક્ષણ કરીશ. તથા તમારી બીજી પણ સુખસગવડ સાચવીશ. દેવધર્મી એવા તારી સોબતમાં રહેવાની મને ઇચ્છા છે. પછી તમે સૌ જ્યારે તમારા રાજ્યમાં પાછા જાઓ ત્યારે ઠીક લાગે તો મને પણ સાથે લઈ જજો!"

ગોપાળદાસ પટેલ

## ઊગતી ઉંમરની ટેવો

કરકસર

એક સદ્ભાવી શેઠની વાત છે. તે શેઠ બહુ જ કરકસરિયો હતો. એક વખત તેના ગામમાં કોઈ માણસ તીર્થસ્થાનમાં ધર્મશાળા બંધાવવા માટે લખણી કરવા જઈ ચઢ્યો. કોઈએ તેને તે શેઠનું ઘર બતાવ્યું. તે ત્યાં ગયો. આ વખતે શેઠનો છોકરો પતંગ લાવવા માટે પૈસો માગતો હતો. અને શેઠ તેની ના પાડતા હતા. એટલે છોકરો ધમપછાડા કરવા લાગ્યો. પેલા લખણી કરવા આવનારને આ જોઈને થયું કે, 'આ તે કેવો કંજૂસ છે! એક પૈસા માટે પોતાના દીકરાને આટલો કકળાટ કરાવે છે તે મને શું આપવાનો હતો?' આમ વિચારી તે શેઠને કહ્યા વગર ચાલતો થયો. શેઠે તેને પાછો બોલાવી તેને ચાલ્યા જવાનું કારણ પૂછ્યું પણ તેણે કહ્યું: 'કંઈ નહીં.' છેવટે શેઠના આગ્રહને વશ થઈ તેણે આવવાનું કારણ જણાવ્યું અને પોતાના મનની વાત કહી. શેઠે તેને સમજાવ્યું કે, 'મેં છોકરાને પૈસો ન આપ્યો કારણ કે તે બિનજરૂરી હતો. જો બિનજરૂરી પાઈ પણ હું વાપરું નહીં તો જ આવા જરૂરી કામમાં હું વધુ આપી શકું અને જે કંઈ આપું તે શોભે. અને છોકરાને બિનજરૂરી ખર્ચ કરવાની ટેવ ન પાડવી હોય તો તેની કેળવણી મારે આજથી જ તેને આપવી જોઈએને?' આ સાંભળી લખણી

કરનાર ખુશ થયો અને શેઠની દીર્ઘદૃષ્ટિનાં મનમાં વખાણ કર્યાં. શેઠે તેને સારી રકમ આપી અને તે શેઠને ધન્યવાદ આપી ચાલતો થયો.

ગાંધીજી પણ આવા જ કરકસરિયા હતા. તેઓ દાતણ પથારીમાં જ કરતા અને નાની લોટીમાં પાણી લઈ મોં ધોતા. તેમાં ખૂબી એવી હતી-કે એક ટીપું પાણી પણ નીચે પડતું નહીં છતાં મોં સારી રીતે સ્વચ્છ કરતા.

એક ભાઈએ એક વખત ગાંધીજીને કહેલું કે 'નદીમાં પાણી સુકાઈ ગયું છે કે નદીની ભેખડ પર રહીને આટલું જ પાણી મોં ધોવા વાપરો છો?' ત્યારે તેમણે જવાબ આપેલો કે 'આટલું પાણી પણ વધારે છે. અને તમારા કરતાં તો હું વધારે જ વાપરું છું, કારણ કે તમે મોટો લોટો ભરીને પાણી લો છો ખરા, પણ તેથી મોઢું મારા જેટલું સાફ નથી કરતા. તમે તો પાણીને ફક્ત મોં પર ચોપડો છો. ઉપરાંત વધારાપડતું ભોંય પર ઢોળીને ગંદકી કરો છો તે વધારામાં.'

બીજે દિવસે પેલા ભાઈ જાજરૂ જઈને આવ્યા ત્યારે હાથમાં માટીનું મોટું ઢેફું ઝાલતા આવ્યા. ગાંધીજીએ પૂછ્યું: 'આવડું મોટું ઢેફું શું કામ લાવ્યા?' તે ભાઈએ કહ્યું: 'લોટો ઘસવા' ગાંધીજીએ કહ્યું: 'આટલી બધી માટી લોટો ઘસવા જોઈએ?' પેલા ભાઈએ જવાબ આપ્યો: 'માટીનો શું કંઈ કાળ પડ્યો છે?' ત્યારે ગાંધીજીએ કહ્યું: 'માટીનો કાળ ન પડ્યો હોય તેથી ગમે તેટલી વાપરવી યોગ્ય છે શું? એ જ્યાં પડી હતી ત્યાં વધુ ઉપયોગી હતી. તમે તો ખેતરમાંથી માટી અહીં લાવ્યા અને વધેલી ફેંકી દેવાના. એટલે તે ધૂળમાં ખપવાની અને જરૂર કરતાં વધારે વાપરી તેટલો ઈશ્વરનો દ્રોહ કર્યો.'

આવી ભાવના અને ચીવટ દરેક નાનપણથી રાખે તો કેટલીય વસ્તુઓનો ખોટો બગાડ થતાં અટકે, અને લાંબે સરવાળે કેટલો બધો લાભ થાય? આજે તો અનાજની તંગી છે છતાં લોકો અનાજ બગાડે છે, કાપડની તંગી છે છતાં કાપડનો દુરુપયોગ કરે છે. 'પાણી વાપરનાર પાણી બગાડે છે, અને કાંતનાર સૂતર બગાડે છે. એમ ઘણાય માણસોને બગાડ અને દુર્વ્યય કરવાનો જાણે સ્વભાવ પડી ગયો છે. શેઠની જેમ માબાપો સમજે અને ગાંધીજીની જેમ શિક્ષકો સમજે તો જ આ કુટેવ સુધારી શકાય.

વિઠ્ઠલદાસ કોઠારી

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૰ નં૰ બી ૫૨૬૩

# લોકજીવન


યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૮

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી ડિસેમ્બર, ૧૯૪૮

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫, શિ. ૮




## હિંદનું ઝવેર

ગયા ઑક્ટોબરની ૩૧મી તારીખે દેશભરમાં લોકોએ સરદારની ૭૪મી જયંતી ઉમળકાભેર ઊજવી. ગયા મહિનાની ૧૪મી તારીખે સૌએ પંડિત જવાહરલાલ નેહરુની ૬૦મી જયંતિ અંતરની ઊલટથી ઊજવી. હિંદની આઝાદી માટેની ગાંધીજીએ આદરેલી લડતમાં સરદાર અને જવાહર તેમના ડાબાજમણા હાથ સમાન હતા. દેશ આઝાદ થયા પછી પેદા થયેલી કપરી પરિસ્થિતિમાં તેમની



દોરવણી પ્રમાણે દેશનો રાજવહીવટ ચલાવવાનો ભારે બોજો એ બન્નેએ વહ્યો અને તેમના નિર્વાણ પછી તેમના આદર્શોને લક્ષમાં રાખીને દેશનું નાવ સુરક્ષિતપણે હંકારવાનો તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. આદર્શનિષ્ઠા અને વહેવારકુશળતા આ બે વસ્તુઓનો ગાંધીજીના વ્યક્તિત્વમાં અજબ સંયોગ થયો હતો. આ સંયોગ ગાંધીજીના એ બે મુખ્ય સાથીઓમાં પણ ઊતર્યો છે. પરંતુ વ્યવહારકુશળતાનું તત્ત્વ સરદારમાં

વધુ પ્રમાણમાં ઊતર્યું છે જ્યારે આદર્શનિષ્ઠાનું તત્ત્વ પંડિતજીમાં વધુ પ્રમાણમાં ઊતર્યું છે. આમ સરદાર અને જવાહર એકબીજાના પૂરક છે.

પંડિત જવાહરલાલનું જીવન સ્વાર્પણ અને આપભોગની એક અખંડ અને રોમાંચક કથા છે.

તેમનો જન્મ મોટા અમીરને ત્યાં થયો હતો. તેમના પિતા પંડિત મોતીલાલ નેહરુ દેશના એક નામાંકિત વકીલ હતા. તેમની આવક લાખોની હતી અને તેમના વૈભવ તથા ઠાઠમાઠ આગળ મોટા મોટા રાજામહારાજાઓ પણ ઝાંખા પડતા. પ્રાંતના ગવર્નરો અને બીજા મોટા સરકારી અમલદારો પણ તેમની પિછાન રાખવા ચહાતા. પંડિત મોતીલાલજી ભારે સ્વાભિમાની અને પ્રતિભાશાળી પુરુષ હતા. તેમના સંસર્ગમાં આવનાર સૌના પર તેમના રૂઆબદાર વ્યક્તિત્વનો પ્રભાવ પડતો. આવા પ્રતાપી પિતાના જવાહરલાલ એકના એક પુત્ર હતા એટલે તેમના લાલનપાલનમાં શી મણા હોય?

નાનપણથી જ તેમને અંગ્રેજ શિક્ષિકાના હાથમાં મૂકવામાં આવ્યા; પાછીથી તેમની કેળવણી એક કુશળ અંગ્રેજ શિક્ષકને હસ્તક સોંપવામાં આવી. પંદર વરસની ઉંમરે વધુ અભ્યાસ માટે તેમને ઇંગ્લંડ મોકલવામાં આવ્યા. ત્યાં તેમણે ઇંગ્લંડના અમીરઉમરાવો અને ધનિકોના છોકરાઓ માટેની જગમશહુર શાળામાં કેળવણી લીધી. એ શાળાનો અભ્યાસ પૂરો કરીને તે ઇંગ્લંડની પ્રસિદ્ધ કેમ્બ્રિજ યુનિવર્સિટિમાં દાખલ થયા અને વીસ વરસની વયે વિજ્ઞાનના સ્નાતક થયા.

હવે શું કરવું? એક વખત તો તેમને હિંદી સનદી નોકરીમાં જોડાવાનો પણ વિચાર આવ્યો હતો પણ સદ્ભાગ્યે તેમણે એ વિચાર પડતો મૂક્યો અને તેને બદલે બૅરિસ્ટર થવાનું નક્કી કર્યું. બૅરિસ્ટર થઈ ૧૯૧૨ની સાલમાં તે સ્વદેશ પાછા ફર્યા.

હિંદ આવીને અહીંના વાતાવરણમાં તે મૂંઝાઈ ગયા. એક તો અભ્યાસકાળનાં પોતાના ઘડતરનાં સાત જેટલાં વરસ તેમણે ઇંગ્લંડમાં ગાળ્યાં હતાં એટલે અહીં તેમને બધું પરાયું પરાયું લાગતું હતું. અને બીજું, આટલો વખત ઇંગ્લંડની સ્વતંત્રતાની હવામાં રહી આવ્યા પછી અહીંના લોકોની પરાધીન દશા તેમને અતિશય કઠવા લાગી. હવે કંઈક કરવું તો જોઈએ જ એટલે તેમણે વકીલાતનો આરંભ કર્યો અને હાઈકોર્ટમાં જવા માંડ્યું. પરંતુ એમાં તેમનું દિલ લાગ્યું નહીં. કાંઈક અકળ વસ્તુ તેમને બેચેન કરી રહી હતી.

દુનિયાદારીની નજરે જોઈએ તો તેમને કશાની વાણ નહોતી. પાસે ધન હતું, વિદ્યા હતી, લાગવગ હતી અને સમાજમાં ભારે પ્રતિષ્ઠા હતી. એટલે

ધારત તો તે પિતાના જેવા નામાંકિત વકીલ થઈ શકતા હતા, સરકારમાં મોટો હોદ્દો મેળવી શકતા હતા, વેપારરોજગારમાં પડીને અઢળક ધન કમાઈ શકતા હતા, અથવા વિદ્યાના ક્ષેત્રમાં પડત તો મોટા અધ્યાપક કે મશહૂર લેખક થઈ શકતા હતા. પણ એમાંનું કશું તેમના દિલને ખેંચી કે સંતોષી શકતું નહોતું. વળી, કેવળ અરજીઓ અને આજીજી કરવાના તે વખતના નિષ્ફળ રાજકારણમાં પણ તેમને કશો રસ નહોતો. આમ છતાં દર વરસે તે કોંગ્રેસની બેઠકમાં જવા લાગ્યા. આ રીતે ૧૯૧૫ની નાતાલમાં લખનૌમાં મળેલી કોંગ્રેસની બેઠક વખતે ગાંધીજી સાથે તેમનો પહેલવહેલો ભેટો થયો. પણ એ વખતે તે તેમના નિકટના પરિચયમાં આવ્યા એમ ન કહી શકાય.

૧૯૧૯ની સાલમાં પંજાબમાં થયેલાં રમખાણોની તપાસ કરવાને કોંગ્રેસે નીમેલી તપાસ સમિતિનું કામ ચાલતું હતું ત્યારે જવાહરલાલ ગાંધીજીના નિકટના પરિચયમાં આવ્યા. એ પ્રસંગને વિષે પંડિતજી પોતે કહે છે કે, 'અમારી કમિટીને ઘણી વાર તેમની સૂચનાઓ વિચિત્ર લાગતી અને કમિટીના સભ્યો તે નાપસંદ કરતા. પણ લગભગ હમેશાં તેઓ સમજાવી સમજાવીને આખરે તે સ્વીકારાવી શકતા. અને પછી બનનારી ઘટનાઓથી અમને સૌને તેમની સલાહનું શાણપણ સમજાતું. એમની રાજકીય દૂરદર્શિતા વિષે મારો વિશ્વાસ વધતો ગયો.' આ વખતે ગાંધીજીના વ્યક્તિત્વની પંડિતજીના દિલ પર ઊંડી અસર થઈ અને તે ગાંધીજીના અનુયાયી બન્યા. ત્યારથી જવાહરલાલની ગાંધીજી પ્રત્યેની ભક્તિ અને ગાંધીજીનો જવાહરલાલ માટેનો પ્રેમ દિવસે દિવસે વધતાં જ ગયાં.

ગાંધીજી સાથેના સહવાસથી પંડિતજીને અતિશય સમાધાન થયું. તેમને પોતાનો નેતા અને જીવનનું કાર્ય મળી ગયાં. તેમની મૂંઝવણ અને વિમાસણ દૂર થયાં. હવે તેમનું જીવન પલટાઈ ગયું. વૈભવવિલાસ અને એશઆરામ છોડી તેમણે દેશસેવામાં ઝંપલાવ્યું; દેશને કાજે તે અમીર મટી ફકીર થયા.

ઘણો વખત તે ઇંગ્લંડ રહી આવ્યા હોવાથી યુક્ત પ્રાન્તનો ઉનાળો તેમને બહુ આકરો લાગતો. એથી આ પહેલાં ઉનાળામાં તે પહાડોમાં કોઈ ઠંડી જગ્યાએ જઈને રહેતા. પણ હવે તે ઉનાળાના ધગધગતા તાપમાં યુક્ત પ્રાન્તના કિસાનોમાં ઘૂમવા લાગ્યા. આ રીતે લોકોનાં દુઃખ, હાડમારી અને ગરીબાઈનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયો. તેમને 'વસ્ત્રહીન, અન્નહીન, દલિત અને અત્યંત પીડિત ભારતમાતાનું દર્શન થયું.'

આ અનુભવથી દેશસેવાની તેમની ધગશ વળી વધુ તીવ્ર બની. હવે તે કોંગ્રેસની પ્રવૃત્તિમાં ઓતપ્રોત થઈ ગયા. તેમને વધુ ને વધુ જવાબદારીનાં કામો

સોંપાતાં ગયાં. યુક્ત પ્રાન્તોની પ્રાન્તિક સમિતિના તેમને મંત્રી બનાવવામાં આવ્યા અને થોડા જ વખતમાં કોંગ્રેસના મહામંત્રીનો ભારે જવાબદારીનો હોદ્દો પણ તેમને આપવામાં આવ્યો. એ કામ તેમણે એટલી બધી કુશળતાપૂર્વક કર્યું કે વરસોવરસ તે કોંગ્રેસના મહામંત્રીપદે ચૂંટાવા લાગ્યા.

સાથે સાથે પંડિતજી બીજી રાજકીય પ્રવૃત્તિ પણ કરતા રહેતા હતા. તે વખતે કોંગ્રેસનું ધ્યેય સાંસ્થાનિક સ્વરાજનું હતું. પંડિતજીને લાગતું હતું કે હિંદ જેવા મહાન દેશનું ધ્યેય તો પૂર્ણ સ્વાતંત્ર્યનું જ હોવું જોઈએ. પોતાના એ વિચારોનો પ્રચાર કરવાને તેમણે 'સ્વાતંત્ર્ય સંઘ' નામની એક સંસ્થા કાઢી. એ સંસ્થા મારફતે તે પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયનો પ્રચાર કરવા લાગ્યા. પંડિતજીની આ વિચારસરણી તરફ ખાસ કરીને દેશનો યુવક વર્ગ આકર્ષાયો અને દેશભરમાં 'સ્વાતંત્ર્ય સંઘ'ની શાખાઓ નીકળી. પંડિતજી દેશના યુવાનોના નેતા બન્યા. તેમણે પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયના કરેલા પ્રચારનો પડઘો મદ્રાસની કોંગ્રેસની બેઠકમાં પડચો. એ બેઠકમાં પંડિતજીનો સ્વાતંત્ર્ય માટેનો ઠરાવ પસાર થયો.

દેશમાં પંડિતજીની લોકપ્રિયતા દિવસે દિવસે વધતી જતી હતી અને સ્વાતંત્ર્ય માટેની આખરી લડતના પણ ભણકારા વાગવા લાગ્યા હતા. આથી ૧૯૨૯ની સાલમાં લાહોર મુકામે ભરાનારી કોંગ્રેસની બેઠકના પ્રમુખ તરીકે દેશના યુવાનોના નેતા જવાહરલાલને ચૂંટવામાં આવ્યા. આ વખતે તેમની ઉંમર ચાળીસ વરસની હતી. આપણા દેશની આઝાદીની લડતના ઇતિહાસમાં લાહોરની બેઠક હમેશાં યાદગાર રહેશે. એ વખતે કોંગ્રેસનું સાંસ્થાનિક સ્વરાજ્યનું ધ્યેય બદલીને પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય સ્વીકારવામાં આવ્યું અને એ પ્રાપ્ત કરવા માટે આખરી લડત લડી લેવાનો નિર્ણય કરવામાં આવ્યો.

એ વખતથી શરૂ થયેલી અને ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે પૂર્ણ સ્વાતંત્ર્ય મળ્યું ત્યાં સુધી ચાલુ રહેલી આઝાદીની લડતમાં પંડિતજીએ આગળપડતો ભાગ લીધો અને નવ વખત કારાવાસ વેઠચો. એ દરમ્યાન પંડિતજી ફરીથી બે વાર કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા હતા.

આજે પંડિતજી આપણી સ્વરાજ સરકારના વડા પ્રધાન છે. તેમની અસાધારણ બુદ્ધિમત્તા કે કાર્યકુશળતાને લીધે તેમને એ સ્થાન મળ્યું છે એમ ન કહી શકાય. તેમના કરતાં વધારે બુદ્ધિશાળી અને કાર્યકુશળતા ધરાવનારા કેટલાયે આ દેશમાં પડચા છે. ધર્મ, કોમ કે વર્ગના ભેદભાવ વિના ત્રીસ વરસ સુધી હિંદની અખંડ સેવા કરીને પ્રજાના

હૃદયમાં તેમણે અવિચળ સ્થાન પ્રાપ્ત કર્યું છે તેને લીધે આજે તે દેશના ભાવિના સુકાની બન્યા છે. તે કોઈ ધર્મના, કોઈ કોમના કે કોઈ વર્ગના પ્રતિનિધિ નથી. સમસ્ત હિંદના તે પ્રતિનિધિ છે અને સમસ્ત હિંદના ભલાને માટે, સમસ્ત હિંદની આબાદીને માટે, સમસ્ત હિંદની પ્રગતિને માટે તે રાત દિવસ અથાક મહેનત કરી રહ્યા છે.

પંડિતજી સામાન્ય કોટીના રાજદ્વારી પુરુષ નથી. અને આપણો દેશ પરાધીન ન હોત તો તે રાજકારણની ખટપટમાં પડ્યા હોત કે કેમ એ કહેવું મુશ્કેલ છે. માનવજાતને ભાઈચારાને માર્ગે, સુલેહશાન્તિને માર્ગે, કલ્યાણને માર્ગે વાળવાને ઝંખતા અને મથતા આદર્શવાદી યા ધ્યેયનિષ્ઠ પુરુષ તે છે. એથી જ સાધનની શુદ્ધતામાં તેમને અટલ શ્રદ્ધા છે. એથી જ તેમનો દેશપ્રેમ સારી માનવજાત પ્રત્યેના પ્રેમ જેટલો, તેમની રાષ્ટ્રીયતાની ભાવના આંતરરાષ્ટ્રીયતાની ભાવના જેટલી અને તેમનો સમાજવાદ સર્વોદયવાદના જેટલો વ્યાપક છે; એથી જ ગાંધીજીએ તેમને પોતાના વારસ તરીકે જાહેર કર્યા હતા; અને એથી જ ગયા જાન્યુઆરીની વીસમી તારીખે તેમની આખરી વિદાયની આગાહીરૂપ બૉંબ ફાટ્યો ત્યારે પ્રાર્થના સભા આગળના પ્રવચનમાં તેમણે જણાવ્યું હતું કે, 'સાચે જ, આપણી આ રળિયામણી ભૂમિમાં જવાહરલાલ એ જવાહર (રત્ન) જ પાક્યું છે.'

ગાંધીજી અને જવાહરલાલ વચ્ચેના સંબંધનો જોટો જગતના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. એને પિતાપુત્રનો સંબંધ કહીએ, ગુરુશિષ્યનો સંબંધ કહીએ કે નરનારાયણનો સંબંધ કહીએ?

ગાંધીજીનો પંડિતજી માટેનો પ્રેમ અને પંડિતજીની ગાંધીજી પ્રત્યેની ભક્તિ અનુપમ હતાં. આમ છતાં પંડિતજીને ગાંધીજી સાથે ઘણી વાર તીવ્ર મતભેદ પડતો અને તે તેમની સાથે લડતા અને ઝઘડતા. પણ અનુભવે ગાંધીજીની વાતનું શાણપણ સમજાતાં તત્કાળ તે પોતાની ભૂલ કબૂલ કરતા. પંડિતજીની પારદર્શક સચ્ચાઈ અને ધ્યેયનિષ્ઠા વિષે ગાંધીજીને ભારે વિશ્વાસ હતો. એક પ્રસંગે તેમણે જણાવ્યું હતું કે, 'મારા ગયા પછી તે મારું જ કામ કરવાનો છે અને મારી જ ભાષા બોલશે.'

પંડિતજી વિષેની ગાંધીજીની આ આગાહી સાચી પડી છે. દેશ સ્વતંત્ર થયા પછી અહીં ફરી વળેલા કોમી વેરઝેરના વંટોળ વખતે ખડકની પેઠે અડગ રહીને તે ગાંધીજીના આદર્શોને વળગી રહ્યા તથા તેમના અવસાન પછી એ આદર્શોને નજર આગળ રાખીને દેશનું ભાવિ ઘડવાની જહેમત ઉઠાવી રહ્યા છે તે પરથી આપણે એ જોઈ શકીએ છીએ.

પંડિતજીની તેમ જ તેમના કાર્યની મહત્તાનું સાચું માપ આજે આપણે કાઢી શકીએ એમ નથી. પહાડની તળેટીમાં ઊભેલાને તેની ઊંચાઈનો સાચો ખ્યાલ ન આવી શકે. પણ એટલું ખરું કે, તેમને અને તેમના કાર્યને ભવિષ્યની પેઢીઓ ઘણા લાંબા વખત સુધી પ્રેમ અને ભક્તિથી સંભારશે.

હિંદના અને સારી માનવજાતના કલ્યાણને માટે પંડિતજી ઘણું ઘણું જીવો.

મણિભાઈ દેસાઈ

## પ્રૌઢશિક્ષણ સમાચાર

### પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડા

| જિલ્લો | કેન્દ્રિત વિસ્તાર | ૩૧-૧૦-'૪૮ના રોજ પ્રૌઢ વર્ગની સંખ્યા | પ્રૌઢશિક્ષણનો લાભ લેતા પ્રૌઢોની સંખ્યા |
|---|---|---|---|
| અમદાવાદ | માંડળ | ૧૩ | ૩૦૮ |
| | તગડી | ૩૮ | ૯૨૪ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૧૧ | ૪૫૯ |
| | | ૬૨ | ૧૬૯૧ |
| પંચમહાલ | ગોધરા | ૨૨ | ૭૨૭ |
| | હાલોલ કાલોલ | ૭૪ | ૨૫૩૭ |
| | દાહોદ | ૮૦ | ૨૩૩૭ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૧૩ | ૪૨૪ |
| | | ૧૮૯ | ૬૦૨૫ |
| ખેડા | માતર | ૮૦ | ૨૫૨૨ |
| | ઠાસરા | ૮૪ | ૩૨૦૨ |
| | મહેમદાવાદ | ૭૬ | ૨૭૪૧ |
| | કપડવંજ | ૧૦૪ | ૨૮૫૭ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૨૮૧ | ૧૦૧૭૬ |
| | | ૬૨૫ | ૨૧૪૯૮ |
| ભરૂચ | ભરૂચ | ૭ | ૨૭૧ |
| | અંકલેશ્વર | ૫૭ | ૨૩૪૭ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૧૧ | ૮૮૩ |
| | | ૭૫ | ૩૫૦૧ |
| સુરત | ચીખલી | ૬૩ | ૧૮૭૯ |
| | માંડવી | ૧૦૦ | ૨૬૭૫ |
| | ઓલપાડ | ૬૪ | ૧૪૪૮ |
| | અકેન્દ્રિત વિસ્તાર | ૨૫૩ | ૮૫૧૬ |
| | | ૪૮૦ | ૧૪૫૧૮ |
| કુલ | | ૧૪૩૧ | ૪૭૨૩૩ |
| ભળી ગયેલાં દેશી રાજ્યો | | | |
| | ખંભાત | ૧૫ | ૪૫૩ |
| | બાલાસીનોર | ૪૪ | ૧૫૬૦ |
| | પાંડુમેવાસ | ૧૦ | ૪૩૨ |
| | ભાદરવા | ૫ | ૧૭૭ |
| | થોડાસર | ૮ | ૨૮૪ |
| | ખડાલ | ૨ | ૫૯ |
| | સંખેડામેવાસ | ૪ | ૧૫૬ |
| | રાધનપુર | ૪ | ૮૫ |
| | | ૯૨ | ૩૨૦૬ |
| કુલ એકંદર | | ૧૫૨૩ | ૫૦૪૨૯ |

## વિચારવા જેવું

એક શેરીની ખડકીના નાકા આગળથી જતો હતો. એક આધેડ વયની વિધવા બહેનને તપેલીમાં ઢાંકીને કાંઈક લાવી ખૂણા આગળ ખાલી કરતી મેં જોઈ. તે શું હતું તે મને ન દેખાયું. જરા આગળ આવ્યો ત્યારે જોયું તો, તે બહેન ઉંદરનાં બચ્ચાં નાંખવા આવી હોય એમ લાગ્યું. તેના ઘરમાં ક્યાંકથી હાથ લાગ્યાં હશે, તે બહાર કાઢી લાવી તે બાઈએ અહીં નાંખ્યાં.

મેં આસપાસ જોયું કે કોઈ કૂતરું બિલાડું તો પાસે નથી ને? નહીં તો આ બાઈની જીવદયાની કહાણીનો કોળિયો એ કરી જાત.

આ બહેનને પોતાના ઘરમાં ઉંદર ન જોઈએ. કોઈનેય ન જોઈએ. એને મારી તો નંખાય નહીં, કેમ કે પાપ લાગે. તો કાંઈ નહીં તો એને આપણે ત્યાંથી તો દૂર કરો! — એવો વિચાર સૌને આવે છે. તેથી તેને આપણે શેરીએ મૂકી આવ્યા; પણ તે ક્યાં ગયો? જો કૂતરા બિલાડીને હાથ તે ન ચડે, તો પડોશના ઘરમાં તે ભરાશે. આપણી પીડા પડોશમાં નાંખી એટલું જ સધાયું. કાંઈ ઉંદર વસ્તીમાંથી ન ગયો. પડોશીને જો એ પાછો હાથ આવે તો તે પણ આમ જ વર્તશે: પોતાના ઘરથી થોડે આઘે જઈને નાંખશે. એટલે, આપણા ઘરમાં આવવાનો!

આમ જ આપણે ઘણી વાતોમાં વર્તીએ છીએ. ઘરનો કચરો વાળીને કચરાપેટીમાં નથી નાંખતા, પણ પડોશીના આગળ કે ખૂણાખોચરામાં નાખી આવીએ છીએ. પણ એ ખરેખર દૂર થયો? ના; ત્યાં તે ગંદકીમાં વધારો કરે છે; અને તે આપણને જ રોગ કરે છે, વાસ મારે છે.

નાનાંમોટાં આપણે કરવાનાં કામો પણ આમ જ બીજા ઉપર સેરવી દેવા તાકીએ છીએ; અને મનને મનાવીએ છીએ કે એ કર્યાનો લાભ આપણને વગર મહેનતે મળશે. પણ એમ કેવી રીતે થાય? બીજો પણ એવો જ ફોગટનો લાભ તાકે ને?

આ ટેવ આપણા વહેવારમાં બહુ ઊંડે જતી રહી છે. તેને ત્યાંથી કાઢવી જોઈએ. નાની નાની બાબતોમાં બીજાનો વિચાર કરતા થવાથી જ આ બની શકે.

૨૪-૧૧-'૪૮ મગનભાઈ દેસાઈ

લોકજીવન

ડિસેમ્બર ૧લી ૧૯૪૮

## મારો વારસ

[૧૯૪૨ના જાન્યુઆરીમાં મળેલી મહાસમિતિ સમક્ષ ગાંધીજીએ કરેલા ભાષણમાંથી]

કોઈ કહે છે કે, જવાહરલાલ અને મારી વચ્ચે અણબનાવ થયો છે. એ વાત સાવ ખોટી છે. અમારી વચ્ચે ઝઘડા તો થયા જ કરે છે. જ્યારથી એણે મને પિછાન્યો ત્યારથી એ ઝઘડા ચાલે છે. એ આવેલો તો મારી કસોટી કરવા, પણ મારા હાથમાં જ ફસાઈ પડ્યો. ત્યારથી અમારી વચ્ચે ઝઘડા તો થતા આવ્યા છે પણ જેમ લાકડી મારીને પાણી અલગ નથી કરી શકાતું તેમ અમને કોઈ અલગ નથી કરી શકતું. એ તો મારો વારસ છે. મારા વારસ નથી સરદાર કે નથી રાજાજી. હું અંતરાત્માની વાત કરું છું અને એ હસે છે, છતાં એ કામ તો મારું જ કરે છે, અને મારા ગયા પછી પણ મારું જ કામ કરવાનો છે, અને મારી જ ભાષા બોલશે.

## સેવાનું ક્ષેત્ર

સુરત જિલ્લામાં તાપી નદીમાં એક વાર અમે હોડીમાં સુરત તરફ આવતા હતા, એટલામાં નદીના કિનારા ઉપર માથે લીલાં શાકના ટોપલા ઊંચકીને કેટલાંક સ્ત્રી પુરુષો દોડતાં આવતાં જણાતાં હતાં. એ સૌને હોડીમાં લેવામાં આવ્યાં. એટલે સૌએ પોતાના ટોપલામાંથી થોડું લીલું શાક નદી માતામાં પધરાવ્યું અને તેને નમસ્કાર કર્યા, કારણ કે નદીની મારફતે તેઓ રોજ સુરત શાક ઇત્યાદિ લઈ જતાં, અને રોજી મેળવતાં. વાતોમાં એ લોકોએ જણાવ્યું કે તેમનાં ગામમાં કોળીની વસ્તી છે અને તેઓ લીલાં-શાકભાજી ઉગાડીને સુરતની જનતાને પૂરાં પાડે છે. તેમનું નાનકડું ગામ તાપી નદી સમુદ્રને મળે છે તેની નજીક છે. પોતાનાં બાળકોને ભણાવવા માટે તેમણે શાળાનું મકાન બાંધ્યું છે. શિક્ષકને રહેવાને માટે પણ સગવડ રાખી છે. પણ ગામમાં પાણી જરા મોળું હોવાના કારણે ખાનગી શિક્ષકો ટકતા નથી. ગામ નાનું હોવાને કારણે શાળામંડળ તરફથી શાળાની સગવડ નથી. કોઈ સમજુ સેવકને માટે આ ક્ષેત્ર ન ગણાય!

પરીક્ષિતલાલ મજમુદાર

## શીખોના આદિગુરુ

હાથે કડું, ભેટે કિરપાણ તથા માથે લાંબા કેશ — એ ધારણ કરનારા શીખને ઘણાએ જોયા હશે. તેઓ પંજાબની એક જાણીતી કોમ છે. હિંદુ ધર્મની એક સુધારક શાખા તરીકે તે ગણાય છે. તેમના આદિગુરુ બાબા નાનક હતા. હમણાં જ ગઈ કારતકી પૂનમે તેમની જન્મતિથિ ઊજવાઈ. એમનો જન્મ ઈ૦ સ૦ ૧૪૬૯માં થયો હતો અને તે ઈ. સ. ૧૫૩૯માં નિર્વાણ પામ્યા હતા.



તેમનું જન્મસ્થાન નાનકાના સાહેબ કહેવાય છે. તે પાકિસ્તાનના પંજાબના ભાગમાં આવેલું છે. શીખોનું એક મોટામાં મોટું તીર્થ એ છે. ત્યાં વરસોવરસ મોટો મેળો ભરાતો. પણ દેશના ભાગલા પડવાને લીધે, હવે શીખો ત્યાં જઈ શકતા નથી. આ પૂનમે ૫૦ શીખોનો એક જથ્થો ત્યાં ગયો, તેને માટે બન્ને સરકારોને જાપતો રાખી બંદોબસ્ત કરવો પડ્યો હતો. જથ્થો પોતાના આદિગુરુના પવિત્ર જન્મસ્થાનની યાત્રા કરી હેમખેમ પાછો આવી ગયો, એ સારી વાત કહેવાય.

શીખોના આદિગુરુનો બોધ આજે ખાસ જાણવા જેવો છે. તે વખતે મુસલમાનો હિંદ પર ચડી આવતા હતા; ઘોર કતલો થતી હતી; અને લોકોને પારાવાર પીડા અને દુઃખ પડતાં હતાં. ગુરુ નાનકે એવા વસમા સમયમાં જીવન ગાળ્યું. તેમણે એ જોઈને એમ કહ્યું કે, કોઈ હિંદુ નથી અને કોઈ મુસલમાન નથી; સૌ સરખા જ ભાનભૂલેલા છે; સત્ય એવા પ્રભુને કોઈ જોતું નથી; કોઈ પોતાના જીવનને સચિયારું કરવાની પરવા કરતું નથી. બધે લોભ, લુચ્ચાઈનું અંધેર ચાલે છે. આ દુઃખ એમાંથી નીપજે છે.

વાત સાચી હતી. દુનિયામાં આજે પણ એ જ દશા છે, એમ ગાંધીજીએ આપણને નથી કહ્યું? એમની જ પેઠે ગુરુ નાનક પણ ધર્મ કે જાતિનો કશો ભેદભાવ રાખ્યા વગર સૌને સાચા અને સાદાસીધા થવાનું કહેતા. તે પોતે ખેડૂત જેવું સાદું જીવન ગાળતા; દરેક જણ સમજી શકે એવી સાદી વાત કરતા. તે સૌને સમજાતી.

એ પોતાની જાતને હમેશ એમ પૂછીને ચાલતા કે,

'કિવ સચિયારા હોઈએ?' કેમ કરીને આપણે સચિયારા થઈએ? ક્યાં આગળ આપણે જૂઠ કૂડકપટ કરીએ છીએ— દંભ, દગો ખેલીએ છીએ? એ જોઈ કાઢવું જોઈએ. અને તેને દૂર કરવું. તો સૌ સુખી થાય; કૂડકપટ ન રહે. તેથી સીધો મહેનતનો રોટલો રળવો અને પરમેશ્વરનું નામ લેવું,' એ સાદી વાત એ સૌને શીખવતા.

આ એમનો સાદાઈનો સંદેશો લોકોને બહુ ગમ્યો. હિંદુ મુસલમાન બધા એમનો બોધ સાંભળવા એકઠા થતા. તે આખા દેશમાં પગપાળા બે વાર ફર્યા. આથી તે વખતના દુઃખના દહાડામાં લોકોને ધારણ રહી. તેઓ ધર્મને ના ભૂલ્યા. તેના જોરે આગળ પર શીખો પોતાના ધર્મને માટે બહાદુર બનીને લડ્યા; અને તેમ કરતાં એક જબરી કોમ બન્યા. એનું મૂળ બાબા નાનકે તેમને શીખવેલી સાદી વાતમાં રહેલું છે. એ વાત આજે ભુલાઈ ગઈ, તેથી ફરી, ગાંધીજીએ આપણને એ યાદ દેવડાવી.' હરઘડી આપણે સચિયારા થવાનું યાદ રાખીએ. હરેક કામમાં સાચને ના ભૂલીએ. આ ટંકી શીખ ગુરુ નાનક આપતા ગયા છે.

૨૪-૧૧-'૪૮ મગનભાઈ દેસાઈ

## ભક્ત પ્રહ્‌લાદ

એક રાક્ષસ રાજા હતો. એનું નામ હિરણ્યકશ્યપ. એ બહુ અભિમાની હતો, ક્રૂર હતો અને પાપી હતો. એના રાજ્યમાં કોઈ ઈશ્વરભક્તને સ્થાન ન હતું. રામનું નામ લેનાર એને કાળ જેવો લાગતો. એ કહેતો કે નામ લેવું હોય તો મારું લો. આવા અભિમાનીનું અભિમાન કાંઈ ભગવાન લાંબું ટકવા દે?

એનાં ઘરમાં જ એણે એક એવો પુત્ર પેદા કર્યો કે બેસતાં ઊઠતાં, ખાતાંપીતાં બધો વખત એ રામનું જ નામ લે. એ તો ભગવાનનો પાકો ભક્ત.

રાક્ષસ રાજાથી આ શી રીતે સહેવાય? એણે પુત્રને સુધારવા માટે ગુરુ ઘરે મોકલ્યો. ગુરુએ શામ, દામ, દંડ, ભેદ બધું વાપર્યું પણ આ ભક્તપુત્ર એકનો બે ન થયો. ઊલટું એના સહવાસથી બીજા રાક્ષસ બાળકો રામનામ લેવા લાગ્યા. આથી

ગુરુએ એને સુધારવામાં હાથ ધોઈ નાખ્યા.

બાપ આ સાંભળીને ધૂંવાંપૂંવાં થઈ ગયો. એણે પુત્રને પજવવામાં કશું બાકી ન રાખ્યું. એને ડુંગર ઉપરથી ફેંકવાનો, દરિયામાં ડુબાડવાનો એવા અનેક દાવ અજમાવ્યા પણ જેને રામ રાખે એને કોણ ચાખી શકે?

છેવટે ભાન ભૂલીને એ પોતે તરવાર લઈને પુત્રને મારવા તૈયાર થયો. અને કહે છે કે બતાવ તારો રામ. પ્રહ્‌લાદ કહે છે કે રામ તો બધે જ છે. રાક્ષસ પિતા કહે છે બધે જ છે? તો આ લોખંડના તપાવેલા થાંભલાને ભેટી પડ. હું જોઉં છું કે તારો રામ તને કેવોક બચાવી લે છે!

ભક્ત પ્રહ્‌લાદની વહારે નરસિંહરૂપ ધારણ કરીને પ્રભુ પ્રગટ થાય છે. હિરણ્યકશ્યપને પૂરો કરે છે. પણ પુત્રની ઇચ્છા પ્રમાણે રાક્ષસ અને પાપી પિતાનો પણ ભગવાન ઉદ્ધાર કરે છે.

આ રીતે ફરી એક વાર દુનિયામાં સત્યાગ્રહી ભક્તનો વિજય થાય છે.

બબલભાઈ મહેતા

## પૂરું થતું પખવાડિયું

તાજેતરમાં થયેલી સુરત મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં કુલ ૫૦ બેઠકોમાંથી કોંગ્રેસે ૪૮ બેઠકો કબજે કરી છે. એ જ પ્રમાણે ભરુચ મ્યુનિસિપાલિટીની થયેલી ચૂંટણીમાં કુલ ૩૦ બેઠકોમાંથી કોંગ્રેસે ૨૯ બેઠકો કબજે કરી છે. એમાંથી ૨૧ કોંગ્રેસ ઉમેદવારો તો બિનહરીફ ચૂંટાયા હતા.

સૌરાષ્ટ્રની બંધારણસભા માટેની ચૂંટણીમાં ચાર વિભાગોની કુલ ૩૫ બેઠકોમાંથી ૩૧ બેઠકો કોંગ્રેસને મળી છે.

ઇંગ્લંડ તેમ જ રાષ્ટ્રસંઘના રાજા છઠ્ઠા જ્યોર્જની કુંવરી અને હવે પછીની ગાદીવારસ ઇલિઝાબેથે પુત્રને જન્મ આપ્યો છે.

અમદાવાદ શહેરમાં પ્રૌઢશિક્ષણનું કામ આગળ ધપાવવા માટે સરકારે એ શહેર માટે એક ખાસ પ્રૌઢશિક્ષણ સમિતિ ત્રણ વરસને માટે નીમી છે.

આ સમિતિને પ્રૌઢશિક્ષણ માટેના વર્ગો ચલાવવાની તથા એને માટે શિક્ષકો

અને કાર્યકરો તૈયાર કરવા માટે તાલીમવર્ગો ચલાવવાની સત્તા રહેશે.

મધ્યસ્થ સરકારના ઉદ્યોગખાતાના પ્રધાન ડો. શ્યામપ્રસાદ મુકરજીએ હિંદુ મહાસભાની કારોબારી સમિતિમાંથી રાજીનામું આપ્યું છે. આજના બદલાયેલા સંજોગોમાં હિંદુ મહાસભાએ નવી નીતિ અખત્યાર કરવી જોઈએ એવું તેમનું માનવું છે. આ બાબતમાં હિંદુ મહાસભાની કારોબારી સમિતિ સાથે તેમને મતભેદ પડવાથી તેમણે રાજીનામું આપ્યું છે.

સંયુક્ત રાષ્ટ્ર સમૂહે કાશ્મીરના ઝઘડાને અંગે તપાસ કરવાને નીમેલા કમિશને પોતાનો હેવાલ બહાર પાડયો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, કાશ્મીરના યુદ્ધમાં પાકિસ્તાનનું વ્યવસ્થિત લશ્કર ભાગ લઈ રહ્યું છે તથા કહેવાતી આઝાદ કાશ્મીર સરકારનાં દળો પણ પાકિસ્તાનના લશ્કરની દોરવણી નીચે કાર્ય કરી રહ્યાં છે. આ હકીકત પાકિસ્તાનની સરકારે પણ કબૂલ કરી છે. કમિશન વધુમાં જણાવે છે કે, યુદ્ધ-વિરામની શરતો હિંદી સરકારે સંપૂર્ણપણે માન્ય રાખી છે પણ પાકિસ્તાન સરકારે તે માન્ય રાખી નથી. આથી કાશ્મીરનું યુદ્ધ બંધ કરાવી શકાયું નથી અને યુદ્ધ બંધ ન થાય ત્યાં સુધી કાશ્મીરમાં લોકમત લેવાનું શક્ય નથી.

મ૦

## મગધની એક વાત

મગધ દેશનો રાજા ભારે આરામી હતો. લોકોનું કશું જોવું-સંભાળવું નહીં; ફક્ત ગમે તે રીતે કરવેરા ભેગા કરાવી, મહેલમાં બેસી મોજ કર્યા કરવી.

જેવો રાજા તેવી પ્રજા. ગામડાંના લોકો પણ પોતાનું જ પેટ જોનારા, બીજાને માટે સહેજે ઘસાવામાં ન સમજનારા, તથા નવરા પડે ત્યારે નકામા ગામ-ગપાટા, નિંદા-કૂથલી, કે નશા-કેફમાં જ વખત ગાળનારા બની ગયા. ગામના રસ્તા ગંદવાડ અને કચરાથી ઊભરાય; ગામના કૂવાની આસપાસ ખાડા ખાબોચિયાં અને ગારો ગંધાય; ગામનો ચબૂતરો પણ ખંડેર જેવો અને ઉકરડા જેવો! —કોણ સંભાળે કે કોણ જુએ!

એવા એક મચલ નામના ગામડામાં એક સુખી ઘેર છોકરાનો જન્મ થયો. તે ગામ ખતરીઓનું હતું. બાબાપે છોકરાનું નામ પાડયું 'ઇંદ્રકુમાર'; પણ મોટો થતાં તેનું ભલાપણું અને ભોળાપણું જોઈ, તેને ગામ લોકો ખીજમાં કહેવા લાગ્યા 'ઇંદર ભટ'!

ઇંદર રસ્તે જાય તો પણ માણસને ઠેસ લાગે તેવું વચમાં હોય તો દૂર

કરે; બળદને કે ગાડાને અડચણ પડે તેવો ખાડો હોય તો પૂરી લે; આજુબાજુનાં ઝાંખરાં બહુ નીચાં નમ્યાં હોય તો છાંટી નાખે; કૂવે ઢોળાતા પાણીને ફેલાતું અટકાવવા એક બાજુ નીક જેવું કર્યા કરે; બધાને ભેગા મળવાનો ચબૂતરો વાળી-ઝૂડી સાફ કરે, અને વખત હોય તો ત્યાં પાણીનું માટલું પણ ભરી મૂકે; તેનું છાપરું પણ તે જ ઠીકઠાક રાખે!

ગામલોક તેની આ બધી રીત જોઈ હસે! "ભારે મૂરખ છે! આપણે ભલાને આપણું કામ ભલું; આ તો પારકાનું ભલું કરવા નીકળ્યો છે! એની મેળે થાકશે થોડા દહાડામાં, ને આવશે ઠેકાણે!"

પણ નઠારાનો ચેપ હોય છે, તેમ સારાનો પણ હોય છે. મોટેરા તો ન સમજ્યા, પણ કોઈ કોઈ જુવાનોને ઇંદરની રીત ગમવા લાગી. તેઓ અવારનવાર તેનાં લોકસેવાનાં કામોમાં જોડાવા લાગ્યા. ધીરે ધીરે ઇંદરની ટોળીમાં ત્રીસ જણ થયા. તે સૌ પોતપોતાના ઘરનું કામ તો બરાબર સંભાળે જ; પણ નવરાશનો વખત ઇંદરની સોબતમાં આવાં સેવાનાં સારાં કામમાં ગાળે.

ધીરે ધીરે તેમની સારી અસર ચારે બાજુ ફેલાવા લાગી. તેઓ જ્યાં ત્યાં લોકસેવાનાં ઉપયોગી કામો કરે, અને પાંચ શીલનો ઉપદેશ કરે. હિંસા ન કરવી, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, જૂઠ ન બોલવું અને નશો ન કરવો—એ પાંચ નિયમ એ જ તેમનો ધર્મ. જાતે દુરાચાર ન કરવો, સદાચારી જ થવું, અને બને તેટલો પરોપકાર જ કર્યા કરવો એ જ તેમની રીત. લોકોને આ સીધો સાદો ધર્મ બહુ ગમી ગયો, અને પછી તો ટોળેટોળાં તે ધર્મ પાળવા લાગ્યાં.

પણ ગામનો મુખી—ગ્રામભોજક—આ બધા ફેરફારથી ચમક્યો. આજુ-બાજુના દૂર સુધીના વિભાગનો દારૂનો ઇજારો તેની પાસે હતો; તથા લોકો દારૂ પીને તોફાન કરે અને મારામારી કરે તેમાંથી પણ તેને રળવાનું સારું મળતું. લોકો દારૂ પીએ નહીં એટલે તેને તે આવક તો બંધ થઈ, પણ, સાથે સાથે આ બીજી આવક પણ બંધ થઈ, તરત તે સારી પેઠે નજરાણું લઈને ઊપડ્યો રાજધાનીમાં. રાજા આમ તો કોઈને મળે નહીં કે કોઈનું સાંભળે નહીં. પણ નજરાણાને પ્રતાપે મુખીની રાજા સાથે મુલાકાત થઈ.

જ૦– જે કંઈ મળે તેટલો સમારી આવકમાં વધારો જ થશે ને? તેટલો દેશની સંપત્તિમાં પણ વધારો થશે અને સૌથી સરસ તો એ થશે કે, તમે ઉદ્યોગી જીવન ગાળતા થશો તો તે જોઈને તમારાં બાળકો પણ ઉદ્યોગી થશે. આજે ઘણાય છોકરાઓ ગમે તેમ વખત વેડફી મારે છે. તેને બદલે કંઈ સમાજ ઉપયોગી કામ કે ઉદ્યોગ કરે તો સમાજને લાભ થાય અને તેમને ઉદ્યોગીજીવન ગાળવાની ટેવ પડે. તમે બધા અહીં બેઠા બેઠા એવું ઉદ્યોગનું વાતાવરણ જમાવો તો છોકરાઓને પણ તમારો ચેપ લાગશે અને તેથી જે લાભ થશે તેની કિંમત નાણાં કરતાં ઘણી વધારે થશે. તેને બદલે તમે અલકમલકની વાતો કરવામાં વખત બગાડશો અગર એકબીજાની કૂથલી કરશો તો છોકરાઓ પણ એ શીખશે, અને પછી તે ખેતીના કે ઘરના કામના નહીં રહે. આપણાં ગામડાં ઉદ્યોગથી જ જીવતાં હતાં અને ઉદ્યોગથી જ જીવશે. માટે શાળાઓમાં અને બધે ઉદ્યોગની વૃત્તિ કેળવાય અને ઉદ્યોગનું વાતાવરણ જામે એ આપણે માટે ઘણું જરૂરી છે.

સ૦– તમારી વાત સાચી છે. પણ આજે મોટરોમાં અને રેલવે ગાડીમાં ચાર જ આના સહેજે ખરચી નાખીએ છીએ. પછી આવા કામમાં બે ચાર પૈસાનો ફાયદો થાય તે કરવા તરફ મન જતું નથી. ચીજોની કિંમતના ફેરફારથી કે બીજી રીતે કેમ કરીને જલદી પૈસા મળી જાય એમ થયા કરે છે.

જ૦– એ જ આજના જમાનાની મોટી મુશ્કેલી છે. તેમાંથી આપણે માર્ગ કાઢવાનો છે. તે માટે સાચો રસ્તો એ છે કે સારી ટેવો અને સારા વાતાવરણની નાણાંમાં ગણતરી ન કરવી, પણ મનુષ્યજીવનની દૃષ્ટિએ તેની ઉપયોગિતા આંકવી. તો જીવન સુખી થશે અને સરવાળે નાણાંની દૃષ્ટિએ પણ ખોટ નહીં જાય, કારણ કે સારી ટેવોવાળો માણસ પોતાનો વખત નહીં બગાડે અને ઉદ્યોગી જીવન ગાળશે તો તે વધારે કમાણી કર્યા વગર રહેવાનો નથી. આથી આપણા બધાની ફરજ છે કે ઘરમાં અને બહાર ઉદ્યોગનું વાતાવરણ જમાવવું. ઊગતી પ્રજાને માટે તે ખાસ જરૂરી છે.

વિઠ્ઠલદાસ કોઠારી

---

### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાલુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩ | છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ડિસેમ્બર, ૧૯૪૮

વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫: શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ

વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)

બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## ધ્રુવકુમાર

એક રાજા હતો. એને બે રાણી હતી. એક માનીતી અને બીજી અણમાનીતી. માનીતી રાણીના કુંવરનું નામ ઉત્તમ અને અણમાનીતી રાણીના કુંવરનું નામ ધ્રુવ. અણમાનીતી ભલી હતી અને માનીતી રાણી અભિમાની હતી.

એક વખત રાજા સિંહાસન પર બેઠો હતો. બાજુમાં માનીતી રાણી બેઠી હતી. એ વખતે રાજાના ખોળામાં માનીતી રાણીનો કુંવર ઉત્તમ બેઠો. એ જોઈને અણમાનીતી રાણીનો કુંવર ધ્રુવ પણ બાપના ખોળામાં બેસવા આવ્યો. માનીતી રાણીએ એને પાછો કાઢ્યો અને કહ્યું કે રાજાના ખોળામાં બેસતાં પહેલાં તો તારે મારા ખોળે જનમ લેવો પડશે. આથી ધ્રુવકુમારને બહુ દુઃખ થયું. એ રડતો રડતો એની મા પાસે ગયો અને બનેલી બધી વાત કહી સંભળાવી. માએ એને ખોળામાં બેસાડીને પંપાળ્યો.

માથે હાથ ફેરવ્યો અને કહ્યું કે તારે રાજાના ખોળામાં બેસવું છે ના? બેટા, તને તો રાજાનાયે રાજાના ખોળામાં બેસવાનું મળશે.

ધ્રુવ — માતા એવું શી રીતે બને?

માતા — રાજાનાયે રાજા ભગવાન છે, એને ભજીએ તો આપણને એ એના ખોળામાં બેસાડે.

ધ્રુવ — માતાજી મારે તો એમના ખોળામાં બેસવું છે. એમને શી રીતે ભજાય?

માતા — એમને ભજવા માટે તો ખૂબ તપ કરવું પડે. તું હજુ બહુ નાનો છે. મોટો થા પછી વાત.

ધ્રુવકુમારને તો ભગવાનને ભજવાની લત લાગી. એક રાત્રે બધાંને ઘરમાં સૂતેલાં છોડીને એ તો તપ કરવા ચાલી નીકળ્યો. એ તો ગીચ જંગલમાં જઈ પહોંચ્યો. ત્યાં એને હાથમાં તંબૂરાવાળા નારદ ઋષિ મળ્યા.

ઋષિ — અરે છોકરા તું ક્યાં જાય છે?

ધ્રુવ — તપ કરવા. મારે ભગવાનના ખોળામાં બેસવું છે.

ઋષિ — તને ખબર છે જંગલ બહુ ભયંકર છે? ત્યાં તો વાઘવરુ છે. ટાઢતડકો છે, કાંટા-કાંકરા છે. દુ:ખી થઈશ, ઘેરે પાછો ચાલ્યો જા.

ધ્રુવ — ના મહારાજ, હું તો તપ કરવા જવાનો.

ધ્રુવની આવી ટેક જોઈને ઋષિ એના ઉપર રાજી થયા. એમણે ભગવાનને પ્રસન્ન કરવા માટે એને ભગવાનના નામનો જપ શીખવ્યો.

ધ્રુવ તો એકાગ્ર થઈને જપ કરવા બેસી ગયો. પછી ભગવાન રાજી થયા વિના રહે? એને ભગવાનનાં દર્શન થયાં અને

પ્રસન્ન ચિત્તે એ તો ઘરે પાછો ફર્યો.

એના ગયા પછી રાજાને બહુ પસ્તાવો થયો હતો. એણે કુંવરને પાછો આવેલો જોઈને ગાદીયે બેસાડયો. બધા રાજી થયા. અને ધ્રુવકુમારે પ્રજાને સુખ મળે એવી રીતે રાજ્ય ચલાવ્યું. આજે પણ એ ધ્રુવની નિશાની રૂપે આકાશમાં ઉત્તર દિશાએ હંમેશાં ધ્રુવનો તારો પ્રકાશ્યા કરે છે.

બબલભાઈ મહેતા

## જેવા આપણે તેવો સામો

[ઈસપની એક વાર્તા]

કૂતરો અને ગધેડું સાથે જતાં હતાં. ગધેડા ઉપર ભાર લાદ્યો હતો; તેમાં ખાવાનું ભાથું પણ હતું.

જવાનું લાંબું હતું. વચ્ચે બંનેને ભૂખ લાગી. ગધેડું તો તરત રસ્તા બાજુ જે કાંઈ ઊગ્યું હતું તે ચરવા મંડયું. કૂતરો વિમાસણમાં પડયો.

કૂતરાએ ગધેડાને કહ્યું—તારા પર લાદેલા ભાથામાંથી મને રોટલો આપ.

ગધેડું મિજાજમાં આવીને કહે—હું શેનું આપું? મારી પેઠે તું પણ આમ ચરીને પેટ ભર. બહાર નીકળીએ તો વિચાર કરીને નીકળીએ ને?

એવામાં સામેથી એક વરુ આવતું દેખાયું. તે જોઈ ગધેડાના તો રામ રમી ગયા. તે બીકનું માર્યું ધ્રૂજવા લાગ્યું. પોતાના સાથીને કહે—કૂતરાભાઈ, વરુ જો મને મારવા આવે તો તમે મને બચાવશો ને? તમે મારી મદદમાં નહીં આવો?

કૂતરાને લાગ આવ્યો. તે કહે—ના; જે એકલપેટો થઈને ખાય તે એકલવીર થઈને લડે. હું નહીં ઊભો રહું.

એમ કહીને કૂતરો ત્યાંથી જતો રહ્યો, અને ગધેડું એકલું

રહ્યું. પણ તેમાં એ કોનો વાંક કાઢે? જેવું કર્યું તેવું ભર્યું! સામા પાસેથી જેવી સારાશની આશા રાખીએ તેવી આપ તેના ભણી દાખવવી જોઈએ.

૨૫-૧૧-'૪૮ મગનભાઈ દેસ

# બે મોટા સુધારા

આપણા દેશને માટે સ્વતંત્ર રાજ્યબંધારણ અત્યારે ઘડાય છે, એ સૌને ખબર હશે. આપણા હિતની અનેક સારી સારી વાતો તેમાં વિચારાય છે. એમાંની એક સૌએ સમજી લેવી જોઈએ એવી છે. તે એ કે, હિંદ દેશમાં હવે પછી કોઈ પ્રકારની અસ્પૃશ્યતા કે આભડછેટ ચાલી શકશે નહીં.

ગાંધીજીએ અનેક સુધારાની વાતો કરી હતી, તેમાં બે ખાસ હતી — દારૂબંધી અને અસ્પૃશ્યતાનિવારણ. તે કહેતા કે, દેશ સ્વતંત્ર થશે ત્યારે આ બે વસ્તુઓ ગમે તે ભોગે પણ કરવામાં આવશે. તે મુજબ અસ્પૃશ્યતાના પાપને સરકારી ગુનો ગણવામાં આવ્યો છે; અને એને રાજ્યના બંધારણમાં મૂકવામાં આવ્યું છે.

તેવી જ રીતે દારૂબંધીને પણ મૂકી શકાય. પણ કેટલાક લોક એમાં સંમત થતા નથી. છતાં સરકારે દારૂની બદીને પણ દૂર કરવી જોઈએ. પૈસાદારને દારૂનું વ્યસન કદાચ પાલવે; ગરીબ તેનાથી તદ્દન પાયમાલ થાય કે તેના કુટુંબને, બાળબચ્ચાં તથા સ્ત્રી ખુવાર કરે છે. દારૂબંધી ખાસ કરી દરિદ્રનારાયણની સેવા માટે પ કરવી જોઈએ.

આ બેઉ કામો હવે લોકો ઉપા લે તો આપણી આત્મશુદ્ધિ થાય; અ એટલું આપણું સ્વરાજ મજબૂત બને પોતે સુધરીએ એ ફાયદો તો ઉઘાડો છે

૭-૧૨-'૪૮ મગનભાઈ દેસાઈ

## નાતજાત

નાતજાતમાં ધર્મ નથી. એને હિંદુ ધર્મ સાથે કશો સંબંધ નથી. કોઈને પણ આપણાથી ચડતા કે ઊતરતા માનવામાં પાપ છે. આપણે બધા સરખા છીએ. આભડછેટ પાપની હોય, મનુષ્યની કદી ન હોય. ઊંચનીચની માન્યતા એ હિંદુ ધર્મ પર કલંક છે. એ આપણે કાઢવું જોઈએ.

ગાંધીજી

## વિવેક-સભ્યતા

એક દાક્તર હતા. તે પોતાના ધંધામાં હોશિયાર હતા પણ તે દરદી સાથે મીઠાશથી બોલે નહીં કે તેની વાત પૂરી સાંભળે નહીં. એટલે દરદીને તેમના પ્રત્યે અણગમો થતો અને તેમનું કામ બરાબર ચાલતું નહીં. ત્યારે પડોશમાં બીજા દાક્તર તેમનાથી ઓછા અનુભવી અને ઓછા હોશિયાર હોવા છતાં બોલવામાં વધારે વિવેકી અને ધીરજવાળા હતા. એટલે દરદીઓ હોંશથી એમની પાસે જતા અને તેમની મીઠી પૂછપરછ અને વિવેકભર્યા શબ્દોથી દરદીને વિશ્વાસ બેસતો અને ફાયદો પણ થતો. પહેલા દાક્તરને અનુભવથી પોતાની ભૂલ સમજાઈ પણ તે સુધારવાનું તેમને માટે ઘણું મોડું થઈ ગયું હતું. છતાં તેમણે પોતાની વાણીને કેળવવા માટે સમજપૂર્વક પ્રયત્ન કર્યો. એટલે તેમને આખો નહીં તો અડધો ફાયદો થયો. નાનપણમાં વહેલા કોઈએ ચેતવ્યા હોત તો ખચીત વધુ ફાયદો થાત.

આવા જ અનુભવો દુકાનદાર, શિક્ષક બધાને થાય છે. વિવેકી દુકાનદાર ઘરાકને ખેંચી લાવે છે ત્યારે તોછડો દુકાનદાર ઘરાકને ખુએ છે. તેવું જ શિક્ષકના સંબંધમાં બને છે. શિક્ષકની તોછડાઈથી નાનાં બાળકો ત્રાસે છે અને તેનાં જીવનભરનાં વિરોધી બને છે. શિક્ષકના સહાનુભૂતિના બે બોલથી બાળકના મનમાં હર્ષના ઉમળકા આવે છે અને તેનાં જીવનભરનાં ઋણી બનીને રહે છે.

શાસ્ત્રોમાં કહ્યું છે કે આત્મા એ માણસનો શત્રુ થઈ શકે છે અને મિત્ર પણ થઈ શકે છે, તે જ રીતે આપણી જીભ પણ આપણો શત્રુ થઈ શકે છે અને મિત્ર પણ થઈ શકે છે. જીભનાં બે કામ છે: એક સ્વાદનું અને બીજું વાણીનું. અહીં વાણીના કાર્યની વાત છે. જેની વાણી કેળવાયેલી છે, વિવેક-ભરી છે, સભ્યતાવાળી છે તે જ્યાં જાય ત્યાં મિત્રો પેદા કરે છે અને જેની વાણી તોછડી, કડવાશભરી અને વિવેકહીન છે તે જ્યાં જાય ત્યાં વિરોધીઓ પેદા કરે છે. વિવેકી જીભની સાથે હૃદયની મીઠાશ હોય અને ગાંધીજીની માફક મનમાં અહિંસા હોય તે તો અજાતશત્રુ બની જાય. તે તો સોનામાં સુગંધ મળ્યા જેવું થાય. પણ વિવેકભરી વાણી અને સભ્યતાભર્યું વર્તન પણ જીવનમાં ઘણું જરૂરી છે. તેના સંસ્કાર શાળામાં અને ખાસ કરીને ઘરમાં પાડવા જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# ગંદકી અને અસ્પૃશ્યતા

ગંદકીને કે ગંદી ચીજને ન અડકાય; તે અસ્પૃશ્ય છે. આ બાબતમાં કોઈ બીજું નહીં કહે.

તેની જ સાથે એ પણ એટલું જ સાચું છે કે, ગંદકીને આપણે દૂર કરવી જોઈએ: સફાઈ અને સ્વચ્છતા આપણે રાખવી જ જોઈએ. એટલે ગંદકીને તે પૂરતી અડયા વગર છૂટકો નથી.

પણ આટલેથી આ વાત પૂરી ન થઈ. કેમ કે તે ઉપરાંત એ પણ એટલું જ સાચું છે કે, દરેક માણસ શૌચ જાય છે; કચરો પાડે છે; એટલે દરેક જણથી ગંદકી થયા કરે છે.

તેથી સફાઈકામ, વાળવુંઝૂડવું એ દરેક માટે એક રોજનું કામ થઈ પડે છે. એટલે શાસ્ત્રમાં એને એક રોજનો યજ્ઞ કહ્યો છે.

આમ છતાં, આપણા દેશમાં આ કામને હલકું ગણ્યું; અને ગંદકીને નહીં પણ તેને દૂર કરનારને અસ્પૃશ્ય ગણ્યો! આ મોટી ભૂલ આજકાલની નથી; જમાનાઓ જેટલી જૂની છે!

આથી કેવાં ભયંકર ફળ આવ્યાં છે! માણસ જેવા માણસને તરછોડતાં શીખ્યા, તેથી આપણી માણસાઈને એબ લાગી. મેલું સાફ કરવાનું કામ કરીને સ્વચ્છ થવાનું તેને શીખવ્યું નહીં; એટલે તે મેલો રહેવાથી સમાજમાં એટલી ગંદકી વધી જ ને!

આપણે પોતે પણ વધારે ગંદા રહેવા લાગ્યા. ગંદકીથી ભાગવાનું જ આપણું કામ, એમ જ સમજ્યા. એટલે સફાઈનું કામ જાતે યજ્ઞભાવથી કરવાનું ભૂલ્યા. એ જરૂરી કામ માટે પારકા પર આશરો રાખતા થયા અને જાતે સૂગિયા બન્યા તેથી ગંદકીને અડીએ નહીં. એટલે આપણી વસ્તી ઉકરડા જેવી થઈ.

આગળ વધીને આ કામ કરનારને આપણે સમાજનાં સહિયારાં કામોમાંથી પણ વેગળા રાખ્યા. મંદિરોમાં દર્શન પણ ન કરવા દીધાં. તેથી તેઓ નાગરિક તરીકેય ના કેળવાયા.

જ્યાં સુધી રાજા આ ભૂલભરેલી સમજવાળા હતા, ત્યાં સુધી આ જાતની નીતિ નભી. હવે તેવા રાજા રહ્યા નથી. હવે પ્રજા જ રાજા છે. પ્રજામાં બધી વર્ણો આવે અને તે સરખી છે. આમ જમાનો બદલાવાથી હિંદુ ધર્મનો ઉપરનો સડો હવે દૂર થવો જોઈએ.

૭-૧૨-’૪૮ મગનભાઈ દેસાઈ

**અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે.**

# રાષ્ટ્રીય મહાસભા

રાષ્ટ્રીય મહાસભા અથવા કૉંગ્રેસની ૫૫મી બેઠક ચાલુ મહિનાની ૧૮–૧૯ તારીખે જયપુર મુકામે મળશે. આમ તો રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠક ૧૮૮૫ની સાલમાં મળી હતી અને ત્યાર પછી દર વરસે એની બેઠક ભરાતી રહેતી હતી. આ રીતે આ વરસે તેની ૬૩મી બેઠક મળવી જોઈતી હતી. પરંતુ આઝાદીની લડતના અસાધારણ સંજોગોમાં સરકારી દમનને કારણે તેની કેટલીક વાર્ષિક બેઠક ભરી શકાઈ નહોતી અને તેથી કૉંગ્રેસનો આરંભ થયાને ૬૩ વરસ થયાં હોવા છતાં આ વરસે તેની ૫૫મી બેઠક ભરાય છે.

આમ, બ્રિટિશ સામ્રાજ્ય જેવા જગતના સૌથી બળવાન સામ્રાજ્ય જોડે બાથ ભીડીને દેશની સ્વતંત્રતા હાંસલ કરનાર રાષ્ટ્રીય મહાસભાનો આરંભ ૧૮૮૫ની સાલમાં થયો હતો. એની પહેલી બેઠક એ સાલના નાતાલની રજાઓના દિવસોમાં મુંબઈમાં મળી હતી.

૧૮૮૫ની સાલ પહેલાં પણ મુંબઈ, કલકત્તા, મદ્રાસ, વગેરે સ્થળોએ જાહેર કાર્ય કરનારી સંસ્થાઓ હતી. પરંતુ તેમનું ક્ષેત્ર મર્યાદિત હતું અને પોતપોતાના પ્રાન્તને લગતી બાબતોનો જ તે વિચાર કરતી હતી. આખા દેશને લગતા પ્રશ્નોનો વિચાર કરનારી, આખા દેશને માટે બોલનારી સંસ્થા એ વખતે નહોતી. આ ખોટ પૂરી પાડવાને અને આખા દેશને માટેની એક સંસ્થા સ્થાપવાનો વિચાર મુંબઈ મદ્રાસ, અને કલકત્તાના આગેવાનોના મનમાં ઘોળાયા કરતો હતો. આ વિચારને અમલી સ્વરૂપ આપવામાં એલન ઑક્ટેવિયન હ્યુમ નામના એક અંગ્રેજે આગળપડતો ભાગ લીધો. આમ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરવા માટેનો યશ એક અંગ્રેજને ફાળે જાય છે.

આમ તો હ્યુમ અંગ્રેજ સરકારનો નોકર હતો અને ૧૮૫૭નો બળવો શમાવવાના કાર્યમાં તેણે સક્રિય ફાળો આપ્યો હતો. પરંતુ પાછળથી તેના હૃદયમાં રામ વસ્યા અને બાકીનું જીવન જે દેશનું તેણે લૂણ ખાધું હતું તેની સેવામાં ગાળવાનો તેણે સંકલ્પ કર્યો. તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને દેશના અગ્રગણ્ય પુરુષો સાથે મસલત કરીને રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરી. આ રીતે ૧૮૮૫ની સાલમાં આખા દેશનો અવાજ રજુ કરનારી સંસ્થાનો જન્મ થયો.

કૉંગ્રેસની બીજી વિશેષતા એ હતી કે, તે બિનકોમી સંસ્થા હતી. ધર્મ, ન્યાતજાત, કે વર્ગના કશાયે ભેદભાવ વિના દરેક હિંદવાસીને માટે તેનાં દ્વાર ખુલ્લાં હતાં. તેના પહેલા પ્રમુખ ઉમેશચંદ્ર બેનરજી ખ્રિસ્તી હતા. બીજી બેઠકના પ્રમુખ દાદાભાઈ નવરોજી પારસી

હતા અને ત્રીજી બેઠકના પ્રમુખ બદરુદ્દીન તૈયબજી મુસલમાન હતા.

આરંભના સમયમાં રાષ્ટ્રીય મહાસભાનું કાર્યક્ષેત્ર હિંદના લોકોની ફરિયાદો અને તેમને થતા અન્યાયો બહુ જ હળવી અને વિનવણીની ભાષામાં રજૂ કરવા પૂરતું જ મર્યાદિત હોય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રજામાં રાષ્ટ્રીયતાની ભાવના જાગ્રત થતી ગઈ તેમ તેમ તે વધુ ને વધુ લડાયક સ્વરૂપ ધારણ કરતી ગઈ.

૧૯૦૫ની સાલમાં બંગાળની પ્રજાની લાગણીને ઠોકરે મારી, ભાગલા પાડીને રાજ કરવાની પુરાણી નીતિ અખત્યાર કરી, સરકારે બંગાળના ભાગલા પાડ્યા ત્યારે એની સામે બંગાળના લોકોમાં ભારે રોષ પ્રગટ્યો. અને એ ભાગલા નાબૂદ કરાવવાને ત્યાં આગળ પ્રબળ ચળવળ ઊપડી. આ ચળવળની અસર સર્વત્ર થઈ અને દેશભરમાં રાષ્ટ્રીયતાની લાગણી પેદા થઈ.

આ લાગણીના પડઘા રાષ્ટ્રીય મહાસભામાં પણ પડ્યા અને તેમાં મવાળ અને જહાલ અથવા વિનીત અને ઉદ્દામ એવા બે પક્ષો પડ્યા.

વિનીત પક્ષના લોકો બ્રિટિશ અમલને ઈશ્વરી સંકેત સમો લેખતા હતા અને સુરાજ્યથી સંતુષ્ટ હતા. ઉદ્દામ પક્ષના લોકો અને ખાસ કરીને તેમના નેતા લોકમાન્ય ટિળક ગમે એવું સુરાજ્ય પણ સ્વરાજ્યની તોલે ન આવે એમ માનતા હતા અને તેથી તેમણે 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક્ક છે' એ સૂત્રની બુલંદ ઘોષણા કરી. એ પ્રાપ્ત કરવા માટે તે કંઈક લડાયક કાર્યક્રમ અખત્યાર કરવા ચહાતા હતા. વિનીત પક્ષના લોકો અન્યાય દૂર કરવાને કેવળ આજીજી અને વિનવણીની જૂની અને નિષ્ફળ નીવડેલી નીતિ ચાલુ રાખવાના મતના હતા. આમ બંને પક્ષની વિચારસરણી તેમ જ કાર્યપદ્ધતિમાં મૂળભૂત તફાવત હતો અને તેથી તેમનું 'ગાડું' લાંબો વખત સાથે ચાલે એમ નહોતું.

અને બન્યું પણ એમ જ. આ મતભેદોએ ૧૯૦૭ની સુરતની બેઠકમાં ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને એ બંને પક્ષો વચ્ચે સંપૂર્ણ ભંગાણ પડ્યું.

સરકારને તો એ જ જોઈતું હતું. પછીથી તેણે દમનનો કોરડો વીંઝવા માંડ્યો અને લોકમાન્ય પર રાજદ્રોહનો આરોપ મૂકી તેમને છ વરસની સખત કેદની સજા કરવામાં આવી. બીજી બાજુ વિનીત આગેવાનોએ પોતાના પક્ષની કૉંગ્રેસ ભરવા માંડી પણ લોકમાન્ય અને તેમના પક્ષના લોકો વિનાની કૉંગ્રેસ પ્રજામતનું પીઠબળ ગુમાવી બેઠી. તે કેવળ વિનીતોની ચર્ચાપરિષદ બની ગઈ. કારાવાસમાંથી છૂટ્યા પછી ૧૯૧૬ની સાલમાં લોકમાન્યે ફરીથી કૉંગ્રેસમાં પ્રવેશ કર્યો અને કૉંગ્રેસ ફરી પાછી લોકસંસ્થા બની.

પછીથી તો બનાવો ઝડપથી બનવા લાગ્યા. હોમરૂલ લીગની ચળવળ,

એની બિસેન્ટ તથા તેમના બે સાથીઓની અટકાયત, રોલેટના કાળા કાયદા, તેની સામે સત્યાગ્રહ કરવાનો ગાંધીજીનો નિર્ધાર, દિલ્હી, અમૃતસર, અમદાવાદ વગેરે સ્થળોએ ફાટી નીકળેલાં તોફાનો, જલિયાંવાલા બાગનો હત્યાકાંડ, ગાંધીજીએ કરેલી સત્યાગ્રહની મોકૂફી, ખિલાફતને વિષે બ્રિટિશ સરકારનો વચનભંગ વગેરે. આ બધાને કારણે દેશમાં અપૂર્વ ચેતન આવ્યું અને પ્રજામાં સરકાર સામે ભારે રોષ ફાટી નીકળ્યો. આ બધાને કારણે ગાંધીજીનો પણ બ્રિટિશ સરકાર પરથી વિશ્વાસ ઊઠી ગયો અને ખિલાફત અને પંજાબના અન્યાયોના નિવારણ તથા સ્વરાજ-પ્રાપ્તિ માટે દેશ સમક્ષ તેમણે અસહકારનો કાર્યક્રમ મૂકયો.

૧૯૧૯માં કલકત્તા ખાતે મળેલી કૉંગ્રેસની ખાસ બેઠકે ઑકટોબરની પહેલી તારીખે ગાંધીજીનો અસહકારનો ઠરાવ પસાર કર્યો. એ જ દિવસે લોકમાન્યનું અવસાન થયું. આમ હવે કૉંગ્રેસ તથા આઝાદીની લડતનું સુકાન ગાંધીજીને હાથ આવ્યું. ગાંધીજી સમગ્ર દેશના આગેવાન બન્યા અને છેવટ સુધી કાયમ રહ્યા.

૧૯૨૦ની સાલમાં નાગપુરની બેઠકમાં ગાંધીજીએ કૉંગ્રેસનું નવું બંધારણ ઘડયું અને તેને સાચા સ્વરૂપમાં પ્રજાકીય સંસ્થા બનાવી. કૉંગ્રેસ આગળ તેમણે અસહકારનો કેવળ રાજકીય કાર્યક્રમ જ નહીં પણ અસ્પૃશ્યતાનિવારણ, ખાદી, હિંદુ-મુસ્લિમ એકતા ઇત્યાદિ રચનાત્મક કાર્યક્રમ પણ મૂકયો. આમ કૉંગ્રેસ હવે કેવળ રાજકીય જ નહીં પણ દેશની સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક ઉન્નતિ કરનારી સંસ્થા પણ બની.

નાગપુરની બેઠકમાં શુદ્ધ અને શાન્તિમય સાધનોથી સ્વરાજ મેળવવું એવું ધ્યેય કૉંગ્રેસે અખત્યાર કર્યું.

૧૯૨૯માં પંડિત જવાહરલાલના પ્રમુખપદે લાહોરમાં મળેલી બેઠકે સ્વરાજનું ધ્યેય બદલીને પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયનો સ્વીકાર કર્યો અને એ પ્રાપ્ત કરવા માટે આખરી લડત લડવાની દેશને હાકલ કરી. એ લડતનો અનેક ભરતીઓટ પછી ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે વિજયી અંત આવ્યો અને કૉંગ્રેસે પૂર્ણ સ્વાતંત્ર્યનું પોતાનું ધ્યેય સિદ્ધ કર્યું.

જયપુરની બેઠક સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પહેલી વાર મળે છે. સ્વાતંત્ર્યની લડતની સરદારી લઈ તેને સફળતાપૂર્વક પાર ઉતારનાર તથા આપણને આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક તેમ જ નૈતિક ઉન્નતિને પંથે વાળનાર આપણા રાષ્ટ્રપિતાના નિર્વાણ પછી પણ તે પહેલી જ વાર મળે છે. એ પ્રસંગે ભક્તિભાવથી આપણે તેમની પાવન કરનારી સ્મૃતિને નમન કરીએ અને તેમણે બતાવેલે માર્ગે ચાલવાનો સંકલ્પ કરીએ.

મણિભાઈ દેસાઈ

# ગાયને ન ભૂલો

શ્રી સતીશચંદ્ર દાસગુપ્તા એ બંગાળના મોટા કાર્યકર્તા છે. તેઓ હોશિયાર રસાયણશાસ્ત્રી છે, અને પ્રખ્યાત આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાયના શિષ્ય છે. પોતાની મોટી કમાણી છોડી તેઓ રચનાત્મક કામમાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરી રહ્યા છે.

તેમણે 'હિંદુસ્તાનની ગાય' નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં એક જગ્યાએ ૧૦ વરસ પહેલાંના ગુજરાતના ખેડૂતનું આવું સરસ વર્ણન કર્યું છે:

"ગુજરાતનો કણબી સામાન્ય રીતે સુંદર ઘરમાં રહે છે. કેટલીક વાર ઘરને એક બે માળ પણ હોય છે. ઘરો પાકાં ઈંટ ચૂનાનાં અને હારબંધ બાંધેલાં હોય છે.

"ખેડૂત તરીકે તેની કુશળતા તેના ખેતર ઉપર જતાં તરત આંખે વળગે છે. તેનું ખેતર કેવું કચરા વગરનું સ્વચ્છ હોય છે. તેમાં ઉપરાઉપરી ખેડ કરી છે. ગાડાંનાં ગાડાં ખાતર ભર્યું છે. ચાસ કેવા સીધા દોર પાડેલા છે! ક્યાંય વેંત ભર જમીન પણ નકામી રહેવા દીધી નથી. જમીનનો કસ ખેંચાઈ ન જાય એ રીતે વરસોવરસ જુદાં જુદાં તુલની ફેરબદલી કેવી ચતુરાઈથી તે કરે છે! કૂવાઓમાંથી પાણી ચડાવીને દૂર દૂર તે પોતાનાં ખેતરોમાં પહોંચાડે છે.

"કણબી ઢોર ઉપર પણ બહુ હેત રાખે છે. તેમને પોતાની નજીકમાં — ઘણી વાર તો ઘરની અંદર જ બાંધે છે, જેથી રાતમાં ઊઠીને તેમને નીરણ નાખી શકે. પોતાના બળદ સાંજે થાકી પાકી પાછા ફરે ત્યારે તે તેમને ઊના પાણીએ નવરાવે છે."

ગુજરાતના કણબીનું કેવું સુંદર વર્ણન છે! આવા ખેડૂત માટે કયા દેશને અભિમાન નહીં થાય?

આ આપણો ખેડૂત એક જમાનામાં ગાયનો પૂજક હતો. જેવી જમીનની તેવી જ ગાયની પણ માવજત કરતો. ઘરની ગાયના દૂધથી પોષાતો અને ઘરની ગાયના વાછરડાથી ખેડ કરતો.

પરંતુ આજે?

સતીશબાબુના જ શબ્દો વાંચો:

"આવો હોશિયાર ખેડૂત પણ ચાલુ જમાનાના નફો કરવાના ટૂંકી નજરના મોહમાં ફસાતો બચ્યો નથી. નફો કરવાના મોહમાં તે ગાયને તજી ભેંસ પાળવા લાગ્યો છે. ભેંસનાં દૂધ ઘી વેચવાથી પોતાની ખેતીની કમાણીમાં ઉમેરો થાય છે એમ તેણે માન્યું છે. તેની ગણતરી પૈસાના હિસાબે ખરી હશે.

"પણ તેની ગણતરીમાં તેના કુટુંબને અને દેશને બીજી કેવી ખોટ જાય છે તેનો હિસાબ ગણવામાં આવ્યો નથી. ભેંસ પાળવા કરતાં જો તે કાંકરેજી ગાય પાળવાનું ચાલું રાખત તો તેનું કુટુંબ

ગુણકારી દૂધ પણ પામત, તેમ જ સાથે સાથે ઘરના બળદ પણ પામત, જે ભેંસ આપી શકતી નથી.”

અસલની સ્થિતિ પાછી લાવવા માટે શું આપણે ગાયને યાદ કરવી ન જોઈએ?

જુગતરામ દવે

# મહાશીલ રાજા

કાશીના રાજાને ત્યાં કુમાર જન્મ્યો. પારણામાંથી જ તેનાં લક્ષણ જોઈને સૌ કહેતું કે, કોઈ ભગત મહારાજ રાજાને ત્યાં ભૂલા પડ્યા છે! ગુરુને ઘેર ભણી-ગણીને તે પાછો આવ્યો ત્યારે પણ તેના બાહુબળ કે હથિયારબળ કરતાં તેના શીલબળ અને ગુણબળની ખ્યાતિ જ વધારે જામી હતી. તેનું નામ શીલ-કુમાર પાડવામાં આવ્યું.

રાજાના મરણ પછી તે રાજગાદીએ આવ્યો, ત્યારે રાજકારભારમાં પણ તે અહિંસા, સત્ય વગેરે પાંચ શીલગુણો અનુસાર જ વર્તવા લાગ્યો. કશા નકામા મોજશોખ ન કરે; પોતાનો ભંડાર કદી ભરાવા ન દે; આખો દિવસ કંઈ ને કંઈ રાજકાજમાં જ મંડ્યો રહે; અને સૌ સાથે પ્રેમ અને ક્ષમાથી જ વર્તે. તેનું નામ મહાશીલ પડ્યું.

લોકો ચારે બાજુ વાતો કરવા લાગ્યા કે, આ રાજાના રાજ્યમાં રહેવાશે કેમ કરીને! ચોર-ડાકુ કે ગુને-ગારને પણ આ તો સજા કરવાને બદલે પૈસા આપી ધંધે લગાડવા ઇચ્છે છે!

મહાશીલના બાપે આખા રાજ્ય-માંથી એક હજાર મજબૂત તથા શૂરવીર માણસોને ચૂંટી કાઢી, ખવરાવી-પિવ-રાવીને તથા જુદાં જુદાં હથિયારોની કરામતો શીખવાડીને તૈયાર કર્યા હતા. રાજાના બોલથી તેઓ ગાંડા હાથીની સામે પણ દોડી જાય, અથવા આકાશમાંથી પડતી વીજળીને પણ પકડવા ધસે, એવા તેઓ આજ્ઞાપાલક હતા. આજુબાજુના રાજાઓનાં મોટાં મોટાં લશ્કરો સુધ્ધાં એ 'કાશીરાજના હજાર'ના નામથી પણ થથરી ઊઠતાં.

મહાશીલે રાજા થતાં જ આ હજારે જણને ખેતી કરવા જમીનો આપીને પોતાની તહેનાતમાંથી છૂટા કર્યા. ત્યારે સૌ વજીરો અને લોકો આશા ખોઈ બેઠા, અને ગમે ત્યારે ગમે તે દુશ્મનો કાશીદેશ ઉપર ચડાઈ કરશે એમ માનવા લાગ્યા.

એ અરસામાં રાજાનો એક વજીર રણવાસમાં ગુનો કરતાં પકડાયો. રાજાએ પોતે તેના ગુનાની તપાસ કરીને તેને કહ્યું: "હે મૂરખ! તેં ભારે

અયોગ્ય કામ કર્યું છે; તું હવે મારા રાજ્યમાં રહેવા યોગ્ય નથી. તું તારી માલમિલકત તથા કુટુંબકબીલો લઈ જલદી મારા દેશની બહાર ચાલ્યો જા."

પેલો વજીર કાશીદેશમાંથી નીકળી કોશલ દેશના રાજાની નોકરીમાં રહ્યો, અને ધીમે ધીમે તેનો વિશ્વાસુ સલાહકાર બન્યો. એક દિવસ લાગ જોઈ તેણે કોશલરાજાને કહ્યું: મહારાજ! કાશીનું રાજ્ય મધમાખો વિનાના મધપૂડા જેવું છે. રાજામાં કંઈ માલ નથી, અને મૂઠીભર માણસોથી જ આખું રાજ્ય સહેજે જીતી લેવાશે!"

રાજા તેની આવી વાત સાંભળી વિચારવા લાગ્યો કે, કાશીના રાજ્ય સામે કોઈ આંખ પણ ન કરી શકે એવું તેનું બળ કહેવાય છે; એટલે જરૂર આ માણસ જાસૂસ હોવો જોઈએ અને મને આમ લોભાવી મારું રાજ્ય ખોવરાવવા ઇચ્છે છે!

તેણે કહ્યું: 'હરામી! તું આટલા માટે મારી પાસે ધોખાબાજીથી રહ્યો છે!'

પેલાએ કહ્યું: 'મહારાજ! હું જાસૂસ કે ધોખાબાજ નથી; મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય, તો તમે તમારાં થોડાં માણસોને તેની સરહદના કોઈ ગામમાં ધાડ પાડવા મોકલો. તેઓને પકડીને રાજા પાસે લઈ જશે ત્યારે તે તેમને પૈસા આપીને છૂટા કરશે!" કોશલ રાજાને વિચાર આવ્યો કે, આ માણસ હિંમતપૂર્વક આવું કહે છે, તો લાવ, હું તેની ખાતરી કરી જોઉં! તેણે પોતાનાં શીખવેલાં માણસોને કાશીની સરહદમાં તોફાન કરવા મોકલ્યાં. તેમને પકડીને મહાશીલ રાજા પાસે લઈ ગયા ત્યારે મહાશીલે તેમને પૂછ્યું, "ભલા માણસો! તમે શા માટે ગામડિયાઓને માર્યા!"

"પૈસા માટે!" તેઓએ જવાબ આપ્યો.

"પૈસા જ જોઈતા હતા, તો મારી પાસે કેમ ન આવ્યા?" હવેથી આવું કામ ન કરશો!" આમ કહી, રાજાએ તેમને પૈસા આપી વિદાય કર્યા.

તેઓએ પાછા આવી કોશલરાજને બધી વાત કહી પણ આટલા ઉપરથી તેને કાશી ઉપર ચડાઈ કરવા જેટલો વિશ્વાસ ન બેઠો. તેણે બીજાં થોડાં માણસોને બીજા એક ગામ ઉપર હુમલો કરવા મોકલ્યાં. તેઓને પણ કાશીરાજે પૈસા આપી, તથા એવું કામ ન કરવા શિખામણ આપીને વિદાય કર્યા. ત્રીજી વખત પણ તેણે એમ જ કર્યું, ત્યારે કોસલરાજ સમજી

ગયો કે કાશીનો રાજા નર્યો ભલો માણસ જ છે. એટલે તેણે મોટા લશ્કર સાથે કાશી દેશ ઉપર ચડાઈ કરી.

કાશીના વજીરો અને સેનાપતિઓ મહાશીલને આ ખબર કહેવા આવ્યા. તેણે માત્ર એટલું જ કહ્યું કે, રાજગાદી માટે મારે કોઈની સાથે લડવું નથી, કે કોઈને મારવા નથી. ભલે કોસલના રાજાને આ રાજ્ય પણ જોઈતું હોય તો લઈ જાય!

કોસલરાજ ધીરે ધીરે સરહદ ઓળંગી મધ્ય દેશ સુધી આવી ગયો ત્યારે સૌ પાછા ફરી મહાશીલને કહેવા ગયા. ત્યારે પણ તેણે એમ જ કહ્યું, 'ભલે તે આવે'!

પછી તો કોસલરાજ કાશીના દરવાજા પાસે આવી ગયો; ત્યારે વજીરો ત્રીજી વાર મહાશીલને કહેવા ગયા; પણ તેણે દરવાજા ઉઘાડી નાખવાનો જ હુકમ આપ્યો!

કોસલરાજ દરવાજા ઉઘાડા જોઈ નગરમાં દાખલ થયો, અને છેક રાજ, દરબાર સુધી જઈ પહોંચ્યો. મહાશીલ ત્યાં પોતાના હજાર સાથીઓ સાથે રોજની જેમ કામ કરતો બેઠો હતો! કોસલરાજે હુકમ કર્યો કે, આ બધાને પકડીને સ્મશાનમાં લઈ જાઓ અને ખાડા ખોદી, એકલું ડોકું બહાર રહે તેમ દાટી દો, રાત્રે શિયાળવાં આવી તેમની અંતિમ ક્રિયા કરશે!

રાજાનો હુકમ થતાં મહાશીલ તથા તેના હજાર સાથીઓને બાંધીને સ્મશાને લઈ જઈને ગળા સુધી દાટવામાં આવ્યા. આવે વખતે પણ મહાશીલના મનમાં કોસલરાજ કે તેનાં માણસો સામે કશો બૂરો ખ્યાલ આવ્યો નહીં. તેના સાથીઓ પણ એવા સુશીલ તથા મહાશીલની આજ્ઞા માથે ચડાવનારા હતા, કે તેઓએ પણ છેવટ સુધી રાજાની મરજી વિરુદ્ધ કાંઈ કર્યું નહીં.

કોસલરાજનાં માણસો બધાને ખાડામાં ગળા સુધી દાટીને પાછા ફર્યા ત્યાર બાદ મહાશીલે પોતાના વફાદાર સાથીઓને કહ્યું : ભાઈઓ! તમે તો શીલનો જ વિચાર કરજો, તથા કોઈને દુશ્મન ન ગણશો.

મધરાતે શિયાળવાં ભેગાં થઈ માણસના માંસની લાલચે દોડતાં આવી પહોંચ્યાં, પણ મહાશીલે તથા તેના સાથીદારોએ એવી એકસામટી બૂમ પાડી, કે તે બધાં બીને દૂર નાસી ગયાં. પણ પાછળ કોઈને આવતું ન જોઈ, તેઓ પાછાં તે તરફ

આવવા લાગ્યાં. તે વખતે પણ બૂમ સાંભળી તેઓ નાસી ગયાં. પણ થોડી વાર પછી પાછાં ફર્યાં. હવે તે સમજી ગયાં કે, ફાડી ખવાવા માટે દાટેલાં આ માણસો સિવાય બીજાં કોઈ માણસ આજુબાજુ નથી તેથી ત્રીજી વારની બૂમે તેઓ નાસી જવાને બદલે ઊભાં જ રહ્યાં. અને પછી કોઈ માણસને આવતું ન જોઈ, દરેક જણ પોતપોતાનો ભક્ષ નક્કી કરી, એક ઉપર એક એમ તૂટી પડયું. શિયાળોના રાજાએ મહાશીલને જ પોતાના ભક્ષ તરીકે પસંદ કર્યો. પછી તે ડોકું લંબાવી લહેરથી જેવો મહાશીલના ડોકા તરફ આવ્યો, તેવું જ મહાશીલે પોતાનું ડોકું ઝડપથી હલાવી લઈ, પોતાના બચકામાં તેનું ગળું જ પકડી લઈ જોરથી દાબ્યું. ભારે ખેંચાખેંચ કરવા છતાં શિયાળોનો રાજા પોતાનું ગળું છોડાવી ન શકયો, ત્યારે તેણે મરણ વખતની કારમી ચીસ નાખી! તે ચીસ સાંભળી આજુબાજુનાં શિયાળ સમજી ગયાં કે, પાસે કોઈ માણસ છૂટો છે અને તેણે આપણા રાજાને પકડ્યો લાગે છે. એટલે તેઓ જીવ લઈને ત્યાંથી નાસી ગયાં!

તે બધાંને નાસી ગયેલાં જોઈ, તથા પોતાનો નાસી છૂટવાનો કોઈ ઇલાજ ન જોઈ, શિયાળોનો રાજા ગાંડા જેવો બની પગ ઘસતો અને જમીન ખોતરતો આમતેમ ઊંચો-નીચો આડો-ટેડો અમળાવા લાગ્યો. પણ તેથી મહાશીલના જમણા હાથ તરફની માટી ખસીને ઢીલી થઈ ગઈ. એમ થોડીવાર ચાલવા દઈ, છેવટે મહાશીલે પોતાનું મોં પહોળું કરી શિયાળને જવા દીધો. પછી પોતાના અતિશય બળ વડે જમણા હાથને ઢીલી થયેલી માટીમાંથી બહાર કાઢી તેણે આસપાસની પૂરેલી માટી ઓછી કરવા માંડી, અને થોડી વારમાં તે બંને હાથ વાપરી ખાડામાંથી છૂટો થયો. પછી તેણે પોતાના બીજા સાથીદારને એ પ્રમાણે છૂટા કર્યા, અને એમ બધા ધીરે ધીરે છૂટા થયા. તે વખતે સવાર થઈ જવા આવ્યું હતું.

આ તરફ કોસલરાજ મહાશીલના મહેલમાં રાતે સૂઈ ગયો હતો. તે વખતે તે મહેલમાં પણ નરી સાદાઈ તથા મહાશીલની જાતમહેનતનાં નિશાન જોઈને તેને વિચાર આવવા લાગ્યો. તેને રાજભંડારમાંથી તો કશું જ મળ્યું ન હતું. પ્રજાનાં માણસો

પાસે પણ જાતમહેનત કરવા માટેનાં ઓજારો અને સુખે જીવી શકાય, તેટલી માલમત્તા જ દેખાયાં હતાં. તેને તે જ અરસામાં શિયાળોની બૂમાબૂમ સ્મશાન તરફથી આવતી સાંભળી ભારે પસ્તાવો થવા લાગ્યો. પણ હવે શું! હવે તો થોડી વારમાં શિયાળવાં મહાશીલને તથા તેના ભલા સાથીદારોને ફાડી ખાશે! આખી રાત આવા પસ્તાવાના વિચારોમાં આળોટ્યા પછી તે મહેલની અગાશીએ ચડ્યો, અને અણધારી રીતે જ સ્મશાન તરફ જોવા લાગ્યો, તો ત્યાં તેણે મહાશીલ અને તેના હજાર સાથીદારો જેવા જ માણસોને શાંતિથી સરઘસ-આકારે નગર તરફ આવતા જોયા. તરત તે એકલો કશું સાથે લીધા વિના તે તરફ દોડ્યો. તેના સેવકો તેની પાછળ પાછળ દોડ્યા.

દરવાજા પાસે આવતાં જ તેણે મહાશીલને અને તેના સાથીઓને પોતા તરફ આવતા જોયા. તે મહાશીલને પ્રેમથી ભેટી પડ્યો, અને રાતે શિયાળોના પંજામાંથી શી રીતે જીવતો રહ્યો તે પૂછવા લાગ્યો. મહાશીલે જ્યારે બધી વાત કહી, ત્યારે આંસુ દડદડતી આંખોએ તે મહાશીલને પ્રણામ કરીને બોલ્યો: "હે કાશીરાજ! આ તમારું રાજ્ય તમે પાછું લો! તમારા જેવા સંત પુરુષને મેં જે કાંઈ કર્યું છે તેની મને ક્ષમા આપો. આજથી હું તમારો મિત્ર બનવા ઇચ્છું છું."

ગોપાળદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

હિંદની બંધારણસભાએ અસ્પૃશ્યતા નાબૂદ કરવાની કલમ પસાર કરી છે. આમ હિંદનું નવું બંધારણ અમલમાં આવશે ત્યારે કોઈ પણ સ્વરૂપની અસ્પૃશ્યતા દાખવવી એ સજા પાત્ર ગુનો લેખાશે.

બંધારણસભાએ હિંદના રાજ્યબંધારણના મૂળભૂત હકોના પ્રકરણમાં હિંદના પ્રત્યેક નાગરિકને નીચે મુજબની સ્વતંત્રતા આપવી કલમ પસાર કરી છે.

૧. વાણીની તથા વિચાર પ્રદર્શિત કરવાની સ્વતંત્રતા.

૨. શાન્તિપૂર્વક અને હથિયારો વિના એકઠા મળવાની સ્વતંત્રતા.

૩. મંડળો બાંધવાની અને સંસ્થાઓ રચવાની સ્વતંત્રતા.

૪. હિંદી સંઘના પ્રદેશમાં બધે છૂટથી જવાની સ્વતંત્રતા.

૫. હિંદી સંઘના પ્રદેશમાં ગમે ત્યાં રહેવાની અને વસવાટ કરવાની સ્વતંત્રતા.

અને તેમાં બપોરનો તાપ માથે હતો. એટલે એ તો સાવ થાકી ગયું ને હાંફવા લાગ્યું. જોડે ઘોડો ખાલી જતો હતો તે જોઈ તેને થયું, લાવ ઘોડાને કહું; તે જો થોડો ભાર ઊંચકવા લાગે તો.

આમ વિચારી તેણે ઘોડાને કહ્યું, 'ઘોડાભાઈ, હું માંદો છું અને પીઠ પર ભાર એટલો છે કે હું મરી જઈશ. તમે તેમાંથી થોડો ના લેવા લાગો?'

ઘોડો પોતાની રવાલની શેખીમાં ઠમક ઠમક ચાલતો હતો. તેનો મિજાજ માતો નહોતો; અને પાછો તે અડિયલ હતો. તેણે કહ્યું, 'હું શું કામ ઊંચકું? તારો ભાર તું જાણે.'

બન્યું એવું કે, ભારથી થાકીને ખરેખર ગધેડો ગબડી પડયો અને બિચારો મરી ગયો.

હવે માલિકે ગધેડાનો ભાર લઈને ઘોડા ઉપર નાખ્યો. અને મરેલા ગધેડાનું ચામડું શું કામ જતું કરે? એટલે એણે ચામડિયાનું ઘર આવે ત્યાં સુધી ગધેડાની લાશ ઘોડા પર લાદી દીધી!

ગધેડાએ કહ્યું ત્યારે થોડોકેય ભાર ન લેવા લાગનાર ઘોડાભાઈ હવે આખો ભાર અને ઉપરથી ગધેડાને ઊંચકીને ચાલવા લાગ્યા! ખોટો મિજાજ કરીએ તો તે ઊતર્યા વગર ન રહે.

૨૩-૧૨-'૪૮ મગનભાઈ દેસાઈ

વિચારમાં, વાણીમાં ને આચારમાં સત્ય તે જ સત્ય.

આભડછેટ પાપની હોય, માણસની નહિ.

વાવે તેવું લણે, કરે તેવું પામે.

## આ તે શો જુલમ !

ગામડાંના ભાઈઓ-બહેનો હરિજનોને આભડછેટને કારણે ગામને કૂવે કે હવાડે ન જવા દે. પણ ગામનાં ઢોર હરિજનોનાં ઢોર જોડે એવો ભેદ રાખતાં જાણ્યાં નથી. ગામના હવાડા પર હરિજન ન જઈ શકે પણ હરિજનનું ઢોર એક જ હવાડે સવર્ણનાં ઢોર જોડે પાણી પી શકે! હરિજન જે પોતાના બળદને દોરીને ગામને હવાડે પાણી પાવા જાય તો હવાડો નજીક આવતાં પોતાના બળદને બાંધેલી દોરી ઢોરના શરીર પર ફેંકી દે, નહીંતર હવાડાનાં પાણી જોડે બળદને બાંધેલી દોરી વાટે હરિજનનો સ્પર્શ થઈ જાય અને તેથી ગામમાં અસ્પૃશ્યતા ફેલાય !

બળદ પાણી પી રહે અને હવાડામાંથી મોઢું બહાર કાઢે એટલે હરિજનને દોરી પકડીને તેને દોરી જવાનો હક્ક રહ્યો.

પરીક્ષિતલાલ

## અવેર હોય ત્યાં બરકત આવે

રામસિંહ અને શિવશંકર બેય બાળપણના ભાઈબંધ હતા. પણ શિવશંકર એની માના મરણ પછી મોસાળ રહેવા ગયો. એથી એ બેની જોડી તૂટી.

રામસિંહ તો ત્રણ ચોપડી ભણીને ખેતીના હલ્લે વળગી ગયો. એનું લગ્ન થયું, બાળકો થયાં અને એ તો પાકો ખેડૂત બની ગયો.

શિવશંકરે સાત ચોપડી પૂરી કરી એક શેઠને ત્યાં થોડા વરસ નોકરી કરી પણ એનું મન ગોઠ્યું નહીં. એને થયું લાવને મારા વતનમાં જઈને હું આગવો જ વેપાર કરું. એ વતનમાં આવ્યો

ત્યાં એને જૂનો ભાઇબંધ રામસિંહ પણ મળી ગયો. બન્ને હેતથી ભેટ્યા. રામસિંહને પણ વેપાર કરવાનું મન થયું. બન્નેએ સાથે મળીને એક દુકાન કાઢી. ઠરાવ એવો કર્યો કે વકરામાં અનાજ આવે એ રોજેરોજ વહેંચી લેવું અને રોકડ નાણાં છ છ મહિને વહેંચવાં.

આમ દુકાન તો સારી ચાલી. વકરોય સારો થવા લાગ્યો. રામસિંહ કોઈ કોઈ વાર શિવશંકરને ઘેર જાય. ત્યાં એ જુએ કે શિવશંકર તો રોટલા, રોટલી, દાળ ભાત, અથાણું, પાપડ પાપડી ખાય છે અને એના ઘરે તો રોજ સાંધડાનો રોટલો ને દાળ હોય. એક વાર એના મનમાં ખોટો વિચાર આવ્યો કે શિવશંકર છાનોમાનો દુકાનમાંથી વધુંકું તો નહીં લઈ જતો હોય? પણ રામસિંહનો સ્વભાવ બહુ સરળ હતો. એણે એક દિવસ શિવશંકરને જ પૂછ્યું કે હું રોજ રોટલો ખાઉં છું અને તારે ત્યાં કોઈ દિવસ ઢોકળાં તો કોઈ દિવસ હાંડવો આમ ભાતભાતની વાનીઓ શી રીતે થાય છે? ભાગ તો આપણે સરખા જ વહેંચીએ છીએ.

શિવશંકર બધી વાત સમજી ગયો. એણે એ વખતે એને કશો જવાબ ન આપ્યો પણ બીજે દિવસે સવારમાં એ રામસિંહને એને ઘેર લઈ ગયો. રામસિંહે જોયું કે શિવશંકરની વહુ તો સાંધડા અનાજમાંથી ચોખા, કઠોળ, બાજરી, બાવટો બધું જુદું તારવી કાઢે છે. વળી ચોખામાંથી કણકી અને દાળમાંથી દાળની વાટલી પણ જુદી કરીને અલગ માટલામાં ભરે છે અને પછી એમાંથી ભાતભાતની વાની બનાવે છે, જ્યારે એના ઘરમાં તો

જે આવ્યું તે સાથે દળીને લોટ બનાવે છે અને એ લોટમાંથી મોટા ચક્કર જેવા રોટલા બનાવે છે.

શિવશંકરે એની વહુને કહ્યું કે તુ રામસિંહભાઈને ઘેર જઈને આવું શીખવતી હોય તો?

બીજે દિવસથી એ રામસિંહના ઘરે જવા લાગી. થોડા દિવસમાં રામસિંહની વહુ પણ વાનીઓ બનાવતી થઈ ગઈ. આમ બન્ને ભાઈબંધો હેત પ્રેમથી રહેવા લાગ્યા અને સુખે દિવસ કાઢવા લાગ્યા.

જે ઘરમાં અવેર હોય છે ત્યાં જ બરકત આવે છે.

બબલભાઈ મહેતા

## ગંદકી અને ખાતર

આપણો ખ્યાલ એવો છે કે, ગંદકી એક બલા છે; એટલે એનાથી વેગળા જ ભાગતું જોઈએ. વાત સાચી કે, ગંદકીથી સંભાળવું જોઈએ; નહીં તો તે આપણી તંદુરસ્તીને નુકસાન પહોંચાડે. પણ તેનો રસ્તો ત્યાંથી નાસવું એ નથી. એનો રસ્તો એને સમજપૂર્વક સાફ કરવી એ છે. તેથી ઘરઆંગણું વાળવું ઝૂડવું, નાહવું ધોવું વગેરે કામ રોજ કરવાં જોઈએ, એમ ધર્મ શીખવે છે.

આપણું શરીર જોઈએ, ઘરબાર જોઈએ, કુદરત જોઈએ, તો તેમાંથી રોજ કચરોપૂંજો અને ગંદકી નીકળ્યા જ કરે છે. નકામું થયેલું નીકળી જાય અને નવું સારું તથા ચોખ્ખું અને કામનું હોય, તે તેની જગા લેતું જાય. એટલે આપણે એક બાજુથી નકામું કે ગંદું થયેલું હોય તે ખંખેરી કાઢીએ છીએ — દૂર કરતા રહીએ છીએ; અને રોજ મહેનતમજૂરી કરીને નવું સારું ને કામનું મેળવતા જઈએ છીએ. આ રીતે આપણું જીવન ચાલે છે. આ કુદરતનો જ કાયદો છે.

પણ એક વિચાર હજી રહે છે. આપણે નવું સારું ક્યાંથી મેળવીએ છીએ? તે ક્યાંથી પેદા કરીએ છીએ?

અને બીજો સવાલ — પેલું રોજ ગંદું ને નકામું થઈને નીકળતું જાય છે, તેનું શું થાય છે? તેને આપણે દૂર કરીએ છીએ; પણ તે ક્યાં જાય? જો તે એમનું એમ જ રહે ને એકઠું થયે જાય — કશા ખપમાં ન આવે, તો ધીમે ધીમે કરતાં તે બધા કચરાનો ઢગલો જ દુનિયામાં થઈ જાય. પણ એમ તો નથી થતું. તો પછી આ રોજ નીકળતા અને વધતા રહેતા કચરાનું શું થતું હશે? તે બધો ક્યાં જાય છે?

આ બે સવાલો ભેગા વિચારવા જોઈએ. આપણે જીવતા રહેવું હોય તો રોજ રોજ ચોખ્ખું ધાન અને સાહિત્યસામગ્રી આપણે જોઈએ. એ કાંઈ એક જગાએ તૈયાર ભરી નથી રાખી કે ત્યાં જઈને લઈ આવીએ. મહેનતમજૂરી અને કારીગરીથી આપણે ધરતીમાંથી તે બધું તૈયાર કરીએ છીએ. પણ એમ જો ધરતીમાંથી ખેંચ્યા કરવાનું ચાલ્યા કરે તો કોક દહાડો ધરતી ખાલી ન થઈ જાય?

આ એક સવાલ છે. બીજો સવાલ એ છે કે, એ સામગ્રી વાપરતાં વાપરતાં કચરો થતી જાય અને તે મુજબ જો કચરો વધ્યા જ કરે — અને એમ તો થવાનું જ — તો એક દહાડો ધરતી ખાલી થઈને નર્યો કચરો જ થઈ રહે, એમ ન બને?

પણ આપણે જાણીએ છીએ કે, એમ તો નથી થતું. ધરતી નર્યો કચરો થઈ જાય એવી બીક આપણને નથી; અને તેના પર મહેનતમજૂરી કરીએ તો તે ધાન ન આપે એમેય આપણને નથી લાગતું. આનું કારણ એ છે કે, રોજ વધતો જતો કચરો અને રોજ જોઈતી જીવન-સામગ્રી, એ બે વચ્ચે કુદરતે અતૂટ સંબંધ રાખ્યો છે. પેલો કચરો ખાતર બને છે; અને થોડા વખતમાં પાછો તે કામની સુંદર સામગ્રી બનવા લાયક થઈને પાછો આપણને મળે છે. આ કુદરતનો કાયદો છે. ધરતીમાંથી ધનધાન્ય થાય; તે વપરાતાં જાય તે વડે સૃષ્ટિનો જિવારો ચાલે; તેથી કચરો ને ગંદકી પેદા થાય; પણ તેને જો બરોબર ગતે કરીએ, તો તે સોના જેવું ખાતર થઈને પાછું ધરતીમાં જાય. આમ ધરતી આપણી સદાની અન્નપૂર્ણા

માતા બને છે. તેના ખોળામાં આપણે સૌ આળોટીએ છીએ અને કલ્લોલ કરીએ છીએ. એનો કાયદો એ છે કે, ગંદકી-રૂપે મટી જઈને કચરાનું ખાતર થતું રહે એ આપણે સંભાળવું જોઈએ; અને બીજું એ કે, ધરતી પર મહેનત-મજૂરી કરતા રહેવું જોઈએ.

આ કાયદાને યજ્ઞનો કાયદો શાસ્ત્રોમાં કહ્યો છે. તેને ગીતાજીએ આપણી કામધેનુ કહી છે:

'યજ્ઞ સાથ પ્રજા સર્જી,
બ્રહ્મા પૂર્વે વદ્યા હતા:
"વધજો આ થકી, થાજો
તમારી કામધેનુ આ."'

આ વિષે વધારે વિચાર આવતી વખતે કરીશું.

૧૩-૧૨-'૪૮ મગનભાઈ દેસાઈ

# હિસાબીપણું — ચોકસાઈ

એક વખત મકાનમાં કેટલુંક સમાર-કામ કરાવવા સંબંધમાં એક મિસ્ત્રીને બોલાવીને તેના ખર્ચનો અંદાજ માગ્યો તો તેણે ઉપલકિયા હિસાબ કરીને કેટલી ઈંટો, સિમેન્ટ, લાકડું, ખીલા વગેરે જોઈએ તે જણાવ્યું. તે મુજબ સામાન લાવીને કામ શરૂ કરાવ્યું. પણ અનુભવે જણાયું કે તેણે આપેલો અંદાજ ખોટો હતો અને તેથી પાછળથી ઘણો વધારે સામાન લાવવો પડ્યો. ઈંટો ૫૦૦૦ લાવેલા પણ અડધું કામ થયા પછી તે ખૂટી અને તેની ખબર કામ અટક્યું ત્યારે જ પડી. સિમેન્ટની ચાર થેલી બબ્બે વખત લાવ્યા અને છતાં કામ અધૂરું જ રહ્યું. ખીલા તો કઈ વખતે, કયા માપના, કેટલા જોઈએ તેનું કંઈ ઠેકાણું જ નહીં. એટલે જ્યારે જરૂર પડે ત્યારે દોડાદોડ કરવી પડતી. આમ ચોકસાઈ અને હિસાબ વગરની ગણતરી કરવાથી માથાકૂટ વધારે થઈ અને છૂટક છૂટક માલ લાવવાનો થવાથી ખર્ચ વધારે થયું. તે જ પ્રમાણે વણકરને સૂતર વણવા આપેલું ત્યારે એવો અનુભવ થયો કે અમુક પનાના અમુક વારના તાકાના હિસાબે સૂતર આપ્યું. પણ તાકો વણવા માંડ્યો ત્યારે સૂતર ખૂટ્યું એટલે બીજું અડધો-શેર આપ્યું. તેમ છતાં ફરી આંટીઓ ખૂટી એટલે બીજું ૦। શેર સૂતર

આપ્યું. તેમાંથી છેવટ નવગ્રાંક સૂતર પાછું આવ્યું. આમ હિસાબ વગરનું કામ થવાથી વખતોવખત સૂતર માટે ધક્કા ખાવા પડયા.

આ કારીગરોની વાત ક્યાં કરવી ! તેમને પોતાના ધંધાની રીતસર તાલીમ મળેલી હોતી નથી. અનુભવથી તેઓ ધંધો કરતા હોય છે. પણ જેઓ શાળામાં શીખ્યા હોય છે કે શીખવતા હોય છે તેમનામાંથી ઘણાનું પણ એવું જ હોય છે.

એક શિક્ષિત બહેનને તહેવાર પ્રસંગે દૂધપાક-પૂરીનું જમણ કરવાનું હતું. તેમાં માથાદીઠ કેટલું દૂધ લેવું તેનો ખ્યાલ નહીં રાખવાથી દૂધપાક વધી પડયો અને ગળપણ પણ વધારે પડયું. અગાઉ છ માસ પર એવું જમણ કરેલું ત્યારે દૂધપાક મોળો પડયો હતો અને ખૂટયો હતો. બન્ને વખતે જમનાર ઘરનાં જ હતાં, પણ આગલા અનુભવ ઉપરથી માપ ખ્યાલમાં રાખ્યું નહોતું એટલે બીજી વખતે વગર ગણતરીએ કામ થયું અને તેથી નુકસાન થયું. આમ પૂર્વ અનુભવનો લાભ લઈને ચોકસાઈથી કામ કરવાની ટેવ નહીં હોવાથી દરેક વખતે ખોટો હિસાબ કર્યાનો તેમને અનુભવ થતો હતો.

એક સંસ્થાના મંત્રીએ પોતાની સંસ્થાનું બજેટ કર્યું તો તેમાં જણાયું કે જ્યાં સો મૂકવાના હતા ત્યાં ખસો મૂકયા હતા અને બસો મૂકવાના હતા ત્યાં સો મૂકયા હતા. અને ખર્ચની વિગતોની જરૂરી શોખવટ નહોતી. તેમના પોતાના ઘર ખર્ચનું પણ કંઈ ઠેકાણું નહોતું, કારણ નાનપણથી હિસાબ રાખવાની અને ચોકસાઈથી કામ કરવાની તેમણે ટેવ પાડી નહોતી. તેમણે એક દિવસ ખુલ્લા દિલે જણાવ્યું કે 'અમને હવે પાકી કોઠીએ કાના ચડશે નહીં પણ નવા જમાનાના શિક્ષકો ચોકસાઈથી કામ કરાવે અને દરેક કામની વિગતવાર નોંધ રખાવે તો આવી ખોટી ગણતરીઓ કરવાની ટેવ ન પડે.' આ કામ ઉદ્યોગકામ મારફતે જ સરસ રીતે થઈ શકે તેવું છે. કેવળ પુસ્તકિયા શિક્ષણથી આ ટેવ પડતી નથી. એટલે નાના કે મોટા સૌની કેળવણીમાં આ બાબત ખ્યાલમાં રાખવા જેવી છે.

ચિમનલાલ ઠાકર

# ગામડું શું છે?

બંધારણસભામાં હિંદના ભાવિ રાજ્યબંધારણના ખરડા પર ચર્ચા ચાલી રહી હતી ત્યારે ઉપર મુજબના પ્રશ્નના જવાબમાં હિંદી સરકારના કાયદા-ખાતાના પ્રધાન ડૉ. આંબેડકરે જણાવ્યું કે, 'ગામડું, દુર્ગંધ મારતું ખાબોચિયું, અને અજ્ઞાન, સંકુચિતતા તથા કોમી વૃત્તિનું ઘોલકું છે.' બેશક, અમુક અંશે એ ખરું હોય એમ બને. દાખલા તરીકે, 'ગાંધીજી શું છે?' એવા પ્રશ્નનો 'તે હિંદની અગણિત નદીઓમાં વેરી દેવામાં આવેલી માટી અને રાખ છે' એવો જવાબ હોઈ શકે તેમ. પણ આ જવાબ પૂરેપૂરા સાચા છે એમ કહી શકાશે ખરું? અથવા એમાં ઠીક ઠીક સત્ય રહેલું છે એમ પણ કહી શકાશે ખરું? વાસ્તવમાં, જીવન વિષેની અમુક પ્રકારની દૃષ્ટિથી જોતાં આપણે એ જવાબોને નરદમ ખોટા કહી શકીએ.

ગામડું એક વખતે એક સ્વયંપૂર્ણ આર્થિક ઘટક હતું, એટલે કે તે પોતાને જોઈતી ઘણીખરી વસ્તુઓ પોતે જ પેદા કરી લેતું હતું. વળી કુદરત સાથે સહકાર કરીને તે જેને સાચા અર્થમાં સંપત્તિ કહી શકાય તે પેદા કરતું હતું. પશ્ચિમના દેશોની હરેક વસ્તુઓ માટેની આપણી ગાંડી દોડને કારણે આ ઘટકના બંધારણમાં આપણે દખલ કરી છે: એની એના સ્વરૂપ તથા એની ઉત્પાદક શક્તિ પર અસર થવા પામી છે. રાષ્ટ્રની સમગ્ર સંસ્કૃતિ ગ્રામજીવનમાંથી પ્રેરણા પામે છે. ગામડાં પ્રત્યે આપણે રાખેલી બેદરકારીને કારણે હિંદની આજ આવી દશા થવા પામી છે. આપણી ખામીઓને કારણે આપણે ગામડાંઓ પર દોષ ન ઢોળી શકીએ. ગામડાંઓ તરફ આપણું લક્ષ વાળીને આપણે ભૂતકાળની આપણી ભૂલ સુધારી શકીએ.

ગામડાંઓને આપણે જ્યાં સુધી તેમની આજની દુર્દશામાં રાખી મૂકીશું ત્યાં સુધી આપણા દેશના ભાવિની આશા નથી. કેમ કે, એ રીતે તો આપણો પાયો જ ખવાઈ ગયેલી

સ્થિતિમાં રહેવાનો. ગામડું તો રાષ્ટ્ર-શરીરનું એક સાંગોપાંગ ઘટક છે, અને એના આરોગ્ય પર રાષ્ટ્રના આરોગ્યનો આધાર છે. ભવિષ્યના રાજપુરુષો માટે તાલીમ મેળવવાનું એ ક્ષેત્ર છે. રાષ્ટ્રનો આર્થિક નિર્વાહ ચલાવનાર એ હાથ છે. તેને તેની અસલની જાહોજલાલીની સ્થિતિમાં મૂકવામાં આવે તથા તેની અસલની કામગીરી બજાવવાની સ્થિતિમાં તે આવે તો જ આપણા રાષ્ટ્રના નવઘડતરમાં તે કીમતી ફાળો આપી શકે એમ છે. તે આપણા રાજકીય, આર્થિક અને સામાજિક જીવનનું અખંડ ઘટક રહેવું જોઈએ.

જે. સી. કુમારપ્પા

('હરિજનબંધુ'માંથી)

# રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા

આપણા નવા રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા કૉંગ્રેસના એક જૂના જોગી છે. રાષ્ટ્રીય મહાસભા અથવા કૉંગ્રેસના આશરા નીચે ગાંધીજી-એ ઉપાડેલી આઝાદી માટેની લડતમાં તેમને મળેલા ગણ્યાગાંઠ્યા ચુનંદા સાથીઓમાંના તે એક છે. ૧૯૨૦માં તે ગાંધીજીના સમાગમમાં આવ્યા અને સ્વરાજ માટેની લડતમાં તેમની સાથે ઝંપલાવ્યું, ત્યારથી માંડીને છેવટ સુધી રાષ્ટ્રીય લડતની અનેક તડકીછાંયડી-ઓમાં તેમ જ કસોટીના પ્રસંગોએ તે નિષ્ઠાપૂર્વક અને અડગપણે ગાંધીજીને વળગી રહ્યા, આઝાદીની ચળવળમાં આગળપડતો ભાગ લીધો, કષ્ટો સહન કર્યાં, કારાવાસ વેઠ્યા તથા પરાધીન દેશમાં દેશભક્તિના ગુના માટે જે કંઈ વેઠવું પડે તે હસતે મોંએ વેઠ્યું.



પણ ડૉ. પટ્ટાભીએ દેશસેવાની દીક્ષા તો તે ગાંધીજીના સંસર્ગમાં આવ્યા તે પહેલાં એટલે કે ૧૯૧૬ની સાલથી લીધી હતી. એ વખતે તે આંધ્ર પ્રાન્તના મછલીપટ્ટમ શહેરમાં દાક્તરનો ધંધો કરતા હતા. એમનો

ધંધો ધીકતો ચાલતો હતો અને તેમાં તેમને સારી પેઠે કમાણી થતી હતી. પરંતુ ધનભક્તિ કરતાં તેમની દેશભક્તિ વધારે પ્રબળ નીવડી. પરિણામે ૧૯૧૬ની સાલમાં દાક્તરના ધંધાને તેમણે કાયમને માટે રામ રામ કર્યા અને દેહના રોગોના ઉપાય કરવા કરતાં માણસના આત્માને હણનારા ગુલામીના મહારોગના નિવારણને અર્થે દેશસેવાના કાર્યમાં તેમણે ઝંપલાવ્યું. ત્યારથી માંડીને આજ સુધી એકધારી રીતે તે અહોનિશ દેશસેવાના કાર્યમાં મંડયા રહ્યા છે. એટલે તેમને કૉંગ્રેસની જયપુરની બેઠકના પ્રમુખ ચૂંટીને દેશે પોતાના એક ચુનંદા સેવકનું બહુમાન કર્યું છે અને તેમની લાંબી દેશસેવાની કદર બૂજી છે. ડૉ. પટ્ટાભીએ પાછળનાં કેટલાંક વરસો દરમ્યાન વિશેષ લક્ષ રાજસ્થાનની પ્રજાના ઉદ્ધારની બાબતમાં આપ્યું હતું. એ જોતાં, દેશ આઝાદ થયાને કારણે રાજસ્થાની પ્રદેશમાં પહેલી જ વાર મળેલી કૉંગ્રેસની બેઠકના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી એ પણ એક સારો સુયોગ ગણાય.

ડૉ. પટ્ટાભીનો જન્મ ૧૮૮૦ની સાલમાં ૨૪મી નવેમ્બરે એક ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. એમનું બાળપણ અતિશય ગરીબાઈમાં ગયું હતું. ભણવાને માટે ચોપડીઓ ખરીદવાના પૈસા એમને મળતા નહોતા તથા સાત વરસ સુધી તેમને માત્ર એક પહેરણ પર જ ચલાવવું પડયું હતું, એ હકીકત પરથી તેમની ગરીબાઈ કેવી કારમી હશે એનો ખ્યાલ આવી શકશે. પણ પટ્ટાભીની બુદ્ધિ અતિ સતેજ હતી. હરીફાઈની પરીક્ષાઓમાં બેસીને શિષ્યવૃત્તિઓ મેળવી, એમણે પોતાનો અભ્યાસ આગળ ને આગળ ચલાવ્યે રાખ્યો, અને તે દાક્તર થયા.

દાક્તર થયા પછી ૧૯૦૬ની સાલમાં મછલીપટ્ટમ શહેરમાં તેમણે પોતાનો ધંધો શરૂ કર્યો. એ જ સાલમાં તેઓ એ વખતે શરૂ થયેલી સ્વદેશીની ચળવળની અસર નીચે આવ્યા અને તેમને દેશસેવાનો રંગ લાગ્યો. આથી દાક્તરનો ધંધો કરતાં કરતાં પણ તે કંઈ ને કંઈ જાહેર પ્રવૃત્તિ કરતા રહેતા હતા. આ રીતે ૧૯૧૦ની સાલમાં 'આંધ્ર જાતીય (એટલે રાષ્ટ્રીય) કલાશાલા' નામની ઉચ્ચ શિક્ષણ માટેની એક કેળવણીની સંસ્થા કાઢવામાં તેમણે આગળપડતો ભાગ લીધો. એ સંસ્થા યુનિવર્સિટી કે સરકારના અંકુશથી સંપૂર્ણપણે મુક્ત હતી. આમ, અસહકારને કારણે ૧૯૨૦ ની સાલમાં ગૂજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ તથા કાશી

# પ્રૌઢશિક્ષણ સમાચાર

મુંબઈ સરકારે મુંબઈ ઇલાકા સાથે જોડાયેલાં ગુજરાતનાં દેશી રાજ્યોના વિસ્તારમાં પ્રૌઢશિક્ષણનું કાર્ય આગળ ધપાવવા નીચે પ્રમાણે સાત કેન્દ્રિત વિસ્તારો મંજૂર કર્યા છે :

૧. ધરમપુર
૨. રાજપીપળાનો ઝાલોદ તાલુકો
૩. વાડાશિનોર
૪. ડાંગ
૫. છોટાઉદેપુર
૬. બનાસકાંઠા જિલ્લામાં એક તાલુકો
૭. સાબરકાંઠા જિલ્લામાં એક તાલુકો

આ ઉપરાંત સુરત શહેરને કેન્દ્રિત વિસ્તાર તરીકે મંજૂર કર્યો છે.

હાલ ગુજરાતમાં ૧૫ કેન્દ્રિત વિસ્તારોમાં કામ ચાલે છે, અને ઉપર પ્રમાણે ૮ નવા કેન્દ્રિત વિસ્તારો મંજૂર થયા છે. એટલે ગુજરાતમાં કુલ ૨૩ કેન્દ્રિત વિસ્તારો પ્રૌ. શિ.ના કામ માટે મંજૂર થયા છે. આ ઉપરાંત બિનકેન્દ્રિત વિસ્તારોમાં પણ કામ સારી રીતે આગળ ધપી રહ્યું છે.

ગુજરાત પ્રૌ. શિ. સમિતિના મંત્રી, શ્રી. રાવજીભાઈ પટેલ તથા શ્રી. નાનુભાઈ દેરાસરી સાથે ડિસેમ્બર માસમાં બનાસકાંઠાના પ્રવાસે ગયા હતા, અને પ્રૌ. શિ. નો પ્રચાર કર્યો હતો. ત્યાંની જનતામાં પ્રૌ. શિ. માટે ઘણી જ જાગૃતિ આવેલી છે અને છેલ્લાં બે માસથી ત્યાં ઠેકાણેઠેકાણે ત્યાંના કાર્યકર્તાઓના પ્રયત્નથી પ્રૌ. શિ. નું કાર્ય શરૂ થયેલું છે. અને કેટલીક જગ્યાએ તો પ્રૌઢોએ પોતે પોતાનાં સ્લેટ વગેરે સાધન લાવી અક્ષરજ્ઞાન મેળવવાની ઇંતેજારી બતાવી છે અને શિક્ષકોને વિનંતી કરી પ્રૌ. શિ. નું કાર્ય શરૂ કર્યું છે. આવા ગામમાં શિક્ષકોએ આ કાર્યને પવિત્ર ફરજ માની કોઈ પણ પ્રકારના વેતનની અપેક્ષા સિવાય ઉપાડી લીધું છે. અને જનતાના ઉત્સાહને વધાવી લીધો છે. આને માટે ત્યાંની જનતા, કાર્યકરો, અને શિક્ષકોને ઘણા જ ધન્યવાદ ઘટે છે. અને બીજા શિક્ષકો પણ આનો દાખલો લઈ આ પવિત્ર કાર્યને ઉપાડી લેશે એવી આશા રાખવામાં આવે છે.

**પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડા**

**તા. ૧-૧૨-’૪૮ના રોજ**

| જિલ્લો | પ્રૌ. વર્ગો | પ્રૌઢો |
|---|---|---|
| ૧. અમદાવાદ | ૧૨૬ | ૩૧૬૮ |
| ૨. પંચમહાલ | ૧૮૭ | ૬૦૯૯ |
| ૩. ખેડા | ૬૦૬ | ૨૦૬૩૬ |
| ૪. ભરૂચ | ૧૦૪ | ૩૭૮૮ |
| ૫. સુરત | ૫૧૦ | ૧૫૭૮૦ |
| સ્ટેટો | ૧૦૭ | ૩૯૨૪ |
| એકંદર | ૧૬૪૦ | ૫૩૩૯૫ |

**તા. ૧૬-૧૨-’૪૮ના રોજ**

| જિલ્લો | પ્રૌ. વર્ગો | પ્રૌઢો |
|---|---|---|
| ૧. અમદાવાદ | ૧૨૬ | ૩૧૬૮ |
| ૨. પંચમહાલ | ૧૮૭ | ૬૦૯૯ |
| ૩. ખેડા | ૬૦૨ | ૨૦૫૬૮ |
| ૪. ભરૂચ | ૧૦૪ | ૩૭૮૮ |
| ૫. સુરત | ૫૧૦ | ૧૫૭૮૦ |
| સ્ટેટો | ૧૨૮ | ૪૨૯૪ |
| એકંદર | ૧૬૫૭ | ૫૩૬૯૭ |

# આટલું કરશો તો મોટી સેવા થશે

૧. કોઈનો પગ ન પડે એવી જગ્યાએ જ થૂંકો અથવા ગળફો કાઢો.

૨. કોઈનો પગ પડવાથી લપસી ન પડે એવી જગ્યાએ જ કેળાની છાલ નાખો.

૩. જે સ્થળે થોડો પણ આશરો મળ્યો હોય તે જગ્યાને પડીકાનો કાગળ કે બીજો કચરો ફેંકીને ગંદી ન બનાવશો.

૪. તળાવ કે કૂવાનો આરો આપણને ઉપયોગી થઈ પડે છે, એને વાપરો પણ બગાડો નહીં. બગડ્યો હોય તો સુધારી લો.

૫. ઝાડનો આશરો લીધો તો બીજાને ખપ લાગે એવું નવું એકાદ ઝાડ ઉગાડવાનો મનથી સંકલ્પ કરો.

૬. એની જગ્યાએ જ પેશાબ કે ઝાડે ફરવા બેસો કે એના ઉપર કોઈનો પગ પડે જ નહીં.

૭. માખીઓ એના ઉપર બેસીને ગંદકી ફેલાવે નહીં એ માટે એને માટીથી ઢાંકી દો.

બબલભાઈ મહેતા

# પૂરું થતું પખવાડિયું

હિંદભરમાં ભાષાવાર પ્રાન્તોની રચના કરવા અંગે હિંદી સરકારે નીમેલી સમિતિએ પોતાનો હેવાલ બહાર પાડ્યો છે. એમાં સમિતિએ જણાવ્યું છે કે, આજના સંજોગોમાં ભાષાવાર પ્રાન્તોની રચના કરવી એ દેશને માટે હાનિકારક છે અને તેથી કરીને દેશ આજના સંક્રાન્તિકાળમાંથી ઠરીઠામ થાય ત્યાં સુધી એ વસ્તુ મોકૂફ રાખવી જોઈએ.

મુંબઈ અને મદ્રાસ જેવાં પચરંગી શહેરોને વિષે સમિતિએ જણાવ્યું છે કે, એ શહેરો આખા હિંદની દૃષ્ટિએ મહત્ત્વનાં છે. તેમાં હિંદના બધા પ્રાંતોના અને બધી ભાષાઓ બોલતા લોકો વસે છે અને તેથી એ શહેરોને કોઈ એક ભાષાના પ્રાન્તમાં મૂકવાં ન જોઈએ.

પાકિસ્તાનની લોકસભાએ પૂર્વ બંગાળના તાઝીમુદ્દીન ખાનની પોતાના નવા પ્રમુખ તરીકે નિમણૂક કરી છે. તેના આગળના પ્રમુખ જનાબ ઝીણાના અવસાનને કારણે એ જગ્યા ખાલી પડી હતી.

દિલ્હી ખાતે મળેલી હિંદ અને પાકિસ્તાનના પ્રતિનિધિઓની પરિષદમાં કાશ્મીરનો પ્રશ્ન બાદ કરતાં બીજા બધા તકરારી મુદ્દાઓ પર સમજૂતી થવા પામ્યાના ખબર છે.

અગિયાર મહિના પહેલાં થયેલી યુદ્ધવિરામની શરતોનો ભંગ કરીને ડચ લશ્કરે ઇન્ડોનેશિયા પર ઝનૂની આક્રમણ કર્યું છે અને ઇન્ડોનેશિયાના પ્રજાસત્તાકના પ્રમુખ તથા કેટલાક પ્રધાનોની ધરપકડ કરી છે.

ઇન્ડોનેશિયામાં ડચ સરકારે કરેલા આ આક્રમણ સામે હિંદમાં તેમ જ દુનિયાના બીજા દેશોમાં ભારે વિરોધ જાગ્યો છે અને એ પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રસંઘની સલામતિ સમિતિની તાકીદે બોલાવવામાં આવેલી બેઠકમાં પણ રજૂ થયો છે.

સલામતી સમિતિએ ડચ સરકાર તથા ઇન્ડોનેશિયાની પ્રજાસત્તાક સરકારને યુદ્ધ બંધ કરવાને ફરમાવ્યું છે. તેણે ઇન્ડોનેશિયાની પ્રજાસત્તાક સરકારના પ્રમુખ તથા બીજા પ્રધાનોને છોડી દેવાનો પણ ડચ સરકારને હુકમ કર્યો છે.

મુંબઈ પ્રાંત સાથે જોડી દેવામાં આવેલાં અથવા જોડાઈ ગયેલાં દેશીરાજ્યોને ૧૯૪૮ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખથી ૧૯૪૭નો મુંબઈનો ખેડૂત રૂણરાહત ધારો લાગુ પાડવામાં આવ્યો છે.

આ ધારા હેઠળ દેવાના પતાવટ માટેની અરજીઓ કરવાની છેલ્લી તારીખ ૧૯૪૯ના જૂનની ૧૫મી નક્કી કરવામાં આવી છે.

મુંબઈ સરકારે ચોખાને તેના ખોરાકનાં કીમતી તત્ત્વો નાશ પામે એ રીતે પૉલિશ ન કરવાનો ચોખાની મિલોને હુકમ કર્યો છે. એ હુકમનો ભંગ કરનાર સજાને પાત્ર થશે.

ગઈ તા. ૧૮-૧૯ના દિવસોમાં જયપુર ખાતે કૉંગ્રેસની બેઠક ભરાઈ ગઈ. એ બેઠકમાં રાષ્ટ્રઘડતરને અંગે મહત્ત્વના નિર્ણયો લેવાયા છે. એ વિષે આવતા વખતે વિગતે જોઈશું.

દિલ્હી ખાતે મળેલી અખિલ હિંદ હિંદુ મહાસભાની કાઉન્સિલે રાજકીય પ્રવૃત્તિ ફરીથી શરૂ કરવાનો નિર્ણય જાહેર કર્યો છે. ગયા જાન્યુઆરી માસમાં ગાંધીજીના ખૂન પછી હિંદુ મહાસભાએ રાજકીય પ્રવૃત્તિ બંધ કરવાનું જાહેર કર્યું હતું.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૯

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૧૧

વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી જાન્યુઆરી, ૧૯૪૯

વાર્ષિક લવાજમ : પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## વાચન અને વિચાર

આપણને વાંચવાનો શોખ થાય તે સારું કહેવાય. આળસને લીધે જેઓ ભણતા નથી, વાંચતા નથી તે જરૂર મૂઢ ગણાય. પણ જે નકરું વાંચ્યા જ કરે છે તે પણ લગભગ મૂઢ જેવા રહે છે. વળી સાટામાં કેટલાક આંખ ખુએ છે એ જુદું. નકરું વાચન એ એક પ્રકારનો રોગ જ ગણાય.

આપણામાં ઘણા નકરું વાચન કરનારા હોય છે. તે વાંચે છે પણ વિચારતા નથી. તેથી વાંચેલાનો અમલ તો શાના જ કરે? તેથી થોડું વાંચવું, તે વિચારવું અને તેનો અમલ કરવો. અમલ કરતાં જે યોગ્ય ન લાગે તે રદ કરવું ને પછી આગળ વધવું. આમ કરનાર ઓછા વાચનથી પોતાનો નિર્વાહ કરી શકે, ઘણો વખત બચાવે, અને મૌલિક કામો કરવા, જવાબદારી વહોરવા લાયક થાય.

જે વિચાર કરતાં શીખે છે તેને એક બીજો લાભ થાય છે. તે નોંધવા યોગ્ય છે. વાચન હમેશાં

મળી નથી શકતું. પણ જો વિચારવાની ટેવ પડે તો તેની પાસે વિચારપોથી તો હાજર છે જ.

સાચા ખોટા નકામા વિચારો તો ઘણાય કરે છે. એ તો ગાંડપણ છે. કેટલાક વિચારના વમળમાં રહી નિરાશ થાય છે ને આપઘાત પણ કરે છે. આવા વિચારની અહીં વાત નથી. મારી સૂચના અત્યારે તો વાંચેલું વિચારવા પૂરતી છે. ધારો કે આજે ભજન સાંભળ્યું કે વાંચ્યું. તેનો વિચાર કરવો. તેમાં શું રહસ્ય છે, તેમાંથી મારે શું લેવું, શું ન લેવું તે તપાસવું; તેમાં દોષ હોય તો તે જોવો; અર્થ ન સમજાયો હોય તો તે સમજવો: આ વિચારપદ્ધતિ કહેવાય. આ મેં સાદામાં સાદું દૃષ્ટાંત લીધું છે. આમાંથી સહુ પોતાના ગજા પૂરતું બીજું ઘટાવી લે અને આગળ ચાલે.

ગાંધીજી

## સેવાને નામે સોદો

[ઈસપની એક વાત]

બહુ પહેલાંના વખતની વાત છે. એક નગર પર તેના દુશ્મનો ચડી આવે એવી બીક હતી. તેથી નગરનાં બધાં માણસો ભેગાં થયાં અને વિચાર કરવા લાગ્યાં કે, શહેરના રક્ષણને માટે તેની ચારે બાજુ કોટ બાંધવો જોઈએ; કેવો કોટ બાંધીશું?

સૌ સૌની સમજ પ્રમાણે કો સૂચનાઓ આપવા લાગ્યાં.

ઈંટો પાડનારો એક દલવાડી કહે, 'ઈંટાનો કિલ્લો બાંધો; ઈંટ જેવી ઈંટ હશે, પછી એને કોણ તોડી શકશે? અમે જોઈએ તેવી ઈંટો પૂરી પાડીશું.'

સુથાર કહે, 'કોટ જેવો કોટ કરો તો લાકડા વગર ચાલે? લાકડાનું કામ ઉપાડો, તો અમે જરૂર એ કરીશું.'

. આમ જ બીજા પણ પોતપોતાના ધંધાની ચીજ આગળ કરવા લાગ્યા. ધંધો કરી ખાવાનો લાગ આવ્યો તે કોણ ચૂકે?

આ સાંભળી એક ઘરડો ખેડૂત ઊભો થયો ને કહે, 'જુઓ ભાઈઓ, કોઈનો ધંધો જાગે ને વધે એના કરતાં રૂડું શું? આપણા ભાઈઓનો ધંધોરોજગાર ખીલે એ તો સારું છે; અને એમાં કોઈને વાંધો જ ન હોય. પણ આપણે અત્યારે તો આખા નગરનો વિચાર કરવાનો છે. ધરતી માતાની રૂડી માટી એવી ઉમદા ચીજ છે કે, તેમાં તીર પણ રોકાઈ જશે. એટલે કિલ્લો તો માટીનો જ કરવો. અને તેમાં મોટી ફાયદાની વાત એ છે કે એમ કરો તો આખા ગામનાં નાનાં મોટાં બૈરાં છોકરાં બધાં માણસો અને ઢોર પણ તે કામમાં તરત લાગી જઈ શકે. ઝાઝા હાથ રળિયામણા. એટલે હું તો એવું સમજું છું કે, કોટ માટીનો કરવો અને ઝટપટ સૌએ કામે વળગી જવું. આ કામે આખી વસ્તીનું સહિયારું અને સરખા હિતનું છે. એમાં સ્વાર્થની કે પોતાના લાભના સોદાની બુદ્ધિથી વિચાર કરીશું તો નગર ખોઈ બેસીશું.'

ડાહ્યા ખેડૂતની વાત સૌને ગમી. અને નગરની આફતમાંથી પણ ધંધા કરી લેવાનું તાકનારા પેલા લોકો શરમાઈને શાંત થઈ ગયા.

સેવા અને વેપારનો સોદો બે સાથે ન થઈ શકે. એમ કરવા જનાર પોતાનું ને દેશનું બેઉ બગાડે.

૮-૧-'૪૯ મગનભાઈ દેસાઈ

**અઢળક સંપત્તિ નહીં પણ ઓછી જરૂરિયાત સાચી દોલત છે.**

# લોભને થોભ નહીં

એક ખેડૂત હતો. એ બહુ લોભી હતો. એની પાસે બે પૈસાનો જીવ થયો એટલે એને વધારે જમીન ખરીદવાનું મન થયું. પણ જમીનની ભારે કિંમત આપતાં એનો જીવ નહોતો ચાલતો. આથી કોઈએ કહ્યું કે આ માળ ગાળા તરફ જાય તો ફક્ત સો રૂપિયામાં વીઘું જમીન મળી જશે. ખેડૂત તો સોંઘી જમીન લેવા માટે માળમાં ઊપડ્યો. ત્યાં જઈને એણે જમીન પચાસ રૂપિયામાં માગી. એટલે એક જણે કહ્યું કે એથી સોંઘી જોઈતી હોય તોય મળશે પણ પેલા દૂરના જંગલમાં જ.

લોભી ખેડૂત તો જંગલમાં જવા ઊપડ્યો. એ જંગલના લોકોને મળ્યો. એમને વહેમ પડ્યો કે આ અહીં શાથી આવ્યો હશે? પણ થોડી વારમાં એ એનો લોભ પારખી ગયા. એમનો એક મુખી હતો એણે કહ્યું કે અમે જમીન તો મફત આપીએ છીએ. પણ અમારી એક શરત છે કે દિવસ ઊગતાં જ અમે પાઘડી મૂકીએ ત્યાંથી ચાલી નીકળવું અને દિવસ આથમતાં પહેલાં પાછા ત્યાં આવી જવું. એટલા વખતમાં ચાલીને જેટલી જમીન આંતરી લે એટલી તારી.

આ સાંભળી લોભી ખેડૂત તો ખુશ ખુશ થઈ ગયો અને એણે મુખીની વાત કબૂલ રાખી. બીજે દિવસે પો ફાટતાં જ મુખી અને એના સાથીઓ એક ટેકરી ઉપર એકઠા થયા. પેલો ખેડૂત પણ વખતસર ત્યાં પહોંચી ગયો. સૂરજ ઊગતાં જ નિશાન મૂક્યું હતું ત્યાંથી ખેડૂત તો જમીન આંતરવા માટે ચાલી નીકળ્યો. જેમ જેમ એ આગળ વધતો ગયો એમ એની સામે સારી સારી જમીન નજરે

પડવા લાગી અને એ વધારે ને વધારે લાંબુ ચક્કર મારવા લાગ્યો. એ તો ઝડપભેર ચાલતો જતો હતો અને કપાળ ઉપરથી પરસેવાનાં ટીપાં લૂછતો જતો હતો. એમ કરતાં ત્રણ વાગ્યા. એને થયું કે 'હજુ થોડો સુંદર કકડો આંતરી લઉં.' પણ એ એટલે દૂર પહોંચી ગયો હતો કે એણે દોટ મૂકી છતાં ટેકરી તો દૂર જ રહી. દોડતાં દોડતાં પાંચ વાગ્યા, છ વાગ્યા, અને દિવસ આથમવાને પાંચ દશ મિનિટ બાકી રહી. લોભી ખેડૂત તો હાંફતો જાય છે અને દોડતો જાય છે: એનું શરીર તો પરસેવે રેબઝેબ થઈ ગયું છે. પગ લથડિયાં ખાય છે પણ ટેકરી હજુ દૂર છે. ટેકરી ઉપર બેઠેલા બધા એને જોઈને ખડખડાટ હસે છે. ટેકરીથી એકાદ રાસવા એ દૂર હતો એટલામાં સૂરજ આથમી ગયો. એ જોઈને એ તો ત્યાં ને ત્યાં ઢગલો થઈ ગયો અને એનો જીવ નીકળી ગયો.

ટેકરી ઉપર બેઠેલા એક ડોસાએ હસતાં હસતાં કહ્યું કે એની ખરી જમીન તો જેટલામાં એ પડ્યો છે એટલી જ છે અને એ તો એણે મેળવી લીધી છે!

(ટૉલ્સ્ટોયની વાર્તાને આધારે)

બબલભાઈ મહેતા

## સાદી સમજનું દેવાળું

એક ગામના ભંગી ભાઈઓ મારી પાસે પોતાના વાસમાં પીવાના પાણીનો કૂવો કરાવી આપવા મદદ માગવા આવ્યા. મેં તેમના ગામની મુલાકાતે આવવા વચન આપ્યું એટલે તેઓ વિદાય થયા. થોડા મહિના પછી તેઓ પાછા આવ્યા અને પોતાને ગામે ૨૪૨ ગામના ભંગી આગેવાનોનું પંચ ભેગું થવાનું હતું તેને માટે, મને નોતરું આપવા આવ્યા. મેં પૂછ્યું: 'તમારે ગામ પીવાના

પાણીનું ઠેકાણું નથી તો હવે ૨૪૨ ગામના મહેમાનોને શી રીતે જમાડશો?' તેમનો જવાબ તેમણે શું કર્યું તે જણાવીને આપું. મહેમાનોને જમાડવા માટે મુસલમાન રસોઇયાઓને પોતાનાં વાસણો લઈને બોલાવ્યા. આ રસોઇયાઓએ ભંગીવાસમાં ચૂલ ખોદીને શીરો બનાવ્યો અને ગામને કૂવેથી તેમણે પાણી લાવી આપ્યું! આ વ્યવસ્થામાં ગામના 'ઉજળિયાતો'ને વાંધો ન લાગ્યો. જો ભંગી ભાઈઓ સીધા કૂવા ઉપર ગયા હોત તો 'હિંદુ ધર્મ'વાળા ભાઈઓને વાંધો પડત!

પરીક્ષિતલાલ મજમુદાર

## નામનું શું કામ?

બુદ્ધ ભગવાનનો એક શિષ્ય હતો. તેના નામનો અર્થ 'હલકટ' એવો થતો. બધા તેને તેના નામથી બોલાવતા ત્યારે તેને ખોટું લાગતું. તેને વિચાર આવતો કે, ભગવાનના બીજા શિષ્યોનાં નામ કેવાં સારાં છે? માત્ર મારું નામ એવું ખરાબ છે કે, કોઈ મને બોલાવે તોપણ ખરાબ દેખાય. આ વાતનું તેને બહુ દુ:ખ રહેતું. એક વખત તેણે બુદ્ધ ભગવાનને પોતાનું નામ બદલીને, કોઈ ગુણ ઉપરથી પડેલું સારું નામ રાખવા આજીજી કરી. ત્યારે બુદ્ધે હસીને તેને નીચેની વાત કહી સંભળાવી:

કાશીમાં બે મોટા વેપારી રહેતા હતા. બંને પરદેશી હતા. તેમાંના એકને ત્યાં જ્યારે પુત્ર જન્મ્યો, ત્યારે તેણે તેનું નામ 'પંડિત' રાખ્યું. પછી બીજા વેપારીને ત્યાં પુત્ર જન્મ્યો, ત્યારે તેણે પેલા કરતાં સારું નામ રાખવા માટે તેનું નામ 'મહાપંડિત' પાડયું!

બંને છોકરાઓ ભણીગણી મોટા થયા. તેવામાં પંડિતનો પિતા ગુજરી ગયો. પરંતુ પંડિત બહુ હોશિયાર તથા સમજણો હોવાથી તેણે બાપનો બધો વેપાર બરાબર સંભાળી લીધો. એક વખત તે પાંચસો ગાડાંમાં સરસામાન ભરી, વેપાર માટે દૂરના દેશોમાં જવા નીકળ્યો. મહાપંડિતના બાપે પણ

મહાપંડિતને પાંચસો ગાડાં આપીને તેની સાથે જ વેપાર કરવા મોકલ્યો.

દૂર દેશમાં જઈ બંનેએ સાથે જ પોતાનો બધો માલ વેચ્યો અને ભારે નફો કર્યો. પોતાને દેશ આવ્યા પછી જ્યારે નફો વહેંચવાનો થયો, ત્યારે પંડિતે બે સરખા ભાગ કર્યા, અને એક ભાગ મહાપંડિતને આપવા માંડયો. પરંતુ મહાપંડિતે કહ્યું કે, મને અર્ધો ભાગ કરતાં વધારે મળવું જોઈએ.

પંડિતે કહ્યું કે, મારી અને તમારી મૂડી સરખી જ હતી; તથા આપણે સરખી જ કિંમતે બધો માલ વેચ્યો છે; પછી તમને વધારે ભાગ શા બદલ હોય?

મહાપંડિતે કહ્યું કે, વેપાર ભલે સરખો કર્યો, પણ મારું નામ મહાપંડિત છે, અને તારું નામ ફક્ત પંડિત છે. એટલે આખા વેપારમાં મારો ભાગ વધારે જ હોવો જોઈએ.

પંડિતે કહ્યું કે, તમારું નામ ગમે તે હોય, પણ તેથી તમે કંઈ કામ તો વધારે કર્યું નથી; તો પછી એ બદલ તમને વધારે ભાગ શી રીતે મળે?

પણ મહાપંડિત ગુસ્સે થઈ કહેવા લાગ્યો કે, ઓછી અક્કલવાળાને પણ સરખો ભાગ, અને વધુ અક્કલવાળાને પણ સરખો ભાગ! આવી અંધેરી નગરીની રીત તો તારી પાસે જ જોઈ!

પંડિતે કહ્યું કે, નામને કામ સાથે શી લેવાદેવા છે?

બંનેની તકરાર આમ લાંબી ચાલી; પછી મહાપંડિતે એવી સૂચના કરી કે, નગર બહાર આવેલા વડના ઝાડમાં વનદેવતાનું સ્થાનક છે. ત્યાં કાલે સવારે જઈ વનદેવતાને આપણે પૂછીએ, અને તે જે ફેંસલો આપે, તે આપણે બંનેએ માથે ચડાવવો.

પંડિતે કહ્યું કે, દેવો જો આવા ઝઘડામાં બેસીને ફેંસલો આપતા હોય, તો પછી તેઓ સાચો જ ફેંસલો આપશે. માટે એ શરત મને કબૂલ છે.

મહાપંડિતે પછી ઘેર જઈ, પોતાના પિતાને બધી વાત સમજાવી, અને પેલા મોટા વડની બખોલમાં રાતથી જ ભરાઈ જવાનું કહ્યું. પછી જ્યારે બીજે દિવસે મહાપંડિત અને પંડિત ત્યાં આવી પૂછે, ત્યારે માણસના અવાજથી મહાપંડિતના પિતાએ કહેવું કે, પંડિત કરતાં મહાપંડિતનો જ ભાગ વધારે હોય!

બીજે દિવસે સવારના પંડિત તથા મહાપંડિત તથા બીજા પણ સગાં-સંબંધી ભેગાં થઈ, નગર બહારના વનદેવતાના સ્થાનક વડ પાસે ગયાં. મહાપંડિતે પૂજા વગેરેની ધામધૂમ કર્યા પછી, હાથ જોડી, વડ સામે ઊભા રહીને કહ્યું કે, 'હે વનદેવતા! તમે તો જાગતાં દેવી છો! માટે તમે અમારા બે જણની તકરારનો ફેંસલો માણસની વાચા વડે આપો!'

થોડી વારમાં વડની બખોલમાંથી કશો ગડગડાટ સંભળાવા લાગ્યો અને પછી માણસની વાચામાં અંદરથી અવાજ આવ્યો કે, 'પંડિત કરતાં મહાપંડિત જ વધુ ગુણવાળો કહેવાય; માટે મહાપંડિતને વધુ ભાગ મળવો જોઈએ!'

ત્યાં ભેગાં થયેલાં સૌ આ પ્રમાણે દેવનો પરચો જોઈ નવાઈ પામ્યાં; અને મહાપંડિતના સતને વખાણવા લાગ્યાં. સૌએ મળીને પંડિતને હવે દબાણ કર્યું કે, દેવ પાસેથી જવાબ મેળવ્યા બાદ તારે તે જ પ્રમાણે કરવું જોઈએ.

પંડિત આ બધું જોઈ-સાંભળી મૂંઝાયો. દેવ જો હોય તોપણ આવો ખોટો અન્યાયી જવાબ આપે એમ તેના માનવામાં આવ્યું નહીં. એટલે તેણે બોલ્યાચાલ્યા વિના પાસેના ખેતરમાંથી ઘાસના થોડા પૂળા મંગાવી, વનદેવતા પાસે કરેલા હોમના કુંડમાંથી થોડો દેવતા લીધો અને વડના ઝાડની બખોલમાં તે બધું મૂકી આગ સળગાવી. થોડી વારમાં જ મહાપંડિતનો ઘરડો બાપ અંદરથી આંખો ચોળતો અને બૂમો પાડતો ડાળ પકડી બહાર નીકળ્યો અને બોલવા લાગ્યો:

- પંડિત જેટલી પણ મહાપંડિતમાં અક્કલ હોત, તો તેના બાપને આમ બખોલમાં રૂંધાવું ન પડત!

બધા એ બાપદીકરાની થયેલી આ ફજેતી જોઈ, હસતા હસતા વીખરાઈ ગયા!

પછી બુદ્ધ ભગવાને પેલા શિષ્યને કહ્યું કે, નામ સારું રાખવાથી જ સારાપણું મળી જતું હોય, તો પછી દરેક માણસ માત્ર સારું નામ રાખીને જ હાથપગ પકડી બેસી રહે! પણ સારું નામ રાખવા છતાં પણ સારાપણું મેળવવા તો એટલી જ મહેનત કરવી પડે છે.

ગોપાલદાસ પટેલ

# શરીરના પાંચ ચોકીદારોની વાતો

**પહેલો ચોકીદાર આંખ કહે છે:**

દુનિયા મારી સામે ખુલ્લી છે. એમાંથી જે જોવું હોય તે હું જોઈ શકું એમ છું પણ મારા મનમાં વિકાર, અદેખાઈ, વેરઝેર કે પાપ ઊભું થાય એવું કશું હું નહીં જોઉં. કોઈનું બૂરું થતું હશે કે કોઈને અન્યાય થતો હોય તેવું હું નહીં જોઈ રહું. પરંતુ જે જોઈને મારું મન પવિત્ર, પ્રેમાળ અને પ્રસન્ન થાય એવું બધું હું જોઈશ. જે જોવાથી બીજાનું ભલું થાય એવું બધું હું જોઈશ.

**બીજો ચોકીદાર જીભ કહે છે:**

હું વ્યર્થ લવારો નહીં કરું. હું જગતમાં કડવાશ અને વેરઝેર વધે એવી વાતો નહીં કરું, કે પેટ બગડે એવા સ્વાદના ચટકા નહીં કરું. પરંતુ જગતમાં મીઠાશ અને સંપ ફેલાય એવી જ વાતો હું કરીશ. હંમેશાં આપેલા વચનનું હું પાલન કરીશ અને શરીર સાજું રહે એવાં અને એટલાં જ સ્વચ્છ હવા, પાણી અને ખોરાક લઈશ.

**ત્રીજો ચોકીદાર નાક કહે છે:**

મારું કામ સ્વચ્છ અને તાજી હવા લેવાનું છે. દુર્ગંધથી હું હંમેશ દૂર રહીશ, સુવાસ મને પસંદ છે પરંતુ બનાવટી સુગંધીઓ પાછળ હું ગાંડુ ઘેલું બની જાઉં તો મારો વિનાશ જ થાય.

**ચોથો ચોકીદાર કાન કહે છે:**

ઝીણામાં ઝીણો અવાજ પણ હું સાંભળી શકું છું પણ બીજાની નિંદા હું કદી નહીં સાંભળું. હું અપશબ્દો નહીં સાંભળી રહું, છળકપટ કે વેરઝેર વધારનારી વાતો નહીં સાંભળી રહું. પરંતુ મારું મન પવિત્ર અને ઉન્નત થાય, જે સાંભળીને મને પરહિત કરવાની પ્રેરણા કે બળ મળે એવી જ વાતો હું સાંભળીશ.

**પાંચમો ચોકીદાર ચામડી કહે છે:**

મારા તો રોમેરોમે જીવ છે. હું મારાં છિદ્રો વાટે પરસેવારૂપે નિરંતર મારા શરીરનો મેલ કાઢ્યા કરું છું. મારા આખા શરીરની ક્રિયાઓ વ્યવસ્થિત રીતે કરવામાં હું મદદ કરું છું. ટાઢું ઊનું, સુંવાળું ખરબચડું એમ અનેક પ્રકારના સ્પર્શો હું અનુભવી શકું છું. પણ મારા બધા સ્પર્શો અને કાર્યો જીવનવ્યવહાર સારી રીતે ચલાવવા માટે છે અને જીવનનો વિકાસ કરવા માટે છે, નહીં કે ફક્ત સ્પર્શના આનંદો માણીને જીવન બરબાદ કરવા માટે.

૧૩–૧૦–'૪૮ બબલભાઈ મહેતા

# બેપરવાઈ—એમાં શું?

ઊગતી ઉંમરની અગત્યની ટેવો—નિયમિતપણું, સ્વચ્છતા, ચોકસાઈ, ઉદ્યોગીપણું, સભ્યતા વગેરે—તરફ કેટલાકનું ધ્યાન ખેંચવામાં આવે છે તો તેઓ કહે છે, 'એમાં શું?' 'જરા મોડા થયા એમાં શું બગડી ગયું?' 'જરા આડાઅવળા થૂંક્યા એમાં શું?' 'જરા આળસથી પડી રહ્યા એમાં શું?' 'જરા મિજાજમાં જેમતેમ બોલી નાખ્યું એમાં શું?'

વળી તેઓ એવું આશ્વાસન લેવાનો પ્રયત્ન કરે છે કે અમુક ભાઈ ખૂબ અનિયમિત છે છતાં તેઓ મોટા અમલદાર થયા છે; અમુક શેઠ ગબ્બડગંદા છે છતાં મિલમાલિક થયા છે; અમુક ઠેકાણે ઘણી ગંદકી રહે છે છતાં કોઈ રોજ મરતું નથી; અમુક ભાઈ જેનેતેને ઊધડા લઈને વાત કરે છે અને તુચ્છકારે છે છતાં તેમની આજ બોલબોલા છે વગેરે. આમ દરેકમાં એકએક અવગુણ હોવા છતાં તેઓ જીવનમાં આગળ વધ્યા છે. એટલે તે બધા અવગુણ પોતાનામાં ભેગા હોવા છતાં પોતાને વાંધો નહીં આવે એમ તેઓ માને છે. પણ તેઓ એ ભૂલી જાય છે કે જેમનો તે દાખલો ટાંકે છે તેમને પણ એ અવગુણથી નુકસાન નથી થતું એમ નહીં, પણ સાથે બીજી શક્તિ મોટા પ્રમાણમાં હોવાથી તે અવગુણ હોવા છતાં તેઓ આગળ વધે છે. તે અવગુણ જ ન હોત તો તેઓ વિશેષ આગળ વધત. વળી તેમનામાં એકાદ અવગુણ હોય છે. આપણે બધા અવગુણો વિષે એવી ખોટી વૃત્તિ કેળવીએ તો 'ઊંટનાં અઢારે વાંકાં' જેવું થાય અને અવગુણોના ભંડાર થઈ જઈએ. માટે કુટેવ ઘર કરે તે પહેલાં તેનો ઉપાય કરવો જોઈએ. તે માટે ઉત્તમ સમય ઊગતી ઉંમર છે. તેની લગામ શિક્ષકો અને માબાપોના હાથમાં છે. તેઓ જે રસ્તે દોરશે તે રસ્તે બાળકો જશે. નાનપણમાં તેમને સાચું માર્ગદર્શન નહીં મળ્યું હોય તો મોટા થયા પછી જ્યારે તેઓ પોતાની ભૂલ સમજશે ત્યારે કદાચ કાના પાકા થઈ ગયા હશે અને પડી ટેવ સુધારી શકશે નહીં. માટે કોઈ પણ ખરાબ ટેવને મૂળમાંથી ડામવી જોઈએ, અને તે વિષે બેપરવાઈ નહીં રાખવી જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# જયપુરનો પેગામ

ગયા મહિનાની ૧૫મીથી ૨૦મી તારીખના ગાળા દરમ્યાન જયપુરની રળિયામણી નગરીથી ત્રણેક માઈલને અંતરે આવેલા વિશાળ પણ ઉજ્જડ મેદાનમાં જાણે માનવસાગર ઊલટ્યો હતો. ત્યાંની રેતાળ ભૂમિ જીવનથી તરવરી ઊઠી હતી. જ્યાં જુઓ ત્યાં પ્રવૃત્તિ, દોડધામ, અને ધમાલ દેખાતાં હતાં. કન્યાકુમારીથી કાશ્મીર સુધીના હિંદના બધા ભાગના લોકો ત્યાં યાત્રાળુની શ્રદ્ધાથી ઊતરી પડ્યાં હતાં. હિંદના હરેક પ્રાંતના, હરેક કોમના, હરેક ધર્મના લોકો ત્યાં નજરે પડતા હતા. ગરીબ અને તવંગર, ભણેલા અને અભણ, સવર્ણ અને અવર્ણ, મજૂર અને માલિક, ખેડૂત અને અન્ય ધંધાદારીઓ એમ હિંદની જનતાના હરેક વિભાગના લોકો આજની આર્થિક સંકડામણ તથા મુસાફરીની હાડમારીના દિવસોમાં લાખોની સંખ્યામાં ત્યાં એકઠા મળ્યા હતા.

આ વિવિધરંગી જનસમુદાયને એવી તે કઈ વસ્તુ ત્યાં આગળ ખેંચી લાવી હતી? ૧૯૨૦ની સાલમાં ગાંધીજીએ કૉંગ્રેસનું સુકાન હાથ ધર્યું ત્યારથી તે હિંદના બધા વર્ગના લોકોની અને વિશેષે કરીને હિંદની આમજનતાની સંસ્થા બની છે. એ વખતથી તે કેવળ સ્વરાજને માટે લડનારી જ નહીં પણ હિંદના લોકોની આર્થિક, સામાજિક તેમ જ સાંસ્કૃતિક ઉન્નતિને અર્થે લડનારી સંસ્થા પણ બની. અને એ રીતે તેણે લોકહૃદયમાં અનેરું સ્થાન મેળવ્યું. વાર્ષિક બેઠક એ કૉંગ્રેસની વિવિધ પ્રવૃત્તિઓનું એક મહત્ત્વનું અંગ છે. એ વખતે કેવળ રાજકીય સવાલોનો જ નહીં પણ રાષ્ટ્રઘડતરને લગતા બીજા અનેક સવાલોનો પણ વિચાર કરવામાં આવે છે અને ભાવિ વરસને માટેનો કાર્યક્રમ નક્કી કરવામાં આવે છે. આ રીતે કૉંગ્રેસની વાર્ષિક બેઠક લોકકેળવણીનું એક સાધન બની ગઈ. આથી એ પ્રસંગે કૉંગ્રેસના આશ્રય નીચે સક્રિય કામ કરનારા સેવકો ઉપરાંત કૉંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખનારા અને તેને પોતાની ગણનારા સામાન્ય લોકો પણ પ્રેરણા મેળવવાને તથા નવું નવું જોવાજાણવા માટે ત્યાં વરસોવરસ વધુ ને વધુ સંખ્યામાં આવવા લાગ્યા. આમ કૉંગ્રેસની વાર્ષિક બેઠક એક રાષ્ટ્રીય મેળા સમી બની ગઈ.

જયપુરની બેઠક સ્વરાજ મળ્યા પછી પહેલી જ વાર મળી એટલે એમાં લોકો

ઘણી મોટી સંખ્યામાં હાજરી આપે એ સ્વાભાવિક હતું.

જયપુરની બેઠક ગાંધીજીના અવસાન પછી પણ પહેલી જ વાર મળતી હતી એટલે તેમના અવસાન બદલ શોક પ્રદર્શિત કરતો પહેલો ઠરાવ ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ પ્રમુખ સ્થાનેથી રજૂ કર્યો. એ ઠરાવ આ પ્રમાણે છેઃ

'રાષ્ટ્રપિતા ગાંધીજીના ખૂન બદલ કૉંગ્રેસ પોતાનો ખેદ અને નામોશીની ઊંડી લાગણી પ્રગટ કરે છે.'

ઉપર ટપકે જોતાં કોઈને લાગે કે જેમણે આઝાદીની લડતની સરદારી લઈને આપણને સ્વરાજની અંતિમ મજલ સુધી પહોંચાડ્યા, જેમણે આપણને આર્થિક, સામાજિક તેમ જ નૈતિક ઉન્નતિને માર્ગે વાળ્યા તથા જેમણે દેશપરદેશોમાં આપણું નામ ઊજળું કર્યું તેમની સેવાઓનો, તેમના ગુણોનો અને તેમના પ્રત્યેના આપણા ઋણનો ઠરાવમાં ઉલ્લેખ સરખો પણ નહીં! પણ સહેજ ઊંડા ઊતરીને જોતાં જણાશે કે એ બધાને વિષે ઠરાવમાં મૌન સેવવામાં આવ્યું છે તેમાં જ એની ખરી ખૂબી રહેલી છે. તેમની અનુપમ સેવાઓ શબ્દોમાં કેવી રીતે વર્ણવી જાય; અને તેમનાં જ ફરજંદો તેમના ગુણોનાં ગુણગાન કરે એના કરતાં એ ગુણોને યથાશક્તિ જીવનમાં ઉતારવા પ્રયત્ન કરે એ જ વધારે ઉચિત ગણાય.

એ ઠરાવ ઘડનાર કારોબારી સમિતિના સભ્યોમાંથી ઘણા ગાંધીજીના જૂના સાથી અને અનુયાયાઓ અને તેમના ઉપદેશને જીવનમાં ઉતારવાનો જાગ્રતપણે પ્રયત્ન કરનારા છે. એટલે ગાંધીજીના 'ખૂન બદલ તેમણે તથા આખા દેશે અનુભવેલી ખેદ અને નામોશીની ઊંડી લાગણી ઠરાવમાં વ્યક્ત કરીને બીજી બધી બાબતોને અંગે તેમણે મૌન સેવ્યું છે અને બીજા એક ઠરાવ દ્વારા ગાંધીજીના અમર ઉપદેશને જીવનમાં ઉતારવાની દેશને હાકલ કરી છે. એ ઠરાવનું નામ પણ 'સંદેશ' એવું આપવામાં આવ્યું છે.

એ ઠરાવનો મહત્ત્વનો ભાગ આ પ્રમાણે છેઃ

* * *

આઝાદીની પ્રાપ્તિ પછી સોળ મહિને, અને પોતાને ઘડનાર તથા પ્રાણવાન બનાવનારના મૃત્યુ પછી અગિયાર મહિને મળેલી આ મહાસભા તે મહાન આત્માને અને તેના મહાન સંદેશને શ્રદ્ધાંજલિ અર્પે છે, અને તે જીવનદાયી સંદેશ અનુસાર હિંદુસ્તાનની પ્રજા અને માનવતાની સેવા કરવાનું ચાલુ રાખવાનું ઠરાવે છે.

ગાંધીજીની નેતાગીરી હેઠળ અહિંસક લડત દ્વારા રાજકીય સ્વાતંત્ર્ય મેળવ્યા બાદ, રાષ્ટ્રીય મહાસભાએ હવે સામાજિક અને આર્થિક સ્વાતંત્ર્યની સિદ્ધિ માટે લડવાનું રહે છે; જેથી કરીને હિંદુસ્તાનના બધા લોકોને, જાતિ કે ધર્મના કશા ભેદભાવ વગર, પ્રગતિ અને સમાન તક લાધે. . . .

હિંદુસ્તાનના લોકોએ આઝાદી હાંસલ કરી છે; પરંતુ તેનાં સુફળ ભોગવવા માટે તેમણે પોતાની જવાબદારીઓ અને કર્તવ્યો બરાબર અદા કરવાં જોઈએ. મહાસભાવાદીઓએ યાદ રાખવું જોઈએ કે, લોકોની સેવા કરવાનો અને આ જવાબદારીઓ ઉઠાવવાનો તેમનો મહાન અધિકાર હતો અને રહેવો જોઈએ; તથા જેઓ પોતાનાં કર્તવ્યો ભૂલીને પદ અથવા સત્તાની ચિંતા કરે છે, તેઓ દેશની કુસેવા કરે છે.

ગાંધીજીનો એ ખાસ ઉપદેશ હતો કે, હિંદુસ્તાનના તમામ લોકો વચ્ચે એકતા અને એખલાસ વધારવામાં, વર્ગભેદ તથા જન્મ, જાતિ કે ધર્મના પાયા પર ઊભા કરવામાં આવેલા ભેદો મિટાવવામાં, અને વર્ગભેદ વિનાના લોકશાહી સમાજની અહિંસક રીતે સ્થાપના કરવાના કામમાં સેવાકાર્યને વિશેષે વાળવું જોઈએ. એ બધા કરતાંયે તેમણે જીવનને સહેતુક બનાવનાર નૈતિક મૂલ્યોને ગમે તે ભોગે અને ગમે તેવા કપરા સંજોગોમાં વળગી રહેવાનો પાઠ શીખવ્યો છે.

આ મહાસભા બધા મહાસભાવાદીઓને આજની બધી રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય મુશ્કેલીઓ તથા કટોકટીઓનો એ ઉપદેશ અનુસાર સામનો કરવાની હાર્દિક અપીલ કરે છે . . .

જયપુરની મહાસભામાં પસાર કરવામાં આવેલા ઘણાખરા ઠરાવોનો સાર આ ઠરાવમાં આવી જાય છે. એ ઠરાવ રજૂ કરતાં પોતાના યાદગાર અને હૃદયસ્પર્શી ભાષણમાં પંડિત જવાહરલાલે એને ગાંધીજીના આદેશ અને આપણી પ્રતિજ્ઞા તરીકે વર્ણવ્યો હતો અને તેનો અમલ કરવાની સૌ હિંદવાસીઓને હાકલ કરી હતી. મૌલાના સાહેબે એને ટેકો આપતાં કરેલા ભાષણમાં એ ઠરાવને ગાંધીજીના પેગામ તરીકે વર્ણવ્યો હતો.

આમ જયપુર મહાસભાનો પેગામ એ ગાંધીજીનો પેગામ છે. એને જીવનમાં ઉતારવાનો યથાશક્તિ પ્રયત્ન કરીને જ આપણે આપણી પોતાની અને દેશની ઉન્નતિ સાધી શકીશું, તથા ગાંધીજી પ્રત્યેનું આપણું ઋણ કંઈક અંશે અદા કરી શકીશું.

મણિભાઈ દેસાઈ

# ખોરાક—૧

હવાપાણી વિના મનુષ્ય જીવી જ નથી શકતો એ ખરું. પણ મનુષ્યનો નિર્વાહ તો ખોરાકથી જ થઈ શકે. અન્ન એનો પ્રાણ છે.

ખોરાક ત્રણ જાતનો કહેવાય: માંસાહાર, શાકાહાર, ને મિશ્રાહાર. અસંખ્ય માણસો મિશ્રાહારી છે. માંસમાં માછલાં અને પક્ષીઓનો સમાવેશ થાય છે. દૂધને કોઈ પણ રીતે આપણે શાકાહારમાં નથી ગણી શકતા. તેમ લૌકિક ભાષામાં એ કદી માંસાહારમાં નથી ગણાતું. સ્વરૂપે તો એ માંસનું જ એક રૂપ છે. જે ગુણ માંસમાં છે તે ઘણે ભાગે દૂધમાં છે. દાક્તરી ભાષામાં એની ગણતરી પ્રાણિજ ખોરાકમાં કરવામાં આવી છે.

× × ×

મારો પક્ષપાત શાકાહાર તરફ હોવા છતાં અનુભવે મારે કબૂલ કરવું પડયું છે કે, દૂધ અને દૂધમાંથી નીપજતા પદાર્થો—માખણ, દહીં વગેરે વિના મનુષ્ય શરીરનો નિભાવ સંપૂર્ણ રીતે નથી થઈ શકતો. મારા વિચારોમાં આ મહત્ત્વનો ફેરફાર થયો છે. . . .

× × ×

હવે યુક્તાહાર ઉપર વિચાર કરીએ. મનુષ્યશરીર સ્નાયુ બાંધનાર, ગરમી આપનાર, ચરબી વધારનાર, ક્ષારો આપનાર અને મળને કાઢનાર દ્રવ્યો માગે છે. સ્નાયુ બાંધનાર દ્રવ્યો દૂધ, માંસ, કઠોળ તથા સૂકા મેવામાંથી મળે છે. દૂધ, માંસનાં દ્રવ્યો કઠોળ વગેરે કરતાં વધારે સહેલાઈથી પચે છે ને સર્વાંશે વધારે લાભદાયી છે. દૂધ અને માંસમાં દૂધ ચડી જાય છે. માંસ પચી ન શકે ત્યારે પણ દૂધ પચી શકે છે એમ દાક્તરો કહે છે, ને માંસાહાર નથી કરતા તેને તો દૂધની બહુ મોટી ઓથ મળે છે. . . . દૂધને વિષે એક બહુ અગત્યની વસ્તુ અહીં જ કહી જાઉં. જેમાંથી માખણ કાઢી લેવામાં આવે છે એ દૂધ નકામું નથી. તે અત્યંત કીમતી પદાર્થ છે. કેટલીક વેળા તો તે માખણવાળા દૂધ કરતાં ચઢી જાય છે. દૂધનો મુખ્ય ગુણ સ્નાયુવર્ધક પ્રાણિજ દ્રવ્ય આપવાનો છે. માખણ કાઢી લીધા પછી પણ એ દ્રવ્ય કાયમ રહે છે. છેક બધું માખણ કાઢી શકાય એવું યંત્ર હજુ લગી તો બન્યું નથી. બનવાનો સંભવ પણ ઓછો જ છે.

પૂર્ણ દૂધ કે અપૂર્ણ દૂધ ઉપરાંત બીજા પદાર્થોની જરૂર રહે છે. બીજે દરજ્જે ઘઉં, બાજરો, જુવાર, ચોખા વગેરે અનાજોને આપી શકાય. હિંદુસ્તાનમાં પ્રાન્તે પ્રાન્તે અનાજ નોખાં જોવામાં આવે છે. ઘણે ઠેકાણે કેવળ

સ્વાદને ખાતર એ જ ગુણવાળાં એકથી વધારે અનાજ એકી વખતે ખાવામાં આવે છે. જેમ કે ઘઉં, બાજરો ને ભાત ત્રણેય વસ્તુ સાથે થોડી થોડી લેવાય છે. શરીરના પોષણને સારુ આ મિશ્રણ જરૂરી નથી. એથી માપ પર અંકુશ જળવાતો નથી ને હોજરીને વધારે પડતું કામ અપાય છે. એક જ અનાજ એકી વખતે લેવું ઠીક ગણાશે. આ અનાજોમાંથી મુખ્યત્વે સ્ટાર્ચ મળે છે. બધાં અનાજોમાં ઘઉં રાજા છે. દુનિયા પર નજર નાખીએ તો ઘઉં વધારેમાં વધારે ખવાય છે. ઘઉં મળે તો આરોગ્યની દૃષ્ટિએ ચાવલ અનાવશ્યક છે. જ્યાં ઘઉં ન મળે અને બાજરી જુવાર ઇત્યાદિ ન ભાવે કે ન રુચે તો ચાવલ લેવા ઘટે છે.

(ચાલુ) ગાંધીજી

# પૂરું થતું પખવાડિયું

યુદ્ધવિરામની શરતોનો ભંગ કરીને ડચોએ ઇન્ડોનેશિયા પર કરેલા આક્રમણને અંગે વિચાર કરવા વડા પ્રધાન પંડિત નેહરુએ એશિયાના દેશોની પરિષદ બોલાવી છે. વડા પ્રધાનના આ પગલાને એશિયાના ઘણા દેશોએ વધાવી લીધું છે.

ગઈ પહેલી તારીખની મધરાતથી પાકિસ્તાન તથા હિંદી સરકારે કાશ્મીરમાં યુદ્ધવિરામ જાહેર કર્યો છે. આ રીતે છેલ્લા ચૌદ મહિનાથી કાશ્મીરમાં ચાલી રહેલું યુદ્ધ બંધ પડ્યું છે. કાશ્મીરે હિંદ કે પાકિસ્તાન બેમાંથી કોની સાથે જોડાવું એ લોકમત દ્વારા નક્કી કરવામાં આવશે.

લોકમત લેવા માટે સંયુક્ત રાષ્ટ્રસંઘના સેક્રેટરી એક આંતરરાષ્ટ્રીય ખ્યાતિ વાળી વ્યક્તિનું નામ લોકમત માટેના વડા અમલદાર તરીકે સૂચવશે અને કાશ્મીરની સરકાર તેની એ કામ માટે નિમણૂક કરશે.

એ પહેલાં પાકિસ્તાનનું લશ્કર, તાયફાવાળાઓ તથા કહેવાતી આઝાદ કાશ્મીર સરકારનાં દળો પાછાં ખેંચી લેવામાં આવશે. યુદ્ધને અંગે કાશ્મીરમાં દાખલ થયેલા પાકિસ્તાનના નાગરિકોને ત્યાંથી ચાલ્યા જવું પડશે.

યુદ્ધને કારણે હિંદ કે પાકિસ્તાનમાં નાસી છૂટેલા નિરાશ્રિતોને કાશ્મીરમાં પાછા બોલાવવામાં આવશે.

આ બધું થયા પછી હિંદ સરકાર કાશ્મીરમાં કાયદો અને વ્યવસ્થા જાળવવા પૂરતાં પોતાનાં દળો રહેવા દઈ બાકીના લશ્કરને પાછું ખેંચી લેશે.

લોકમત માટે પ્રચાર કરવાની સાને છૂટ રહેશે પણ ધાર્મિક કે કોમી ધોરણે કોઈને પ્રચાર કરવા દેવામાં નહીં આવે.

રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ નીચે મુજબની કારોબારી સમિતિ નીમી છે:

૧. પંડિત જવાહરલાલ નેહરુ
૨. સરદાર વલ્લભભાઈ પટેલ
૩. મૌ. અબુલ કલામ આઝાદ
૪. જ. રફી અહમદ કિડવાઈ
૫. શ્રી. જગજીવનરામ
૬. પંડિત ગોવિન્દ વલ્લભ પંત
૭. સરદાર પ્રતાપસિંગ
૮. ડૉ. રાજેન્દ્રપ્રસાદ
૯. ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ
૧૦. શ્રી. શંકરરાવ દેવ
૧૧. શ્રીમતી સુચેતા કૃપાલાની
૧૨. શ્રી. કાલા વેંકટરાવ
૧૩. શ્રી. એસ. કે. પાટીલ
૧૪. શ્રી. એન. જી. રંગા
૧૫. શ્રી. કામરાજ નાદર
૧૬. શ્રી. દેવેશ્વર શર્મા
૧૭. શ્રી. નિજલિંગપ્પા
૧૮. શ્રી. ગોકુળભાઈ ભટ્ટ
૧૯. શ્રી. રામસહાય

સરદાર વલ્લભભાઈ પટેલ કોશાધ્યક્ષ તરીકે રહેશે અને શ્રી. શંકરરાવ દેવ તથા શ્રી. કાલા વેંકટરાવ મહામંત્રીઓ તરીકે કામ કરશે.

વડોદરાના વડા પ્રધાને જાહેર કર્યું છે કે, રાજ્યનું બંધારણ ઘડવા માટે આવતે મહિને બંધારણસભાની ચૂંટણી પુખ્તમતાધિકારને ધોરણે થશે.

હિંદના નવા બંધારણ પ્રમાણે ૧૯૫૦-ની સાલમાં ચૂંટણીઓ થશે એવી જાહેરાત વડા પ્રધાન જવાહરલાલ નેહરુએ કરી છે.

શ્રી. સૈયદ અબદુલ્લા બ્રેલવીનું હૃદયની બીમારીથી અવસાન થયું છે. શ્રી. બ્રેલવી ચુસ્ત રાષ્ટ્રવાદી મુસલમાન હતા. ધંધે તે પત્રકાર હતા અને ઘણા વખતથી તે 'બૉમ્બે ક્રૉનિકલ' નામના મુંબઈના જાણીતા રાષ્ટ્રવાદી છાપાના તંત્રી હતા.

જુનાગઢ વિભાગના સૌરાષ્ટ્રની બંધારણસભાના સભ્યોએ સૌરાષ્ટ્ર સાથે જોડાઈ જવાનો નિર્ણય કર્યો છે.

તાજેતરમાં મળેલી કોંગ્રેસની કારોબારી સમિતિની બેઠકમાં ૩૦મી જાન્યુઆરીએ ગાંધીજીની સંવત્સરી 'સર્વોદય દિન' તરીકે પ્રસંગને છાજતી ગંભીરતાથી ઊજવવાનો ઠરાવ કર્યો છે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૨૬

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૩ | અમદાવાદ, ૧લી ફેબ્રુઆરી, ૧૯૪૯ | વાર્ષિક લવાજમ પરદેશ રૂ ૫
છ માસિક „ „ ૨

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## ગાંધીજીનાં સુભાષિતો

જેનામાં શુદ્ધ પ્રેમનો છાંટો સરખો નથી તે દરિદ્ર.

જેના પ્રેમમાં જંતુથી માંડીને મસ્ત હાથી
સમાઈ શકે, તે ધનવાન.

શરીરની બહારના વિશ્વવ્યાપી આત્માને
જાણતો નથી તે નાસ્તિક.

બધી જગાએ આત્મા વિના બીજું કશું
ન જુએ તે આસ્તિક.

# મોટેરાં ડાહ્યાં કે નાનાં છોકરાં?

રમા અને ઉષા બે નાની બહેનપણીઓ હતી. ગોકળ-આઠમનું પર્વ આવ્યું. બન્નેએ નવાં કપડાં પહેર્યાં હતાં. વરસાદ આવવાથી ફળિયામાં પાણીનાં ખાબડાં ભરાયાં હતાં. રમા અને ઉષા કાગળની હોડી બનાવીને પાણીમાં રમવા ચાલ્યાં. એક ખાડો આવવાથી રમાનો પગ ખસ્યો અને પાણી ઊછળ્યું. આથી ઉષાનું ફ્રૉક બગડ્યું અને એ રડવા લાગી. એ જ વખતે ઉષાની બા પાણી ભરીને આવતી હતી. એણે રડતી ઉષાને જોઈને રમાને ધમકાવવા માંડી. આથી રમા પણ રડવા લાગી. રમાને રડતી જોઈને એની મા પણ બહાર આવી. અને એણે ઉષાની મા સામે બોલવા માંડ્યું.

થોડી વારમાં તો બોલાબોલીમાંથી ગાળાગાળી સુધી વાત પહોંચી અને બે બાજુ બે મોટાં ટોળાં જામ્યાં.

નાની રમા અને ઉષા તો એ કોલાહલ છોડીને નજીકના બીજા ખાબડામાંથી કરાંઠાં વતી નીક ખોદીને પાણીની નદી વહેવડાવવાના કામમાં ગૂંથાઈ ગયાં. મોટેરાંઓની તકરાર તો એટલી વધી પડી કે જો એ વખતે ઘરડાં ડોશીમા આવીને વચ્ચે પડ્યાં ન હોત તો વાત મારામારી પર આવી પડત. છોકરીઓએ વહેવડાવેલો પાણીનો રેલો દોડતો દોડતો ટોળા તરફ આવ્યો ત્યારે રમા અને ઉષા બેય જણી એની બે બાજુએ હસતી હસતી દોડતી આવતી હતી. એમને બતાવીને માજીએ કહ્યું કે, જેમને માટે તમે તકરાર કરો છો એ છોકરાં તો ફરી હળીમળીને રમવા લાગી ગયાં છે. અને તમે

લડયાં કરો છો! આ તે મોટેરાં ડાહ્યાં કે છોકરાં?

હસતી રમતી બન્ને છોડીઓને જોઈને ટોળું નવાઈ પામ્યું અને તકરાર તકરારને ઠેકાણે રહી. આમ નાની છોકરીઓએ મોટેરાંને પાઠ શીખવ્યો.

બબલભાઈ મહેતા

(ટૉલ્સ્ટૉયની વાર્તાને આધારે)

## રીંછ અને બે મુસાફરો

[ઈસપની એક વાત]

બે ભાઈબંધો એક વાર મુસાફરીએ નીકળ્યા. રસ્તામાં એક જંગલ આવતું હતું. બંને જણ વાતો કરતા કરતા જંગલમાંથી પસાર થતા હતા. એવામાં ઓચિંતું સામેથી એક રીંછ આવી ચડયું. તેને જોતાંવેંત એક જણ તો વેળાસર પાસેના ઝાડ ઉપર ચડી ગયો. બીજો માણસ ભારે શરીરવાળો હતો; તે બિચારો એકલો રહ્યો, તેથી મુશ્કેલીમાં આવી ગયો. હવે શું કરવું? એને નસીબ જોગે તરત બુદ્ધિ સૂઝી — તે શ્વાસ બંધ કરી ચતોપાટ જમીન ઉપર સૂઈ ગયો. જાણે મડદું પડયું હોય! રીંછ પાસે આવ્યું, અને તેને સૂંઘવા લાગ્યું. પેલા માણસે શ્વાસ બંધ કરી દીધો હતો. તેને ખબર હતી કે રીંછ એવું પશુ છે કે તે મડદાને અડતું નથી. એટલે તે તેને સૂંઘીને મડદું માની ચાલતું થઈ ગયું.

રીંછ ગયા પછી પેલો ઝાડ પર ચડેલો માણસ નીચે આવ્યો. તેણે પોતાના મિત્રને પૂછયું, 'રીંછે કાનમાં તને શું કહ્યું?'

મિત્રે જવાબ આપ્યો — 'રીંછે એમ કહ્યું કે, ખરે વખતે કામ ન દે કે સાથ ન આપે એવા મિત્રોથી સાવધ રહેજે.'

૮-૧-૧૯૪૯ મગનભાઈ દેસાઈ

## સમાજ ખાતર આટલું કરો

બીડી ન પીનારના મોઢા આગળ બીડી, ચલમ કે હુક્કાની ધૂણી કાઢવી એમાં અવિવેક છે.

તમાકુ કે પાન ખાઈને જ્યાં ત્યાં થૂંકની પિચકારીઓ મારવી એમાં અસભ્યતા છે.

દાંત વતી નખ કરડવા કે કાપવા એ કુટેવ છે.

વારંવાર નાક કે કાનમાં આંગળાં નાખવાં એ ગંદું છે.

છીંક, ઉધરસ કે બગાસું ખાતી વખતે પોતાના મોઢા આડે રૂમાલ અથવા હાથ ન ધરવો એ અવિવેકનું લક્ષણ છે.

બોલતી વખતે થૂંક ઊડે એમાં અસભ્યતા છે.

છીંક કે બગાસું ખાતાં ખાતાં ખોટો અવાજ કરવો એ અસભ્યતા છે.

રાત્રે મોટેથી અવાજ કરીને બીજાને તકલીફ આપવી એ સામાજિક ગુનો છે.

બબલભાઈ મહેતા

## આપણો અંધાપો

ઈશ્વરે આપેલાં પાણીને જો હરિજન અડકે તો પાણી અભડાઈ જાય, અને નકામું થાય. આપણે કોઈ સંજોગમાં ગંદા કે અપવિત્ર થયા હોઈએ તો પાણી આપણને પવિત્ર કરે. એટલે જે પાણી આપણને પવિત્ર કરે તે પાણી આપોઆપ કોઈથી અભડાઈ પણ જાય. હરિજન બહેનો શિક્ષિત થઈને પોતે બીજા ધર્મનાં છે એમ કહી ઇસ્પિતાલમાં નર્સનું કામ કરે અને આપણને દર્દી તરીકે પાણી પાય, દવા પાય અને સાજા કરે તો આપણને ધર્મ નડતો નથી. કારણ કે તે વખતે આપણને રોગ મટાડવાની ગરજ હોય છે.

પરીક્ષિતલાલ

## છેટાં રહેજો

ધોળકા તાલુકાના એક ગામના હરિજનો વેઠથી ત્રાસીને મદદ માગવા સાબરમતી આશ્રમમાં મળવા આવ્યા. આભડછેટને કારણે ડેરડેરથી ડરેલા હરિજનો આશ્રમમાં પણ કોઈ ઑફિસમાં ચઢતાં સંકોચાય અને બહાર રહીને મદદની માગણી કરે. મેં હરિજનોને અંદર આવવા કહ્યું એટલે લાગલો જ જવાબ આવ્યો : 'અમે ઢેડ છીએ.' મેં તેમને અંદર બોલાવ્યા અને બેસાડ્યા, પણ જે હિંદુ સમાજે હરિજનોની આ શરમજનક સ્થિતિ કરી મૂકી છે તેને માટે મને શોક થયો. અને આ અન્યાયના ભોગ થયેલા હરિજનોને મેં નમસ્કાર કર્યા.

પરીક્ષિતલાલ

## સ્વચ્છતાપ્રિય બાપુ

બાપુજી હંમેશાં સ્વચ્છતા ઉપર ખૂબ ધ્યાન આપતા. બહારની સ્વચ્છતા તો બાપુને જોઈએ જ, પણ અંદરની સ્વચ્છતા એ એમનાં કાર્યનું અનોખું અંગ રહેતું. કદી કોઈ વસ્તુ અસ્વચ્છ થઈ હોય તો સામા માણસને વારંવાર ટોકવાને બદલે પોતે કાર્ય વડે જ બીજાને સ્વચ્છતાનો પાઠ ભણાવે.

નોઆખાલીમાં પગદંડીનો નાનકડો રસ્તો હતો. કોઈ કોઈ રસ્તો તો એટલો સાંકડો હોય કે મને પણ છોડવી પડે. બાપુજી એકલા જ પગદંડી પર ચાલી શકે. બીજી તરફ ટેકા માટે એમને લાકડી રાખવી પડે. ગમે ત્યાં ગંદકી હોય એ બાપુને બહુ ખૂંચતું. ખુલ્લા પગે એમને એવા ગંદા રસ્તા પર ચાલવું પડતું.

"આજુબાજુમાં મળ, થૂંક, કચરો ઇત્યાદિ પડેલાં હતાં તે બધું આજુબાજુથી પાંદડાં લઈ પોતે સાફ કરવા લાગ્યા. હું થોડી વાર આભી જ બની ગઈ. ગામડાનાં લોકો પણ આ દૃશ્ય જોઈ રહ્યાં હતાં.

મેં બાપુને ગુસ્સામાં કહ્યું: 'બાપુજી, આપ મને શા માટે શરમાવો છો? હું અહીં પાછળ હતી, છતાં મને કહેવાને બદલે આપે સાફ કેમ કર્યું?'

એના જવાબમાં બાપુજી હસ્યા અને બોલ્યા: 'તને ક્યાં ખબર છે કે મને આવાં કામો કરવામાં કેટલો બધો આનંદ આવે છે! હું કહું એના કરતાં કરી નાખું તેમાં મને કેટલી ઓછી તકલીફ પડે!'

મેં કહ્યું: 'પણ આ ગામનાં લોકો જોઈ રહ્યાં છે.'

બાપુજીએ કહ્યું: 'તું જોજે, આવતી કાલથી આવા ગંદા રસ્તા મારે સાફ નહિ કરવા પડે, કારણ આ ઉપરથી બધાંને પાઠ મળશે કે આવું કામ કરવું એ હલકું કામ નથી. અને એ મારે ખાતર જ સાફ કરશે તોપણ મને ખૂંચશે.'

મેં કહ્યું: 'માનો કે ફક્ત કાલ પૂરતું સાફ કરે અને પછી જેમ હતું તેમ જ ગંદું રહેશે તો આપ શું કરશો?'

એટલે ઊલટાની મને પકડી. મને કહે: 'હું તને જોવા મોકલીશ. અને ફરી આવો ગંદો રસ્તો હશે તો હું જ સાફ કરવા આવીશ. અસ્વચ્છમાંથી સ્વચ્છ કરવું એ તો મારો ધંધો છે.'

**મનુબહેન ગાંધી**

(તાજેતરમાં પ્રસિદ્ધ થનાર 'બાપુ — મારી મા' નામની પુસ્તિકામાંથી)

## ખોરાક — ૨

અનાજ માત્રને બરાબર સાફ કરીને ઘરની ઘંટીમાં દળી, ચાળ્યા વગર વાપરવું જોઈએ. તેની ભૂસીમાં સત્ત્વ છે અને ક્ષારો છે. એ બંને બહુ ઉપયોગી પદાર્થો છે. વળી એમાં એવો પદાર્થ હોય છે કે જે પચ્યા વગર નીકળી જાય. તે સાથે મળને પણ કાઢે છે. ચાવલનો દાણો નાજુક હોવાથી કુદરતે તેના પર પડ બનાવ્યું છે, જે ખાવા ઉપયોગનું હોતું નથી. તેથી ચાવલને ખાંડવામાં આવે છે. ઉપલું પડ કાઢવા પૂરતા જ ચાવલને ખાંડવા જોઈએ. યંત્રમાં ખાંડેલા ચાવલને તો તેની ભૂસી છેક નીકળી જાય ત્યાં લગી ખાંડવામાં

આવે છે. આનું કારણ એ છે કે, જો ભૂસી રાખવામાં આવે છે તો ચાવલમાં તુરત ઇયળ કે ધનેડાં પડે છે. કારણ કે, ચાવલની ભૂસીમાં બહુ મીઠાશ રહેલી છે. ધઉં કે ચાવલની ભૂસીને કાઢતાં માત્ર સ્ટાર્ચ રહી જાય છે. અને ભૂસી જતાં અનાજનો બહુ કીમતી ભાગ છૂટી જાય છે. ધઉં ચાવલની ભૂસી એકલી રાંધીને પણ ખાઈ શકાય. તેની રોટલી પણ બની શકે. કોકણી ચાવલનો તો આટો કરીને તેની રોટલી જ ગરીબ લોકો ખાય છે. . . .

આપણામાં રોટલીને દાળમાં કે શાકમાં બોળીને ખાવાની ટેવ છે. આથી રોટલી બરાબર ચવાતી નથી. સ્ટાર્ચના પદાર્થો જેમ ચવાય ને મોઢામાં રહેલા થૂંક (અમી)ની સાથે મળે તેમ સારું. એ થૂંક (અમી) સ્ટાર્ચને પચાવવામાં મદદ કરે છે. ચાવ્યા વિના ખોરાક ગળી જવામાં આવે તો તે મદદ ન મળી શકે. તેથી ચાવવો પડે તેવી સ્થિતિમાં ખોરાક ખાવો લાભદાયી છે.

(ચાલુ) ગાંધીજી

## કડવી શિખામણ

બુદ્ધ ભગવાનનો એક શિષ્ય બહુ ક્રોધી અને ચીડિયો હતો. તેની કોઈ ભૂલ બતાવે, કે કોઈ તેને ટોકે તો તે તરત સળગી ઊઠતો અને તેની સામે થઈ જતો. ભગવાનના જાણવામાં આ વાત આવતાં, તેમણે તેને બોલાવ્યો અને સમજાવીને કહ્યું કે, આપણી ભૂલ બતાવનાર તો ખરી રીતે આપણા ઉપર ઉપકાર કરે છે; તે બદલ તેનો આભાર માનવો જોઈએ. તેને બદલે તું તારી ભૂલ કાઢનાર ઉપર ગુસ્સે થઈ તેને નુકસાન કરવા તડે છે, તેમાં તને પોતાને જ નુકસાન છે. આ બાબતમાં કાશીના રાજાની એક વાત છે, તે તું સાંભળ:

કાશીના રાજાનો પુત્ર બ્રહ્મકુમાર જ્યારે સોળ વર્ષનો થયો ત્યારે તેના પિતાએ તેને એક-તળિયા જોડાની જોડ, તાડછાંનું છત્ર, તથા એક હજાર સિક્કા આપીને કહ્યું કે, 'આ લે અને તક્ષશિલામાં ગુરુ પાસે ભણવા જા!' કાશીમાં તે વખતે મોટા મોટા પંડિતો હાજર હતા, પણ જૂના જમાનાના રાજાઓ એમ વિચારતા કે, રાજ્યથી

દૂર ગુરુને ત્યાં કુમારોને ભણવા મોકલી-એ તો તેમનું અભિમાન અને અહંકાર ઓછાં થાય, તેમનાં શરીર ટાઢ-તડકો વેઠી શકે તેવાં ખડતલ થાય, તથા તેમને વિવિધ પ્રકારનાં લોકજીવનની માહિતી મળે.

બ્રહ્મકુમાર લાંબી મુસાફરી પૂરી કરીને તક્ષશિલામાં આવ્યો અને ત્યાં એક જાણીતા ગુરુનું ઘર પૂછી તેમને ત્યાં ગયો. ગુરુ પોતાનું ભણાવવાનું કામ પરવાર્યા ત્યારે તેમણે તેને નજીક બોલાવ્યો અને પૂછ્યું : 'તું ક્યાંથી આવે છે?'

'કાશીથી.'

'તું કોનો પુત્ર છે?'

'કાશીના રાજાનો.'

'અહીં શા માટે આવ્યો છે?'

'વિદ્યા ભણવા.'

'વારુ, તું પૈસા આપીને ભણવા માગે છે કે ભણતરના બદલામાં ગુરુને ઘેર કામકાજ કરવાનો છે?'

'હું પૈસા આપીને ભણવાનો છું,' એમ કહી તેણે પેલા સિક્કાની ગુરુ સામે ઢગલી કરી.

જેઓ ગુરુને ઘેર કામકાજ કરીને ભણતા, તેઓ દિવસે કામ કરે અને રાતે ભણે; પરંતુ જેઓ પૈસા આપીને ભણે તેઓ ગુરુને ઘેર મોટા દીકરાની પેઠે રહે અને માત્ર ભણે. ગુરુ તેમને અશુભ તિથિ સિવાયની તિથિઓએ દિવસે ભણાવે. બ્રહ્મકુમાર એ રીતે રહીને ભણવા લાગ્યો.

એક દિવસ ગુરુ સાથે તે નહાવા ગયો હતો. રસ્તામાં એક ડોસી ફોતરાં કાઢેલા તલ સૂકવવા બેઠી હતી. બ્રહ્મ-કુમારે તેમાંથી મૂઠી ભરી લીધી અને ખાતો ખાતો આગળ ચાલ્યો. ડોસીએ તે જોયું ખરું, પરંતુ દૂર દેશાવરનો કોઈ છોકરો ગુરુને ઘેર ભણવા રહ્યો હશે, તેને મૂઠી તલ ખાવાનું મન થયું તો ભલે ખાધા, એમ વિચારી તે કાંઈ બોલી નહીં.

પરંતુ બીજે દિવસે પણ તેમ જ બન્યું. ડોસી તોપણ બોલી નહીં. પણ ત્રીજે દિવસેય બ્રહ્મકુમારે એ પ્રમાણે જ મૂઠી ભરી, ત્યારે ડોસી તડૂકી ઊઠી અને રસ્તામાં આવી હાયપીટ કરવા લાગી.

ગુરુએ પાછા ફરીને તેને પૂછ્યું, 'અમ્મા, શું છે?' ડોસીએ કહ્યું :

'સ્વામી, તમારો નિશાળિયો મેં સૂકવેલા તલમાંથી આજ એક, કાલે બીજી, અને ત્રીજે દિવસે ત્રીજી એમ મૂઠી ભરી લે છે; એમ તો તે મને જ આખી ખાઈ નાખશે.'

'અમ્મા, ફિકર ન કરશો, હું તલની કિંમત તમને અપાવીશ.'

ડોસીએ કહ્યું: 'મારે કિંમત નથી જોઈતી, પરંતુ આ છોકરો ફરી એવું ન કરે એવી શિખામણ દેજો, એટલે બસ.'

'લો ત્યારે, અમ્મા તમે નજરે જ જુઓ', એમ કહી ગુરુએ કુમારના બે હાથ બે છોકરાઓ વડે પકડાવી, તેના બરડામાં વાંસની લાઠીના ત્રણ ફટકા લગાવી દીધા, તથા ફરીથી આવું ન કરવા કડક તાકીદ આપી.

કુમાર તો ગુરુ ઉપર ગુસ્સે થઈ જઈ, આંખો લાલચોળ કરી, તેમના તરફ પગથી માથા સુધી વારંવાર જોવા લાગ્યો. ગુરુએ પણ તેનો ગુસ્સો તથા તેની નજર જોઈ લીધાં.

કુમારે પછી ભણતરમાં મન પરોવી પોતાનો અભ્યાસ પૂરો કર્યો. પરંતુ 'જ્યારેત્યારે આનો બદલો હું લઈશ અને એને મારી નખાવીશ ત્યારે જંપીશ' એ જાતની ગાંઠ તેણે મનમાં વાળી રાખી. પછી ઘેર જતી વેળા તેણે ગુરુને વંદન કર્યાં અને સ્નેહ બતાવતો હોય તેમ આગ્રહ કરીને કહ્યું કે, 'હું કાશીનો રાજા થઈશ ત્યારે આપને તેડું મોકલીશ, ત્યારે આપ મારે ત્યાં એક વાર જરૂર પધારજો.'

કુમારને વિદ્યાભ્યાસ પૂરો કરી પાછો આવેલો જોઈ, તેનો પિતા ઘણો રાજી થયો. પછી તે કેવું રાજ્ય કરે છે તે નજરે જોવા મળે તે સારુ તેણે કુમારને જ ગાદીએ બેસાડ્યો. કુમાર એ પ્રમાણે રાજસત્તા ભોગવતો થયો ત્યારે તેણે પોતાના ગુરુ ઉપરનું વેર યાદ લાવી, તેમને મારી નંખાવવા માટે પોતાની રાજધાનીમાં બોલાવી લાવવા તેડું મોકલ્યું. ગુરુએ વિચાર્યું કે, આની હજુ ચડતી જુવાની છે, એટલે આ ઉંમરે તેને સમજણ નહીં પાડી શકાય. એમ માની, જ્યારે બ્રહ્મકુમાર મધ્યમ વયનો થયો ત્યારે, 'હવે તેને સમજણ આપી શકાશે' એમ માની, ગુરુ કાશીમાં આવ્યા, અને મહેલને દરવાજે ઊભા રહી રાજાને

કહેવરાવ્યું કે, તક્ષશિલાથી તમારા આચાર્ય આવ્યા છે. રાજાએ ખુશ થઈ તેમને પોતાની પાસે બોલાવ્યા. ત્યારબાદ તેમને પોતાની પાસે આવેલા જોઈ, ગુસ્સે થઈ, આંખો રાતીચોળ કરી, તેમને પગથી માથા સુધી જોતા જોતા તે પોતાના દરબારીઓને સંબોધીને બોલ્યો કે, 'ગુરુએ મારેલી લાકડીઓ હજુ મને બરડામાં દુઃખે છે; આજે તે પોતાને માથે મોત લઈ, મરવા માટે જ મારી પાસે આવ્યા છે!' પછી તેણે ગુરુ સામે જોઈને કહ્યું: 'કેમ ગુરુજી! તમને યાદ આવે છે કે, તલની મૂઠીને કારણે તમે મારા બે હાથ પકડાવી મને ત્રણ લાઠીઓ બરડામાં લગાવી દીધી હતી! હવે ઠીક થયું કે તમારું મોત તમને ચલાવીને મારી પાસે જ લાવ્યું!'

ગુરુએ શાંતપણે જવાબ આપ્યો: 'સમજુ પુરુષ કોઈની અણસમજને વારવા તેને દંડો મારે, તો તે કંઈ તેના ઉપર વેરને લીધે નહીં, પણ તેને સીધે રસ્તે લાવવા માટે કરે છે, એમ જાણવું જોઈએ. હે મહારાજ! મેં જો તે દિવસે તમને તે પ્રમાણે સજા કરીને પણ ચોરી કરતાં ન વાર્યા હોત, તો તમે નાનીમાંથી મોટી ચોરીઓ કરતા કરતા છેવટે ભણી રહેતા પહેલાં જ ત્યાંના રાજાના કોઈ મોટા અપરાધમાં આવીને ચોરલુટારુને થતી પ્રાણદંડની સજાના ભોગ બન્યા હોત. અત્યારે તમે જે રાજગાદી ભોગવી રહ્યા છો તે ખરી રીતે મારી તે દિવસની સોટીનો જ પ્રતાપ છે એમ જાણો.'

ગુરુ રાજાને આ પ્રમાણે સમજણ આપી રહ્યા હતા ત્યારે પાસે ઊભેલા દરબારીઓ પણ રાજાને હાથ જોડીને કહેવા લાગ્યા કે, 'મહારાજ! આપના ગુરુજી ખરું કહે છે; આપની અત્યારની શોભા એમને પ્રતાપે જ છે!'

રાજાને પણ એ વાત બરાબર ગળે ઊતરી. તેણે ઊભા થઈ તરત ગુરુને પ્રણામ કર્યા, અને પોતાનો રાજમુગટ તેમના ચરણે ધરી દઈને કહ્યું કે, 'ખરેખર, આપે જ મને ખરાબ માર્ગે જતો બચાવીને કમોતે મરતો બચાવ્યો છે; આ બધું રાજપાટ પણ હું આપને પ્રતાપે જ જીવતો રહી ભોગવી રહ્યો છું. માટે તે બધું આપનું જ છે, આપ તેનો સ્વીકાર કરો!'

ગુરુએ મંદ હસીને કહ્યું : 'મહારાજ! મારે આ બધું રાજપાટ શું કરવું છે? તે ભલે તમારી પાસે જ રહે. સમજણા રાજાના હાથમાં રાજ્યનું હિત જ થશે.'

તો પણ રાજાએ ગુરુના કુટુંબને તક્ષશિલામાંથી તેડાવી મંગાવીને, ગુરુને પોતાના રાજપુરોહિત બનાવીને, પોતાના રાજ્યમાં જ રાખ્યા.

ગોપાલદાસ પટેલ

# પિતૃહત્યાનું પ્રાયશ્ચિત્ત

ગાંધીજી વિદેહ થયાને ગઈ તા. ૩૦મી જાન્યુઆરીએ એક વરસ પૂરું થયું છતાં આખું હિંદુસ્તાન હજી અનાથપણાની લાગણી અનુભવી રહ્યું છે. સૌ જાણે નિરાધાર જેવાં બની ગયાં છે.

તે આપણી વહારે ધાયા અને તેમણે આપણી સરદારી લીધી ત્યારે આપણી દુર્દશા વર્ણવી જાય એવી નહોતી. આપણે હતાશ બની ગયા હતા, આપણા જીવનમાં કારમી નિરાશા વ્યાપી ગઈ હતી, તેમણે એમાં આશાનો સંચાર કર્યો; આપણે કાયર બની ગયા હતા, તેમણે આપણને મરદ બનતાં શીખવ્યું; આપણે ભયભીત દશામાં હતા, તેમણે આપણને નિર્ભયતાના પાઠ આપ્યા; આપણે નિષ્ક્રિય બનીને બેઠા હતા, તેમણે આપણને પુરુષાર્થને રસ્તે વાળ્યા; આપણે ભીરુ બની ગયા હતા, તેમણે આપણને હિંમત આપી; આપણી અમૂલ્ય મૂડી સમા આપણા પુરાણા આદર્શોને આપણે ભૂલવા બેઠા હતા, એ આદર્શો જીવનમાં આચરી બતાવીને તેમણે આપણને એનું મહત્ત્વ સમજાવ્યું; આપણી ત્રુટિઓનો શુમાર નહોતો, આપણી નબળાઈઓ પાર વિનાની હતી, પણ એ બધો બોજો પોતાના ધરખમ ખભા પર વહીને અધોગતિના કીચડમાંથી તેમણે આપણને બહાર કાઢ્યા, આપણને મુક્તિ અને ઉન્નતિનો માર્ગ બતાવ્યો, અને સ્વરાજની અંતિમ મજલ સુધી પહોંચાડ્યા. એવા પ્રતાપી રાષ્ટ્રપુરુષનાં ફરજંદ હોવાનો આપણે ગર્વ લેતાં હતાં.

આપણે તેમની જય બોલાવતા, તેમનાં ગુણગાન કરતા, તેમનું સન્માન કરતા, તેમનો ચરણસ્પર્શ કરતા, તેમની ચરણરજ ભક્તિભાવથી માથે ચડાવતા, તેમને બાપુ કહીને સંબોધતા — બધું કરતા, માત્ર તે કહે તે નહોતા કરતા અથવા બહુ ઓછે અંશે કરતા. આપણે કાચા હતા, કમજોર હતા, તેમણે

શીખવેલા પાઠો આપણે જીવનમાં ઉતાર્યા નહોતા અથવા બહુ ઓછે અંશે ઉતાર્યા હતા. આપણને મળેલી સિદ્ધિ એકલે હાથે તેમણે આપણો બોજો ઉઠાવ્યો હતો તેને, તેમની કઠણ તપશ્ચર્યાને આભારી હતી. આપણે તે પચાવી ન શક્યા. આપણે આઝાદ તો થયા પણ સ્વાધીન ન થયા.

પરિણામે આઝાદી આવતાં જ આપણે ભાન ભૂલ્યા, ઝેરવેરના નશામાં ચકચૂર બન્યા, તેમણે શીખવેલા પાઠો નેવે ચઢાવ્યા, દેશમાં કોમી દ્વેષનો દાવાનળ સળગ્યો. માણસ માણસ મટી હેવાન બન્યો, ભાઈ ભાઈના લોહીનો તરસ્યો બન્યો, હજારોની સંખ્યામાં એક માડીજાયાએ બીજા માડીજાયાના પ્રાણ લીધા, એકબીજાની માલમિલકત લૂંટી અને બાળી, એકબીજાની માબહેન તથા બેટીને બેઆબરૂ કરી, વટલાવી, તેમના પર અમાનુષી અત્યાચારો ગુજાર્યા, તેમનાં અપહરણ કર્યાં અને માનવતાને લજવે એવું બીજું ઘણું ઘણું કર્યું. પરિસ્થિતિ કથળતી ગઈ અને એ આગના તણખા દેશભરમાં ઊડે અને સર્વત્ર એકાએક ભડકો થાય એવી પરિસ્થિતિ પેદા થઈ.

આ બધાંથી ગાંધીજી અપાર વ્યથા અનુભવી રહ્યા હતા, આ જાદવાસ્થળી તેમનાથી જોઈ જાય તેમ નહોતી. એ આગને ઠારવા બે વાર તેમણે પોતાના પ્રાણ હોડમાં મૂક્યા. આપણને કંઈક સાન આવી, આપણે તે કહે તેમ કરવા વચન આપ્યું, થોડા વખત માટે તે ઊગરી ગયા.

પણ ઝેરવેર આપણા અંતરમાં બહુ ઊંડે સુધી ઊતરેલાં હતાં. એ ઝેરવેરની નશાબાજી માણવામાં એ મહાત્મા જ આપણને નડતો હતો. એનો કાંટો દૂર કરવાનો આપણે મનસૂબો કર્યો. આપણે ખુદાને ભૂલ્યા, માણસાઈને ભૂલ્યા. આપણે એ ખુદાના બંદાનું. માણસજાતના તારણહારનું ખૂન કર્યું!

હા, ગાંધીજીના દેહ પર ગોળી તો એક જ આદમીએ છોડી હતી. પણ તે આપણા સૌનો પ્રતિનિધિ હતો, કહો પ્રામાણિક અને બહાદુર પ્રતિનિધિ હતો. કોઈક આત્મજાગૃતિની પળે આપણા અંતરમાં ઊંડા ઊતરીને તપાસીશું તો માલૂમ પડશે કે આપણે સેવેલાં અને તેણે સેવેલાં ઝેરવેર એક જ જાતનાં હતાં, જો કંઈ ફેર હોય તો વત્તીઓછી માત્રાનો. એટલે આ પિતૃહત્યાના ઘોર પાપમાં આપણે સૌ ભાગીદાર છીએ, ગુનેગાર છીએ.

ગાંધીજીનું તો સમગ્ર જીવન પ્રાર્થનામય હતું, કર્તવ્યમય હતું અને તે છેવટની પળ સુધી પ્રાર્થના કરતા કરતા, કર્તવ્ય બજાવતા બજાવતા ચાલ્યા ગયા. જીવનભર તેમણે રામનામનું રટણ કર્યું હતું

અને છેલ્લી ઘડી સુધી નામનામાં રટતાં રટતાં તે વિદેહ થયા. જીવનના છેલ્લા શ્વાસ સુધી સેવા કરતાં કરતાં મરણને ભેટવાની તેમની ઝંખના હતી, ઈશ્વરે તેમની એ ઝંખના પાર પાડી; તેમણે જેવું ચાહ્યું હતું તેવું મૃત્યુ તેમને લાધ્યું. તેમનું જીવન કૃતાર્થ હતું, તેમનું મૃત્યુ પણ કૃતાર્થ નીવડયું. જેને માટે તે જીવ્યા તેને માટે જ તે મરણ-શરણ થયા. તેમનું જીવન ધન્ય હતું તે જ રીતે તેમનું મૃત્યુ પણ.

આપણી તેમ જ સારી માનવજાતની સેવા માટે આમ તો તે ૧૨૫ વરસ જીવવા ચહાતા હતા. પણ આઝાદી આવ્યાં પછી આપણે જે આચરણ કરવા માંડયાં તે જોઈને તેમની આંખ ઊઘડી, તેમણે જોયું કે આપણે અખત્યાર કરેલી અહિંસા વીરની નહીં પણ કાયરની અહિંસા હતી. આપણે તે અનુકૂળ નીતિ તરીકે સ્વીકારી હતી, જીવનસિદ્ધાંત તરીકે નહીં. એટલે આઝાદી આવતાં આપણે આપણું પોત પ્રકાશ્યું. અને પછી તો વેરઝેરના નશામાં આપણે એવા ચકચૂર બન્યા કે તેમની આમન્યા પણ આપણે બાજુએ મૂકી અને માણસ મટી હેવાન બન્યા. પોતાનાં ફરજંદો માંહોમાંહે પાશવલીલા આચરે, એ સમદર્શી પિતાથી કેમ જોયું જાય? તેમનો સદાયે હસતો ચહેરો વિષાદમય બની ગયો, તેમણે પારાવાર વેદના અનુભવી. જીવન તેમને માટે અસહ્ય બની ગયું. તેમણે જાહેર કર્યું, હવે ૧૨૫ વરસ જીવવાની ઇચ્છા મને રહી નથી. અંતરમાં કેટલી વ્યથા અનુભવ્યા પછી તેમણે આ ઉદ્‌ગારો કાઢયા હશે! આમ મૃત્યુ તો તેમને માટે આશીર્વાદ સમું, છુટકારા સમું હતું.

તેમના બલિદાનથી, આપણે શું કરી બેઠા એનું આપણને કાંઈક ભાન થયું, આપણી આંખો કંઈક ઊઘડી, આપણો નશો કાંઈક ઊતર્યો, આપણે બેબાકળા બન્યા. તેમની પાછળ આપણે ઊંડો શોક કર્યો, કલ્પાંત કર્યું, ચોધાર આંસુએ રડયા. ભક્તિભાવથી આપણે તેમના પવિત્ર દેહનો ચંદનકાષ્ટની ચિતામાં અગ્નિસંસ્કાર કર્યો, તેમનાં પાવક ભસ્મ અને ફૂલોને આપણે હિંદની અગણિત નદીઓમાં આદરપૂર્વક પધરાવ્યાં.

પણ આપણો ચાહે એટલો શોક, આપણું આક્રંદ, આપણાં આંસુની ગંગા-જમના પુણ્યશ્લોક પિતાની હત્યાના વજ્રલેપ પાતકનું કલંક ધોઈ શકે એમ નથી. તીર્થયાત્રા કરવાથી, દાનધર્મથી કે વ્રત-ઉપવાસાદિથી પણ એ ડાઘ ધોઈ શકાય એમ નથી. એ તો આત્માને લાગેલો ડાઘ છે; બાહ્યાચારથી એ ન ધોઈ શકાય. પશ્ચાત્તાપ અને આત્મશુદ્ધિનું મહારસાયણ જ એ ધોઈ શકે એમ છે.

અને ત્યાં પણ એમનું જીવન અને મરણ આપણને માર્ગદર્શન કરે છે. જગતમાં પ્રેમનું, એકતાનું, સમાનતાનું અને ભાઈચારાનું સામ્રાજ્ય સ્થાપવા તે ચહાતા હતા. પોતે એને રામરાજ્ય કહેતા હતા. એને અર્થે જ તેમણે જીવનભર મહાભારત પરિશ્રમ કર્યો અને છેવટે પોતાનું બલિદાન પણ આપ્યું. સત્ય અને અહિંસાના પાયા પર સમાજ-રચના કરીને તે એ સાધવા માગતા હતા. રેંટિયો તેનું બાહ્ય પ્રતીક હતું. રેંટિયો અને ગ્રામોદ્યોગના પાયા પર સમાજ-રચના કરવાથી જ આપખુદી, અસમાનતા, શોષણ અને સમાજદ્રોહી હરીફાઈ સર્વથા દૂર કરી શકાય અને વ્યક્તિ તેમ જ સમાજને સાચા અર્થમાં આર્થિક તેમ જ સામાજિક સ્વાધીનતા લાધી શકે એવી તેમની અડગ શ્રદ્ધા હતી. સાચી સ્વાધીનતાનો આ માર્ગ લેવામાં કોઈની રાહ જોવાની જરૂર નથી. એને માટે કાંઈ ભારે સંગઠનની પણ જરૂર નથી. પંડથી જ એનો આરંભ કરવાનો હોય છે. આજને પવિત્ર દિવસે એ માર્ગે વિચરવા યથાશક્તિ પ્રયત્ન કરવાનો સંકલ્પ કરીને આપણે આત્મશુદ્ધિને પંથે વળીએ અને આપણી જાતને તેમ જ રાષ્ટ્રને લાગેલા કલંકને ધોઈ કાઢવાને કટિબદ્ધ થઈએ. એ જ ગાંધીજીનું સાચું સ્મારક, સાચું સ્મરણ અને સાચું તર્પણ છે અને આપણું સાચું પ્રાયશ્ચિત્ત છે.

મણિભાઈ દેસાઈ

## પૂરું થતું પખવાડિયું

ઇન્ડોનેશિયાના પ્રશ્ન અંગે વિચાર કરવાને નવી દિલ્હી ખાતે બોલાવવામાં આવેલી એશિયાના દેશોની પરિષદ પૂરી થઈ છે. એ પરિષદે ત્રણ ઠરાવો પસાર કરીને સલામતી સમિતિના પ્રમુખને મોકલી આપ્યા છે, એમાં નીચે મુજબની ભલામણો કરવામાં આવી છે:

ઇન્ડોનેશિયાના આગેવાનો અને બીજા રાજકીય કેદીઓને છોડી મૂકવા.

૧૯૪૯ના માર્ચની ૧૫મી તારીખ સુધીમાં ત્યાં આગળ તાજેતરમાં ડચોએ કરેલા આક્રમણ પહેલાંની સ્થિતિ ફરીથી સ્થાપવી.

સૂચવવામાં આવેલી બંધારણસભાની બેઠક ૧૯૪૯ના ઑક્ટોબરની પહેલી તારીખ સુધીમાં ભરવી.

૧૯૫૦ના જાન્યુઆરીની પહેલી તારીખ સુધીમાં ઇન્ડોનેશિયાના સંયુક્ત રાજ્યોને પૂરેપૂરી સત્તા સોંપી દેવી.

ચાલુ પખવાડિયા દરમ્યાન સરદાર વલ્લભભાઈ પટેલ બારડોલી, વડોદરા અને સૌરાષ્ટ્રની મુલાકાતે આવી ગયા.

બારડોલીના તેમના વસવાટ દરમ્યાન ગુજરાતભરના કાર્યકર્તાઓને તે મળ્યા અને ગુજરાત પર આવી પડેલી દુકાળની કારમી આફત નિવારવા માટે કટીબદ્ધ થવાની સલાહ આપી

ગઈ તા ૨૪મીએ તેમણે સૌરાષ્ટ્રની બધારણસભાનુ ઉદ્‌ઘાટન કર્યું હતું

સૌરાષ્ટ્રના તેમના વસવાટ દરમ્યાન સરદારે સોમનાથના ઐતિહાસિક મદિરના જીર્ણોદ્ધાર માટે એક કરોડ રૂપિયા ભેગા કરવાની પણ જાહેરાત કરી હતી

ગઈ ૧૯મી તારીખે મુબઈના વડા પ્રધાન બાળાસાહેબ ખેરે ગૂજરાત વિદ્યાપીઠમા ગુજરાતના પ્રાદેશિક પુસ્તકાલયનુ ઉદ્‌ઘાટન કર્યું હતું

રાષ્ટ્રીય સ્વયસેવક સઘના મુખ્ય સચાલક શ્રી ગોલવલકરે ગઈ તા ૨૦મીએ પોતાની 'સત્યાગ્રહ'ની લડત બિનશરતે પાછી ખેચવાની જાહેરાત કરી છે

ગયા પખવાડિયા દરમ્યાન જૂનાગઢ મુકામે શ્રી કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે ગુજરાતી સાહિત્ય સમેલન ભરાઈ ગયુ

ગઈ તા ૧૩મીએ દક્ષિણ આફ્રિકામા ડરબન ખાતે હિદીઓ અને આફ્રિકનો વચ્ચે રમખાણ ફાટી નીકળ્યુ હતું બે હજાર જેટલા ઝનૂની આફ્રિકનો હિદી વિસ્તારમા પેસી ગયા હતા તેમણે હિંદીઓની માલમિલકત લૂટી, બાળી અને જાનમાલની ખુવારી કરી ત્રણ દિવસ સુધી એ રમખાણ ચાલુ રહ્યુ તેમા ૧૩૭ જેટલા માર્યા ગયા અને સખ્યાબધ લોકો ઘાયલ થયા દક્ષિણ આફ્રિકાની સરકારની રગદ્વેષની નીતિનુ આ પરિણામ હતું

આપણા પડોશી દેશ ચીનમા સામ્યવાદીઓ અને ત્યાની રાષ્ટ્રીય સરકાર વચ્ચે વરસો થયા આતરવિગ્રહ ચાલ્યા કરતો હતો એ વિગ્રહમા સામ્યવાદીઓ વિજયી થયા લાગે છે ચીનની રાષ્ટ્રીય સરકારના વડા સર સેનાપતિ ચાગ કાઈ શેક પોતાના હોદ્દા પરથી ખસી ગયા છે ત્યાર પછી ત્યાની રાષ્ટ્રીય સરકારે બિનશરતી યુદ્ધવિરામ અને સુલેહની વાટાઘાટો માટે માગણી કરી છે

ગઈ તા ૨૧મીના રોજ અલ્લાહાબાદ ખાતે મશહૂર ધારાશાસ્ત્રી સર તેજબહાદુર સપ્રુનુ ૭૪ વરસની વયે અવસાન થયું છે

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ નવજીવન મુદ્રણાલય, કાળુપુર અમદાવાદ

રજિ૦ નં. બી ૫૨૬૭

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ અંક ૧૩

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ફેબ્રુઆરી, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮



## સંયમની સાધના

જીવન સંયમી બનાવવાની યોજના ઘડતી વખતે, આપણે બધા જ પરમાત્માના અંશ છીએ અને તેથી એનો સ્વભાવ આપણામાં રહેલો છે એ વસ્તુ આપણે એક ક્ષણ પણ ભૂલવી ન જોઈએ. અને પરમાત્માને વિષે સ્વચ્છંદ જેવી વસ્તુ હોઈ જ ન શકે. એટલે સાબિત થાય છે કે, સ્વચ્છંદ માનવ સ્વભાવથી પણ વિરુદ્ધ છે. આ મૂળ વસ્તુ હૃદય સોંસરી ઊતરી જાય તો સંયમ સાધવામાં કશી મુશ્કેલી ન પડે.

ગાંધીજી

**મરકી, દળદર અને મારામારી કાપાકાપીથી બચવું હોય તો ખાદી ને બીજા ગ્રામઉદ્યોગ વિના બીજો કોઈ ઉપાય નથી.**

પુ૦—પણ બાપુજી, અનાજ મળતું હોય તો ખાવું જ જોઈએ ને?

પિ૦—અનાજ સીધી રીતે તો મળતું નથી પણ લોકો ગમે તેવા ભાવ આપીને ગમે તેમ કરીને અનાજ લાવે છે અને વાપરે છે.

પુ૦—તેમાં ખોટું શું?

પિ૦—બધા એમ વાપરે તો અનાજની અછત છે તેમાં વધારો થાય અને લોકોને એટલું ઓછું ખાવા મળે.

પુ૦—તે માટે આપણે શું કરવું જોઈએ?

પિ૦— દરેકે પોતાનાથી બનતી કરકસર કરવી જોઈએ. એમ દરેક કરકસર કરે તો ટીપે ટીપે સરોવર ભરાય એ પ્રમાણે લાંબે ગાળે ઘણો ફાયદો થાય. આજે જ મેં એક માસિકમાં વાંચ્યું કે દરેક માણસ રોજ ફક્ત એકેક દાણો અનાજનો બચાવે તો આપણા દેશમાં એક લાખ માણસોને એક ટંકનું ખાવાનું આપી શકાય.

પુ૦— તો પછી આવતી કાલથી તેમ કરવા માટે આપણે બધા ભેગા મળીને નક્કી કરો.

આ સાંભળીને બીજા બાળકે સાથ આપીને કહ્યું કે, 'હા, બરાબર છે. આજે જ નક્કી કરો. આપણે બધાએ દુકાળ માટે એટલું તો કરવું જ જોઈએ.'

ત્રીજું બાળક કહે, 'એ બરાબર છે. આપણે ત્યાં લગ્ન આવે ત્યારે પણ એવો જ વિચાર કરવો જોઈએ.'

આ સાંભળીને માથી ન રહેવાયું અને તેણે કહ્યું, કુટુંબમાં પહેલવહેલું લગ્ન આવે, અને આપણે બીજાનું ખાધું હોય તે ખવડાવ્યા વગર ન ચાલે.

પિ૦— બધા લોકો એમ જ કહીને ખરચ કરે છે. અને કોઈ બીજાનો વિચાર કરતા નથી.

એમ આપણે પણ કરીએ તો આપણે સમજ્યા શા કામનું?

પિતાજીને ટેકો આપીને બાળકો બોલ્યાં, 'બાપુજી, બરાબર છે. આપણે બધા નક્કી કરો. દુકાળ હોય એટલે આપણાથી વધારે અનાજ ન વપરાય. અમારા ગુરુજી પણ એમ કહેતા હતા. આપણે બધા નક્કી કરો એટલે બા પણ માનશે.'

માં૦ – હા, મારે કંઈ સારું સારું ખાવું નથી. પણ. . .

વિઠ્ઠલદાસ કોઠારી

## અગિયાર સૂચનો

૧. દરેક કામ સારું કરે છે એ જ કલાનો સાચો પ્રેમી છે.

૨. ગાડીની પગથી પર લટકવું એમાં જાનનું જોખમ છે.

૩. ગંદી ભાષા બોલવી કે ગંદાં ચિત્રો ચીતરવાં એ અણઘડપણાની નિશાની છે.

૪. જ્યાં ત્યાં થૂંકવું એટલે રોગનાં બીજ રોપવાં.

૫. બરાડી બરાડીને બોલવું એટલે આયુષ્ય ઓછું કરવું.

૬. બીડી પીનારે બાજુમાં બેસનારને ધુમાડાથી ત્રાસ ન થાય એ જોઈ લેવું જોઈએ.

૭. પાન ખાનારે કે તમાકુ ખાનારે દીવાલ કે પરથાર બગડે નહીં એ રીતે જ થૂંકવું જોઈએ.

૮. રાત્રે ગાતાં કે બીજો કોઈ પણ અવાજ કરતાં પહેલાં કોઈની ઊંઘમાં ખલેલ ન પડે એ જોવું.

૯. કોઈનો હક્ક ડુબાવીને કદી લાભ ન ઉઠાવવો.

૧૦. સરકાર આપણી છે એટલે સરકારી ચીજ વસ્તુઓ આપણી છે. એ ચીજ વસ્તુઓ બગાડવી એટલે આપણું જ નુકસાન કરવું.

૧૧. જેનો લાભ લઈએ એને લાભ આપવો એમાં ન્યાયથી કશું વધારે નથી.

બબલભાઈ મહેતા

# અજ્ઞાન અને અભણતા

'લોકજીવન'ના નિયમિત વાચકને મેં તેના બીજા અંકમાં કરેલી આપણા રાષ્ટ્રીય પંચકની વાત યાદ કરાવું છું. તેમાં મેં કહેલું કે, આપણા દેશની ઉપર નીચેની પાંચ બલાનું પંચક બેઠું છે :–

૧. ગુલામી
૨. ગંદકી અને રોગ
૩. અજ્ઞાન અને અભણતા
૪. બેકારી, ભૂખ અને આળસ
૫. ડરપોકપણું ને કાયરતા.

તેમાંનું પહેલું દૂષણ આપણે અમુક રીતે દૂર કરીને આઝાદ થયા છીએ. એનો અર્થ એ છે કે, બાકીનાં જે ચાર દૂષણો છે, તેમને પણ દૂર કરવાને માટે હવે આપણને પરદેશી સરકાર કે પરાયો કોઈ રોકશે નહીં.

આ ગુલામી ગઈ તેની જગાએ બીજું દૂષણ મૂકવું હોય તો, આપણો કુસંપ અને અસ્પૃશ્યતા ઇત્યાદિ એઓ હવે યાદ કરવી જોઈએ. આય એક ગુલામી જ છે; અંગ્રેજોની ગુલામી કરતાં એ ખરાબ છે, કેમ કે તે આપણી અંદર રહેલી છે. એટલે ખરું પૂછો તો એક ગુલામી ગઈ એટલે બીજી છતી થઈ છે. અને એ સારું છે, કેમ કે તેથી આપણે તેને દૂર કરી શકીશું.

બીજું દૂષણ આપણાં ગંદકી અને રોગ. એ વિષે અત્યાર સુધી આપણે આ પત્રમાં છૂટક વિચાર કર્યો. હવે આપણાં અજ્ઞાન અને અભણતા તથા બાકીના ૫ વિષે થોડુંક જોઈએ.

આપણું અજ્ઞાન કેટલું બધું છે! ઘણા લોકને ખબર જ નથી કે, આજે દુનિયામાં અને દેશમાં શું ચાલે છે. પુરુષો કરતાં સ્ત્રીઓ તો સાવ અજાણ હોય છે. તેમને એમનાં ચૂલા-ચૂડી અને ઘરબારની જંજાળ બહાર આપણે જવા જ નથી દેતા; તેઓ પણ જવા કરે તોય ન જઈ શકે એવી તેમને ટેવ પડી ગઈ છે અને પોતાની જ એવી સમજ બંધાઈ ગઈ છે.

આનો અર્થ એવો નથી કે, ચૂલો ને ઘરબાર સંભાળવાનાં નથી. પુરુષો તથા સ્ત્રીઓએ એ સમજવાનું છે કે, ઘરબાર અને ધંધારોજગાર ઉપરાંત પણ જોવા જાણવાનું અને કરવાનું રહે છે. અને તે દેશમાં આવેલા સ્વરાજની સેવા છે. આ

સેવા કેવી રીતે કરવી, એ સમજ હવે આપણે ત્યાં વધવા લાગવી જોઈએ. આ સમજનું જ્ઞાન વધે નહીં, તો ગુલામી ગઈ ન ગઈ એ સરખું જ થઈ રહે. કેમ કે, સ્વતંત્ર થયા પછી જો આપણાં દુઃખ, અજ્ઞાન, અણસમજ, કુસંપ વગેરે ન કાઢીએ, તો સ્વતંત્રતાનો સ્વાદ ચાખવા ન મળે. આ સ્વાદ ચાખવો હોય તો આપણે પુરુષાર્થ કરીને આળસ, બેકારી, અભણતા, કુસંપ વગેરેને દૂર કરવા મંડી જવું જોઈએ.

આપણા લોકોને પરાપૂર્વથી માંહોમાંહે લડવાની કુટેવ છે. નાતજાતની ઊંચનીચતા અને વાડાબંધીથી કેટલી બધી ખરાબી થાય છે ! અસ્પૃશ્યતાની અણસમજ કેવી ઊંડે ઊતરી ગઈ છે ! આથી આપણી કેટલી બધી શક્તિ એળે જાય છે! તે શક્તિને દેશનાં કામો કરવામાં વાળવી જોઈએ.

સવાલ એ થશે કે, કયાં કામો કરવાનાં છે ? શા માટે તે કરવાં ? તેમાં શો લાભ છે ? — આ બધું હવે દરેક પુખ્ત વયના નાગરિકને સમજાવું જોઈએ. તો જ તે સમજભેર વર્તી શકે અને સ્વરાજ ચલાવવામાં પોતાને ભાગે આવતો ફાળો આપી શકે.

આવાં કરવા જેવાં અનેક કામો દેશમાં પડેલાં છે. તે કામોને ગાંધીજી રચનાત્મક કામો કહેતા; અને તે કરો તો દેશમાં રામરાજ્ય આવે એવી ખાતરી આપતા.

આ કામો વિષે એમણે ખૂબ લખ્યું છે. બીજા અનેક લોકોએ લખ્યું છે. પરંતુ આજે આપણી એવી દશા છે કે ૮૦-૮૫ ટકા માણસો તો વાંચી લખી શકતા નથી. તેમને માટે પેલું લખાણ શા કામનું? તેઓ સાંભળીને જાણી શકે; પણ તેમને કોણ સંભળાવે છે ! તેમને રચનાકાર્યો કરતાં શીખવી શકાય; પણ એ આપણે ક્યાં જોઈએ તેટલું કરીએ છીએ ?

સ્વરાજ આવ્યું છે તે આવાં આવાં કામો કરવાની સવડ આપવાને માટે. સ્વરાજથી પ્રજાને સત્તા મળી એ તો ખરું; પણ એ સત્તાનો અર્થ એ છે કે, સ્વરાજની સેવા કરવાની દરેક નાગરિકને હવે તક મળી છે. આ સેવા કરવાના માર્ગો એટલે ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ. એમાં કયાં કયાં કામો આવે છે તે હવે પછી જોઈશું.

૬-૨-'૪૯ મગનભાઈ દેસાઈ

## આ કેવું !

'ભક્તજનો' ભગવાન પાસે જઈને તેને સંબોધે કે, 'તમે દીનદયાળ, પતિતપાવન—અધમઉદ્ધારક છો.' પણ જો કોઈ પતિત કે અધમ ગણાતો માણસ ભગવાનને દ્વારે જાય તો તેને ભગવાન પાસે જવા દેવામાં ન આવે. ભગવાન પતિતપાવન ખરો પણ પતિતને ભગવાન પાસે સારા થવા જવાનો હક્ક નથી. ભગવાન દાક્તર ખરા પણ તેને દર્દીના હાથની નાડી જોવાનો હક્ક નહીં! એ ભગવાન કેવા સારા દાક્તર કહેવાય!

પરીક્ષિતલાલ

## કુરુધર્મ

કુરુ દેશનો રાજા ધનંજય પોતાના કુળમાં પળાતા આવેલા પાંચ કુરુધર્મો બરાબર પાળતો હતો.

એક વખત પાસેના કલિંગ દેશમાં વરસાદ ન વરસવાથી દુકાળ પડ્યો. તેનાથી ભૂખમરો શરૂ થયો, અને ભૂખમરામાંથી રોગચાળો. આમ આ ત્રણ હાડમારીઓથી ત્રાસેલા લોકો છોકરાં આંગળીએ વળગાડી આમથી તેમ ભટકવા લાગ્યા અને છેવટે રાજાને દરવાજે ધા નાખવા ભેગા થયા.

રાજાએ ઝટપટ દરબારીઓને તથા સૌને પૂછ્યું: વરસાદ ન પડે તો વરસાદ લાવવા માટે પહેલાંના રાજાઓ શું કરતા?

સૌએ કહ્યું: વરસાદ ન વરસે ત્યારે પહેલાંના રાજાઓ દાન આપતા, ઉપવાસ કરતા, શીલ પાળતા અને સાત દિવસ દાભને સાથરે સૂતા, એટલે વરસાદ વરસતો.

રાજાએ તેમ કર્યું, પણ વરસાદ ન વરસ્યો. તેણે ફરીથી બધાને પૂછ્યું.

સૌએ કહ્યું: કુરુ રાજાનો રાજહાથી શુકનવંતો ગણાય છે. તેને આપણા રાજ્યમાં લઈ આવો, તો વરસાદ વરસે.

રાજાએ કહ્યું: પણ કુરુ રાજાને અને તેના લશ્કરને હરાવાય શી રીતે?

સૌએ કહ્યું: હાથી માટે લડવા જવાની જરૂર નથી. કુરુ રાજા મોટો દાનેશ્વરી છે. બ્રાહ્મણો દાનને વખતે

તેની પાસેથી જે માગે તે એ રાજા આપે છે.

રાજાએ આઠ સદ્‌ગુણી બ્રાહ્મણોને કુરુરાજ પાસે દાનમાં હાથી માગવા મોકલ્યા.

પરંતુ હાથી એમ રાજ્યમાં આવવા છતાં વરસાદ ન વરસ્યો. રાજાએ પૂછ્યું: હવે શું કરવું?

બ્રાહ્મણો અને દરબારીઓએ કહ્યું: કુરુઓનો રાજા ધનંજય પોતાના કુળના પાંચ કુરુધર્મ પાળે છે; તેના પુણ્યથી વરસાદ ત્યાં નિયમિત વરસે છે, એમ અમારું માનવું છે. હાથીનું સત તે કેટલુંક હોય?

રાજાએ બ્રાહ્મણો અને દરબારીઓ સાથે કુરુરાજનો રાજહાથી પાછો મોકલાવ્યો, અને પોતા તરફથી કહાવ્યું કે, "આ હાથીને પ્રતાપે વરસાદ વરસશે એમ માની, મેં આ હાથી તમારી પાસેથી દાનમાં લેવરાવ્યો હતો; પરંતુ વરસાદ તો ન વરસ્યો. હવે મેં સાંભળ્યું છે કે તમે જે પાંચ કુરુધર્મો પાળો છો, તેમને પ્રતાપે જ તમારા રાજ્યમાં વરસાદ વરસે છે. તો તમે આ સોનાની પાટી ઉપર એ કુરુધર્મ મને લખાવી મોકલો, તો હું પણ તે પાળું; અને મારી પ્રજા સુખી થાય."

બ્રાહ્મણોએ અને દરબારીઓએ કુરુરાજ પાસે જઈ એ સંદેશો કહ્યો અને કુરુધર્મ માગ્યો.

રાજાએ ચિંતામાં પડી જઈને કહ્યું: હું કુરુધર્મ પાળતો હતો એ વાત ખરી છે. પણ મારે હાથે એક અપરાધ થઈ ગયો છે, ત્યારથી મારો ધર્મ ખંડિત થયો છે, એટલે તમને શી રીતે આપું! અમારા રાજ્યમાં દર ત્રણ વર્ષે કાર્તિક મહિનાનો મેળો ભરાય છે. તે વખતે રાજા બધા ઠાઠમાઠ સાથે નગર બહાર નીકળી, ચિત્રરાજ યક્ષને મંદિરે જાય છે. ત્યાં બધો વિધિ થયા પછી રાજા ચાર દિશામાં ચાર બાણો છોડે છે. આ વરસે મારાં ત્રણ બાણ ક્યાં પડ્યાં તે તો જોવામાં આવ્યું, પણ ચોથું બાણ સરોવરમાં જઈને પડ્યું. તે બાણથી કોઈ જળચર પ્રાણી કદાચ જરૂર નાશ પામ્યું હશે. આમ જીવહિંસા ન કરવાનો મારો ધર્મ ખંડિત થયો એમ હું માનું છું. માટે તમે મારી પાસેથી કુરુધર્મ મેળવવા કરતાં મારી માતા પાસે જાઓ. તે કુરુધર્મ બરાબર પાળે છે.

પરંતુ કલિંગ દેશવાળાઓએ કહ્યું: રાજાજી! આપનો ઇરાદો જીવહિંસા કરવાનો ન હતો; ઇરાદા વિના અજાણતાં થયેલા દોષથી આપનો ધર્મ ખંડિત

થયો એમ અમે માનતા નથી. માટે અમને આપનો કુરુધર્મ આપો.

રાજાએ કહ્યું : ત્યારે લખો — કોઈ પ્રાણીની હિંસા ન કરવી; કોઈની ચોરી ન કરવી; કામભોગમાં મિથ્યાચાર (વ્યભિચાર) ન કરવો; જૂઠું ન બોલવું; નશાની ચીજ ન સેવવી. છતાં ધર્મનું કામ હોવાથી તમે અખંડ ધર્મ માટે તો મારી માતા પાસે જ જાઓ.

પેલા બધા રાજમાતા પાસે ગયા, અને બધી વાત કરી. રાજમાતાએ કહ્યું : મારો ધર્મ પણ ખંડિત થયો છે. મારા બે પુત્રોમાંથી એક તો રાજા છે, અને બીજો યુવરાજ છે. એક વખત બહારના કોઈ રાજાએ લાખ-લાખની કિંમતનાં બે વાનાં ધનંજય રાજાને ભેટ મોકલ્યાં : ચંદનલેપ, અને સોનાહાર. તેણે ભક્તિભાવથી તે બંને વાનાં મને મોકલાવી આપ્યાં. મેં વિચાર્યું કે, મારે વિધવાને આ બંને વાનાં શું કરવાં છે? એટલે મેં તે બંને વાનાં મારી બે વહુઓને આપી દીધાં. પણ મોટી વહુ પટરાણી, તેને ભાગ્યશાળી ગણીને મેં સોનાહાર આપ્યો, અને નાની વહુને અભાગણી ગણી તેને ચંદનલેપ આપ્યો. પણ આપ્યા પછી મને વિચાર આવ્યો કે હું તો કુરુધર્મ પાળું છું; મારાથી મારી વહુઓમાં ભાગ્યશાળી કે અભાગણી કહી આવો ભેદભાવ ન રખાય; મારી પાસે તો બંને સરખી કહેવાય. આવો દોષ થઈ જવાથી મારો ધર્મ અખંડ રહેલો હું માનતી નથી; માટે તમે મારી મોટી વહુ પાસે જાઓ; તેનો ધર્મ અખંડ છે.

પરંતુ કલિંગ દેશવાળાઓ બોલી ઊઠયા : તમારી ચીજ તમે ફાવે તેમ આપો, તેમાં કશો દોષ થયેલો અમે માનતા નથી. માટે તમારો ધર્મ અમને આપો.

રાજમાતાએ પણ એ ધર્મ લખાવ્યો, પરંતુ અખંડ કુરુધર્મ તો પોતાની મોટી વહુ પાસેથી લેવા જવા એ લોકોને આગ્રહ કર્યો.

પેલાઓ મોટી વહુ રાજરાણી પાસે પહોંચ્યા. તેણે તો એ વાત સાંભળી, પોતાના કાન બે હાથે દાબી દીધા; અને પછી બોલી : હું તો ધર્મ ખોઈ બેઠી છું. એક વખત રાજાજીની સવારી નીકળી હતી, તે વખતે તેમની સાથે અંબાડી ઉપર તેમના નાનાભાઈ પણ બેઠા હતા. તેમનું રૂપ જોઈ ક્ષણભર મારા મનમાં તેમને માટે મોહ થઈ આવ્યો હતો, ત્યારથી હું મારો ધર્મ ખંડિત થયો માની સંતાપ કર્યા કરું છું. માટે અખંડ કુરુધર્મ માટે તો તમે યુવરાજ પાસે જાઓ.

કલિંગ દેશવાળાઓ તો માત્ર ક્ષણિક વિચારથી રાણીનો ધર્મ ખંડિત ન થયો

કહેવાય એમ માની તેની પાસેથી પણ ધર્મ લખી લઈ, રાણીના જ આગ્રહથી યુવરાજ પાસે પહોંચ્યા.

યુવરાજે પણ જણાવ્યું: મારો કુરુ-ધર્મ ખંડિત થઈ ગયો છે. અમારા દેશમાં રિવાજ છે કે યુવરાજ રોજ રાતે છેવટે રાજાને મહેલમાં જઈને મળે, અને દેશસમાચાર કહે તથા રાજા પાસેથી તેમને કંઈ કહેવાનું હોય તે સાંભળી લે. હું પણ રોજ રાતે રથમાં બેસી રાજમહેલે જાઉં છું. જો હું રાતે રાજાજી સાથે જ જમવાનો હોઉં અને રાતે પણ ત્યાં જ સૂવાનો હોઉં તો, હું રથમાંથી ઊતરતી વખતે લગામ તથા ચાબુક ઘોડાઓના ઝૂંસરા ઉપર નાખી દઉં છું, એટલે માણસો એ નિશાની સમજી લઈ ઘેર ચાલ્યા જાય, અને વહેલી સવારે રાજાને આંગણે આવીને મારી રાહ જોતા ઊભા રહે. અને જો હું તરત જ પાછો ફરવાનો હોઉં, તો મારી લગામ અને ચાબુક રથની બેઠક ઉપર જ રાખીને જાઉં છું, જેથી માણસો મારી નીકળવાની રાહ જોતા ત્યાં જ ઊભા રહે. એક વખત હું એ પ્રમાણે પાછો ફરવાનો હોવાથી ચાબુક વગેરે બેઠક ઉપર રાખીને મહેલમાં રાજા પાસે ગયો. એવામાં વરસાદ વરસવા લાગ્યો, એટલે રાજાએ મને ઘેર જવા ન દીધો, અને હું ત્યાં જ ખાઈને સૂઈ ગયો. બીજે દિવસે સવારે હું મહેલમાંથી બહાર નીકળ્યો, તો પેલા લોકો પલળી ગયેલી હાલતમાં મારી રાહ જોતા આખી રાત ત્યાં જ ઊભેલા! આમ એ બધા લોકોને પ્રમાદથી નાહક મેં ત્રાસ આપ્યો, ત્યારથી મારો કુરુધર્મ હું ખંડિત થયેલો માનું છું. માટે તમારે અખંડ કુરુધર્મ જોઈતો હોય તો રાજપુરોહિત પાસે જાઓ.

છતાં કલિંગવાળાઓ તો તેના ધર્મને અખંડ માની તેની પાસેથી ધર્મ લખી લઈને પછી તેના આગ્રહથી રાજપુરોહિત પાસે ગયા.

રાજપુરોહિતે પણ કહ્યું: મારો ધર્મ ખંડિત થઈ ગયો છે. એક વખત બીજા રાજાએ અમારા રાજાને એક સુંદર રથ ભેટ મોકલ્યો. રસ્તામાં જ મેં તેને રાજા પાસે જતો જોયો, ત્યારે મને વિચાર આવ્યો કે, રાજા પાસે ઘણા રથ છે; રાજા જો આ રથ મને આપી દે, તો હાલ ઘડપણમાં ચાલીને જવા આવવાની મારી તકલીફ દૂર થઈ જાય. પછી હું દરબારમાં પહોંચ્યો. ત્યાં પેલો રથ આવ્યો, ત્યારે રાજાએ તુરત જ તે રથ મારા ઉપયોગ માટે સ્વીકારવા મને વિનંતિ કરી. પરંતુ રાજાના ઘણા આગ્રહ છતાં પછી મેં તે રથ ન લીધો.

આમ, કુરુધર્મને પાળનારા મને બીજાની વસ્તુ માટે લોભ થયો. ત્યારથી મારો ધર્મ હું ખંડિત થયેલો માનું છું. માટે તમારે અખંડ કુરુધર્મ જોઈતો હોય તો અમારા મહેસૂલી પ્રધાન પાસે જાઓ.

છતાં કલિંગવાળાઓએ પુરોહિતના ધર્મને અખંડિત રહેલો જ માની, તેની પાસેથી પણ ધર્મ લખાવી લીધો, અને પછી તેના કહેવાથી તે મહેસૂલી પ્રધાન પાસે આવ્યા.

મહેસૂલી પ્રધાને કહ્યું : મારો ધર્મ પણ ખંડિત થઈ ગયો છે. એક વખત ખેતર માપવા જતાં દોરડાનો બીજો છેડો ખીલે બાંધી, તે ખીલો હાથમાં લઈ, હું માપની જગાએ ખોસવા જતો હતો, તેવામાં તે ઠેકાણે મેં એક દર જોયું. હવે જો હું ખીલો બહારની બાજુએ ખોસું તો રાજાને તેટલી જમીનનું નુકસાન થાય, અને અંદરની બાજુએ ખોસું તો ખેડૂતને નુકસાન થાય; એટલે મેં થોડી ઠોકાઠોક કરીને દરમાંથી કશું હોય તો બહાર નીકળી જશે એમ માની, પછી તે દરમાં જ જોરથી તે ખીલો ખોસ્યો. તો અંદરથી કોઈ પ્રાણીની મરણ-ચીસ સંભળાઈ. તે દિવસથી હું મારા ધર્મને ખંડિત થયેલો માનું છું; માટે તમારે અખંડ કુરુધર્મ જોઈતો હોય, તો અમારા નગરશેઠ પાસે જાઓ.

છતાં કલિંગવાળાઓએ તે મહેસૂલી પ્રધાનના ધર્મને અખંડિત રહેલો માની, તેની પાસેથી પણ ધર્મ લખાવી લીધો, અને પછી તેઓ તેના કહ્યાથી નગરશેઠ પાસે ગયા.

નગરશેઠે પણ કહ્યું કે, મારો ધર્મ ખંડિત થયેલો છે; એક વખત હું મારો ડાંગરના ક્યારાઓ જોવા ગયો હતો; ત્યાંથી પાછા ફરતાં મેં ડાંગરના એક ડૂંડાને ફૂટીને બહાર નીકળતું જોયું; તેને બંધાવી લેવું સારું, એમ માની, મેં તેને એક મૂઠી પૂળિયા વડે એક થાંભલી સાથે બંધાવી દીધું. પણ પછી મને યાદ આવ્યું કે, આ ખેતરમાંથી હજુ રાજાનો ભાગ આપવો બાકી છે, ત્યાર પહેલાં મેં ઊભા ખેતરમાંથી મૂઠી પૂળિયું લીધું, એ મેં કુરુધર્મનો ભંગ કર્યો કહેવાય. તે વખતથી હું મારો ધર્મ ખંડિત થયેલો માનું છું. માટે તમારે અખંડ કુરુધર્મ જોઈતો હોય તો અમારા રાજભંડારી પાસે જાઓ.

છતાં કલિંગવાળાઓએ તો તેના ધર્મને અખંડ રહેલો માની, તેની પાસેથી ધર્મ લખી લીધો, અને પછી તેના કહેવાથી તેઓ રાજભંડારી પાસે ગયા.

રાજભંડારીએ પણ કહ્યું કે, મારો ધર્મ ખંડિત થયેલો છે. એક વખત હું

કોઠારના દરવાજા આગળ બેસી રાજાના ભાગની ડાંગર તોળાવતો હતો. તે વખતે દરેક તોલની ગણતરી રાખવા હું માપવાના ઢગલામાંથી એક એક દાણો લઈ જુદો મૂકતો હતો. એટલામાં વરસાદ વરસવાથી બધું ઝટપટ સમેટી લઈ હું કોઠારમાં પેસી ગયો. તે વખતે ગણતરી માટેના દાણા ગણી લઈ મેં ગમે તે ઢગલામાં નાખી દીધા. પણ પછી મને વિચાર આવ્યો કે, જો એ દાણા મેં તોળેલા ઢગલામાં નાખી દીધા હશે તો રાજાનો ભાગ નાહક વધ્યો કહેવાય અને ખેડૂતને એટલું નુકસાન થયું કહેવાય. આમ હું મારો કુરુધર્મ ખંડિત થયેલો માનું છું. માટે તમારે અખંડ કુરુધર્મ જોઈતો હોય તો તમે અમારા નગરના કિલ્લાના કોટવાળ પાસે જાઓ.

છતાં કલિંગવાળાઓએ તો તેના ધર્મને અખંડ રહેલો માની, તેની પાસેથી ધર્મ લખી લીધો, અને પછી તેના કહેવાથી તેઓ કોટવાળ પાસે ગયા.

કોટવાળે પણ કહ્યું કે, મારો ધર્મ ખંડિત થયેલો છે. રોજ રાતે નગરનો દરવાજો બંધ કરતી વખતે હું બહારની બાજુ કોઈ રહી જતું હોય તો તેને ખબર આપવા ત્રણ વખત બૂમ પાડું છું. એક વખત એક ગરીબ કઠિયારો લાકડાં વીણવા તેની જુવાન બહેન સાથે જંગલમાં ગયો હશે; તેને પાછા આવતાં મોડું થવાથી તે દરવાજો બંધ થવાને વખતે જ મારી છેલ્લી બૂમે દોડતો આવી પહોંચ્યો. હું થોડો વખત થોભી ગયો, પણ તે તથા તેની બહેન અંદર દાખલ થતાં હતાં ત્યારે મેં તેને તાકીદ આપતાં કહ્યું કે, દરવાજો વખતસર બંધ થઈ જાય છે તે તને ખબર નથી કે, આમ મોડી રાત સુધી તારી માનીતીને લઈને બહાર રઝળવા રહ્યો હતો. પેલો બિચારો જવાબમાં નમ્રપણે બોલ્યો, 'સ્વામી આ તો મારી બહેન છે!' એ સાંભળી મને તુરત ખ્યાલ આવ્યો કે, આમ વગરવિચાર્યે હું શા માટે રાજ્યના પ્રજાજનને વધારેપડતું કહેવા ગયો કે જેથી બહેનને પત્ની કહી બેઠો! ત્યારથી હું મારો કુરુધર્મ ખંડિત થયેલો માનું છું.

છતાં કલિંગવાળાઓએ તો તેના ધર્મને અખંડ રહેલો માની, તેની પાસેથી લખી લીધો.

પછી તેઓ તે સોનાની પાટી લઈને પોતાના રાજા કલિંગરાજ પાસે ગયા. કલિંગરાજે એ પંચશીલને યથાયોગ્ય ધારણ કર્યાં અને તે પ્રમાણે વર્તવા માંડ્યું. તેની સાથે જ રાજ્યમાં વરસાદ વરસવો શરૂ થયો, અને જે ત્રણ ભય પ્રજાને ઘેરી વળ્યા હતા તે દૂર થયા.

ગોપાળદાસ પટેલ

# ખોરાક—૩

સ્ટાર્ચપ્રધાન અનાજ પછી સ્નાયુ બાંધનાર કઠોળને બીજું પદ આપવામાં આવે છે. દાળ વિનાના ખોરાકને સહુ કોઈ અપૂર્ણ ગણે છે. માંસાહારીને પણ દાળ તો જોઈએ જ. જેને મજૂરી કરવી પડે છે અને જેને પૂરતું કે સુદ્દલ દૂધ મળતું નથી તેને દાળ વિના ન ચાલે એ સમજી શકાય છે. પણ જેને શારીરિક કામ ઓછું કરવું પડે છે, જેવા કે મુત્સદ્દી, વેપારી, વકીલ, દાક્તર કે શિક્ષક, અને જેને દૂધ મળી રહે છે, એને દાળની જરૂર નથી એમ કહેતાં મને જરા પણ આંચકો નથી આવતો. સામાન્યપણે પણ લોકો દાળને ભારે ખોરાક માને છે. ને સ્ટાર્ચપ્રધાન અનાજ કરતાં બહુ ઓછા પ્રમાણમાં લે છે. દાળોમાં વાલ, વટાણા બહુ ભારે ગણાય છે, મગ ને મસૂર હળવાં. દેખીતું છે કે, માંસાહારીને દાળની સુદ્દલ જરૂર નથી. એ માત્ર સ્વાદને સારુ દાળ ખાય છે. કઠોળને ભરડ્યા વિના રાતભર પલાળીને ફણગા ફૂટે ત્યારે તોલા જેટલું ચાવવામાં આવે તો ફાયદો કરે છે.

ત્રીજું પદ શાક અને ફળને આપવું ઘટે. શાક અને ફળ હિંદુસ્તાનમાં સસ્તાં હોવાં જોઈએ, પણ તેમ નથી. તે કેવળ શહેરીઓનો ખોરાક ગણાય છે. ગામડાંઓમાં લીલોતરી ભાગ્યે જ મળે અને ઘણી જગ્યાએ તો ફળ પણ નહીં. આ ખોરાકની અછત એ હિંદુસ્તાનની સભ્યતા ઉપર એક મોટો ડાઘ છે. દેહાતીઓ ધારે તો લીલોતરી પુષ્કળ ઉગાડી શકે છે.

લીલોતરીમાં પાંદડાંની ભાજીઓ (પત્તી-ભાજી) જે મળે તે સારા પ્રમાણમાં રોજ શાકમાં હોવી જોઈએ. જે શાકો સ્ટાર્ચપ્રધાન છે તેની ગણતરી અહીં શાકમાં નથી કરી. સ્ટાર્ચપ્રધાન શાકોમાં પટેટાં, શકરિયાં, કંદ, સૂરણ ગણાય. એને અનાજનું પદ આપવું જોઈએ. બીજાં શાક સારા પ્રમાણમાં લેવાવાં જોઈએ. કાકડી, લૂણીની ભાજી, સરસવ, સૂવાની ભાજી, ટમાટાં રાંધવાની કશી જરૂર નથી. તેને સાફ કરી, બરાબર ધોઈને, થોડા પ્રમાણમાં કાચાં ખાવાં જોઈએ.

ફળોમાં મોસમનાં ફળ મળી શકે તે લેવાં. કેરીની મોસમમાં કેરી, જાંબુની મોસમમાં જાંબુ, જામફળ, પપૈયાં,

અંગૂર, ખાટાં મીઠાં લીંબું, સંતરા, મોસંબી વગેરે ફળોનો ઠીક ઉપયોગ થવો જોઈએ. ફળ સવારમાં ખાવાં ઉત્તમ છે. દૂધ અને ફળ સવારે ખાવાથી પૂર્ણ સંતોષ મળી રહે છે. જેઓ વહેલા જમે છે તેઓ સવારના એકલાં ફળ ખાય એ ઈષ્ટ છે.

કેળાં સરસ ફળ છે. પણ એ સ્ટાર્ચમય હોવાથી રોટલીની જગ્યા લે છે. કેળાં ને દૂધ તથા ભાજી સંપૂર્ણ ખોરાક છે.

(ચાલુ) ગાંધીજી

# પૂરું થતું પખવાડિયું

ગઈ પહેલી તારીખથી આપણી વડી ધારાસભાની અંદાજપત્ર મંજૂર કરવા માટેની બેઠક નવી દિલ્હીમાં શરૂ થઈ છે.

કોલ્હાપુરના મહારાજાએ પોતાના રાજ્યને મુંબઈ પ્રાન્તમાં ભેળવી દેવાનો નિર્ણય જાહેર કર્યો છે. મહારાજાના આ નિર્ણય અનુસાર કોલ્હાપુર રાજ્યનો પ્રદેશ પહેલી માર્ચથી મુંબઈ પ્રાન્ત સાથે જોડી દેવામાં આવશે.

એ જ રીતે વડોદરાના મહારાજાએ પણ પોતાના રાજ્યને મુંબઈ પ્રાન્તમાં ભેળવી દેવાનો નિર્ણય જાહેર કર્યો છે. આ સંબંધમાં વડોદરાના મહારાજાએ બહાર પાડેલી યાદી જણાવે છે કે, 'સરદાર પટેલે મને આપેલી સલાહને અનુસરીને મારા રાજ્યને મુંબઈ પ્રાન્ત સાથે જોડી દેવાનો મેં નિર્ણય કર્યો છે. મારા આ પગલાને પ્રધાનમંડળે પણ સંમતિ આપી છે.'

આવતા મે માસની પહેલી તારીખે વડોદરા રાજ્યને વિધિપૂર્વક મુંબઈ પ્રાન્ત સાથે જોડી દેવામાં આવશે.

આ રીતે સૌરાષ્ટ્રને બાદ કરતાં મુંબઈ ઇલાકાનાં બધાં જ દેશી રાજ્યો મુંબઈ પ્રાન્તમાં જોડાઈ ગયાં છે. સૌરાષ્ટ્ર પણ એ જ રીતે થોડા જ વખતમાં મુંબઈ પ્રાન્ત સાથે જોડાઈ જશે એવી વાતો સંભળાય છે.

ચીનમાં સામ્યવાદીઓ અને ત્યાંની રાષ્ટ્રીય સરકાર વચ્ચે ચાલી રહેલા આંતરવિગ્રહનો હજી નિવેડો આવ્યો નથી. ત્યાંની રાષ્ટ્રીય સરકારે માનભરી સુલેહ માટે સામ્યવાદીઓને કહેણ મોકલ્યું હતું પણ સામ્યવાદીઓએ બિનશરતી શરણાગતિની માગણી કરી છે. આ સંબંધમાં ચીનની રાષ્ટ્રીય સરકારના વડા પ્રધાને જાહેર કર્યું છે કે તેની સરકાર બિનશરતી શરણાગતિ કદાપિ સ્વીકારશે નહીં અને સામ્યવાદીઓ જો વાજબી અને વહેવારુ શરતોનો સ્વીકાર કરશે નહીં

તો રાષ્ટ્રવાદી ચીન છેવટ સુધી લડી લેશે.

હવે પછીથી બે રૂપિયાની, પાંચ રૂપિયાની તેમ જ સો રૂપિયાની નવી ચલણી નોટો પર રાજાના ચિત્રને સ્થાને અશોક સ્તંભનું ચિત્ર મૂકવામાં આવશે.

ગાંધી ખૂન કેસનો ચુકાદો આપતાં એ કેસ ચલાવવા માટે નીમવામાં આવેલા ખાસ ન્યાયાધીશે ગાંધીજી પર ગોળી છોડી તેમનું ખૂન કરનાર નથુરામ ગોડસેને ફાંસીની સજા ફરમાવી છે. એ કેસના બીજા આરોપી નારાયણ દત્તાત્રેય આપ્ટેને પણ તેમણે મોતની સજા ફરમાવી છે.

વિનાયક સાવરકર સિવાયના એ કેસના બીજા આરોપીઓને જન્મકેદની સજા ફરમાવવામાં આવી છે. વિનાયક સાવરકરને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા છે. મ૦

# અણહક્કનું ખાવાની દાનત

જાહેર રસ્તા ઉપર ધીરે ધીરે પગથિયું બનાવી લેવું, ઢોરનો ખીલો ન હોય ત્યાં ખીલો રોપી દેવો, નામનિશાન ન હોય ત્યાં નાવણિયું બનાવી લેવું, જાળી હોય ત્યાં રાતોરાત બારી મૂકી દેવી, ગીરો મૂક્યું હોય તેના માલિક થઈ બેસવું, ઉધાર લાવીને નાણાં ન આપવાં, વેંતે વેંતે વાડ આગળ વધારવી, ઠરાવેલી મજૂરી ઓછી આપવી, મજૂરી લેવા છતાં પૂરું કામ ન કરવું, પીત કરાવ્યા પછી પાણીના ભાવ વધારવા, પાણી લઈને પૈસા ન ચૂકવવા, તમાકુ લઈને નાણાં ન આપવાં, ચોખ્ખાં ઘી દૂધનાં નાણાં લઈને ભેગવાળું આપવું, ટિકિટ લીધા વિના ગાડીમાં બેસવું, આ બધા તો આપણી નજર સામે રોજ રોજ બનતા બનાવો છે. એના પરિણામે આજ અનીતિ વધે છે, એના પરિણામે ઝઘડા વધે છે જ અને એના પરિણામે જ દુઃખો વધે છે.

છતાં આપણે ધર્મમાં માનવાવાળા, ઈશ્વર ઉપર યકીન રાખવાવાળા આવું અણહક્કનું પચાવવાની દાનત કેમ રાખતા હોઈશું? એ વખતે આપણામાં બેઠેલો રામ શું ચાલ્યો જતો હશે? અનીતિ આવે ત્યાં રામ શી રીતે ઊભો રહે?

તા. ૨૭-૧૨-'૪૮ બબલભાઈ મહેતા

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી માર્ચ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## ગવર્નર જનરલ અને વડા પ્રધાન

સવાલ — ગવર્નર જનરલની પદવી ઊંચી કે વડા પ્રધાનની?

જવાબ — એ બન્નેનો સંબંધ રાજા દશરથ અને વસિષ્ઠ મુનિ જેવો કહી શકાય. રાજ ચાલે દશરથને નામે અને તેના હુકમથી. પણ તે દરેક કામ હોય વસિષ્ઠ મુનિ અને બીજા મંત્રીમંડળની સલાહ પ્રમાણે, તેમ જ મહાજન એટલે પ્રજાના પ્રતિનિધિઓની સંમતિથી.

તેમ દેશનો કારભાર ચાલે ગવર્નર જનરલને નામે, પણ વડા પ્રધાન તથા પ્રધાનમંડળની સલાહથી, અને તેઓની સલાહને જોઈએ ધારાસભાનો ટેકો.

કિ૦ ઘ૦ મ૦

**ખોરાકમાત્ર ઔષધરૂપે લેવો જોઈએ; સ્વાદને ખાતર નહીં.**

## રોજિંદું જીવન સુધારો

આપણા રોજિંદા જીવન અને વર્તનને આપણે ઉન્નત ન બનાવી શકીએ તો આપણા પૂર્વજોની કીર્તિ આપણે ઉજાળી શકીએ નહીં. આપણે જો એકબીજાને છેતરતા રહીએ તો આપણી આઝાદી વ્યર્થ જશે. આપણું રોજિંદું જીવન કેવું છે તેની ઉપર જ દુનિયામાં આપણી શાખ વધશે. એથી રોજિંદા જીવનમાં આપણે સાચા અને સારા બનવું જોઈએ.

[જયપુરમાં રાજાજીએ આપેલા ભાષણમાંથી.]

## ઝાડ ઉછેરો

આ સાલ ગુજરાતમાં બહુ ઓછો વરસાદ થયો અને તેથી ભારે દુકાળના જેવી સ્થિતિ થઈ છે. સનાતન કાળથી અવારનવાર ઓછોવત્તો વરસાદ પડે અને તેથી દુકાળ કે રેલની આફતો પ્રજાને વેઠવી પડે એમ બને છે. પણ હમણાં હમણાં વરસાદની અનિયમિતતા વધી જણાય છે. તેનાં અનેક કારણો ગણાય છે. કોઈ કહે છે કે કચ્છનું રણ ગુજરાત તરફ ખસે છે એટલે આ ફેરફાર થયો છે, તો કોઈ કહે છે સિંધમાં સક્કરબરેજની યોજના થવાથી આ ફેરફાર થયો છે. આમાંનું કોઈ કારણ વૈજ્ઞાનિક રીતે પુરવાર થયું નથી. પણ એક વાત દીવા જેવી છે કે છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં અને ખાસ કરીને તે દરમિયાન ઘણાં જંગલોનો નાશ થયો છે. જંગલો અને ઝાડોની અસર વરસાદ ઉપર થાય છે એ વૈજ્ઞાનિક સત્ય છે. એટલે બીજાં ગમે તે કારણો હોય કે ન હોય, ઝાડોનો નાશ એ ધ્યાનમાં લેવા જેવું કારણ છે.

આપણે જમીનમાંથી પાક લઈને જમીનનો કસ વાપરીએ તે બીજી રીતે પાછો ન આપીએ તો જમીન જેમ પૂરતું કામ

આપી શકે નહીં તેમ ઝાડ પાડીને બીજાં ઝાડ ઉછેરીએ નહીં તો વરસાદ પૂરતો પડે નહીં. આમે હિંદમાં બીજા દેશો કરતાં જંગલોનું પ્રમાણ ઓછું છે. ગુજરાતમાં તો ઘણું ઓછું છે. એટલે એક પણ ઝાડનો નાશ ન થવો જોઈએ. અને જેટલાં કપાય તેટલાં નવાં ઉછેરવાં જોઈએ, એટલું જ નહીં પણ વધુ ને વધુ ઉછેરવાં જોઈએ, જેથી અગાઉની ખોટ પૂરી થાય અને ઝાડોનું પ્રમાણ સપ્રમાણ થાય.

દક્ષિણ આફ્રિકાની સોનાની ખાણના એક પ્રદેશમાં પાણીની મુશ્કેલી એવી હતી કે હાથ ધોવા પણ પાણી મળતું ન હતું. ત્યાં અંગ્રેજોએ મહામહેનતે ઝાડ ઉછેર્યાં અને તેથી વરસાદ વધ્યો. અત્યારે તે પ્રદેશ લીલો કુંજ જેવો થયો છે અને ત્યાં મીઠું પાણી જોઈએ તેટલું મળે છે.

આપણો ગુજરાત લીલો કુંજ મટીને સૂકો ભંઠ ન થઈ જાય તે આપણે જોવું જોઈએ. તે માટે પદ્ધતિસર ઝાડ ઉછેરવાં જોઈએ અને કોઈ ભાગ ઝાડી વિનાનો સૂકો ન રહેવો જોઈએ. દરેક ખેડૂતે અને દરેક કુટુંબે તે ધ્યાનમાં લેવું જોઈએ અને ગામ તરફથી સામુદાયિક પ્રયત્નો થવા જોઈએ. સરકાર અને ખાસ કરીને ગ્રામપંચાયતો તે કામમાં ઘણી મદદ કરી શકે. તે માટે ગયા સ્વાતંત્ર્ય દિને કર્યું હતું તેમ વૃક્ષારોપણના કાર્યક્રમો રાખીને આ પ્રવૃત્તિને વેગ આપવો જોઈએ. તે અંગે ખાસ ધ્યાનમાં રાખવા જેવું એ છે કે, ઝાડ વવાય તેટલું બસ નથી પણ તે ઉછેરવાં જોઈએ. એટલે ઝાડ રોપ્યા પછી તેના ઉછેર માટે રીતસર વ્યવસ્થા કરવી જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# કાગડો અને શિયાળ

પક્ષીઓમાં કાગડો ભારે ચપળ અને બડો પહોંચેલ ગણાય છે. પરંતુ ખુશામદ એવી ચીજ છે કે તે પણ તેનાથી છેતરાઈ ગયો!

એક કાગડાએ એક જણના રસોડા આગળથી ભાખરીનો ટુકડો ઉઠાવ્યો. તે લઈને એ એક ઝાડની ડાળી ઉપર જઈને બેઠો.



એક શિયાળે આ જોયું. તેણે કાગડાની ભાખરી ખાવા મનસૂબો કર્યો. અને તે પેલા ઝાડની નીચે જઈને બેઠું. પછી કાગડા ભણી મોં ઊંચું કરીને તેને એ કહેવા લાગ્યું—

'કાગડાભાઈ, શું તમારું રૂપ છે! આજે તમે કેવા શોભો છો? શું તમારાં પીંછાં! તે કેવો ઝગારો મારે છે? તમારું રૂપ જોઈને હું તો છક થઈ જાઉં છું. આ પરથી મને એમ થાય છે કે, તમારો કંઠ તો ત્યારે કેવોય મીઠો હશે. મને ખાતરી છે કે, પક્ષી માત્રમાં મધુરું ગાનાર તો તમે જ હશો.'

આ સ્તુતિ સાંભળીને કાગડો રાજી થઈ ગયો. એક વાર તો તેનેય લાગ્યું કે, પોતે કોકીલ કરતાંય ચડે! અને લાગલું મોં ઉઘાડી 'કા . . . કા . . .' ગાવા, લાગ્યો! તેની સાથે ભાખરીનો ટુકડો તરત નીચે પડી ગયો. ટાંપીને નીચે બેઠેલા શિયાળભાઈએ ચપ દઈને એ મોંમાં ઝડપી લીધો અને ત્યાંથી ચલતી પકડી. જતાં જતાં તે

કાગડાને કહેતું ગયું, 'કાગડાભાઈ, નિરાંતે હવે ગાઓ. મને મધુરું ભોજન મળી ગયું. પણ એક વાત કહું — હવે પછી ખુશામતિયાથી સાવધ રહેતાં શીખજો.'

૭-૨-'૪૯ મગનભાઈ દેસાઈ

## સમજવા જેવી વાત

મસોતા વતી હાંલ્લી પકડાય પણ કાંઈ થાળી ન લુછાય.

મજૂર પાસે મજૂરી કરાવાય પણ કાંઈ વેઠ ન કરાવાય.

દાક્તર દવા આપે પણ ચરી તો દર્દીએ જ પાળવી પડે.

**બાળક અને ફૂલ સરખાં છે**

ફૂલ ચોળવાથી સુવાસ ચાલી જાય છે એમ નાના બાળકને પકડીને બચ્ચી ભરવાથી કે જકડવાથી એની મઝા મારી જાય છે. ફૂલને ખીલવા દેવાય એમ નાના બાળકને એની મેળે રમવા દેવાય.

**નીતિ વધારવાનો ઉપાય**

કહ્યા વિના કોઈની ચીજ લેવી નહીં, કહ્યા કરતાં વધારે લેવી નહીં અને કહ્યા કરતાં એક પણ દિવસ વધારે રાખવી નહીં એ સમાજની નીતિ વધારવા માટેનો રામબાણ ઇલાજ છે. મફતનું કે અન્યાયનું ખાવાની ઇચ્છા રાખવી એ સમાજનો મોટામાં મોટો ગુનો છે.

બબલભાઈ મહેતા

## દોલતની સાચી ગતિ

દોલત એ નદીઓની માફક છે. નદી હમેશાં દરિયા તરફ એટલે નીચાણમાં જાય છે. તેમ દોલત પણ હમેશાં જ્યાં જરૂર હોય તેવી જગ્યાએ જવી જોઈએ એવો નિયમ છે. પણ જેમ નદીની ગતિમાં ફેરફાર થઈ શકે છે તેમ દોલતની ગતિમાં પણ ફેરફાર થઈ શકે છે. ઘણી નદીઓ જ્યાં ત્યાં વહે છે ને તેની

આસપાસ ઘણું પાણી હોઈ ઝેરી હવા પેદા કરે છે. તે જ નદીઓને બંધ બાંધી તેનું પાણી જ્યાં જરૂર જણાય ત્યાં વહે તેમ કરવામાં આવે તો તે જ પાણી જમીનને રસાળ કરે છે ને આસપાસની હવા સુંદર કરે છે. તેમ જ દોલતનો ગમે તેમ ઉપયોગ થાય તો તેથી માણસોમાં દુષ્ટતા વધે, ભૂખમરો ચાલે ને ટૂંકામાં તે દોલત ઝેર સમાન ગણાય. પણ જો તે જ દોલતની ગતિને બાંધવામાં આવે, તેને નિયમસર વાપરવામાં આવે, તો બાંધેલી નદીની જેમ તે દોલત સુખાકારી નિપજાવે છે.

[પોતાના જીવનમાં પલટો લાવનાર એક અંગ્રેજી પુસ્તકના આધારે 'સર્વોદય'ને નામે ગાંધીજીએ લખેલા નિબંધમાંથી.]

## ધરમ ક્યારે મરી પરવારે ?

'સામાએ જૂઠાણું કર્યું, માટે સામું જૂઠાણું કરવાનો હક આપણને મળતો નથી. તેમ કરવાથી તો બંનેનો ધર્મ નાશ પામ્યો એટલું જ. પરંતુ એક જણ અધર્મ કરે, તોપણ બીજો માણસ ધર્મને જ વળગી રહે, તો ધર્મ બચી જાય છે, અને છેવટે બંનેને બચાવે છે.' —આ વિષય ઉપર બુદ્ધ ભગવાને નીચેની વાત શિષ્યોને કહી સંભળાવી :

કાશીમાં એક જુવાન રહેતો હતો. તેનો પિતા મરણ પામતાં, તેણે પોતાની વિધવા થયેલી ઘરડી અપંગ માની સેવામાં જ મન પરોવ્યું. મા તેને ઘણી વાર કહે કે, ઘરવાળા જુવાનિયાને ઘણાં બીજાં કામ કરવાનાં હોય. તું મને સાચવીને બેસી રહે તે ઠીક ન કહેવાય.

દીકરાએ કહ્યું : બાપાજી ઘણું કમાઈને મૂકતા ગયા છે. તારી આ અપંગ દશામાં તને સાચવવાનું કામ પહેલું.

માએ કહ્યું : તું પરણી લે, એટલે તારી વહુ મને સાચવશે; અને તું પછી છૂટો રહી શકીશ.

દીકરાએ કહ્યું : એ પારકાની દીકરી પોતાની જાતનું સુખ ભૂલી તારું જતન કરે એમ બને ખરું ?

છતાં માએ તો પોતે જ બધી ગોઠવણ કરીને દીકરાને એક સારા ઘરની

કન્યા સાથે પરણાવી દીધો. માને ખાટું ન લાગે તે માટે દીકરો ચૂપ રહ્યો.

વહુએ આવીને ધીમે ધીમે ઘરનો બધો ઘાટ જોયો. દીકરો માના પડખામાંથી છૂટો ન થાય ત્યાં સુધી પોતાને કશું સુખ પડવાનું નથી, એમ માની, તેણે મા-દીકરા વચ્ચે ક્યાં મન થાય તેવો વેત કરવા માંડયો.

પહેલાં તો તેણે માને પજવવા માંડી. તે ઊનું માગે તો દાઝી મરે તેવું ઊનું આપે; અને ટાઢું માગે તો ઠરી જાય તેવું ટાઢું આપે! ડોસી પથારીમાં ચાંચડ થયાની ફરિયાદ કરે, તો તે તેનાં ગોદડાં બહાર કાઢી, તેના ઉપર પોતાનાં ગોદડાં ખંખેરે. એટલે ડોસીને બમણાં ચાંચડ થાય! તે ફરિયાદ કરે, તો વહુ પોતાના ધણીને સંભળાવતી બૂમો પાડે કે, 'બધાંને પૂછી જુઓ; કાલે પણ સાસુજીનાં ગોદડાં ખંખેરવા કાઢયાં હતાં કે નહીં!'

પછી તો વહુએ ઘરમાં ચારે બાજુ લીંટ, ગળફા, વાળ વગેરે નાખીને ઘર ગંદું રાખવા માંડયું. ધણીએ પૂછયું ત્યારે તેણે સામી ફરિયાદ કરી કે, "ના કહું છું તોપણ ડોસી મને પજવવા અને ફજેત કરવા જાણી જોઈને ઘરમાં જ આમ ગંદકી કરે છે. હવે તો મારાથી તેમની સાથે નહીં રહેવાય. કાં તો તેમને સાથે રાખો કે મને!"

દીકરાએ માનો વાંક માની, છેવટે ત્રાસીને તેને ઘરમાંથી હાંકી કાઢી. ડોસી રડતી રડતી કોઈ ઓળખીતાને ત્યાં ગઈ, અને તેનું કામકાજ કરીને પેટ ભરવા લાગી.

થોડા દિવસ પછી વહુને દહાડા રહ્યા. એટલે તે કહેતી ફરવા લાગી કે, 'જુઓ પેલી ડાકણ ઘરમાં હતી ત્યાં સુધી કશું હતું?' પછી તો તેને દીકરો જન્મ્યો, એટલે તેણે પોતાના પતિને કહ્યું: જુઓ! તમારી મા ઘરમાં હતી ત્યાં સુધી આ ઘરમાં કશાં સારાં વાનાં હતાં!

બધાં પડોશીઓ પણ કબૂલ કરવા લાગ્યાં કે, ડોશી ભૂંડાં પગલાંની તો ખરી જ!

ડોસી આ બધું સાંભળી અકળાઈ ગઈ. તેને થયું કે જરૂર આ ગામમાંથી ધરમ મરી પરવાર્યો છે. એટલે જ ઘરડી માને ખોટી રીતે ઘરમાંથી કાઢી મૂકનાર છોકરા સુખી થાય છે, અને માને પગલે

દુઃખ રહે છે. માટે લાવ, આજ સ્મશાનમાં જઈ ધરમના નામનો પિંડ વાળી આવું!

ડોસી તરત થોડા તલ અને ચોખા લઈ સ્મશાનમાં ગયાં, અને ત્યાં એક ઘડામાં તેમણે ચોખા અને તલ રાંધવા મૂક્યા.

એવામાં કાશીનો રાજા પોતાના વજીરને એકલાને સાથે લઈ, ત્યાં થઈને જતો હતો. ડોસીને આમ સ્મશાનમાં ચોખા રાંધતી જોઈને તેણે પૂછ્યું: માસી, અહીં આ શું કરો છો?

ડોસીએ કહ્યું: ભા! આ નગરમાંથી ધરમ મરી પરવાર્યો છે, એટલે તેનો પિંડ વાળવાની તૈયારી કરું છું!

રાજાને આ જવાબ સાંભળી નવાઈ લાગી; તેણે ડોસીને બધી વાત પૂછી. પછી તેણે તરત વજીરને હુકમ કર્યો કે, તમે અખધડી નગરમાં જઈ ડોસીના છોકરાનું ઘરબાર જપત કરો, તથા ડોશીના છોકરાને મોતની સજા કરો. તેની વહુ ભલે આ ડોસીની જેમ રખડતી થાય! ત્યાર પછી મને ખબર આપો એટલે હું ડોસીને લઈને નગરમાં આવું.

ડોસીએ રાજાને ઓળખ્યો. તેણે રાજાને આજીજી કરીને કહ્યું: ભલે મારા છોકરાએ મને ઘરમાંથી કાઢી મૂકી; પણ તેને કશી સજા ન કરશો; મારી વહુ પણ ભલે તેની સાથે અને પોતાના છોકરા સાથે સુખે રહે.

રાજાએ કહ્યું: એ છોકરો મૂએલો કે જીવતો તમારે શા કામનો છે? તેને તેના પાપનું ફળ ભલે મળે!

ડોસીએ કહ્યું: તેણે ભલે પાપ કર્યું; પણ હું તેને ક્ષમા આપું છું; મને દુઃખ પડે છે તે મારાં જ પૂર્વકર્મનું ફળ હશે. તમો રાજા જેવા રાજા પાસે મેં માગેલી આ ભીખ નકારશો નહીં.

રાજાએ ડોશીને માગેલું વરદાન આપ્યું, અને તેના છોકરાનો કશો ગુનો મનમાં ન રાખવાનું કબૂલ કર્યું. પછી રાજા અને વજીર ચાલ્યા ગયા.

થોડે દિવસે આ વાતની ખબર ગામમાં પડી. ડોસીનો છોકરો અને વહુ બધું સાંભળી પોતે કરેલા અપરાધ માટે પસ્તાવો કરવા લાગ્યાં, અને ડોસી પાસે જઈ તેમને વીનવીને પોતાને ત્યાં લઈ આવ્યાં. ત્યાર બાદ સૌ ભેગાં મળી ખુશી આનંદમાં રહેવા લાગ્યાં.

બુદ્ધ ભગવાને વાત પૂરી કરતાં કહ્યું કે, આ પ્રમાણે એક પક્ષ ભલે ધર્મનો ત્યાગ કરે, પરંતુ તેથી બીજો પક્ષ સામો ધર્મનો ત્યાગ કરે, ત્યારે જ ધર્મ ખતમ થાય છે; પરંતુ એક પક્ષ પણ ધર્મને સાચવી લે છે, તો બચેલો ધર્મ બંને પક્ષને બચાવી લે છે. સામું વેર કરવાથી જ બંનેનું વેર વધે છે; પણ સામાના વેરની સામે આપણે સામું વેર ન કરીએ, તો બંનેનું વેર ખતમ થાય છે.

ગોપાળદાસ પટેલ

## રાષ્ટ્રપિતા પ્રત્યેની આપણી ફરજ

[ગાંધીજીનાં અસ્થિવિસર્જનની સંવત્સરીને પ્રસંગે રાજઘાટ આગળ સરદાર વલ્લભભાઈ પટેલે કરેલા હૃદયસ્પર્શી પ્રવચનનો સારભાગ નીચે આપ્યો છે.]

ગયે વરસે આ તિથિએ ત્રિવેણી સંગમ તેમ જ ભારતની અન્ય નદીઓમાં આપણે ગાંધીજીનાં અસ્થિ પધરાવ્યાં હતાં. એને આજે એક વરસ પૂરું થયું છે. આમ છતાં કોમવાદરૂપી દાનવને દૂર કરી આપણે આપણાં હૃદયને પવિત્ર કરી શક્યા છીએ ખરા? તમામ હિંદીઓની સૌથી પ્રથમ ફરજ રાષ્ટ્રપિતા પ્રત્યે ભક્તિ ધરાવવાની છે.

છેલ્લા વરસ દરમ્યાન દેશભરમાં અનેક સભાઓ અને વ્યાસપીઠો પરથી ગાંધીજી વિષે અસંખ્ય વ્યાખ્યાનો અપાયાં છે પણ અમારા જેવા જેઓ ગાંધીજીના સૌથી નિકટના માણસો છીએ તેમને આવા વિશિષ્ટ પ્રસંગોએ પણ તેમને વિષે શું બોલવું તેની સૂઝ પડતી નથી. અમને જે ખોટ ગઈ છે તેના દુઃખનો વિચાર કરતાં જ્યારે અમે બોલવા માગીએ છીએ ત્યારે અમારું હૈયું ભરાઈ આવે છે, કંઠ રુંધાઈ જાય છે અને અમે બોલી શકતા નથી.

દુનિયાએ આજે ગાંધીજીને શાન્તિ અને પ્રેમના સૌથી મહાન પેગમ્બર તરીકે કબૂલ કર્યા છે. ઘણાઓએ ગાંધીજીના ત્યાગ વિષે વ્યાખ્યાનો આપ્યાં છે, પરંતુ તેમના ઉપદેશો અને દૃષ્ટાંતને ખરેખર આપણામાંથી કેટલા અનુસરે છે? તે વિષે આત્મનિરીક્ષણ કરવાનો આજનો દિવસ છે.

હું તમને નિખાલસપણે કહેવા માગું છું કે વર્તમાન હિંદ ગાંધીજીના આદર્શ મુજબનું નથી. આપણે ગાંધીજીના આદર્શોને મૂર્તિમંત નથી કરી શક્યા કેમ કે તેમના વિચારોને આપણે અનુસર્યા નથી.

આજે આપણને ભાન થયું છે કે, બાપુના સિદ્ધાંતો અને પદ્ધતિ સિવાય દેશને સુખી કરી શકાય એમ નથી. હજી વેળા વીતી જાય તે પહેલાં આપણી ભૂલો આપણે સુધારી લેવી જોઈએ. અંધકારમય અને કડવો ભૂતકાળ ભૂલીને આપણે સૌએ આ ભૂમિમાં એકરાગથી રહેવું જોઈએ. હિંદની આબાદી સુલેહશાન્તિના પાયા પર જ રચી શકાય, અથડામણના પાયા પર નહીં. હિંદ સરકાર કોઈ અમુક કોમ કે કોઈ ખાસ વર્ગ માટે નથી. હિંદ સરકારમાં તમામ હિંદીઓનું પ્રતિનિધિત્વ છે. હિંદુ, મુસલમાન, શીખ કે બીજી કોઈ પણ કોમની વ્યક્તિની દેશને આબાદ બનાવવાની સમાન જવાબદારી છે.

## ભણતર અને ગણતર

ગયા અંકમાં આપણે અજ્ઞાન અને અભણતા વિષે વાત કરી હતી. તેમાં છેવટે એટલે અટક્યા હતા કે, ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ હવે સમજીશું. આ કરીએ તે પહેલાં એક વાત સમજી લેવાની છે. તે છે અજ્ઞાન અને અભણતા વચ્ચે ફેર છે તે.

માણસ અભણ હોય એટલે તેને વાંચતાં લખતાં ન આવડે. તે કોઈ નિશાળે ન ગયો હોય. પણ તેથી કાંઈ તે માણસ અજ્ઞાન કે અણસમજુ હોય એવું નહીં. વગર ભણેલા આપણા દેશમાં દર સો જણે ૮૫ ઉપર લોક છે. પણ તે બધા કાંઈ અણસમજુ નથી હોતા. અને જે ભણે તે બધા સમજુ નથી થઈ જતા. તેથી તો આપણામાં કહેવત પડી ગઈ છે કે, ભણ્યો પણ ગણ્યો નહીં; ભણવામાં જે આવે તે જો સમજમાં ન ઊતરે તો શા કામનું? સમજમાં ઊતરે એનો અર્થ એ કે, તે પ્રમાણે ચાલીએ. પણ જો ભણેલી વાત પોપટની પેઠે ફક્ત બોલી જાણીએ, તો તે ગુણ ન દે. આજકાલ ઘણું ભણતર આવું થઈ ગયું છે; તેની જોડે ગણતર નથી જનમતું. એટલે સૌએ સમજવું જોઈએ કે, ભણતર તો એક સાધન છે. વાંચતાં આવડે તો આપણે બીજાએ લખેલી સારી સારી વસ્તુઓ સમજી શકીએ; કાગળપત્ર વાંચી શકીએ.

પણ ભણેલો માણસ ખરાબ વાંચે

તો ! ભણતરથી બીજાને છેતરવાનું જ શીખે તો ! ભણ્યો પણ ગણ્યો નહીં તો !

આપણા દેશમાં લોકો અભણ છે, પણ પોતાનું કામકાજ કરવાનું સમજે છે. કેટલાક તો ખૂબ શક્તિવાળા અને જબરાં કામ કરી જાણનારા હોય છે. તેવા લોકોને ભણતર મળે તો ગજવેલની છરીને પાણી પાવા જેવું થાય. એવા લોકોની શક્તિ વધે તો દેશને અને એમને ફાયદો થાય.

એટલે સારું સારું ભણવાની સાથે તેને ગણવાનું પણ આવડે તો જ ખરું. નહીં તો ને બોજા જેવું લાગે. કદાચ, આપણા દેશમાં પરદેશી રાજ્ય આવ્યું, તેથી કેટલુંય ભણતર એવું બોજા જેવું થઈ ગયું, તેથી તો ભણનારા ઓછા નહીં થઈ ગયા ? હવે આપણને ભણતરનો ખૂબ ખપ છે. તેનો સદુપયોગ કરવાની છૂટ થઈ ગઈ છે. સૌને ભણતરની ખોટ લાગવા માંડશે, એટલે તે વધશે. એનો અર્થ એ કે, આપણી અણસમજ દૂર થશે; અને તેથી આપણું વર્તન સુધરશે. અભણતા દૂર કરવી છે એટલે આપણું અજ્ઞાન દૂર કરવું છે, એ યાદ રાખવું જોઈએ. અને અજ્ઞાન ટળે તો જીવતરમાં આગળ વધી શકાય.

૨૩-૨-'૪૯ મગનભાઈ દેસાઈ

## ખોરાક—૪

મનુષ્યના ખોરાકમાં થોડે ઘણે અંશે ચીકણા પદાર્થની જરૂર છે. તે ઘી તેલથી મળી રહે છે. ઘી મળી રહે તો તેલની કશી આવશ્યકતા નથી. તેલો પચવામા ભારે હોય છે; શુદ્ધ ઘીના જેટલાં ગુણકારી નથી. સામાન્ય માણસને ત્રણ તોલા ઘી મળે તો પૂરતું મનાવું જોઈએ. દૂધમાં ઘી આવે જ છે. એટલે જેને ઘી ન પરવડે તે એટલું તેલ લે'તો ચરબી મળી રહે છે. તેલોમાં તલનું, કોપરાનું, મગફળીનું સારું ગણાય. એ તાજાં હોવાં જોઈએ. તેથી દેશી ઘાણીનાં મળે તો સારાં. ઘી તેલ બજારમાં મળે છે તે લગભગ નકામાં જેવાં હોય છે એ ખેદની અને શરમની વાત છે.પણ જ્યાં લગી કાયદા વડે કે લોકકેળવણી વડે વેપારમાં પ્રામાણિકપણું દાખલ ન થાય, ત્યાં લગી લોકોએ કાળજી રાખીને ચોખ્ખી વસ્તુઓ મેળવવી રહી. ચોખ્ખીને બદલે જે તે મળે તેથી કદી સંતોષ નહીં માનવો. ખોરું ઘી કે ખોરું

તેલ ખાવા કરતાં ઘી તેલ વિના રહેવું વધારે પસંદ કરવા જેવું છે.

જેમ ચીકટની ખોરાકમાં જરૂર છે તેમ જ ગોળખાંડની. જોકે મીઠાં ફળોમાંથી પુષ્કળ મીઠાશ મળી રહે છે છતાં બેથી ત્રણ તોલા ગોળખાંડ લેવામાં હાનિ નથી. મીઠાં ફળો ન મળે તો ગોળખાંડની જરૂર હોય, પણ આજકાલ મીઠાઈ પર જે ભાર મૂકવામાં આવે છે તે બરોબર નથી. . . . મીઠાઈ વધારે પ્રમાણમાં ખાવાથી નુકસાન કરે છે. દેશમાં કરોડો માણસોને પૂરું અન્ન પણ નથી મળતું, ત્યાં જેઓ પકવાન ખાય છે તે ચોરીનું ખાય છે એમ કહેવામાં મુદ્દલ અતિશયોક્તિ નથી લાગતી.

જેમ મીઠાઈનું તેમ જ ઘી તેલનું. ઘી તેલમાં તળેલી વસ્તુઓ ખાવાની કશી આવશ્યકતા નથી. પૂરી, લાડુ વગેરે બનાવવામાં, જે ઘીનો ખર્ચ થાય છે તે કેવળ વગરવિચાર્યું ખર્ચ છે. જેને ટેવ નથી તેઓ આ વસ્તુ ખાઈ જ શકતા નથી. અંગ્રેજો આપણા મુલકમાં આવે છે ત્યારે આપણી મીઠાઈઓ અને ઘીમાં રાંધેલી વસ્તુઓ ખાઈ જ શકતા નથી. ખાનારા માંદા પડ્યા છે, એ મેં ઘણી વખતે જોયું છે. સ્વાદો કેળવેલી વસ્તુ છે. જે સ્વાદ ભૂખ પેદા કરે છે તે છપ્પનભોગમાં નથી. ભૂખ્યો માણસ સૂકો રોટલો અત્યંત સ્વાદથી ખાશે. જેનું પેટ ભર્યું છે તે સારામાં સારું ગણાતું પકવાન નહીં ખાઈ શકે.

ખોરાકમાત્ર ઔષધરૂપે લેવો જોઈએ; સ્વાદને ખાતર નહીં. સ્વાદમાત્ર રસમાં રહ્યો છે, અને રસ ભૂખમાં છે.

ગાંધીજી

## આજનો પાખંડી અસંતોષ

એક ચોર રાત્રે ચોરી કરી લાવીને એક લાખનો દલ્લો મારી આવે કે એક ધાડપાડુ ટોળી બે ત્રણ ખૂન કરીને હીરા ઝવેરાત લૂંટી આવે, એ જોઈને કોઈ એમ કહેશે ખરું કે, આ ઠીક ફાવી ગયા, માત્ર આપણે જ રહી ગયા?

પરંતુ આજે કાયદો બાજુએ મૂકીને કોઈ કાળા બજાર કરનારને કે લાંચ લઈને કે દઈને તાલેવંત થનારને જોઈને આપણા દિલમાં એમ થાય છે કે, પેલા ફાવી ગયા અને આપણે જ રહી ગયા!

પેલા ચોર લૂંટારા અને આજના

કાળા બજારિયા કે લાંચિયાઓની નીતિમાં શો ફરક છે? અને આપણે તે રહી ગયા કે બચી ગયા?

આપણા મનમાં તો એમ થવું જોઈએ કે પ્રભુનો પાડ માનું કે આવા કપરા કાળમાં પણ અનીતિના માર્ગમાંથી એણે મને બચાવી લીધો અને હજુ એ બચાવ્યા કરે.

૨૬-૧૨-'૪૮ બબલભાઈ મહેતા

# પંડિતજીનો આદેશ

[આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ ગઈ તા. ૧૨-૧૩ દરમ્યાન ગુજરાતને પ્રવાસે આવ્યા હતા અને તેમણે અમદાવાદ, આણંદ નજીક આવેલા વલ્લભવિદ્યાનગર તથા ગોધરાની મુલાકાત લીધી હતી. આ બે દિવસના તેમના ભરચક કાર્યક્રમ દરમ્યાન અનેક નાનીમોટી સભાઓમાં તેમણે કરેલાં ભાષણોનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે.]

દિલ્હીમાં સત્તાને સ્થાને બેસનારાઓની સ્થિતિ શેર પર સવારી જેવી કઠિન છે. અને તે એક શેર પર નહીં પણ એકી વખતે અનેક શેર પર સવારી કરવાનો સવાલ છે. શેર પર સવારી કરનારને આરામ હોતો નથી.

આજે હું દશ વરસ પછી અમદાવાદ આવું છું. અહીંની ભૂમિ મને અહીં આવવા ખેંચી રહી હતી. આ શહેર તો હિંદનું એક તીર્થધામ બની ગયું છે. તેની યાત્રાએ આવવાનું મને મન હતું. તમે જાણો છો કે આજનો દિવસ એક ખાસ દિવસ છે. આજે ગાંધીજીનો શ્રાદ્ધદિન છે. આજથી એક વર્ષ પહેલાં બાપુનાં અસ્થિને આપણે નદીમાં પધરાવ્યાં હતાં. એ વાતને એક વર્ષ વીતી ગયું છે.

આજે અમદાવાદ એક મોટું શહેર છે. એમાં મોટાં મોટાં કારખાનાં અને મિલો છે. બસો કે ચારસો વરસ પછી આ શહેરનું સ્વરૂપ કેવું હશે તથા આ મિલો જે રીતે ચાલે છે તે રીતે ચાલતી હશે કે કેમ તેની મને ખબર નથી. પરંતુ એક હજાર વરસ પછી પણ જ્યારે ભારતનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં અમદાવાદની ચર્ચા હશે. એમાં આ શહેરનું વિશિષ્ટ સ્થાન હશે. પણ તે એનાં કારખાનાંઓ અને ધંધારોજગારને લીધે નહીં પણ એક મહાપુરુષે આવીને અહીં વસવાટ કર્યો તેને લીધે. એ કારણે અમદાવાદ અમર રહેશે.

સાબરમતી આગળ એક આશ્રમ બાંધી તેણે એક એવી હિલચાલ ચલાવી જેની આ દેશ પર ભારે અસર પડી. આજથી હજાર વરસ પછીના જમાનામાં લોકો વિચારશે કે ગાંધીજીના સમયમાં જે લોકો જીવ્યા અને તેમની સાથે રહીને વીસપચીસ વરસ કામ

કર્યું તેઓ કેવા ભાગ્યશાળી હશે! તો આજના જમાનામાં જીવતા આપણે પણ વિચારવું જોઈએ કે ગાંધીજી પાસે આપણે શું શીખ્યા ? આપણે શું ભૂલો કરી ? એક વરસ પહેલાં ગાંધીજી આપણી વચ્ચે હતા. આપણે તેમને જોઈ શકતા હતા, સાંભળી શકતા હતા. મુશ્કેલીના પ્રસંગોએ આપણે તેમની સલાહ અને દોરવણી માટે તેમની પાસે દોડી જઈ શકતા હતા. આજે તેઓ નથી પણ સારા ભારત પર તેમની છત્રછાયા છે; સારીયે દુનિયામાં તેમનો અવાજ ફેલાઈ ગયો છે.

આજે દુનિયા સમક્ષ જે મોટા સવાલો પડયા છે તે જોતાં ભારત મુશ્કેલીમાં મુકાઈ જાય એવું કશું આપણે ન કરવું જોઈએ. મતભેદ હોઈ શકે છે. ઘેટાંબકરાંની માફક બધા એક જ રાહે ચાલતા હોય એ સ્થિતિ હું પસંદ નથી કરતો. પણ અંદર અંદર લડીને આપણે કમજોર ન બનીએ. પક્ષો રચીએ પણ તેમ કરતાં સામાને તોડીને આગળ વધવાની ઇચ્છા ન રાખીએ.

આ માટે આપણે બે ત્રણ અગત્યની વાતો યાદ રાખવી જોઈએ. એક એ કે આપણે લોકશાહીને રસ્તે જવું છે. લડાઈ-ટંટા અને હંગાફિસાદનો રસ્તો આપણે નથી લેવો. એ રસ્તો લઈશું તો દેશ કમજોર બનશે. એથી આર્થિક અને રાજકીય પ્રશ્નો ઉકેલી શકાવાના નથી. બીજી વાત એ કે, દેશમાં ફાટફૂટ પાડવા ઇચ્છતા બળને મદદરૂપ થાય એવું કશું આપણે ન કરવું જોઈએ. દેશમાં અને સારી દુનિયામાં આજે બે પ્રકારનાં બળો કાર્ય કરી રહ્યાં છે — એક છે તોડનારું બળ, અને બીજું છે જોડનારું. અંદરના કે બહારના દુશ્મનોને તક ન મળે એ આપણે જોવું જોઈએ.

* * *

પાછલાં વર્ષોમાં હિંદમાં ઘણી ખરાબ બીનાઓ બની ગઈ. આમ છતાં દુનિયાને અમે બતાવી આપ્યું છે કે, હિમાલય જેવડી મુશ્કેલીઓનો પણ અમે મુકાબલો કરી શકીએ છીએ. ગયાં દોઢ વરસના ગાળામાં હિંદના ભાગલા અને પંજાબ તથા દિલ્હીનાં તોફાનો વગેરે ઘણા ખતરનાક બનાવો બની ગયા. એ તોફાનો પણ અમે શમાવ્યાં છે. અમારી સામે મોટામાં મોટો સવાલ દેશી રાજ્યોનો હતો. તેની ભયંકરતા ભારે દેખાતી હતી પણ તે પ્રશ્નને સરદારશ્રીએ ઉકેલ્યો. આ અમારી મહાન સિદ્ધિ છે અને તેનો સઘળો યશ સરદારશ્રીને ફાળે જાય છે. આજે અમારી સામે આર્થિક સવાલ મોટામાં મોટો છે. તેનો પણ ઉકેલ લાવવાનો છે. પણ એમાં જનતાના

સહકારની જરૂર અનિવાર્ય છે. જનતાના સહકાર વિના કોઈ રાજ ચાલી શકે નહીં. અંગ્રેજી રાજ્યનો હવે અંત આવ્યો છે, એ પુરાણી સરકારનું કામ તો માત્ર કર ઉઘરાવવાનું અને શાંતિ જાળવવાનું હતું. પણ આજની સરકારનું એટલું જ કામ નથી. એ સરકાર તો જનતાની સરકાર છે. આ સરકારનું કામ તો લોકોની બેકારી, ગરીબાઈ તથા બીજી મુસીબતો દૂર કરવાનું છે.

દેશમાં કોઈ એક પ્રાન્તના લોકોને અથવા કોઈ જાતિ, કોમ કે વર્ગના જૂથને ખાસ અધિકારો મળે એ નહીં પણ સમસ્ત દેશની જનતાને એક સરખા હક મળે તેનું નામ સ્વરાજ. હું તમને ખાતરી આપું છું કે, હિંદમાં વસતા દરેક માનવીને સ્વતંત્ર નાગરિક તરીકેના તમામ હકો મળશે પછી તે ગમે તે કોમ, જાતિ કે વર્ગનો હોય. જો આમ નહીં થાય તો આખો દેશ બરબાદ થઈ જશે.

ત્રીશ વરસમાં અમે અંગ્રેજી હકૂમતનો સામનો કર્યો. ગાંધીજીનો જે કાર્યક્રમ હતો તેમાં માત્ર અંગ્રેજ સત્તા સામે લડવાનું નહોતું. તેનું પહેલું કાર્ય તો જનતાની તાકાત વધારવાનું હતું. મહાત્માજીએ મુડદાલ જીવોમાં નવા પ્રાણ પૂર્યા ને આપણી આંતરિક શક્તિ વધારી. એ શક્તિ જગતની કોઈ સલ્તનત છીનવી શકે એમ નથી. હું તમને કહું છું કે તમારે સાચા રાહ પર ચાલવાનું છે. અમે અમારી પરીક્ષામાં પાસ થયા છીએ. અમે પ્રતિજ્ઞામાં કરી છે કે હિંદને અમે જબરદસ્ત શક્તિશાળી દેશ બનાવીશું. શક્તિશાળી દેશ એટલે લશ્કરની સંખ્યા વધારવી એ નહીં. અમે મહાત્માજીના સિદ્ધાંત પર પૂરેપૂરા ચાલતા થઈશું ત્યારે જ અમારી પ્રતિજ્ઞા પૂરી થઈ કહેવાશે.

## પૂરું થતું પખવાડિયું

ગાંધી ખૂન કેસના આરોપીઓએ ખાસ અદાલતે તેમને ફરમાવેલી સજા સામે પૂર્વ પંજાબની વડી અદાલતમાં અપીલ નોંધાવી છે.

વડી ધારાસભામાં રેલવેનું અંદાજપત્ર રજૂ કરતાં વાહનવ્યવહાર ખાતાના પ્રધાન શ્રી ગોપાલસ્વામી આયંગરે ચાલુ વરસમાં રેલવેનાં નૂર કે ભાડામાં વધારો કરવામાં નહીં આવે એવી જાહેરાત કરી હતી.

હિંદી સરકારના ખોરાક ખાતાના પ્રધાન શ્રી જયરામદાસ દોલતરામે વડી ધારાસભામાં જાહેર કર્યું હતું કે, ૧૯૪૯ની સાલમાં એક અબજ ત્રીસ કરોડ રૂપિયાનું અનાજ પરદેશોમાંથી લાવવું પડશે.

ખેડા જિલ્લા લોકલબોર્ડની ચૂંટણીમાં કુલ ૫૦ બેઠકોમાંથી ૪૬ બેઠકો કૉંગ્રેસને મળી છે.

અખિલ હિંદ રેલવે ફેડરેશન નામની રેલવે કામદારોની મધ્યસ્થ સંસ્થાની મહાસમિતિએ રેલવે હડતાલ મોકૂફ રાખવાનો મોટી બહુમતીથી નિર્ણય કર્યો છે.

બી. બી. ઍન્ડ. સી. આઈ. રેલવેના કામદારોના સંઘે રેલવે સત્તાવાળાઓને હડતાલ પાડવાની નોટિસ આપી છે. આ સૂચિત હડતાલ ૯મી માર્ચે સવારના આઠ વાગ્યાથી શરૂ થશે અને નોટિસમાં જણાવ્યા મુજબની માગણીઓ સંતોષવામાં નહીં આવે ત્યાં સુધી ચાલુ રહેશે.

ગઈ તા. ૧૮મીથી મુંબઈ ધારાસભાની અંદાજપત્ર પસાર કરવા માટેની બેઠક શરૂ થઈ છે.

દારૂબંધી અંગેના એક બિલને વિચારણા માટે રજૂ કરતાં આબકારી ખાતાના પ્રધાન શ્રી પાટીલે મુંબઈ ધારાસભામાં જાહેર કર્યું છે કે ૧૯૫૦ની ૧લી એપ્રિલથી આખા મુંબઈ પ્રાન્તમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવી જશે.

સામ્યવાદીઓના અંકુશ નીચેનાં કેટલાંક રેલવે કામદારોનાં યુનિયનોએ હડતાલ પાડવાની નોટિસ આપી હોવાથી સાવચેતીના પગલા તરીકે દેશભરમાંથી સામ્યવાદી કાર્યકરોની ધરપકડ કરવામાં આવી છે.

મુંબઈ સરકારે એવો નિર્ણય કર્યો છે કે, સરકારી દસ્તાવેજોમાં હવે પછી હોઈ પણ હિંદીના નામ સાથે ખિતાબોનો ઉલ્લેખ કરવો નહીં.

અમદાવાદ મ્યુનિસિપાલિટીની થયેલી ચૂંટણીમાં કુલ ૬૪ બેઠકોમાંથી કૉંગ્રેસે ૬૨ બેઠકો મેળવી છે. આ ચૂંટણીની ખાસ વિશિષ્ટતા એ હતી કે એ સંયુક્ત મતાધિકારને ધોરણે થઈ હતી અને શહેરના મુસ્લિમ મતદારોએ ઘણી મોટી સંખ્યામાં કૉંગ્રેસના ઉમેદવારોને પોતાના મત આપ્યા હતા. મ૦

## લોકપોથી

[ પહેલી ]

જુગતરામ દવે : નરહરિ પરીખ

કિં. રૂ. ૦–૪–૦ ટપાલખર્ચ ૦–૧–૦

વિષયસૂચિ પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૪

બે આના

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૧૫

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી માર્ચ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫ શિ ૮



## જીવનમાં કરકસરનું મહત્ત્વ

જેઓ સમજવા ઇચ્છે છે તેમને હું સમજાવવા ઇચ્છું છું ખરો કે આપણે ગરીબથી પણ ગરીબ થઈને રહેવાનો ધર્મ છે. એક પૈસાથી ચાલે તો બે ન ખરચીએ અને એમ કરતાં જોખમો ખેડવાં પડે તે ખેડીએ. તેથી જેટલી મુસાફરી વિના ચલાવી શકાય તેટલી મુસાફરી વિના ચલાવી લઈએ, જેટલી સગવડો વિના ચલાવી શકાય તેટલી સગવડોનો ત્યાગ કરીએ. અને આ ગરીબી માત્ર પૈસાની જ નહીં, પ્રવૃત્તિની પણ હોવી જોઈએ. શબ્દો પણ કંજૂસાઈથી વાપરીએ, વિચારો પણ કંજૂસાઈથી વાપરીએ. આમ કરીએ તો જ સત્ય, અહિંસા, બ્રહ્મચર્યાદિનું પાલન થઈ શકે.

ગાંધીજી

**સ્વાદમાત્ર રસમાં રહ્યો છે, અને રસ ભૂખમાં છે**

# ભોજન વખતે

૧. હાથ પગ ધોઈ તેમ જ લૂછીને જ રસોડામાં પેસવું.

૨. પહેરેલા કપડાથી નહીં પણ ચોખ્ખા કકડાથી વાસણ લૂછવાં.

૩. એઠા હાથે પીરસવાની રસોઈને ન અડવું.

૪. પીરસવાનું કામ જમવા ન બેઠું હોય એમને જ સોંપવું.

૫. પાણીનો લોટો, પ્યાલો તથા સાફ કકડો સાથે લઈને જ જમવા બેસવું.

૬. ચાવી ચાવીને નિરાંતે જમવું.

૭. ખાઈ લીધા પછી ભાણામાં વધે નહીં એટલું જ લેવું.

૮. ખાઈ લીધા પછી વેરાયેલા એઠવાડ સાફ કરીને ઊઠવું.

૯. એઠવાડ કે પાણી આંગણામાં નહીં પણ છાટમાં રેડવું.

૧૦. વાસણ ચોખ્ખી માટીથી અગર રાખથી જ માંજવાં અને ચોખ્ખા પાણીથી જ ધોવાં.

બબલભાઈ મહેતા

# પાણી પીતી વખતે

૧. ગોળામાંથી પાણી કાઢવા માટે ડોયો જ વાપરવો.

૨. લોટા પ્યાલાની અંદર *આંગળી રહે એ રીતે એને ન* પકડવા.

૩. પીતાં કે લઈ જતાં પાણી ઢોળાય નહીં એટલું જ પાણી લોટા પ્યાલામાં ભરવું.

૪. મોઢે માંડેલો પ્યાલો સાફ કરીને જ બીજા સામે ધરવો.

બબલભાઈ મહેતા

# રીંછ અને બકરો

કેટલીય વાર ખોટા મમતમાં આવી જઈ માંહોમાંહે કેવો ખોટો ઝઘડો કરી નાખીએ છીએ! તેથી બંનેને ફાયદાને બદલે નુકસાન જ થાય છે, એની લડવાડમાં ત્રીજો જ ફાવી જાય છે.

ઉનાળાના દિવસ હતા. તાપ બરોબર પડતો હતો. એક રીંછ પાણી પીવા એક નાના ઝરા પાસે આવ્યું. એક બકરું પણ ત્યાં જ આવી ચડ્યું. તેને પણ પાણી પીવું હતું. કોણ પહેલું પીએ તે બાબતમાં બંને વચ્ચે તડાતડી થઈ.

રીંછ — ખબરદાર, તેં પાણી પીધું તો. હું પહેલું પીઉં, પછી તું પીવું હોય તો પીજે.

બકરું — કેમ! હું શું કામ પાછળથી પીઉં? હું પહેલું પીશ.

આમ બે વચ્ચે બોલાચાલી શરૂ થઈ. કોઈ પોતાની વાત છોડે નહીં. બેઉ લડશે કે શું, એવો ઘાટ થયો. અને રીંછ બકરાને મારવા પણ તડતું હતું; ત્યાં એની નજર ઊંચે આકાશમાં ગઈ. ત્યાં કેટલાંક ગીધ તાકી રહ્યાં હતાં. 'આ બે જણ લડે, તો મજા પડે. કોકનું કોક મરશે ને આપણને ખોરાક મળશે—' આમ વિચારી તે રાજી થતાં હતાં.

રીંછે આ જોયું. તે સાનમાં સમજી ગયું ને બકરાને કહે, 'અરે ભાઈ, તું પહેલું પી; પછી હું પીશ. હંસાતૂંસી કરીને મારામારી કરીએ તો કોનું ભલું થવાનું હતું? પેલાં ગીધ ઉપર તાકી જ રહ્યાં છે. તેના કરતાં આ અમૃત જેવું પાણી પીને બેઉ બચીએ એ કેવું સારું?'

બકરો પણ સમજ્યો. ખોટી પતરાજી છોડી બંનેએ પછી પાણી પીધું અને ગીધ નિરાશ થઈને બીજે ચાલ્યાં ગયાં.

તેઓ જે પતરાજીમાં પડત તો પાણી પીવાનું તો બાજુએ રહેત; મળત વગરમફતની મારામારી અને મરણ.

૭–૩–'૪૯ મગનભાઈ દેસાઈ

# સદ્ગત સરોજની દેવી

આપણી આઝાદીની લડતના મહારથીઓ તથા નવા હિંદના ઘડતરમાં આગળપડતો ભાગ લેનાર આગેવાનો એક પછી એક ખરવા લાગ્યા છે. સ્વરાજની આપણી અજોડ લડતના અજોડ સેનાપતિ અને હિંદને નવજીવન આપનાર આપણા રાષ્ટ્રપિતા ગાંધીજી ગયા; આ મહિનાની શરૂઆતમાં સ્વરાજની એ લડતના આગલી હરોળના સૈનિક અને ગાંધીજીની દેશોદ્ધારની પ્રવૃત્તિઓમાં આગળપડતો ભાગ લેનાર સરોજિની દેવી ગયાં.



તેમના અવસાનના સમાચાર મળતાં દેશભરમાં ઊંડી ગમગીનીનું મોજું ફરી વળ્યું હતું એમ છાપાંઓ પરથી જાણવા મળે છે. આમ તેમના અવસાનથી અસંખ્ય લોકોએ પોતાનું સ્વજન ગુમાવ્યા જેવી લાગણી અનુભવી. દેશસેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરીને લોકહૃદયમાં તેમણે એ સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

સરોજિની દેવી ભારે પ્રતિભાશાળી વ્યક્તિ હતાં. તેમની બુદ્ધિ અતિશય તેજસ્વી હતી અને અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબૂ અજોડ હતો. આ ઉપરાંત

તે સમર્થ વક્તા પણ હતાં. ૧૯૨૦–૨૫ના જમાનામાં અહીંની બ્રિટિશ સરકારને આ બધી શક્તિઓની ખૂબ જ જરૂર હતી. દેશમાં આઝાદીની લડત પૂર જોશથી ચાલી રહી હતી અને દેશ-પરદેશમાં બ્રિટિશ સરકારની શાખ ઘટવા લાગી હતી. વળી હિંદની આઝાદીની લડત પ્રત્યે સહાનુભૂતિની લાગણી ઉત્તરોત્તર વધતી જતી હતી. આની સામે દુનિયાના લોકોની આંખમાં ધૂળ નાખવા માટે તેમ જ હિંદનો વહીવટ મોટે ભાગે હિંદીઓ દ્વારા જ ચલાવવામાં આવે છે એવો દેખાવ કરવા માટે બ્રિટિશ સરકારે થોડાક શક્તિશાળી પણ કહ્યાગરા હિંદીઓને રાજવહીવટમાં દાખલ કરવાની નીતિ અખત્યાર કરી. આવા હિંદીઓ મેળવવા માટે તેણે આર્થિક લાભ, ઉચ્ચ હોદ્દો, માનમરતબા વગેરેનાં પ્રલોભનોની જાળ બિછાવી. સરકારની એ જાળમાં ઠીક ઠીક પ્રમાણમાં શક્તિ-શાળી હિંદીઓ સપડાયા અને આ દેશની ગુલામી ટકાવી રાખવામાં તેમણે બ્રિટિશ સરકારને પોતાનાથી બનતી બધી મદદ કરી.

સરોજિની દેવી એ બધાની તુલનામાં એવાં ભારે શક્તિશાળી હતાં કે પોતે માગ્યાં મૂલ પામી શકે એમ હતું. પણ તે કંઈક જુદી જ માટીનાં બનેલાં હતાં અને એ તરફ તેમણે નજર સરખી પણ ન કરી.

પણ સરોજિની દેવી જુદા જ પ્રકારની જાળમાં સપડાવાને સરજાયાં હતાં. એ જાળ 'દરિયાપારથી આવેલા જાદુગરે' હિંદભરમાં બિછાવી હતી. એ જાળ તેણે હિંદને ગુલામીમાંથી મુક્ત કરવાને તથા તેનો પુનરુદ્ધાર કરવાને માટે સેવકો મેળવવાને બિછાવી હતી. એ જાળમાં સપડાવા બદલ કશા દુન્યવી લાભો તે આપી શકે એમ ન હતું. તે તો એક ફકીર હતો અને ફકીરી સિવાય બીજું કશું તેની પાસે આપવાનું નહોતું. વધુમાં તેણે બલિદાન, આપભોગ, કારાવાસ અને કષ્ટસહનનો માર્ગ સૌની આગળ ધર્યો. સરોજિની દેવી સ્વેચ્છાપૂર્વક આ જાળમાં સપડાયાં અને કુદરતે તેમને જે શક્તિ આપી હતી તે સઘળી તેમણે દેશને ચરણે ધરી. રાષ્ટ્રની મુક્તિ અને ઉન્નતિ માટેની ગાંધીજીએ આરંભેલી હિલચાલમાં તેમણે ઝંપલાવ્યું અને પોતાની બધી શક્તિ તેમણે દેશસેવાના

કાર્યમાં ખરચી. આઝાદીની લડતની બધી તડકીછાંયડીમાં તે અડગપણે ગાંધીજીને પડખે રહ્યાં અને પોતે સ્વેચ્છાપૂર્વક વહોરી લીધેલા માર્ગમાં આગળ ધપતાં અનિવાર્યપણે જે કષ્ટો વેઠવાનાં આવ્યાં તે હસતે મોંએ વેઠયાં. પોતાની નાદુરસ્ત તબિયત હોવા છતાં છેવટ સુધી તે દેશસેવાના કાર્યમાં મંડયાં રહ્યાં અને આખરે પોતાનું જીવન કૃતાર્થ કરીને અને પોતાના દેશવાસીઓને હમેશને માટે આભારવશ બનાવીને ચાલ્યાં ગયાં.

સરોજિની દેવીનો જન્મ ૧૮૭૯ની સાલના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે દક્ષિણ હૈદરાબાદમાં સંસ્કારી માતપિતાને ત્યાં થયો હતો. તેમના પિતા અઘોરનાથ ચટ્ટોપાધ્યાય બંગાળી બ્રાહ્મણ હતા અને હૈદરાબાદની એક કૉલેજના પ્રિન્સિપાલ હતા. સરોજિની દેવીનાં મા પણ સાહિત્યપ્રેમી હતાં અને બંગાળી ભાષામાં તેમણે કેટલાંક કાવ્યો પણ લખ્યાં છે.

આમ સરોજિની દેવીને કેળવણી અને સાહિત્યના સંસ્કાર વારસામાં મળ્યા હતા. છેક નાનપણમાં જ પોતાની બુદ્ધિમત્તાનાં લક્ષણો તેમણે બતાવ્યાં હતાં. તેમના પિતાની ઉમેદ પોતાની આશાસ્પદ પુત્રીને ગણિતશાસ્ત્રી બનાવવાની હતી. પણ બાળક સરોજિનીનું ચિત્ત કોઈક જુદા જ પ્રદેશમાં વહરતું હતું. અગિયાર વરસની વયે બીજગણિતનો દાખલો ગણતાં ગણતાં તેમનું મન કલ્પનાને હીંડોળે ચડી ગયું; દાખલો દાખલાને ઠેકાણે રહ્યો અને તેમણે એક કાવ્ય લખી નાખ્યું. આ રીતે છેક અગિયાર વરસની કુમળી વયથી કવિ તરીકેની તેમની કારકિર્દીનો આરંભ થયો. બાર વરસની ઉંમરે તેમણે મદ્રાસ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. એ પછીથી તેમની તબિયત કથળી એટલે વ્યવસ્થિત અભ્યાસ અટકી પડયો પણ ઇતર વાચન અને કાવ્ય લખવાનો વ્યવસાય તો ચાલુ જ રહ્યો.

નિઝામ તરફથી તેમને શિષ્યવૃત્તિ મળવાથી આગળ અભ્યાસ કરવાને તે ઈંગ્લંડ ગયાં. ૧૮૯૫થી ૧૮૯૮ દરમ્યાન તેમણે લંડન અને કેમ્બ્રિજની કૉલેજોમાં અભ્યાસ કર્યો અને પછી તે દેશ પાછાં ફર્યાં. હિંદ આવ્યા પછી બંને પક્ષે ઉગ્ર વિરોધ હોવા છતાં ડૉ. ગોવિંદરાજુલુ નામના આંધ્રના પોતાની

પસંદગીના અબ્રાહ્મણ યુવાન સાથે તેમણે લગ્ન કર્યાં.

ઇંગ્લંડના તેમના વસવાટ દરમ્યાન અંગ્રેજી ભાષામાં કાવ્યો લખવાનો તેમનો વ્યવસાય ચાલુ જ રહ્યો હતો. તેમનાં કાવ્યો અંગ્રેજી સાહિત્યના અધિકારી વિવેચકોના ભારે આદરને પાત્ર બન્યાં હતાં. ૧૯૦૫, ૧૯૧૨ અને ૧૯૧૭ એમ અનુક્રમે પોતાનાં કાવ્યોના ત્રણ સંગ્રહો તેમણે બહાર પાડ્યા. આ ત્રણે કાવ્યસંગ્રહોને દેશપરદેશોમાં ખૂબ જ આવકાર મળ્યો. આમ રાજકીય ક્ષેત્રમાં પડ્યા પહેલાં જ એક ઉચ્ચ કોટિના કવિ તરીકે દેશપરદેશમાં તે નામના મેળવી ચૂક્યાં હતાં.

સરોજિની દેવીનું એ પછીનું જીવન આપણી આઝાદીની લડત સાથે નિકટપણે સંકળાયેલું છે. એ લડતમાં એ છેવટ સુધી મોખરે રહ્યાં અને તેમને માથે જે જવાબદારીઓ આવી તે તેમણે, કુશળતાપૂર્વક પાર ઉતારી. ૧૯૨૫માં કાનપુર મુકામે ભરાયેલી કોંગ્રેસનાં તે પ્રમુખ થયાં. ત્યાર પછી અવારનવાર તે કોંગ્રેસની કારોબારીના સભ્યપદે પણ રહ્યાં. ૧૯૩૦માં ગાંધીજીની ધરપકડ પછી ધરાસણાના મીઠાના અગર પરના હલ્લાની સરદારી પણ તેમણે લીધી હતી. ૧૯૪૨ની સાલમાં 'હિંદ છોડો'ની લડતમાં ગાંધીજી સાથે જ તેમની ધરપકડ થઈ હતી અને તેમને આગાખાન મહેલમાં ગાંધીજી સાથે જ રાખવામાં આવ્યાં હતાં. હિંદ આઝાદ થયા પછી યુક્ત પ્રાન્તોના ગવર્નર તરીકે તેમની વરણી કરવામાં આવી હતી. ગવર્નર તરીકે તે ખૂબ જ લોકપ્રિય થયાં હતાં.

આમ લગભગ અરધી સદી જેટલા સમય સુધી એક યા બીજી રીતે પોતાની માતૃભૂમિની સતત સેવા કર્યા પછી સિત્તેર વરસની વયે તેમનું અવસાન થયું. હિંદના લોકો સરોજિની દેવીને તેમની સેવાને કારણે ઘણા લાંબા વખત સુધી પ્રેમપૂર્વક યાદ કરશે.

મણિભાઈ દેસાઈ

**સ્વરાજ જે સમજે તેને માટે છે. કોઈનું અપાવેલું તે પરરાજ્ય છે. પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ.**

# કાપડની તંગીનો ઉકેલ

આપણા દેશમાં અત્યારે મોટી ખોટ છે પૂરતા અનાજ અને કપડાની. જીવવાને માટે ધાન અને શરીર ઢાંકવાને માટે વસ્ત્ર—એ તો દરેકને જોઈએ. જે દેશમાં આ બે વાતનું દુઃખ હોય, તે દેશનું લોકજીવન બરોબર નથી ચાલતું, એમ ચોક્કસ માની શકાય. એટલે એ દેશના લોકોએ અને તેની સરકારે પહેલું કામ આ સુધારવાનું કરવું જોઈએ.

આવી ખોટ પડવાનાં કારણો જાત જાતનાં હોય છે. કેટલાંક તો એવાં અટપટાં હોય છે કે, તેમાં તો મોટા મોટા શાસ્ત્રી પંડિતો પણ ગોથાં ખાય છે. એ બધાંમાં પડવાનું ગજું બધાનું નથી હોતું. પણ દરેક જણે આ બે વસ્તુ માટે પોતે શું કરવું, તેની ચિંતા તો કરવી જ પડે છે. એટલે તેણે પોતા પૂરતી આ વાત સમજવી જ જોઈએ.

જો સહેજ વિચારી જોઈએ તો આ વાત સાદી છે. ગાંધીજીએ એને એવી રીતે સમજાવી છે. એ કહે છે કે, જો રેંટિયા દ્વારા તરતોતરત કામ લેવાય, તો મિલ-અને અંકુશો કરતા વહેલું દરેકને કાપડ મળી જાય. ખાદી એવી સાદી ચીજ છે કે તે પેદા કરીને પૂરતું કાપડ લોકો તરત પોતાની મેળે મેળવી લઈ શકે. ફક્ત થોડું આળસ દૂર કરવું જોઈએ. લોકો પાસે ઢગલાબંધ આળસ અને નવરાશ છે, તેને રેંટિયા વાટે કામમાં લેવાં જોઈએ. એમ થાય તો ઘણો ફેર પડે. તેથી કરીને દેશનું ધન વધે; આળસ ટળે, બેકારી હટે,—એ પણ મોટા લાભ થાય. અને દેશનું ધન વધે તો લોકને રોટલો પણ વધારે મળવા લાગે.

રેંટિયો એવો છે કે તે દરેક લઈ શકે. અનાજ દરેક પકવી ન શકે. દરેક પાસે જમીન ન હોય; ખેડવાની આવડત ન હોય. રેંટિયા માટે એમ નથી. તેથી જ ગાંધીજીએ તેને પોતાના રચનાત્મક કાર્યક્રમમાં વચ્ચેનું મુખ્ય સ્થાન આપ્યું છે. એ કાર્યક્રમનાં બધાં કામોની સૂર્યમાળાનો સૂર્ય રેંટિયો છે, એમ તે કહેતા.

આ વસ્તુ આજે પણ સાચી છે. જો આપણે ગાંધીજીની આ શિખામણ

સાચી પાડી આપીએ, તો કાપડનો સવાલ ઊકલી જાય. અને એને જોરે બીજું કેટલુંય કામ સહેજે થાય. સૂર્ય ઊગે અને જેમ બધું ફૂલેફાલે છે તેમ. આ કરી જોવા જેવો ગાંધીજીનો જાદુ છે. લોકો અને સરકાર પ્રયત્ન કરે તો ન થાય એવું તો આ નથી લાગતું.

૭-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## અમે શું ભણવાના?

પ્રૌઢશિક્ષણના પ્રચારની બહુ વાતો સાંભળીને એક શાળાના શિક્ષકને પોતાના ગામમાં તે કામ ઉપાડવાનો વિચાર થયો. તેણે એક દિવસ કેટલાક અભણ મોટેરાને ભેગા કર્યા અને તેઓ ભણવા ખુશી હોય તો રોજ રાત્રે વર્ગ ચલાવવાની વાત કરી. તે સાંભળીને એક ભાઈ બોલી ઊઠ્યા:

'અમે શું ભણવાના? અમારા કરતાં નાનાં છોકરાંને બરાબર ભણાવો તો બહુ છે. અમારે તો બહોત ગઈ થોડી રહી.'

શિ૦ – છોકરાંને ભણાવવાં તે અમારું કામ છે. તે તો અમે કરીશું. અત્યાર સુધી બરાબર નહીં ભણાવતા હોઈએ તો હવે બરાબર ભણાવીશું. પણ મારે તમારા જેવા મોટાને પણ ભણાવવાં છે. તમે ભણો તો છોકરાનું શિક્ષણ સુધરે અને સરકાર ફરજિયાત કેળવણી દાખલ કરવા માગે છે તેય સુધરે તથા પ્રજાતંત્ર પણ સફળતાથી ચાલે.

પ્રૌ૦ – પણ અમને હવે પાકી કાઠીએ કાના શી રીતે ચઢે? અમને બારાખડી ભણવાનું અને ગોખવાનું શી રીતે ફાવે?

શિ૦ – તમે બધા પાકી કાઠી થઈ ગયા એમ કેમ માનો છો? તમે તો મોટે ભાગે ૨૫ થી ૪૫ વરસની ઉંમરના છો. હજી તો જુવાન છો. અત્યારથી પોતાને ઘરડા શા માટે માનો છો?

પ્રૌ૦ – ઘરડા તો નહીં. પણ ભણવાનું કામ બાળકોનું. અમે કામધંધામાં પડેલા માણસો હવે શું ભણીએ!

શિ૦ – તમને તમારા કામધંધામાં ઉપયોગી થશે તે જ ભણાવીશું તો ભણશોને!

પ્રૌ૦ – પણ અમને મોઢે ચડશે! ભણવાનું ફાવશે?

શિ૦—હા, જરૂર ફાવશે. માણસમાં ભણવાની ઇચ્છા હોય તો કોઈ પણ ઉંમરે ભણી શકે છે. એક રોમ દેશના વિદ્વાનની વાત છે કે તે એંશીમે વરસે ગ્રીક ભાષા શીખવા લાગ્યો હતો. તેને કોઈકે પૂછ્યું કે 'આ ઘડપણમાં આવી અટપટી ભાષા ક્યાં શીખવા બેઠા?' ત્યારે તેણે હસીને કહ્યું કે 'મારી આ ભણવાની ઉંમર નથી શું?'

આપણા ગાંધીજી પણ એવું જ માનતા હતા અને જ્યારે જરૂર પડે ત્યારે નવો વિષય કે નવી ભાષા શીખી લેતા હતા. તો તમે ઇચ્છો તો તમે પણ જરૂર શીખી શકો.

પ્રૌ૦—તો અમે રોજ આવીશું. તમારામાં જેટલી શક્તિ હોય તેટલી વાપરીને અમને શીખવજો.

શિ૦—તે હું કરવા માગું છું. તમારો સાથ હશે તો તેમાં આપણે સફળ થઈશું એમાં શંકા છે જ નહીં. તમે ચોક્કસ વિશ્વાસ રાખજો કે ભણવાને માટે કોઈ ઉંમર મોટી નથી. માણસ જિંદગીના અંત સુધી વિદ્યાર્થી રહી શકે છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# દોઢ પાઈની ઝાડુની કથા

શહેરનો એક દલાલ હતો.

એ દલાલ ગામડાંનો માલ ખરીદી શહેરમાં વેચે.

ગરીબ હરિજન બહેનો ઝાડુઓ બનાવે તે શહેરમાં લાવી વેચવાનો સોદો એણે કર્યો.

એ દલાલે લાખ ઝાડુનો સોદો કર્યો.

આ સોદા માટે એણે બીજા નાના બેત્રણ દલાલો ઊભા કર્યા. એ દલાલોએ ગામડાના મુકાદમો શોધ્યા.

ગામડાના મુકાદમો હરિજનવાસમાં પહોંચ્યા.

ત્યાં બહેનો ઝાડુ બનાવતી હતી. પેલા મુકાદમે એ ઝાડુઓ ૧।। પાઈના ભાવે ખરીદી.

બીજા ગામડામાંના મુકાદમોએ પણ એવી જ રીતે ઝાડુ ખરીદી.

બધી ઝાડુઓ પેલા નાના દલાલોએ પેલા મુકાદમો પાસેથી ખરીદી.

મુકાદમોને એની દલાલી મળી. નાનાં દલાલો પાસેથી શહેરના દલાલે બધી ઝાડુઓ ખરીદી. નાના દલાલોને પણ દલાલી મળી. પછી મોટા દલાલે શહેરના વેપારીઓને ઝાડુ વેચી.

મોટા દલાલને એમાંથી સારી દલાલી મળી.

શહેરની બહેનો પેલા શહેરના વેપારી પાસેથી ઝાડુ ખરીદતી.

એક ઝાડુનો એક આનો વેપારીને મળતો. એમાં પણ વેપારીની દલાલી રહેતી જ. ઝાડુની મૂળ કિંમત ૧॥ પાઈ હતી. ગામડાની હરિજન બહેનને એની ફક્ત દોઢ પાઈ મળેલી.

પછી દલાલોની આંટીઘૂંટીમાં ઝાડુએ પ્રવાસો કર્યા.

શહેરની બહેન પાસે ઝાડુ પહોંચી ત્યારે એક આનો એનો થઈ ગયો.

દોઢપાઈની ઝાડુ પર ૧૦॥ પાઈની દલાલી ચડી.

હરિજન ઝૂંપડામાં મહેનત કરનાર હરિજન બહેનને તો દોઢ પાઈ જ મળી. ૧૦॥ પાઈ પેલા મુકાદમો અને દલાલોમાં વહેંચાઈ.

ગરીબ બિચારી હરિજન બહેનની બનાવેલી ઝાડુ શહેરની સુખી બહેને વાપરી.

એમાં સેવા તો પેલા દલાલોની થઈ. હરિજન બહેનને તો દોઢ પાઈ જ મળી.

આનું નામ અવળો વેપાર. ઉત્પન્ન કરનાર અને વાપરનાર તદ્દન જુદાં. કોઈ કોઈ ને ઓળખે નહીં.

જેવું ઝાડુમાં તેવું જ બીજી વસ્તુઓમાં.

આજનું અર્થશાસ્ત્ર આવું છે. આજનો વેપાર આવો છે. આજનો શ્રમજીવી આવી રીતે લૂંટાય છે.

ગામડાની પાયમાલીનો ઇતિહાસ દોઢ પાઈની ઝાડુની કરુણ કથામાં લખાયા કરે છે.

પાયમાલી અટકાવવાનો માર્ગ ગાંધીજી બતાવી ગયા છે. તે સમજી લઈ ને, ખરીદનાર અને ઉત્પન્ન કરનારનો સીધો સંબંધ કઈ રીતે બંધાય અને શ્રમજીવીને પૂરો બદલો કેવી રીતે મળે એવો ઉપાય કરવો જોઈએ.*

દિલખુશ બ. દીવાનજી

* સ્વામી આનંદે 'હરિજનબંધુ'માં આપેલી વિગતને આધારે.

# અમારા કુળમાં અકાળે કોઈ મરતું નથી!

કાશીદેશના એક ગામડામાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે ગુણવાન અને સદાચારી હતો. તેના ઘરના નોકરચાકરો પણ શીલ–ધર્મ પાળતા હતા.

તે બ્રાહ્મણને એક પુત્ર થયો. તેનું નામ ધર્મપાલ રાખવામાં આવ્યું. ઉંમરલાયક થતાં તેને તક્ષશિલામાં એક જાણીતા ગુરુને ઘેર ભણવા મૂકવામાં આવ્યો. ધર્મપાલ પોતાના જ્ઞાન અને ગુણથી સૌ શિષ્યોમાં વડો બન્યો.

તે અરસામાં ગુરુનો મોટો દીકરો ગુજરી ગયો. ગુરુ બધા શિષ્યો તથા સગાંવહાલાં સાથે રડતા રડતા મસાણમાં ગયા. ત્યાંથી પાછા ફર્યા બાદ બધા ગુરુને વીંટળાઈને બેઠા, અને કહેવા લાગ્યા:

'આહા! કેવો સુકુમાર છોકરો હતો? કેવી કુમળી વયે મરણ પામ્યો?'

ધર્મપાલે કહ્યું: ખરેખર સુકુમાર હતો. પણ તે કુમળી વયે કેમ મરણ પામ્યો? કુમળી વયે તે કોઈ મરતું હશે?

બધા બોલી ઊઠયા: કેમ ભાઈ, તું જાણતો નથી કે બધાં પ્રાણીઓ મરણશીલ છે?

ધર્મપાલ બોલ્યો: બધાંને મરવાનું છે એ વાત સાચી; પણ તે કુમળી વયે નહીં, પાકી વયે!

બધા કહે: શું બધાં પ્રાણીઓ અનિત્ય નથી?

ધર્મપાલ: અનિત્ય છે ખરાં; પણ તેથી કાચી વયે ન મરે, ઘડપણમાં મરે!

બધા: તારે ઘેર શું એવી રીત છે કે કોઈ અકાળે મરે જ નહીં?

ધર્મપાલ: હા! અમારે ઘેર કોઈ અકાળે મરતું હોય એમ જાણ્યું નથી!

ગુરુ આ સાંભળી નવાઈ પામ્યા. તેમણે વિચાર કર્યો કે આ છોકરાની વાતની મારે તપાસ કરવી જોઈએ; અને જો તેની વાત ખરી હોય, તો શાથી તેને ઘેર કોઈ અકાળે નથી મરતું, તે મારે શીખી લાવવું જોઈએ.

તેમણે થોડા દિવસ બાદ સૌને જણાવ્યું કે પોતે દૂર મુસાફરીએ જવાના છે. તેમણે પોતાના બધા નિશાળિયાઓને ભણાવવા–સંભાળવાનું કામ ધર્મપાલને સોંપ્યું.

ગુરુએ પ્રથમ તો સ્મશાનમાં જઈ થોડાં હાડકાં ભેગાં કર્યાં. પછી તેમને ધોઈ ને એક પોટલીમાં બાંધ્યાં. અને તે પોટલીને ઝોળીમાં મૂકી તે ધર્મપાલના પિતાને ગામ જવા નીકળ્યા. તે ગામે પહોંચીને તેમણે પૂછપરછ કરીને તેનું ઘર શોધી કાઢ્યું.

ત્યાં પહોંચતાં જ, તેમને જે નોકર પહેલો મળ્યો તેણે તરત તેમના હાથનો ભાર ખેંચી લીધો, તેમના હાથપગ ધોયા, અને તેમને આસને બેસાડી, આવવાનું કારણ પૂછ્યું.

ગુરુએ ઉદાસ મોઢું કરી, ધર્મપાલના બાપને બોલાવી લાવવા કહ્યું.

ધર્મપાલનો બાપ આવતાં જ, ગુરુએ આંખમાં આંસુ લાવીને તેને કહ્યું: 'તમારો દીકરો મારે ત્યાં સારી પેઠે ભણ્યો-ગણ્યો અને ભારે ડાહ્યો થયો. પણ પછી થોડા દિવસ ઉપર અચાનક મરણ પામ્યો. આવો સારો જુવાન છોકરો મરણ પામવાના સમાચારથી એકદમ તમને આઘાત ન લાગે તે માટે હું જાતે તે ખબર કહેવા આવ્યો છું. બધાં પ્રાણીને વહેલું-મોડું મરવાનું જ છે; ડાહ્યા માણસે તેનો શોક ન કરવો જોઈએ !'

પરંતુ ધર્મપાલનો બાપ તો તેની વાત સાંભળી હાથની તાળી પાડીને ફક્ત મોટેથી હસ્યો.

ગુરુ તે જોઈ નવાઈ પામી બોલ્યા : ભલા ભાઈ, તું આમ છોકરો મરવાની વાત સાંભળી, તાળી પાડીને હસે છે કેમ? તને આ માઠા સમાચારથી ગાંડપણ તો નથી આવ્યું ?

બ્રાહ્મણે કહ્યું : નારે ના! મારો છોકરો મરે જ નહીં; બીજું કાઈ મર્યું હશે !

ગુરુ : અરે, તારો જ દીકરો મરણ પામ્યો છે; આ તેનાં હાડકાં હું વીણતો આવ્યો છું, તે જો!

બ્રાહ્મણ: એ હાડકાં કોઈ બીજાનાં હશે; અમારા કુળમાં સાત પેઢીથી કોઈ અકાળે મર્યું નથી, મારો દીકરો પણ અકાળે મરે જ નહીં ! આટલું કહી તે બ્રાહ્મણ ફરીથી તાળી પાડીને હસ્યો, અને તે વખતે ઘરનાં બધાં માણસો પણ તાળી પાડીને હસ્યાં.

ગુરુ તો આ લોકોની વાત સાંભળી ભારે નવાઈ પામ્યા. તે બોલ્યા : આ જગતમાં કોઈ પ્રાણી કે પદાર્થ નિત્ય નથી; તે દશામાં તમે બધા આવી

ખાતરી કેમ કરીને રાખો છો? તમારા કુળમાં કોઈ અકાળે ન મરે એવો કાંઈ કાયદો છે? તમે બધા એમ શાથી માનો છો? તમે મને એનું કારણ સમજાવશો?

બ્રાહ્મણે કહ્યું:

૧. અમારાં કુળમાં અમે સૌ ધર્મ જ આચરીએ છીએ, જૂઠું કદી બોલતા નથી, પાપ-કર્મો ત્યાગીએ છીએ, તથા અનાર્ય કહેવાતાં બધાં આચરણથી દૂર રહીએ છીએ, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૨. સજ્જન તેમ જ દુર્જનની વાતો સાંભળીને, અમે દુર્જનની વાતો તરફ લક્ષ નથી રાખતા; તથા દુર્જનનો ત્યાગ કરી, અમે સજ્જનનો સંગ ત્યાગતા નથી, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૩. કોઈ માગે તે પહેલાં અમે (તેની જરૂર જાણી) હંમેશાં દાન કરીએ છીએ; અને આપ્યા બાદ મન જરા પણ બગાડતા નથી. તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૪. પરણ્યા પછી અમે બીજાની સ્રી તરફ કદી ખોટી નજર કરતા નથી; અમારી સ્રીઓ પણ પૂરી પતિવ્રતા રહે છે. તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૫. તે સ્રીઓથી અમને મળેલાં સંતાનો પણ બુદ્ધિશાળી હોય છે, અને વિદ્યાભ્યાસ કરનારાં હોય છે, અને જ્ઞાની હોય છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૬. અમારા કુળમાં માતા, પિતા, બહેન, ભાઈ, પુત્ર, અને સ્રી એ સૌ પોતપોતાના ધર્મમાં સદા તત્પર રહે છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૭. અમારા ઘરમાં નોકર-ચાકર, દાસ-દાસી એ સૌ પણ પોતપોતાના ધર્મમાં સદા તત્પર રહે છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

પછી તે બ્રાહ્મણે છેવટે કહ્યું:

ધર્મ આચરનારનું ધર્મ રક્ષણ કરે છે; અને સારી રીતે આચરેલો ધર્મ સુખ આપે છે. તેથી, મોટું છત્ર જેમ વરસાદમાંથી બચાવી લે છે, તેમ ધર્મ વડે રક્ષાયેલો મારો પુત્ર ધર્મપાલ અકાળે મરે નહીં. આ હાડકાં બીજાનાં છે!

ગુરુ આ સાંભળીને બોલ્યા: મારી આ મુસાફરી સફળ થઈ; મને ભારે લાભ

થયો. હું આ શીખવા માટે જ મસાણમાંથી થોડાં હાડકાં વીણી લઈને અહીં આવ્યો હતો. તમારો પુત્ર ખુશીમાં છે, અને તે હંમેશ ખુશીમાં રહેજો! તમારા કુળને ધન્ય છે!

ગોપાલદાસ પટેલ

## પૂરું થતું પખવાડિયું

૧લી માર્ચથી કોલાપુર રાજ્ય વિધિસર મુંબઈ પ્રાન્ત સાથે જોડાઈ ગયું છે. કોલાપુરના મહારાજાને હવેથી વાર્ષિક દશ લાખનું સાલિયાણું આપવામાં આવશે.

મુંબઈની ધારાસભાએ દારૂબંધીનું બિલ પસાર કર્યું છે. આ બિલથી ૧૯૫૦ના એપ્રિલની પહેલી તારીખથી મુંબઈ પ્રાન્તમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવશે.

મધ્યસ્થ ધારાસભામાં નાણામંત્રી ડૉ. જૉન મથાઈએ ૧૯૪૯–૫૦ માટેનું અંદાજપત્ર રજૂ કર્યું છે.

નાણામંત્રીના જણાવવા પ્રમાણે અત્યારના કરવેરાનાં ધોરણો અનુસાર આ વરસની અંદાજી આવક રૂ. ૩૦૭ કરોડ ૭૪ લાખ થશે અને અંદાજી ખર્ચ રૂ. ૩૨૨ કરોડ ૫૩ લાખ થશે. આમ આ વરસે અંદાજપત્રમાં રૂ. ૧૪ કરોડ ૭૯ લાખની ખાધ અંદાજવામાં આવી છે. આ ખાધને પહોંચી વળવા માટે તેમણે કેટલાક નવા કરવેરાની દરખાસ્ત મૂકી છે. એથી અંદાજપત્રની ખાધ પુરાશે અને ૪૫ લાખ રૂપિયાની પુરાંત રહેશે એવો તેમનો અંદાજ છે.

કરવેરાની નવી દરખાસ્તોમાં પોસ્ટ-કાર્ડના બે ને બદલે ત્રણ પૈસા અને પરબીડિયાના ૬ પૈસાને બદલે બે આના સૂચવવામાં આવ્યા છે. આ ઉપરાંત હાથવણાટ સિવાયના ઝીણા તથા જાડા કાપડ પર જકાત નાખવાની, ખાંડ પરની મધ્યસ્થ જકાત હંડ્રવેટે રૂ. ત્રણથી વધારીને ત્રણ રૂપિયા બાર આના કરવાની, સોપારીની આયાતજકાત રતલે પાંચ આનાની વધારીને સાડાસાત આનાની કરવાની, પેટ્રોલ પરની જકાત બાર આનાથી વધારીને પંદર આનાની કરવાની સૂચના કરવામાં છે.

મુંબઈની ધારાસભામાં નાણાપ્રધાન શ્રી. વૈકુંઠલાલ મહેતાએ આગામી નાણાકીય વરસ માટે રજૂ કરેલા અંદાજપત્રમાં રૂ. ૩,૫૯,૯૮,૦૦૦ની ખાધ અંદાજવામાં આવી છે. પ્રાન્ત બહાર નિકાસ થતી વસ્તુઓ પર રૂપિયે ત્રણ પાઈનો વેચાણવેરો નાખીને, વેચાણવેરામાંથી મુક્ત રાખવામાં આવેલી કેટલીક રોજના ઉપયોગની વસ્તુઓ તેમ જ પાઠ્યપુસ્તકો પર વેચાણવેરો નાખીને તેમ જ છાપાંઓમાં

આવતી જાહેરખબરો પર રૂપિયે એક આનાનો કર નાખીને એ ખાધ પૂરી કરવાની નાણાપ્રધાને ભલામણ કરી છે.

સામ્યવાદીઓની લાગવગ નીચેના રેલવે કામદારોના સંઘોએ તા. ૯મી માર્ચથી પાડવા ધારેલી હડતાલ સંપૂર્ણપણે નિષ્ફળ નીવડી છે અને બી. બી. ઍન્ડ સી. આઈ. તથા જી. આઈ. પી. રેલવેનું તેમ જ હિંદની બીજી રેલવેઓનું કામકાજ કશા વિક્ષેપ વિના હમેશ મુજબ ચાલુ રહ્યું હતું.

એ જ રીતે ૯મી માર્ચથી તારટપાલ ખાતાના કામદારોએ પાડવા ધારેલી હડતાલ પણ નિષ્ફળ નીવડી હતી અને હિંદભરમાં તારટપાલનું કામકાજ હમેશ મુજબ વ્યવસ્થિત રીતે ચાલુ રહ્યું હતું.

સદ્‌ગત સરોજિની દેવીના સ્મારક માટે આપણા ગવર્નર જનરલ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી, વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલે દશ લાખ રૂપિયાનું ફંડ એકઠું કરવાની અપીલ બહાર પાડી છે.

મ૦

**મંદિરોમાં પશુ ચડાવવાં તે ભગવાનનું અપમાન કરવા સમાન છે. ભગવાન આપણી આગળથી શેના કંઈ માગે? પણ જો માગે તો નમ્રતા તથા પાપનો પશ્ચાત્તાપ માગે.**

ગાંધીજી



વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૯૨

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧લી એપ્રિલ, ૧૯૪૯

વાર્ષિક
રૂ.

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## મૂરખ મિત્ર

સમજ કે વિવેક જો ન હોય તો ગુણ પણ નકામો નીવડે છે.

એક માણસે રીંછ પાળ્યું હતું. બંને મિત્ર થઈ ગયાં હતાં. એક વાર તે માણસ રીંછને લઈને જતો હતો. બપોરનો વખત હતો; તે રસ્તામાં એક ઝાડ નીચે આરામ કરવા સારુ સૂતો. રીંછ પાસે બેઠું હતું.

હવે એવું બન્યું કે, તે માણસ પર માખો આવીને બેસે. તેથી તેને ઊંઘમાં ખલેલ પડતી હતી. છતાં તે જંપી ગયો. પણ માખો તેના પર બેસતી હતી.

રીંછે વિચાર કર્યો, આ માખો મારા મિત્રને પજવે છે. લાવ એમને પૂરી કરું. એમ વિચારી તે એક મોટો પથરો પાસેથી ઊંચકી લાવ્યું અને માખો બેઠી હતી તેમના પર ફેંક્યો. આથી માખો ઊડી ગઈ ને કેટલીક મરી પણ ગઈ હશે. પરંતુ તેની સાથે

રીંછનો મિત્ર પેલો માણસ. પણ મરણતોલ થઈ ગયો. એથી જ આપણામાં કહેવત છે કે મૂરખ મિત્ર કરતાં દાનો દુશ્મન કે શાણો શત્રુ સારો.

૨૪-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## સાચી દયા

પીંઢારાની આગળ દયા કામ ન કરે એ તો તમે આત્માના અસ્તિત્વ ઉપર હાથ નાખ્યો અથવા તો તમે તેના ગુણનો ઇન્કાર કર્યો. . . . મૂળ વાત એ છે કે આપણામાં બીકે ઘર કર્યું છે તેથી સત્ય, દયા વગેરે ગુણો ખીલી શકતા નથી. તે પછી માનીએ છીએ કે દયા કંઈ ક્રૂર માણસો ઉપર કામ કરતી નથી. (આપણી) દયા ખાય તેની ઉપર આપણે દયા ખાઈએ એ તો દયા નથી પણ દયાનો બદલો છે.

ગાંધીજી

## 'ઢેડ ભંગીને અલગ રાખે છે'

એક ગામે મોટરમાં બેસતાં હરિજનને માર પડયો. તેમાં સવર્ણ ભાઈઓની ભૂલ બતાવવા અમે તે ગામે ગયા અને રાત્રિ રહ્યા. લોકોએ કહ્યું, તમારી વાત બધી સાચી; પણ આ ઢેડ લોકો ભંગીને હલકા ગણે છે તેનું શું? અમે જવાબ આપ્યો : એ વાત સાચી, પણ જો તમને લાગતું હોય કે કોઈ માણસને જન્મથી અસ્પૃશ્ય ગણવો એ પાપ છે તો તમે પહેલાં ભંગીને અપનાવો. ભંગીનાં છોકરાંને ગામની શાળામાં બેસાડો. ભંગીને મોટરમાં બેસવા દો અને ભંગી પાસે ગામને કૂવે પાણી ભરાવો. પછી છો ઢેડ લોકો દૂર ભાગતા. ઢેડ લોકો પોતાની ભૂલ તુરત સમજશે.

પરીક્ષિતલાલ

## કુદરતી કાયદો

સારું સૌને ગમે છે.

આપણને પૂરા નામથી બોલાવે તો ગમે છે.

આપણને માન પ્રેમથી બોલાવે તો ગમે છે.

આપણને સારી ચીજ આપે તો ગમે છે.

પૂરું નામ સાંભળવું હોય, તો બીજાને પૂરા નામથી બોલાવો. માન પ્રેમ જોઈતાં હોય તો બીજાને માન પ્રેમ આપો, સારી ચીજ જોઈતી હોય તો બીજાને સારી ચીજ આપો.

જેવું આપો તેવું પામો અને વાવો તેવું લણો એવો કુદરતી કાયદો છે.

બબલભાઈ મહેતા

## માનથી બોલાવો

તમારું નામ તોછડું ન બોલો.

તમારા બાળકને તોછડા નામથી ન બોલાવો.

તમારે ત્યાં આવે તે કોઈને તોછડા નામથી ન બોલાવો તો તમને સૌ માનથી બોલાવશે. તમારા બાળકને સૌ માનથી બોલાવશે અને તમારું બાળક તમને અને સૌને માનથી બોલાવશે.

બબલભાઈ મહેતા

**દેશમાં કરોડો માણસોને પૂરું અન્ન પણ નથી મળતું, ત્યાં જેઓ પકવાન ખાય છે તે ચોરીનું ખાય છે એમ કહેવામાં મુદ્દલ અતિશયોક્તિ નથી લાગતી.**

# સર્વોદય સમાજનો પાયો

દુનિયાની આજની આખી જીવન-વ્યવસ્થા જ શોષણ ઉપર રચાયેલી છે. અને જ્યાં શોષણ હોય ત્યાં અન્યાય હોવાનો જ. માણસ અજ્ઞાનને લીધે અથવા દુર્બળતાને લીધે અન્યાય સહન કરે છે. કોઈ કોઈ વખત યોગ્ય ઉપાય ન સૂઝવાથી ગમે તેવા સારે નરસે માર્ગે અન્યાયનો પ્રતિકાર કરવા જાય છે અને વધુ સંકટમાં સપડાય છે અને આખરે ચિડાઈ જઈને હિંસાનો રસ્તો અખત્યાર કરે છે.

હવે વસ્તુસ્થિતિ એવી છે કે જેઓ શોષણ પર પોષાય છે તેઓ હિંસાના માર્ગમાં પાવરધા હોય છે. ગરીબ લોકો હિંસાને માર્ગે વળે છે ત્યારે આ ધૂર્ત લોકો વધારે ફાવી જાય છે. ગરીબો અકળાઈને, ચિડાઈને જ હિંસા કરે છે તે બદલ તેઓ બૂમાબૂમ કરી મૂકે છે, અને તેમને સારી પેઠે ભચડી નાખે છે. આમ ગરીબોને હાથે થતી હિંસા તેમના પોતાના જ વિનાશનું કારણ બને છે.

હિંસા પ્રથમ બીજાનો નાશ કરે છે ખરી, પણ આખરે ભસ્માસુરની માફક હિંસા કરનારને પોતાને જ આત્મહત્યા કરવાનો વખત આવે છે.

આ બધું જોઈને મહાત્મા ગાંધીએ, દુનિયાને અહિંસાનો માર્ગ બતાવ્યો.

લોકો પૂછે છે કે શોષણ કરવાનું અમે છોડી દઈએ તો અમે જીવીએ કેમ કરીને? હિંદુસ્તાનીમાં એક એવી કહેવત છે કે, 'ઘોડા ઘાસકે સાથ યારી કરેગા તો ખાયેગા ક્યા?' ઘોડો જો ઘાસની સાથે દોસ્તી કરવા જાય તો પોતાનું પેટ શી રીતે ભરે? મહાત્મા ગાંધીએ જોયું કે, આ સવાલનો જવાબ ન આપી શકાય તો દુનિયામાં ચાલતું શોષણ બંધ નહીં થાય અને જ્યાં સુધી શોષણ બંધ નહીં થાય ત્યાં સુધી હિંસા ચાલુ જ રહેવાની. અને તેથી એ શોષણ અટકાવવા માટે તેમણે લોકો આગળ રચનાત્મક કાર્યક્રમ મૂક્યો, અને કહ્યું કે, ઓછામાં ઓછું, અન્નવસ્ત્રની બાબતમાં તો સ્વાવલંબી થાઓ. જ્યાં સ્વાવલંબન હોય ત્યાં શોષણ નહીં હોય એટલે પછી તમે અહિંસક સમાજ સ્થાપન કરી શકશો. અહિંસક સમાજમાં કોઈ પણ

વ્યક્તિનું અહિત થતું નથી. બધાનો જ ઉદય કે ઉન્નતિ થઈ શકે છે. તેથી આવા અહિંસક સમાજનું તેમણે 'સર્વોદય સમાજ' એવું નામ પાડયું. દુનિયામાં ચાલતી લડાઈઓ, મારામારીઓ, લૂંટફાટ, અને શોષણ બંધ કરવાં હોય તો રચનાત્મક કાર્યક્રમના પાયા પર અહિંસક સમાજની સ્થાપના કરવી જોઈએ. એટલે દુનિયામાં રામરાજ્ય સ્થાપન થશે. રામરાજ્ય એ જૂનું પૌરાણિક લોકપ્રિય નામ છે. એનું જ હવે આપણે સર્વોદય સમાજ એવું નવું સર્વમાન્ય નામ પાડયું છે. સ્વરાજ્ય એટલે સર્વરાજ્ય. સ્વરાજમાં બધાનો જ બધાની ઉપર હક હોય છે.

આવા રાજ્યમાં કોઈ પણ વ્યક્તિ બીજી કોઈ પણ વ્યક્તિ પર અન્યાય કરી શકતી નથી. અને કોઈનાય મનમાં અન્યાય કરવાની ઇચ્છા જ રહેતી નથી.

જેઓ આળસુ હોય છે, લોભિયા હોય છે, વિલાસી હોય છે, જેમને એશઆરામ ગમે છે એવા લોકો જ અન્યાય કરવા તૈયાર થાય છે. બીજા પર અન્યાય કરીને જીવવું એ શરમજનક છે એમ જેમને લાગે છે, તેઓ ઉદ્યમ, સંતોષ, સાદાઈ, અને માનવપ્રેમને જ ચાહે છે અને પસંદ કરે છે અને તેમના તેજમાંથી જ સત્યાગ્રહની શક્તિ પ્રગટ થઈ શકે છે.

(મૂળ મરાઠી પરથી) કાકાસાહેબ કાલેલકર

## સ્વરાજનો ખરો સ્વાદ

રાષ્ટ્રગીતમાં આપણે ગાઈએ છીએ, અમારી ભારતમાતા સસ્યશ્યામલા છે; સેમાં ધાન્ય એટલું થાય છે કે તેણે કરીને તે ઢંકાઈ ગઈ છે.

છતાં આપણા દેશમાં દુકાળ પરાપૂર્વથી પડતા લાગે છે. આજે આપણે પેટ પૂરતું પકવી શકતા નથી; તેથી દર વરસે પરદેશમાં કરોડો રૂપિયા મોકલીને ધૂળ જેવું પણ ધાન આણવું પડે છે.

ત્રીસ વરસ ઉપર ગાંધીજી પરદેશી કાપડમાં કરોડો રૂપિયા જતા હતા તે બચાવવાનું કહેતા. આજે પણ એ રૂપિયા તો જાય છે; ઉપરાંત અનાજ સારુ તેનાથી પણ વધારે રૂપિયા આપણે ખરચવા પડે છે.

આ નાનોસૂનો ઘા નથી. જો તે નહીં રોકાય તો દેશ ધોવાઈ જશે; તેથી બે વરસ પછી આ ધોવાણ બંધ કરવાનો

નિરધાર પંડિત જવાહરલાલજીએ જાહેર કર્યો છે. તે કહે છે કે, ભૂખે મરીએ તો ભલે, પણ આ અવદશા તો વધુ વેઠવી ન જોઈએ.

આ નિરધાર શી રીતે પાર પડશે? પ્રજાએ તેમાં મદદ કરવી જોઈશે. ના, એ પૂરતું નથી. ખરું તો એ છે કે, લોકોએ આ બાબતમાં પણ સ્વાવલંબી થવું જોઈએ. સરકારના અંકુશોને કાઢવાનો રાજમાર્ગ એ છે. જ્યાં સુધી અનાજની તંગી હોય, ત્યાં સુધી સૌને માફકસરના ભાવથી અનાજ પહોંચાડવાનું કામ કોક જોવું જોઈએ. વેપારીઓ એ ન કરી શકે, કેમ કે તેઓ તેમનો નફો જ જુએ છે અને તંગીનો લાભ લેવાનું પોતાનું પાપી મન રોકી શકતા નથી. તેથી તેમને ભરોસે રહેવા માટે પ્રજા તૈયાર નથી. એટલે રહી સરકાર. તેને પોતાનો નફો કરવાની દાનત નથી. તેથી તે માફકસર ભાવે અનાજ આપી શકે. પણ તે અનાજ લાવે ક્યાંથી? લોકો કાળાં બજારમાં વેચે અને સરકારના સાર્વજનિક વહેંચણી કામને માટે ન આપે, તો સરકાર ક્યાંથી લાવીને આપે? તેથી તે માગ્યા ભાવ આપીને પણ પરદેશોમાંથી જે મળે તે લાવે છે. પરિણામે, લોકોના જ કરવેરાના પૈસા જાય છે. આમ સમજીને પણ કાળાં બજાર બંધ થવાં જોઈએ.

સરકાર પાસે બીજો એક રસ્તો છે. તે જમીનમહેસૂલ પેટે પાકનો અમુક હિસ્સો લેવાનું રાખે તો? તો આપોઆપ અમુક અનાજ તેની પાસે આવી જાય. તેની અસર ભાવતાલ તથા વહેંચણી પર સારી જ થાય. સરકાર આ કરે તો કેવું?

પણ આ બધી પંચાતો તંગીમાંથી નીપજે છે. તંગી કાઢીએ તો એ બધી ઊડી જાય. તંગી કાઢવા માટે આળસ છાંડીને અન્ન અને વસ્ત્ર વધારે ઉત્પન્ન કરવા મંડી પડવું જોઈએ. તો તે કરનારને સીધો ફાયદો થશે; અને દેશને પણ ફાયદો છે.

ગાંધીજી હમેશ કહેતા, હિંદમાં સાચું સ્વરાજ્ય જનમાવવું હોય તો અન્ન અને વસ્ત્રની બાબતમાં સરકાર પર પણ આધાર ન રાખતાં પ્રજાએ સ્વાવલંબી બનવું જોઈશે. તો જ સ્વરાજનો તેને સ્વાદ આવશે.

૨૪-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## સ્વચ્છતા અને સમાજ ખાતર

૧. એવી રીતે નાક સાફ કરો કે તમારા હાથ બગડે જ નહીં.

૨. રૂમાલ કે કપડાનો કકડો હમેશાં પાસે રાખો.

૩. રસ્તા પરનાં ઝાડ, સાખો કે ભીંતો ઇત્યાદિ વડે હાથ લૂછ્યા કરવા ના કરશો.

૪. નાક ઇત્યાદિ સાફ કરવા ધોતિયું કે બીજું પહેરેલું વસ્ત્ર વાપરવું એ અસભ્ય છે.

૫. દાતણ એક જગાએ બેસીને જ કરો.

૬. દાતણ વખતે પાણીનો લોટો પહેલેથી સાથે લઈ ને જ બેસો.

૭. દાતણ પૂરું કર્યા પછી ત્યાં ધૂળ વાળીને જ ઊઠો.

૮. ઊલ ઉતાર્યા પછી દાતણની ચીરને ધોઈ નાખો ને પછી જ ફેંકી દો.

૯. દાતણની ચીર, કાગળના કકડા, ચીંથરાં કે કચરો કશું ગમે ત્યાં ના ફેંકશો. કચરાની ડોલ કે એવી નક્કી કરેલી જગાએ જ ફેંકો.

૧૦. દાતણનો ડોયો મોંમાં રાખીને કામ કરવું, વાતો કરવી, ઘરો ગણવા જવું કે ફરવા જવું એ ગંદું અને અસભ્ય છે. શાસ્ત્રો એને પાપ કહે છે.

૧૧. હાથપગ ધોયા વિના જમવા ન બેસશો. ધોયા વિના આપણો હાથ કયારેય મોંમાં નાખવા જેવો હોતો નથી.

ચૂ૦ પુ૦ બારોટ

## અંદાજપત્રોની મોસમ

સરકારી હિસાબી વર્ષ એપ્રિલથી માર્ચ માસ સુધીનું હોય છે એટલે ફેબ્રુઆરી-માર્ચ માસ અંદાજપત્રોની મોસમનો ગણાય છે. તે દરમિયાન મધ્યસ્થ અને જુદી જુદી પ્રાન્તીય ધારાસભાઓમાં આવક ખર્ચના અંદાજો રજૂ થાય છે અને એ મંજૂર થયેથી નવા વરસથી એનો અમલ થાય છે. આ પ્રમાણે હાલ જુદી જુદી ધારાસભાઓમાં અંદાજપત્રો રજૂ કરવામાં આવ્યાં છે.

#### હિંદી સરકારનું અંદાજપત્ર

૧૯૪૯-૫૦ના હિંદી સરકારના અંદાજપત્રમાં રૂ. ૩૨૩ કરોડનું ખર્ચ

અને રૂ. ૩૦૮ કરોડની આવક બતાવવામાં આવ્યાં છે. એટલે આવક કરતાં ખર્ચ રૂ. ૧૫ કરોડનું વધારે થશે એવો અંદાજ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત ઉદ્યોગધંધાની ખિલવણીને ઉત્તેજન આપવા માટે ધંધાદારીઓને આવકવેરા વગેરેમાં રૂ. ૫ કરોડની રાહત આપવાની છે. તે મળીને કુલ ખાધ રૂ. ૨૦ કરોડની ગણવામાં આવી છે. તે ખોટ પૂરવા માટે નવા કરવેરા નાખવામાં આવ્યા છે એમાં નીચેના મુખ્ય છે:

(૧) પોસ્ટ કાર્ડના બે પૈસાને બદલે ત્રણ પૈસા થશેઅને કવરના બે આના થશે.

વિમાની ટપાલ માટે હવે વધુ દર લેવામાં આવશે નહીં.

(૨) કાપડ, સોપારી, ખાંડ અને પેટ્રોલ પર જકાત વધશે. ખર્ચમાં ધ્યાન ખેંચે તેવી મોટી રકમો ત્રણ છે:

(૧) રૂ. ૧૫૭ કરોડ સંરક્ષણ ખર્ચ (૨) રૂ.૩૩ કરોડ અનાજ ખરીદી માટે મદદ (૩) રૂ. ૧૦ કરોડ નિરાશ્રિતોને મદદ.

આ ખર્ચો ઘટે નહીં ત્યાં સુધી આવકવેરા ઓછા થઈ શકે નહીં. તે માટે હિન્દુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે એક મેળ થવો જોઈએ અને દેશમાં અનાજનું ઉત્પન્ન વધવું જોઈએ.

### મુંબઈ સરકારનું અંદાજપત્ર

નવી સાલના મુંબઈ સરકારના અંદાજપત્રમાં રૂ. ૫૩ કરોડનું ખર્ચ અને રૂ. ૪૯ કરોડની આવક બતાવવામાં આવ્યાં છે. એટલે આવક કરતાં ખર્ચ રૂ. ૪ કરોડનું વધારે થશે. તે ખોટ પૂરવા માટે નીચે મુજબ નવા વેરા નાખવામાં આવ્યા છે:

(૧) પ્રાંતમાંથી બહાર જતી વસ્તુઓ ઉપર નિકાસવેરો નાખવામાં આવ્યો છે અને વેચાણવેરામાંથી મુક્ત રાખેલી કેટલીક વસ્તુઓ ઉપર વેચાણવેરો નાખવામાં આવ્યો છે. સોનાચાંદીના સોદા પર સ્ટાંપવેરો નાખવામાં આવ્યો છે અને દીવા-પંખા સિવાયની વીજળીના ઉપયોગ ઉપર યુનિટે એક પૈસો વધારવામાં આવ્યો છે તથા છાપાંની જાહેરખબરોના બિલ ઉપર રૂપિયે એક આનો વેરો નાખવામાં આવ્યો છે.

આમ વિવિધ રીતે વધેલા ખર્ચની ખોટ પૂરી કરવા સરકારે વિચાર્યું છે. આથી મુંબઈ પ્રાંતમાં માથા દીઠ વાર્ષિક

આશરે રૂ. બેનો વેરો વધશે અને હિંદ સરકારના વેરામાં માથા દીઠ લગભગ પોણો રૂપિયો વધશે. તેના બદલામાં સરકારે કેળવણી પાછળના ખર્ચમાં વધારો કર્યો છે અને ગ્રામોપયોગી બીજાં કામો કરવાનાં વિચાર્યાં છે. એથી આડકતરી રીતે પ્રજાને લાભ જ થશે. તેને માટે રાજીખુશીથી પ્રજાએ પૈસાં આપવા જોઈએ. હાલના સંજોગોમાં એ બોજો વધારાપડતો છે એમ કેટલાકને લાગે છે પણ મોંઘવારી બધાની માફક સરકારી તંત્રને પણ નડે જ છે. જમીન મહેસૂલ જેવી આવક સોંઘવારીના ધોરણે થાય છે ત્યારે સરકારી ખાતાંઓમાં પગાર વગેરેના ખરચો મોંઘવારીના ધોરણે થાય છે. એટલે સરકારને મોંઘવારીના હિસાબે વિશેષ પૈસા ન મળે તો તેનું કામ ન ચાલે. માટે પ્રજાના બધા વર્ગોએ તેમાં ફાળો આપવો જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# ખોરાક — ૫

### મસાલા

ખોરાકનું વિવેચન કરતાં મેં મસાલા વિષે કશું કહ્યું નથી. નિમકને મસાલાના બાદશાહ તરીકે ગણી શકાય. કેમ કે નિમક વિના સામાન્ય માણસ કંઈ ખાઈ જ નથી શકતો. તેથી તેનું નામ સબરસ પણ ગણાયું છે. કેટલાક ક્ષારોની શરીરને આવશ્યકતા છે. તેમાં નિમક આવી જાય છે. એ ક્ષારો ખોરાકમાં હોય જ છે. પણ અશાસ્ત્રીય રીતે રંધાવાથી કેટલાકનું પ્રમાણ ઘટી ગયું હોય, તે નોખા પણ લેવા પડે છે. આવો અત્યંત જરૂરી એક ક્ષાર નિમક છે.

પણ જેની સામાન્યપણે આવશ્યકતા નથી એવા અનેક મસાલા સ્વાદને ખાતર અને પાચનશક્તિ વધારવાને ખાતર લેવામાં આવે છે. જેવાં કે મરચાં (લીલાં ને સૂકાં), મરી, હળદર, ધાણાજીરું, રાઈ, મેથી, હિંગ ઇત્યાદિ.

આને વિષે મારો અભિપ્રાય પચાસ વર્ષના જાતઅનુભવ ઉપર બંધાયેલો છે કે આમાંના એકેયની શરીરને પૂર્ણ રીતે આરોગ્યવાન રાખવા સારુ આવશ્યકતા નથી. જેની પાચનશક્તિ છેક નબળી થઈ ગઈ હોય તેને, કેવળ ઔષધરૂપે,

નિશ્ચિત મુદતને સારુ ને ધારેલી માત્રામાં લેવાં પડે તો ભલે લે. પણ સ્વાદને સારુ તો તેનો આગ્રહપૂર્વક નિષેધ ગણાવો જોઈએ. મસાલામાત્ર, નિમક પણ, અનાજ શાકના સ્વાભાવિક રસને હણે છે. જેની જીભ બગડી નથી તેને સ્વાભાવિક રસમાં જ સ્વાદ આવે છે તે મસાલા કે નિમક નાખ્યા પછી નથી આવતો. તેથી જ મેં નિમક લેવું હોય તો ઉપરથી લેવાનું સૂચવ્યું છે. મરચું તો હોજરીને અને મોંને બાળે છે. જેને મરચાંની આદત નથી તે પ્રથમ તો મરચું ખાઈ જ નહીં શકે. ઘણાનાં મોઢાં આવી ગયેલાં મેં જોયાં છે. અને એક માણસ, જેને મરચાંનો અત્યંત શોખ હતો, તેનું તો મરચાંએ ભરજુવાનીમાં મોત આણ્યું. દક્ષિણ આફ્રિકાના હબસી મસાલાને અડકી જ નહીં શકે. હળદરનો રંગ ખોરાકમાં તેઓ નહીં સાંખી શકે. અંગ્રેજો આપણા મસાલા નથી લેતા.

ગાંધીજી

## જાત શ્રેષ્ઠ કે વિદ્યા?

કાશીના રાજાના પુરોહિતનું આખું કુટુંબ ટાઢિયા તાવના સપાટામાં ખપાઈ ગયું. માત્ર એક નાનો છોકરો રોગનો ઘેરો તોડી નાસી છૂટ્યો. રખડતો રખડતો તે તક્ષશિલામાં આવ્યો, અને ત્યાં ગુરુ પાસે ઘણી કળાઓ અને ઘણા હુન્નર શીખ્યો. પછી જુદા જુદા દેશો જોવાની ઇચ્છાથી ફરતો ફરતો તે સરહદના એક ગામડાંની ભાગોળે આવી પહોંચ્યો.

તે આખું ગામ ચંડાળોનું હતું. પેલો બ્રાહ્મણ તે ગામ ચંડાળોનું જાણી, ત્યાંથી ચાલ્યો જવા ઇચ્છતો હતો, પણ રાત પડવાને બહુ વખત ન હતો, અને બીજું ગામ દૂર પણ હોય એમ માની, તે ગામ બહાર એક મોટા વડ નીચે રાતવાસો રહ્યો.

સવારે હજુ ભળભાંખળું હતું, તેવામાં તેણે સૂતા સૂતા નજર કરી, તો થોડે દૂર એક ડોસો આંબાના ઝાડથી સાત ડગલાં ઊભો રહી કશું બબડતો હતો. થોડી વારમાં તો તે ઝાડનાં પાકાં પાન ગરી પડવા લાગ્યાં, નવી કૂંપળો ફૂટવા લાગી, મોર બેઠો, અને મરવા દેખાવા લાગ્યા! થોડું વધુ જુએ છે તેટલામાં તો તે મરવા મોટા થઈ સાખો થઈ, અને લાલ–પીળા રંગની

સુંદર પાકી કેરીઓ પેલા ડોસાની ઝોળીમાં ટપોટપ ગરવા લાગી!

ઝોળી ભરાઈ રહી, એટલે ડોસો પાછું કાંઈક બોલ્યો; એટલે આંબાનું ઝાડ પહેલાં હતું તેવું થઈ ગયું!

બ્રાહ્મણના છોકરાએ નક્કી કર્યું કે ગમે તે થાય પણ આપણે આ મંત્ર ડોસા પાસેથી શીખી લેવો! એટલે તે તરત ડોસા પાસે ગયો, અને તેને પગે લાગ્યો; તથા તેના હાથમાંથી કેરીઓ ભરેલો ઝોળો ઉપાડી લીધો. તેણે ડોસાને કહ્યું: હું પરદેશી છું, અને મા-બાપ વિનાનો છું. હું તમારે ત્યાં રહીશ અને તમારું કામ-કાજ કરીશ. તમે ભારે ઇલમી માણસ લાગો છો, અને ઇલમી માણસની સેવા-ચાકરી કરવી એ જ કરવા જેવું કામ છે, એમ ડાહ્યા પુરુષો કહે છે.

ડોસાએ કહ્યું: ભલે!

ડોસાને પણ તેની પરણેતર ડોશી સિવાય બીજું કોઈ કુટુંબી ન હતું. ડોશી પણ આવા કામગરા અને કહ્યા-ગરા છોકરાની મદદ મળતાં રાજી રાજી થઈ ગઈ.

એક દિવસ ડોસો સખત માંદો પડયો. તેની એ આખરી માંદગી જ હતી. તેના પગ બહુ ફાટતા હતા. તેણે પેલા છોકરાને લાકડાનું ઢીમચું શોધી લાવી પોતાના પગ તળે મૂકવા કહ્યું. પેલા બ્રાહ્મણે તો ઝટ પોતાની મોટી સાથળો તેના પગ નીચે ગોઠવી દીધી, અને આખી રાત તે એમ જ જાગતો બેસી રહ્યો. સવારમાં કાંઈક કળ વળતાં ડોસાએ આંખો ઉઘાડી અને જોયું તો પોતાના પગ છોકરાની સાથળો ઉપર. આખી રાત તે છોકરાને હાલ્યાચાલ્યા વિના સુંવાળો ટેકો આપવા બેસી રહેલો જોઈ, ડોસો ગળગળો થઈ ગયો.

પણ હજુ ડોસો તો મરવા પડેલો જ હતો, તેવામાં વળી ડોસી મરવા પડી. તેના ઝાડા, પેશાબ, ઊલટી વગેરે બધું આ છોકરો મોં જરા પણ બગાડ્યા વિના સાફ કરતો. ડોશી પણ તેની સેવા-ચાકરી જોઈ ગળગળી થઈ ગઈ.

બીજે દિવસે છોકરો સાંભળતો ન હતો તે વખતે ડોશીએ ડોસાને કહ્યું કે, તમારી વિદ્યા આ છોકરાને મરતાં પહેલાં આપતા જજો. ડોસાએ રાજીખુશીથી તે કબૂલ કર્યું.

છેવટે ડોસાએ આખરકાળ આવેલો જાણી, પોતાની અકાળે આંબા પકવ-

વાની વિદ્યા છોકરાને શીખવાડી. પણ તેણે તેને ચેતવણી આપી કે, આ વિદ્યા ધારણ કરનારે સાચું બોલવાનો આકરો નિયમ પાળવો પડે છે. જે દિવસે તું જૂઠું બોલીશ, તે દિવસે આ વિદ્યા ભુલાઈ જશે.

પછી ડોસોડોશી મરી પરવારતાં, બ્રાહ્મણનો છોકરો, તેમનું ક્રિયાકરમ પતવી, કાશી તરફ પાછો વળ્યો. રસ્તામાં મોટાં મોટાં નગરોમાં તે પોતાની વિદ્યા વડે અકાળે મેળવેલી કેરીઓ વેચીને બહુ પૈસા કમાયો.

કાશીના રાજાએ તો તેને પોતાની નોકરીમાં જ રાખી લીધો; અને ધીમે ધીમે તે છોકરો રાજાનો વિશ્વાસુ અને માનીતો હજૂરિયો બન્યો.

એક વખત રાજા નગર બહારની વાડીમાં ઉજાણીએ ગયો. ત્યાં ફર્યાહર્યા પછી ભોજન કરી, થાકીને, તે એક સુંદર તળાવડી ઉપર આવેલા આંબાના ઝાડ નીચે કરેલા ચોતરા ઉપર પથારી પથરાવીને આડો થયો. પેલો બ્રાહ્મણનો છોકરો એકલો પહેરો ભરતો ત્યાં બેઠો.

રાજાની નજર આંબાનાં ડાળખાં ઉપર પડતાં, તેને આ બ્રાહ્મણના છોકરાના ઇલમની વાત યાદ આવી. તેણે તેને પોતાના દેખતાં એ આંબા ઉપર અકાળે કેરીઓ પકવીને ખવરાવવા કહ્યું. પેલો છોકરો ઉત્સાહમાં આવી જઈ, સાત ડગલાં પાછો ખસી, મંત્ર બોલવા લાગ્યો. થોડી વારમાં તો પાકાં પાન ખરવા લાગ્યાં, કૂંપળો ફૂટવા લાગી, મોર બેસવા લાગ્યો, અને પછી તો મરવા અને મરવામાંથી પાકી રંગીન સાખો તૈયાર થઈ નીચે ગરવા લાગી!

રાજાએ ખૂબ રાજી થઈ તે સાખો ખાધી, અને તેના સ્વાદનાં ભારે વખાણ કર્યાં.

પછી રાજાએ તેને પૂછ્યુ કે, આવી નવાઈની વિદ્યા તું ક્યાંથી શીખ્યો!

તે સમયે તક્ષશિલા નગર જ વિદ્યાનું જાણીતું ધામ હતું; અને જુદાં જુદાં શાસ્ત્રો જાણનારા કેટલાય નામીચા આચાર્યો ત્યાં રહેતા હતા. પેલા બ્રાહ્મણના છોકરાએ વિચાર્યું કે, 'જો હું ખરું બોલવા એમ કહીશ કે આ વિદ્યા તો હું દૂર સરહદના કોઈ ચંડાળોના ગામમાં ત્યાંના ચંડાળની ચાકરી કરીને શીખ્યો છું, તો રાજા કદાચ મને તુચ્છકારી કાઢશે; ઉપરાંત હવે આ મંત્ર મને બરાબર મોઢે

થઈ ગયો છે એટલે શી રીતે ભૂલી જવાશે?' એટલે તે તરત બોલી ઊઠયો: 'મહારાજા! હું આ ઇલમ તક્ષશિલાના પ્રખ્યાત બ્રાહ્મણ આચાર્ય પાસેથી શીખ્યો છું.

તે છોકરો આટલું જૂઠું બોલ્યો કે તરત તે મંત્ર તેના મનમાંથી અલોપ થઈ ગયો.

થોડા દિવસ બાદ રાજા ફરીથી એમ ઉજાણીએ નીકળ્યો. તે વખતે તેણે પોતાના જાણીતા ઉમરાવોની સમક્ષ પેલા ઝાડ નીચે બેસી, તે છોકરાના ઇલમનાં ખૂબ વખાણ કર્યાં; તથા અત્યારે જ સૌને પાકી કેરી ખાવા મળશે એમ જણાવીને પેલા છોકરાને તેનો મંત્ર અજમાવવા હુકમ કર્યો.

પેલો છોકરો ઊભો થઈ, સાત ડગલાં પાછો ખસી, મંત્ર બોલવા તયાર થયો, પણ કેમે કર્યો તે મંત્ર તેને યાદ જ આવ્યો નહીં! રાજા રાહ જોઈ અકળાવા લાગ્યો, પણ કશું પહેલાંની પેઠે થવા લાગ્યું નહીં. રાજા બહુ ગુસ્સે થયો. મંત્ર વડે કેરીઓ ન લાવીને પોતાની બધા ઉમરાવો સમક્ષ ફજેતી કરાવવા જ તેં આમ કરે છે એમ માની, તેણે તેને ખૂબ ધમકાવ્યો અને કપરી સજા કરવાની ધમકી આપી.

ત્યારે ડરતાં ડરતાં તે છોકરાએ રાજાને સાચી વાત કહી દીધી કે, એ મંત્ર પોતે એક ચંડાળ પાસેથી શીખ્યો હતો, તથા પોતે સાચું બોલે ત્યાં સુધી જ તે મંત્ર પોતાને યાદ રહે તેમ હતું, પરંતુ તે દિવસે જૂઠું બોલીને ચંડાળની વાત છુપાવવા જતાં પોતે એ મંત્ર ખોઈ બેઠો છે!

રાજા આ વાત સાંભળી બહુ અકળાયો. તેણે તેને ઠપકો આપતાં કહ્યું: આવો મોટો ખજાનો જેની પાસે હોય, તેની જાત વળી જોવાતી હશે? ભલેને લીમડાનું ઝાડ હોય કે એરંડાનું, પણ જે ઝાડ ઉપરથી મધ મળે, તે ઝાડ જ ઉત્તમ ઝાડ કહેવાય. તેમ, બ્રાહ્મણ હોય કે ચંડાળ, જેની પાસે વિદ્યા છે,—ઇલમ છે, તેને જ હું તો મોટો માનું. તારી બ્રાહ્મણની ઊંચી જાતના અભિમાનમાં તણાઈ, તેં જે આ ભૂલ કરી છે, તની શિક્ષા તને તો બરાબર થઈ જ ગઈ છે; છતાં મારા રાજ્યમાં આવેલી આ વિદ્યા આવી રીતે ખોઈને તેં મને પણ નુકસાન કર્યું છે; માટે હું તને દેશનિકાલની સજા કરું છું. ગોપાલદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

દક્ષિણ હિંદમાં આવેલી ફ્રેંચ વસાહતોએ પોતાના ભાવિનો નિર્ણય કરવા માટે ૧૯૪૯ના ડિસેમ્બરની ૧૧ મી તારીખે લોકમત લેવાનો ઠરાવ કર્યો છે. આ ઠરાવ ફ્રેંચ વસાહતોની ચાર મ્યુનિસિપાલિટીના ચૂંટાયેલા સભ્યોની ખુલ્લી સભામાં કરવામાં આવ્યો હતો. સભામાં કુલ ૨૦૦ સભ્યોમાંથી ૧૯૮ સભ્યો હાજર હતા.

આ લોકમત હિંદી સંઘ તેમ જ ફ્રાંસના નિરીક્ષકોની દેખરેખ હેઠળ લેવામાં આવશે.

સંરક્ષણ તેમ જ બંધારણીય પ્રશ્નોને અંગે વિચાર કરવાને રાષ્ટ્રસમૂહના જુદા જુદા દેશોના વડા પ્રધાનોની પરિષદ લંડન મુકામે ૨૩મી એપ્રિલે મળશે.

કાશ્મીરના લોકમતના નિયામક તરીકે અમેરિકાના નૌકા સેનાપતિ નીમીત્ઝની નિમણૂક કરવામાં આવી છે. નીમીત્ઝ ગયા મહાયુદ્ધ વખતે પ્રશાંત મહાસાગરના સાથી રાજ્યોના નૌકાદળના સર સેનાપતિ હતા. કાશ્મીરની સરકાર લોકમતના નિયામક તરીકે નીમીત્ઝની વિધિપૂર્વક નિમણૂક કરશે. મ૦

# રાષ્ટ્રીય સપ્તાહ

'લોકજીવન'નો આવતો અંક બહાર પડે તે પહેલાં રાષ્ટ્રીય સપ્તાહ પૂરું થયું હશે. આપણી રાષ્ટ્રીય લડતના ઈતિહાસમાં રાષ્ટ્રીય સપ્તાહનો ભારે મહિમા છે. એક રીતે જોતાં આઝાદી માટેની આપણી લડતનો આરંભ રાષ્ટ્રીય સપ્તાહથી જ થયો એમ કહી શકાય. એ પહેલાં પણ આપણા પ્રજાકીય આગેવાનો પરદેશી સરકારના અન્યાયો સામે લડત ચલાવતા હતા એ ખરું. પણ તે લડત જુદા પ્રકારની હતી. સરકારના અન્યાયો સામે વિરોધ ઉઠાવવો, સભાઓ ભરી સરકારની રાજનીતિ વખોડતાં ભાષણો કરવાં અને ઠરાવો કરવા વગેરેનો એમાં સમાવેશ થતો હતો. પણ સરકાર જો એ વિરોધને ન ગણકારે તો તેની સામે કશા અમલી પગલાનું એ કાર્યક્રમમાં સ્થાન નહોતું. એ લડતને બંધારણપૂર્વકની લડત તરીકે ઓળખાવવામાં આવતી. વળી આ લડત દેશના મૂઠીભર ભણેલાગણેલા લોકોમાં જ મર્યાદિત હતી. દેશની કરોડોની આમજનતાને એમાં સ્થાન નહોતું.

૧૯૧૯ની સાલથી પરિસ્થિતિ બદલાઈ. ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ પૂરું થયું હતું અને ઇંગ્લંડ તથા મિત્રરાજ્યો વિજયી નીવડયાં હતાં. એ યુદ્ધમાં

હિંદે ઇંગ્લંડને નાણાં, માણસો અને બીજી સાધનસામગ્રીની અઢળક મદદ આપી હતી. આ કીમતી મદદના બદલામાં તેમ જ એ યુદ્ધ દરેક પ્રજાનો આત્મનિર્ણયનો હક સ્થાપિત કરવા માટે, જગતમાં ન્યાયપૂર્વકની વ્યવસ્થા સ્થાપવા માટે લડવામાં આવે છે એવી જાહેરાત ઇંગ્લંડના જવાબદાર રાજપુરુષોએ વારંવાર કરી હતી તે ઉપરથી મહાયુદ્ધનો વિજયી અંત આવતાં બ્રિટિશ સરકાર હિંદને કંઈ નહીં તો થોડા રાજકીય સુધારા આપશે એવી આશા દેશમાં પેદા થઈ હતી.

પણ થોડા જ વખતમાં હિંદની એ આશા ધૂળમાં મળી ગઈ. ધારવા કરતાં ઊલટું જ બન્યું. બ્રિટિશ સરકાર હિંદને રાજકીય સુધારા આપવા માગતી નહોતી એટલું જ નહીં પણ હિંદ પરની પોતાની જકડ વધુ મજબૂત બનાવવા ચાહતી હતી. અને અગમચેતી વાપરીને, હિંદની આશા ફળીભૂત ન થવાને કારણે દેશભરમાં અસંતોષ વ્યાપે અને તે કોઈ ક્રાંતિકારી ચળવળનું સ્વરૂપ ધારણ કરે તેને અગાઉથી જ દાબવા માટે તેણે પેરવી કરવા માંડી. આ માટે તેણે દેશભરમાં 'કાળા કાયદા'ને નામે જાણીતો થયેલો રૉલેટ કાયદો પસાર કર્યો.

આ કાયદાનો ખરડો બહાર પડ્યો. ત્યારે હિંદભરમાં એની સામે ભારે વિરોધ ફાટી નીકળ્યો. કેમ કે હિંદમાં જે થોડું ઘણું નાગરિક સ્વાતંત્ર્ય રહ્યું હતું તેના પર એમાં તરાપ મારવામાં આવી હતી. આથી દેશના નરમ-ગરમ બધા રાજકીય પક્ષોએ એને એકે અવાજે વખોડી કાઢ્યો.

પણ હિંદમાંની બ્રિટિશ નોકરશાહી પ્રજાના વિરોધને સાંભળવાને ટેવાયેલી નહોતી એટલે લોકલાગણીની પરવા કર્યા વિના ધારાસભામાં એ કાયદો પસાર કર્યો.

પણ આ વખતે નોકરશાહીએ પોતાની ગણતરીમાં પહેલવહેલી થાપ ખાધી. રૉલેટ કાયદા સામે ગાંધીજીએ ઉઠાવેલા વિરોધની પરખ કરવામાં તે ભીંત ભૂલી હતી. રૉલેટ કાયદો પાછો ખેંચી લેવા બાબતની ગાંધીજીની વિનવણી સરકારે માન્ય ન કરી એટલે તેમણે એનો ભંગ કરવાની તૈયારી કરી અને એને માટે તેમણે સત્યાગ્રહ સભાની સ્થાપના કરી. આ રીતે હિંદની આઝાદીની લડતમાં ગાંધીજીએ સીધાં પગલાંનું તત્ત્વ દાખલ કર્યું.

ગાંધીજી સરકાર સાથેની આ લડતમાં આમપ્રજાનો સાથ પણ લેવા ચહાતા હતા. એટલે તેમણે સત્યાગ્રહની લડતનો આરંભ દેશવ્યાપી હડતાલથી કરવાનો નિર્ણય કર્યો. એને માટે ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખ નક્કી કરવામાં આવી. એ દિવસે ગાંધીજીએ લોકોને પોતપોતાનો કામધંધો બંધ રાખવાની, ચોવીસ કલાકનો ઉપવાસ કરવાની અને પોતપોતાના ધર્મ

પ્રમાણે પ્રાર્થના કરવાની અને એ રીતે આત્મશુદ્ધિ કરવાની તથા સભા ભરીને રૉલેટ કાયદા સામે પોતાનો વિરોધ વ્યક્ત કરવાની હાકલ કરી. દેશે ગાંધીજીની આ હાકલ વધાવી લીધી અને ૬ઠ્ઠી એપ્રિલે દેશભરમાં શહેરો તથા ગામડાંઓમાં લોકોએ ગાંધીજીની સૂચના પ્રમાણે ભારે ઉત્સાહથી પ્રથમ સત્યાગ્રહદિનની ઉજવણી કરી. આમ રૉલેટ કાયદા સામેની લડતનો સંદેશ હિંદની આમજનતા સુધી પહોંચી ગયો અને તેનામાં અપૂર્વ જાગૃતિ આવી.

પણ દુર્ભાગ્યે એ અરસામાં દેશના કેટલાક ભાગોમાં અને ખાસ કરીને પંજાબમાં તોફાનો ફાટી નીકળ્યાં. આ તકનો લાભ લઈને સરકારે આ લોક-લડતને ઊગતી દાબી દેવાનો નિશ્ચય કર્યો, અને પોલીસ તથા લશ્કરની મદદથી ભારે ક્રૂરતાપૂર્વક એ તોફાનો દાબી દીધાં.

પણ પંજાબમાં તો તેણે માઝા મૂકી. ત્યાં આગળ તેણે લશ્કરી કાયદો જાહેર કર્યો અને લોકોનો જુસ્સો દાબી દેવા માટે પારાવાર જુલમો કર્યા અને ૧૩મી એપ્રિલે અમૃતસરમાં જલિયાંવાલા બાગના હત્યાકાંડમાં તો એની અવધિ થઈ. ત્યાં આગળ સભામાં એકઠા થયેલા માનવસમુદાયને ઘેરીને બેફામ ગોળીબાર કરવામાં આવ્યો અને તેમાં સ્ત્રીપુરુષ બાળકો સહિત હજારો લોકોએ પોતાના જાન ગુમાવ્યા. આ રીતે, ૧૯૧૯ની સાલનું ૬ઠ્ઠીથી ૧૩મી એપ્રિલનું અઠવાડિયું અન્યાય સામે માથું ઊંચકવાના હિંદની પ્રજાના અડગ નિશ્ચય અને સરકારના નિર્દય દમન માટે યાદગાર બની ગયું.

ત્યાર પછી દર વરસે આપણે એને રાષ્ટ્રીય સપ્તાહ તરીકે ઊજવતા આવ્યા છીએ. આપણે સ્વતંત્ર થયા તે પહેલાં એ સપ્તાહ દરમ્યાન આપણે આઝાદી માટેની આપણી પ્રતિજ્ઞા યાદ કરતા અને એને માટે કાર્ય કરવાનો આપણો સંકલ્પ દૃઢ કરતા. હવે આપણે સ્વતંત્ર તો થયા છીએ પણ એ સ્વતંત્રતાને પગભર કરવાની હજી બાકી છે. તો એ સપ્તાહ દરમ્યાન આવેલી સ્વતંત્રતા પગભર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવાનો આપણે સંકલ્પ કરીએ.

મણિભાઈ દેસાઈ

વિષયસૂચિ પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

ર. ૧૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ અંક ૧૭

વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૩
છ માસિક „ „ ૧ ૨

અમદાવાદ, ૧૫મી એપ્રિલ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ પરદેશમાં
રૂ ૫ શિ ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## યોજના અને તેનો અમલ

[ ઈસપની એક વાત ]

યોજના કરવી અને તેનો અમલ કરવો એ બેમાં કેટલું બધું અંતર છે?

એક વખત બધા ઉંદરોએ સભા ભરી. તેઓ કહે, 'આ બિલાડીના ત્રાસથી તો તોબા. તેનો કાંઈક ઉપાય કર્યે જ છૂટકો છે; આ ત્રાસમાં તો જિવાય જ કેમ?'

નવજુવાન ઉંદરો કહે, 'આપણે કોઈક યુક્તિ કાઢવી જ જોઈએ. કશીક એવી યોજના વિચારી કાઢવી જોઈએ, કે બિલાડી કોઈ રીતે ફાવે જ નહીં.'

ભાત ભાતના વિચારો સભામાં રજૂ થયા. પણ તેમાંથી એકે કામનો ન લાગ્યો. છેવટે એક ચબરાક નાનો ઉંદર કહે, 'જુઓ, મને એક વિચાર આવ્યો છે. એ એવો છે કે, તેથી હમેશ માટે ઉકેલ થઈ જાય. હું એમ કહું છું કે,

બિલાડીને કોટે ઘંટડી બાંધી દઈએ તો કેવું! પછી તે છાનીમાની કદી આપણા ઉપર હલ્લો નહીં કરી શકે. ઘંટડી ખખડે કે આપણે છૂ થઈ જવું.'

બધા નવજુવાન ઉંદરો આ યુક્તિ સાંભળી ખુશ ખુશ થઈ ગયા. તેઓ પોતાના મહા યુક્તિબાજ મિત્રની બુદ્ધિનાં મનમાં વખાણ કરવા લાગ્યા. હવે બિલાડી જખ મારે છે, એમ જ એમને ઘડીભર તો થઈ ગયું!

એવામાં એક ઘરડો ઉંદર કહે, 'આ જુવાનિયાની વાત તો ઉમદા છે. જો એમ થાય તો ટાઢે પાણીએ બિલાડીની ખસ જાય. પણ એક વાત છે— બિલાડીને કોટે ઘંટડી કોણ બાંધશે?'

સભા ઓચિંતી વિચારમાં પડી ગઈ. સૌને લાગ્યું કે, આ મુદ્દો સાચો છે; એકડા વગરનાં મીડાં મૂકયા કરવાથી શું વળે? યોજના તો આબાદ છે; પણ એના અમલનું શું?

૭-૪-'૪૯. મગનભાઈ દેસાઈ

## નિર્ભયતા

સત્ય અને અહિંસા બંને નિર્ભયતા માગે છે. તે ન હોય તો ઘડીએ ઘડીએ અસત્ય આવી જવાનો સંભવ છે. અને અસત્ય થયું એટલે હિંસા તો છે જ. તેથી ભલે જગત હસે કે મૂરખ કહે કે જીવંતા દાટે કે ભૂખેતરસે રિબાવે — આપણે તો સત્ય જ કરવું છે. આ કામ નિર્ભયતા વિના ન થઈ શકે.

ગાંધીજી

# માદક પદાર્થો

## તાડી

તાડીનું સમર્થન પારસી ભાઈઓ તરફથી પુષ્કળ થયું છે. તેઓ કહે છે કે, તાડીમાં માદકતા છે ખરી, પણ તાડી ખોરાક છે અને સાથે સાથે બીજા ખોરાકને હજમ કરવામાં મદદ કરનારી છે. આ દલીલ મેં બહુ વિચારી છે, અને એ વિષે સારી પેઠે વાંચ્યું છે. પણ તાડી પીનારા ઘણા ગરીબોની જે દુર્દશા મેં જોઈ છે તે ઉપરથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, મનુષ્યના ખોરાકમાં તાડીને કશું સ્થાન આપવાની જરૂર નથી.

જે ગુણોનું આરોપણ તાડીમાં કરવામાં આવે છે તે બધા આપણને બીજા ખોરાકમાંથી મળી રહે છે. તાડી ખજૂરીના રસમાંથી બને છે. ખજૂરીના શુદ્ધ રસમાં માદકતા બિલકુલ નથી. શુદ્ધ-રૂપમાં તે નીરાને નામે ઓળખાય છે. તે ખોરાકની ગરજ સારે છે. નીરાને શેરડીના રસની જેમ ઉકાળવામાં આવે તો તેમાંથી બહુ સરસ ગોળ પેદા થાય છે.

ગાંધીજી

# એ વાત છોડો

અંધારી રાત્રિ હતી. એક ગામે અમે હરિજનવાસમાં વણકર–ચમારોનાં ૪૦ કુટુંબીઓને ભેગાં કર્યાં. અને તેમનાં બાળકોને ગામની શાળામાં દાખલ કરવા સમજાવ્યા. લોકો રાજી થયા અને શાળામાં જવા યોગ્ય ૩૦ બાળકોનાં નામ આપ્યાં. પછી અમે ભંગી વાસમાં જવા નીકળ્યા. વણકરો ફાનસ લાવ્યા અને એક આગેવાન હરિજન અમને ભંગીવાસ

આગળ લઈ ગયા. રસ્તામાં એક સવર્ણ ભાઈએ વાત કરી. 'આ ગામે વણકર–ચમારોનો કૂવો પંદરેક વર્ષ ઉપર હરિજન સેવક સંઘે કરાવેલો છે. તે છે. પણ ભંગીને કૂવાની બહુ તકલીફ છે.' એટલે કોઈએ કહ્યું: 'ભંગી લોકો વણકર–ચમારને કૂવે પાણી ભરે તો શો વાંધો છે?' એટલે ફાનસ લઈ સાથે આવનાર વણકરે જણાવ્યું: 'એ વાત છોડો.' પરીક્ષિતલાલ મજમુદાર

## બેની લડાઈમાં ત્રીજો ફાવે

બુદ્ધ ભગવાનના કેટલાક સાધુઓ એક ગામના ઉતારામાં ચોમાસું કરવા રહ્યા હતા. ગામલોકોએ પોતાની છત પ્રમાણે તેમને બરછટ કે સુંવાળા એવા કામળા–કામળી ઓઢવાપાથરવા આપ્યાં હતાં. ચોમાસું પૂરું થતાં સાધુઓ પોતપોતાને મળેલી ચીજો સાથે લઈને કે પાછળ મૂકીને ચાલવા લાગ્યા. છેવટે બે સાધુઓ બાકી રહ્યા. તે વખતે તે ઉતાવળમાં બે બરછટ ગુણપાટ અને એક સુંવાળું બનૂસ એમ ત્રણ વાનાં બાકી રહ્યાં. તે વખતે તે બેમાં તકરાર પડી કે પેલું સુંવાળું બનૂસ કોણ લે? તેવામાં તે ગામે થઈને પસાર થતા એક ઉપનંદ સાધુને તેમણે જોયો. તે સાધુને આવા ઝઘડાઓમાં કાજીપણું કરવાનો શોખ હતો, અને તેમાંથી તે લાભ પણ બહુ ખાટતો. તેણે તરત તે ઝઘડાનો નિકાલ લાવી આપવાનું કબૂલ કર્યું; અને પેલાં બે બરછટ ગુણપાટ પેલા બેને એક એક કરીને વહેંચી આપ્યાં, અને પેલું સુંવાળું બનૂસ પોતે લીધેલી મહેનત પેટે કાયદેસર પોતે જ રાખ્યું! પેલા બે મોં વકાસીને જોતા રહ્યા. પછી જ્યારે તેઓ

બુદ્ધ ભગવાનને મળ્યા ત્યારે તેમણે ઉપનંદ વિષે ફરિયાદ કરી. બુદ્ધ ભગવાને જવાબમાં તેમને નીચેની વાત કહી:

ગંગા કિનારે બે જળ-બિલાડીઓ રહેતી હતી. એક વખત તેમાંની એકે રોહિત જાતનું મોટું માછલું પકડયું. પણ તે તેને જોર કરીને અંદર ખેંચી જવા લાગ્યું. ત્યારે તે જળબિલાડીએ બીજીને કહ્યું કે, 'તું જો મદદ કરે તો આપણે બંને થઈને આને બહાર ખેંચી કાઢીએ, અને પછી બંને જણ આનંદથી તેને ખાઈએ; પણ હું એકલી તો હવે તેને વધુ વખત પકડી પણ રાખી શકીશ નહીં!'

પેલી બીજી જળબિલાડી તરત તેની મદદે ગઈ, અને પછી બંનેએ મળીને તે માછલું બહાર ખેંચી કાઢયું. રોહિત માછલાનું માથું અને પૂંછડી નકામાં હોય છે; વચલો ભાગ જ સારો ગણાય છે. પેલી બે જળબિલાડીઓમાં હવે તકરાર પડી! એ માછલાનો વચલો ભાગ કોણ લે? પહેલી બિલાડી કહે કે તેને પહેલું મેં પકડયું હતું એટલે મારો હક કહેવાય: ત્યારે બીજી કહે કે, મેં મદદ ન કરી હોત તો તારે છોડી જ દેવું પડયું હોત, માટે મારો હક કહેવાય!

આ તકરાર લાંબી ચાલી; અને તે બેમાંથી એક પણ કશી સમજૂતી ઉપર આવવા તૈયાર ન થયું. તે વખતે ત્યાં થઈને એક શિયાળ જતું હતું. બંનેએ તેને બોલાવીને તકરાર વિષે તેને વાત કરી, તથા કાયદેસર બંનેને ભાગ વહેંચી આપવા જણાવ્યું. શિયાળે કહ્યું કે, ભલભલી તકરારો મેં ચૂકવી આપી છે; તો આ તકરાર તો

નાની સરખી છે! પણ તમે બંને મારો ચુકાદો કબૂલ રાખવા બંધાઓ, તો જ હું તમારા ઝઘડામાં વચ્ચે પડું!

બંને જળબિલાડીઓ તેનો ચુકાદો માથે ચડાવવા કબૂલ થઈ. પછી શિયાળે પેલા માછલાના ત્રણ ટુકડા કર્યા: માથું પહેલીને આપ્યું; પૂંછડું બીજીને આપ્યું, અને વચલો ભાગ પોતાની મહેનતના બદલા તરીકે પોતે લઈને રસ્તો પકડયો!

બંને જળબિલાડીઓ મોં વકાસીને જોઈ રહી: પછી તેમાંની પહેલી બોલી કે, જો આપણે બંનેએ સમજીને વચલો ભાગ થોડો થોડો લીધો હોત, તો આમ એકને સૂકું માથું અને બીજીને ચવડ પૂંછડું લેવાનો વારો ન આવત!

પેલું શિયાળ જ્યારે વચલો ભાગ લઈને પોતાની શિયાળવી પાસે ગયું, ત્યારે તે રાજી થતી પૂછવા લાગી કે, તમે પાણીમાં પેસી શકતા નથી, છતાં ભલ-ભલા માછી-મારના હાથમાં પણ ન આવે તેવા રોહિત માછલાનો વચલો ભાગ કેવી રીતે લાવ્યા?

શિયાળે કહ્યું: તકરાર પડ-વાથી પ્રાણીઓ નુકસાનમાં ઊતરે છે; બે જળબિલાડીઓની તક-રારમાં મને આ ઉત્તમ માછલાનો ઉત્તમ ભાગ મળ્યો છે.

બે જણમાં જ્યારે તકરાર પડે છે, ત્યારે તેઓ ત્રીજા પાસે ન્યાય કરાવવા દોડે છે. એ ત્રીજો તેમનો કાજી થાય છે અને પોતાનું પેટ ભરે છે! એ ત્રીજો જેટલું પડાવી જાય છે, તેનો દશમો ભાગ પણ જો પેલા બેમાંથી એક જણ પણ જતો કરે, તો તકરાર જ ઊભી ન થાય, અને બધો લાભ એ બે જણમાં જ વહેંચાય!

ગોપાલદાસ પટેલ

## બે ડોસા

બે ડોસા હતા. બહુ વખતથી જાત્રા કરવા જવાના મનોરથ તેઓ સેવતા હતા. પણ ઘરસંસારની જંજાળને કારણે એમનાથી નીકળાતું ન હતું. એમાંના મોતીભાઈ સામાન્ય હાલતના હતા પણ સંતોષી હતા. મનોરભાઈ ખાધેપીધે સુખી હતા. પાસે બે પૈસાનો જીવ પણ હતો, પણ માયામાં ગળા સુધી ડૂબેલા હતા.

બંનેએ જોયું કે વરસ ઉપર વરસ ચાલ્યાં જાય છે અને જાત્રા તો રહી જ જાય છે. છેવટે એક વખતે બેય જાત્રાએ જવા તૈયાર થઈ ગયા.

મોતીભાઈએ એમની આઠ ગાયોમાંથી ત્રણ વેચી દીધી અને જાત્રાનાં નાણાં ઊભાં કરી લીધાં. બીજી ગાયો એના છોકરાને ભળાવી અને એ તો નચિંત થઈને જાત્રા માટે નીકળી ગયા. છોકરાએ પણ બાપના કહ્યા પ્રમાણે બધી જવાબદારી માથે લઈ લીધી. મનોરભાઈને સો વીઘાં જમીન હતી અને બીજો ઘણો ઘરખટલો હતો. એમને ચાર છોકરાઓ હતા પણ પાછળથી એ બધું સાચવશે કે ઉડાવી દેશે એવી ડોસાને ચિંતા રહ્યા કરતી. ઘરના વહીવટની ઝીણી ઝીણી સમજણ પાડીને એ ડોસાય નીકળ્યા તો ખરા પણ એમના મનમાં ચિંતાનો બોજો ભરેલો જ રહેતો.

મુસાફરી લાંબી હતી. બેય સાથે હળીમળીને મુસાફરી કરતા હતા. મોતીભાઈના મોઢે બારેય પહોર ભગવાનનું નામ રહેતું. મનોરભાઈને વારંવાર ઘરની ચિંતા થઈ આવતી. જાત્રાળુને જોઈને કેટલાક ગામના લોકો એમની પરોણાગત કરતા. કોઈ ઉતારો આપતા, કોઈ

ભોજન આપતા તો કોઈ જરૂરી સગવડ પણ કરી આપતા.

પણ વચ્ચે એક મુલક એવો આવ્યો કે એમાં ભયંકર દુકાળ હતો. ત્યાંથી પસાર થતી વખતે મોતીભાઈ એક ઘરે પાણી પીવા ગયા. ત્યાં એમણે શું જોયું ! એ ઘરમાં તો ડોસી ડોસો અને છોકરાં ભૂખથી મરવા પડયાં હતાં.

મોતીભાઈએ થેલો ઉતારીને મરણપથારીએ પડેલાંને પાણી લાવીને પાયું. બજારમાંથી ચીજ વસ્તુ લાવીને રાબ બનાવી આપી. મનોરભાઈ તો થોડી રાહ જોઈને મોતીભાઈ આગળ આવી રહેશે એમ માનીને આગળ વધ્યા. પણ મોતીભાઈ તો મરવા પડેલાંની સારવારમાં બીજું બધું ભૂલી ગયા. બે ત્રણ દિવસે એ ઘરના લોકો ટટ્ટાર થયા પછી મોતીભાઈએ કાયમ માટે એ કુટુંબ ઊભું થઈ જાય એ હેતુથી ઘર માલિકને બે બળદ લાવી આંપ્યા. ઘરમાં થોડું અનાજ પણ ભરી આપ્યું. આમ એમના પૈસા ખૂટી ગયા. એટલે એ તો ભગવાનનો પાડ માનીને જાત્રાએ જવાનું છોડીને ઘર ભણી પાછા વળ્યા.

મનોરભાઈ ઠેઠ તીરથના ધામમાં પહોંચ્યા ત્યાં સુધી એમણે મોતીભાઈની રાહ જોઈ પણ એમનો ભેટો એમને ક્યાંથી થાય? છેવટે મનોરભાઈએ માન્યું કે કદાચ બીજે રસ્તે એ આગળ પહોંચી ગયા હશે. એ મંદિરમાં ભગવાનનાં દર્શને ગયા ત્યારે બારણા આગળ તો લોકોની ઠઠ લાગેલી હતી. અંદર જવાની જગ્યા પણ ન મળે. મનોરભાઈ તો દૂર રહ્યા રહ્યા ભગવાનનાં દર્શન કરવા લાગ્યા. એ વખતે એમણે શું જોયું? મંદિરના ઝાંખા દીવાના પ્રકાશમાં ભગવાન-

ની આગળ જ મોતીભાઈની ટાલ ચળકતી હતી. એમને થયું કે આ તો ઠેઠ મૂર્તિ પાસે પહોંચી ગયો છે કે શું? હું દરવાજે ઊભો રહું અને એને પકડી પાડું. એ તો રાહ જોતા ઊભા પણ મોતીભાઈનો ભેટો એમને થયો જ નહીં.

મનોરભાઈ જાત્રા પૂરી કરીને પાછા ફર્યા. રસ્તામાં મોતીભાઈએ સારવાર કરી હતી એ ગામમાં અને એ કુટુંબમાં જ મનોરભાઈ વિસામો ખાવા રોકાયા. પેલા કુટુંબે મનોરભાઈની બહુ સારવાર કરી અને તેમના જેવા જ જાત્રાએ નીકળેલા ડોસાએ કેવો એમનો જીવ બચાવ્યો હતો એ સઘળી વાત કહી સંભળાવી.

મોતીભાઈ ઘરે પહોચ્યા ત્યારે લોકો તેમને હસવા લાગેલા કે આ તો મૂરખરાજ છે. જાત્રાએ નીકળ્યો છતાં અધવચથી નાણાં ખોઈને પાછો ફર્યો. મોતીભાઈએ કોઈને કશો જવાબ ન આપ્યો પણ એમને સંતોષ હતો. એમનું કુટુંબ પણ કુશળ હતું. ઘરનું અને ઢોરઢાંખરનું કામ પણ છોકરાએ બરાબર ચલાવ્યું હતું. એ તો ઘરે આવીને પાછા ઘરના હલ્લે વળગી ગયા.

મનોરભાઈ પાછા આવ્યા ત્યારે એના દીકરાઓ તો અંદર અંદર લડી પડેલા અને ખેતીવાડીના ફનાફાતિયા કરી નાખેલા. જાત્રાએથી આવીને એમણે બધાને પરસાદ વહેંચ્યો, કંઠીઓ આપી અને લોકો વાહ વાહ કહેવા લાગ્યા પણ એના મનમાં થયા કરતું હતું કે ભગવાનના દરબારમાં મારી જાત્રા પહોચી હશે કે મોતીભાઈની?

(ટૉલ્સ્ટૉયની વાર્તાને આધારે)

બબલભાઈ મહેતા

**કરજ એ મહા અધર્મ છે.**

છે, કાપડ-મોંઘુ થવાનું છે તે હું લાવી રાખું તો ફાયદો ન થાય?

હું—પહેલાંના ભાવે મળે તો એમાં ફાયદો થાય પણ કાર્ડકવરમાં ન થાય.

વિ૦—પણ ભાઈ, સરકાર આ આવી વસ્તુઓની કિંમત શા માટે વધારે છે? એક તો મોંઘવારી તેમાં વળી આ વધારો શા સારુ કર્યો?

હું—તો સરકાર ખર્ચના પૈસા ક્યાંથી લાવે? અનાજની ખરીદીમાં ખોટ આવે છે, કાશ્મીર—હૈદરાબાદની લડાઈઓમાં ખર્ચ થયું છે, લાખો નિરાશ્રિતોને નિભાવવા પડે છે, વસાવવા પડે છે, નોકરોને વધારે પગારો આપવા પડે છે તે ખર્ચ શી રીતે થાય?

વિ૦—આ શેઠિયાઓ પર ને મિલો-વાળા પર કર નાખે. અમારા જેવા લોકો પર શા સારુ નાખે?

હું—બધો કર શેઠિયાઓ જ આપે. એમ કંઈ બને? એમ કરવાથી માલની કિંમત વધે અગર તો ધંધો બંધ થઈ જાય. વળી ઉદ્યોગધંધા ખીલવવા હોય તો બધો બોજો તેમના પર નાખીને તેમને બેસાડી દેવાથી કેમ ચાલે?

વિ૦—પણ સરકાર એ ઉદ્યોગો ચલાવે તો શું?

હું—સરકારની પાસે આજે જે કામો છે તે બરાબર ચલાવે તો બસ છે. નવી જવાબદારી માથે લેવાથી ઊલટું નુકસાન જાય. ખર્ચ વધારે થાય ને માલ મોંઘો થાય.

વિ૦—એટલે આ ધંધાવાળાને પોષવા માટે અમારા ખીસા ઉપર સરકાર કાપ મૂકવા માગે છે એમ ને!

હું—થોડો બોજો તમારા જેવા ઉપર પડે પણ ખરો. પ્રજાતંત્રમાં કરનો બોજો અમુક વર્ગ પર જ ન નાખી શકાય. ખર્ચ વધે અને તે વાજબી હોય તો તેનો બોજો વહેંચાઈ જવો જોઈએ.

આપણે બધા પગારવધારા માટે હડતાલો પાડીએ છીએ અને વધારે પગારો અને મોંઘવારી માગીએ છીએ. પછી ખર્ચ વધે અને વેરા પડે ત્યારે બુમરાણ કરી મૂકીએ છીએ. એમ બન્ને રીતે લાભ લેવાની વૃત્તિ કેમ ચાલે? રેલવેની હડતાળ પડે અને નોકરોના પગાર વધે તેથી તેનું ભાડું વધારવું પડે તો બૂમો પાડીએ તે કેમ ચાલે? પગાર-

વધારો માગીએ તો ખર્ચની જવાબદારી આપણે ઉઠાવવી જ જોઈએ.

વિ૦—અમારા જેવા સામાન્ય માણસોએ ઉઠાવવી?

કું—સામાન્ય માણસો એકલા નહીં પણ બધાએ ભેગા મળીને. સામાન્ય માણસો પણ પહેલાં કરતાં દરેક બાબતમાં વધુ ખર્ચ નથી કરતા? તો સરકારને થોડો વેરો વધારે આપે તો શું ખોટું?

વિ૦—તમે તો સરકારને ટેકો આપો છો એમ લાગે છે.

કું—આ સરકાર હવે પરદેશી નથી કે તેનો વિરોધ કરવાની જરૂર હોય. તેને આપણા ટેકાથી અને સહકારથી મજબૂત નહીં કરીએ અને ખોટો અસંતોષ ફેલાવીશું તો આપણે પસ્તાવું પડશે. એટલું નક્કી છે કે કોઈ પણ સરકારને ખર્ચને પહોંચી વળવા વેરા નાખવા પડશે. તે વેરાનો બોજો આખી પ્રજાએ ઉઠાવવો જોઈએ. પરદેશી રાજ્યમાં ફરજિયાત ઉઠાવતા હતા તે હવે સમજપૂર્વક ઉઠાવવો જોઈશે.

વિઠ્ઠલદાસ કોઠારી

# પૂરું થતું પખવાડિયું

ત્રાવણકોર અને કોચીન રાજ્યોની સરકારોએ રિયાસતી ખાતાના પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલને જણાવ્યું છે કે તે બંને રાજ્યોએ એકબીજા સાથે જોડાઈ જવાનો નિર્ણય કર્યો છે.

ગાંધીજીના ખૂનના કેસની અપીલની સુનાવણી મે મહિનાની બીજી તારીખે પૂર્વ પંજાબની વડી અદાલતમાં નીકળશે.

મદ્રાસમાં જમીનદારી નાબૂદ કરવા માટેના કાયદાને ગવર્નર જનરલે પોતાની મંજૂરી આપી છે.

વડી ધારાસભાએ એક બિલ પસાર કરીને કન્યાઓની લગ્ન માટેની ઉંમર ૧૪થી વધારીને પંદર વરસની કરી છે.

વડી ધારાસભાએ હિંદુ, શીખ, જૈન અને તેની જુદી જુદી પેટા જ્ઞાતિઓ વચ્ચેનાં લગ્નોને કાયદેસર ઠરાવતું બીજું એક બિલ પણ પસાર કર્યું છે.

શ્રીમતી સરોજિની નાયડુના અવસાનથી યુક્ત પ્રાન્તોના ગવર્નરની ખાલી પડેલી જગ્યાએ હિંદી સરકારે સર એચ. પી. મોદીની યુક્ત પ્રાંતોના ગવર્નર તરીકે નિમણૂક કરી છે.

પૂર્વ પંજાબના વડા પ્રધાન ડૉ. ગોપીચંદ ભાર્ગવ સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થવાથી તેમણે વડા પ્રધાન તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું છે. પૂર્વ પંજાબના

કોંગ્રેસ ધારાસભા પક્ષે લાલા ભીમસેન સાચરને વધુમતીથી પોતાના નેતા તરીકે ચૂંટયા હોવાથી ત્યાંના ગવર્નરે શ્રી. સાચરને પ્રધાનમંડળ રચવાને આમંત્રણ આપ્યું છે.

કોંગ્રેસની કારોબારી સમિતિએ ગઈ તારીખ ૫મીએ ભાષાવાર પ્રાન્તોની રચના અંગે જયપુરની મહાસભાએ રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા, વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલની નીમેલી સમિતિના હેવાલનો સ્વીકાર કર્યો હતો.

એ સમિતિએ દેશની આજની પરિસ્થિતિ જોતાં થોડાં વરસ માટે ભાષાવાર પ્રાન્તોની રચના મુલતવી રાખવાની ભલામણ કરી છે.

ભાષાવાર પ્રાન્તો રચાય ત્યારે મુંબઈ અને મદ્રાસ જેવાં રાષ્ટ્રીય મહત્ત્વનાં અને પચરંગી વસ્તીવાળાં શહેરોનો અલગ પ્રાંત બનાવવાની પણ ભલામણ કરી છે. ૠ૦

# ગ્રામસફાઈ

ચાર વર્ષ સતત અનેક ગામડાંમાં દરદીઓની સારવાર કરવા માટે ફર્યા પછી મને એક વસ્તુ બહુ જ સ્પષ્ટ દેખાઈ છે કે ગામડાંમાં અનેક રોગો માત્ર ગંદકીને લીધે જ ઉત્પન્ન થાય છે. તેમાંની કેટલીક ગંદકી ગામડાંની ગરીબાઈને લીધે છે અને કેટલીક લોકોએ પોતાનાં અજ્ઞાન ને આળસને લીધે ઉત્પન્ન કરી હોય છે. આ બીજા પ્રકારની પરિસ્થિતિ સહેજે ટાળી શકાય એમ છે. જે જે ગામોમાં ગામપંચાયતો ઊભી થઈ છે ત્યાં ગ્રામસફાઈનું કામ કંઈક અંશે થવા માંડયું છે. પરંતુ સફાઈની દૃષ્ટિએ પણ શહેર કરતાં ગામડાંની વ્યવસ્થા જુદી જ રીતે થવી જોઈએ કારણ કે ત્યાંના ધૂળવાળા કાચા રસ્તા, તળાવો ને કૂવા વગેરેની સફાઈની પદ્ધતિમાં ખૂબ જ ફરક પડી જાય છે.

ગામડાંમાં આરોગ્યની દૃષ્ટિએ એક અત્યંત ભયાનક વસ્તુ તો એ જોઈ કે ગામની તદ્દન પડોશમાં જ આવેલાં સુન્દર તળાવોની પાળો કેવળ નરકાગાર થયેલી હોય છે. તળાવની પાળની નીચે જે નેળ કે ભાગોળ હોય છે તેનાથી વધુ ખરાબ નરકનું સ્થાન કદાચ બ્રહ્માની સૃષ્ટિમાં બીજું એકેય હશે કે નહીં તે વિષે શંકા રહે છે. વળી પાળો ઉપર લોકો ઉપરાછાપરી દિશાએ જવા બેસતા જ હોય છે. એ મળ ચોમાસાના વરસાદ સિવાય બીજી કોઈ રીતે સાફ થતો નથી;

અને વર્ષના આઠ માસ ભયંકર - બદબો ફેલાવ્યા કરે છે અને અનેક ભયંકર રોગો અને મહામારીઓને ઉત્પન્ન થવાનું સ્થાન બની રહે છે.

વળી તળાવની પાસે જ નીચાણના ભાગમાં બેઠા મથાળાવાળા કૂવા હોય છે. એ જ ગંદા સ્થાનમાંથી બહેનો ઉઘાડે પગે પસાર થઈ પીવાનું પાણી ભરવા માટે કૂવે જાય છે. કૂવા ઉપર એમના પગ ઉપર જે પાણી પડે છે તે પાછું કૂવામાં જ જાય છે. તેવી જ સ્થિતિ તળાવના પાણીની થાય છે. તળાવને બદલે જો નદી હોય તો તેના કિનારા પણ મળથી ખરડાયેલા જ હોય છે. જોકે નદીનું પાણી તો વહેતું હોઈ તેમાં મળ સતત પડી રહેતો નથી એટલો જ ફેરક. હજુ પણ કેટલાંક ગામોમાં વાવ એ પીવાના પાણી માટેનું મુખ્ય જળાશય હોય છે. પણ ગામડાંમાં વાળાનો જે ભયંકર રોગ થાય છે તેનું એક કારણ આ વાવોનું પાણી જ હોય છે.

આમ પાણી અને જળાશયોની આસપાસની ભયંકર ગંદકીને લીધે મરડો, ઝાડા, ઝાડાઊલટી, વાળો, ચામડીનાં દરદો, વગેરે અનેક રોગો ગામડાંના લોકોના શરીરમાં ઘર કરીને પડયા રહે છે. વળી ગામડાંમાં પેશાબપાણી પણ શેરીમાં જ ગમે ત્યાં કરવામાં આવે છે. છોકરાંને પાયખાને પણ ગમે ત્યાં બેસાડવામાં આવે છે, કચરોપૂંજો પણ ગમે ત્યાં ઉશેટાય છે. ધીરે ધીરે પાયખાનાં થવા માંડયાં છે. પણ તેથીયે ગામડાંની ગંદકી વધી છે. મળને માટે ડબા તો ઠીક પણ પેશાબના નિકાલને માટે યોગ્ય સગવડ ન થઈ હોવાથી તે ત્યાં ને ત્યાં જમીનમાં મર્યા કરે છે અથવા તો પાસે ખોદેલા દપટમાં દટાયા કરે છે આથી વધુ ભયંકર વસ્તુ તો દપટનાં જાજરૂએ ઊભી કરી છે. પાતાળિયાં જાજરૂમાં મળ ગયા પછી મીઠું વગેરે નિયમિત રીતે પૂરતા પ્રમાણમાં જતું જોઈએ તે નાખવામાં આવતું નથી, અને સાથે સાથે પેશાબ તો બહાર એવી રીતે ચાલ્યો જાય છે કે તે ચોમાસા સિવાય કદી સાફ થતો જ નથી.

લોગજોગે એટએટલામાં ઢોર પણ બાંધવામાં આવતાં હોય એટલે ચોમાસામાં મલેરિયાને ઉત્પન્ન થવાની બધી જ સગવડ ગ્રામજનો પોતાની મેળે જ ઊભી કરે છે. ગામડાના આરોગ્યનો મોટામાં મોટો શત્રુ આ મલેરિયા છે. ચોમાસામાં ઘેરઘેર તાવના દરદીઓના ખાટલા પડયા જ હોય છે. આ રોગ પછી પોતાની પાછળ આવનાર અનેક રોગોના લાવ-લશ્કરને લેતો જ આવ્યો હોય છે. અને

ખેડા જિલ્લા લોકલબોર્ડની ચૂંટણીમાં કુલ ૫૦ બેઠકોમાંથી ૪૬ બેઠકો કોંગ્રેસને મળી છે.

અખિલ હિંદ રેલવે ફેડરેશન નામની રેલવે કામદારોની મધ્યસ્થ સંસ્થાની મહાસમિતિએ રેલવે હડતાલ મોકૂફ રાખવાનો મોટી બહુમતીથી નિર્ણય કર્યો છે.

બી. બી. ઍન્ડ. સી. આઈ. રેલવેના કામદારોના સંઘે રેલવે સત્તાવાળાઓને હડતાલ પાડવાની નોટિસ આપી છે. આ સૂચિત હડતાલ ૯મી માર્ચે સવારના આઠ વાગ્યાથી શરૂ થશે અને નોટિસમાં જણાવ્યા મુજબની માગણીઓ સંતોષવામાં નહીં આવે ત્યાં સુધી ચાલુ રહેશે.

ગઈ તા. ૧૮મીથી મુંબઈ ધારાસભાની અંદાજપત્ર પસાર કરવા માટેની બેઠક શરૂ થઈ છે.

દારૂબંધી અંગેના એક બિલને વિચારણા માટે રજૂ કરતાં આબકારી ખાતાના પ્રધાન શ્રી પાટીલે મુંબઈ ધારાસભામાં જાહેર કર્યું છે કે ૧૯૫૦ની ૧લી એપ્રિલથી આખા મુંબઈ પ્રાન્તમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવી જશે.

સામ્યવાદીઓના અંકુશ નીચેનાં કેટલાંક રેલવે કામદારોનાં યુનિયનોએ હડતાલ પાડવાની નોટિસ આપી હોવાથી સાવચેતીના પગલા તરીકે દેશભરમાંથી સામ્યવાદી કાર્યકરોની ધરપકડ કરવામાં આવી છે.

મુંબઈ સરકારે એવો નિર્ણય કર્યો છે કે, સરકારી દસ્તાવેજોમાં હવે પછી કોઈ પણ હિંદીના નામ સાથે ખિતાબોનો ઉલ્લેખ કરવો નહીં.

અમદાવાદ મ્યુનિસિપાલિટીની થયેલી ચૂંટણીમાં કુલ ૬૪ બેઠકોમાંથી કોંગ્રેસે ૬૨ બેઠકો મેળવી છે. આ ચૂંટણીની ખાસ વિશિષ્ટતા એ હતી કે એ સંયુક્ત મતાધિકારને ધોરણે થઈ હતી અને શહેરના મુસ્લિમ મતદારોએ ઘણી મોટી સંખ્યામાં કોંગ્રેસના ઉમેદવારોને પોતાના મત આપ્યાં હતા. મ૦



### વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૧૫

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
૬ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી માર્ચ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮




## જીવનમાં કરકસરનું મહત્ત્વ

જેઓ સમજવા ઇચ્છે છે તેમને હું સમજાવવા ઇચ્છું છું ખરો કે આપણે ગરીબથી પણ ગરીબ થઈને રહેવાનો ધર્મ છે. એક પૈસાથી ચાલે તો બે ન ખરચીએ અને એમ કરતાં જોખમો ખેડવાં પડે તે ખેડીએ. તેથી જેટલી મુસાફરી વિના ચલાવી શકાય તેટલી મુસાફરી વિના ચલાવી લઈએ, જેટલી સગવડો વિના ચલાવી શકાય તેટલી સગવડોનો ત્યાગ કરીએ. અને આ ગરીબી માત્ર પૈસાની જ નહીં, પ્રવૃત્તિની પણ હોવી જોઈએ. શબ્દો પણ કંજૂસાઈથી વાપરીએ, વિચારો પણ કંજૂસાઈથી વાપરીએ. આમ કરીએ તો જ સત્ય, અહિંસા, બ્રહ્મચર્યાદિનું પાલન થઈ શકે.

ગાંધીજી

## સ્વાદમાત્ર રસમાં રહ્યો છે, અને રસ ભૂખમાં છે

# ભોજન વખતે

૧. હાથ-પગ ધોઈ તેમ જ લૂછીને જ રસોડામાં પેસવું.

૨. પહેરેલા કપડાથી નહીં પણ ચોખ્ખા કકડાથી વાસણ લૂછવાં.

૩. એઠા હાથે પીરસવાની રસોઈને ન અડવું.

૪. પીરસવાનું કામ જમવા ન બેઠું હોય એમને જ સોંપવું.

૫. પાણીનો લોટો, પ્યાલો તથા સાફ કકડો સાથે લઈને જ જમવા બેસવું.

૬. ચાવી ચાવીને નિરાંતે જમવું.

૭. ખાઈ લીધા પછી ભાણામાં વધે નહીં એટલું જ લેવું.

૮. ખાઈ લીધા પછી વેરાયેલો એઠવાડ સાફ કરીને ઊઠવું.

૯. એઠવાડ કે પાણી આંગણામાં નહીં પણ છાટમાં રેડવું.

૧૦. વાસણ ચોખ્ખી માટીથી અગર રાખથી જ માંજવાં અને ચોખ્ખા પાણીથી જ ધોવાં.

બબલભાઈ મહેતા

# પાણી પીતી વખતે

૧. ગોળામાંથી પાણી કાઢવા માટે ડોયો જ વાપરવો.

૨. લોટા પ્યાલાની અંદર આંગળી રહે એ રીતે એને ન પકડવા.

૩. પીતાં કે લઈ જતાં પાણી ઢોળાય નહીં એટલું જ પાણી લોટા પ્યાલામાં ભરવું.

૪. મોઢે માંડેલો પ્યાલો સાફ કરીને જ બીજા સામે ધરવો.

# રીંછ અને બકરો

કેટલીય વાર ખોટા મમતમાં આવી જઈ માંહોમાંહે કેવો ખોટો ઝઘડો કરી નાખીએ છીએ! તેથી બંનેને ફાયદાને બદલે નુકસાન જ થાય છે, એની લડવાડમાં ત્રીજો જ ફાવી જાય છે.

ઉનાળાના દિવસ હતા. તાપ બરોબર પડતો હતો. એક રીંછ પાણી પીવા એક નાના ઝરા પાસે આવ્યું. એક બકરું પણ ત્યાં જ આવી ચડયું. તેને પણ પાણી પીવું હતું. કોણ પહેલું પીએ તે બાબતમાં બંને વચ્ચે તડાતડી થઈ.

રીંછ — ખબરદાર, તેં પાણી પીધું તો. હું પહેલું પીઉં, પછી તું પીવું હોય તો પીજે.

બકરું — કેમ! હું શું કામ પાછળથી પીઉં? હું પહેલું પીશ.

આમ બે વચ્ચે બોલાચાલી શરૂ થઈ. કોઈ પોતાની વાત છોડે નહીં. બેઉ લડશે કે શું, એવો ઘાટ થયો. અને રીંછ બકરાને મારવા પણ તડતું હતું; ત્યાં એની નજર ઊંચે આકાશમાં ગઈ. ત્યાં કેટલાંક ગીધ તાકી રહ્યાં હતાં. 'આ બે જણ લડે, તો મજા પડે. કોકનું કોક મરશે ને આપણને ખોરાક મળશે—' આમ વિચારી તે રાજી થતાં હતાં.

રીંછે આ જોયું. તે સાનમાં સમજી ગયું ને બકરાને કહે, 'અરે ભાઈ, તું પહેલું પી; પછી હું પીશ. હુંસાતૂંસી કરીને મારામારી કરીએ તો કોનું ભલું થવાનું હતું? પેલાં ગીધ ઉપર તાકી જ રહ્યાં છે. તેના કરતાં આ અમૃત જેવું પાણી પીને બેઉ બચીએ એ કેવું સારું?'

બકરો પણ સમજ્યો. ખોટી પતરાજી છોડી બંનેએ પછી પાણી પીધું અને ગીધ નિરાશ થઈને બીજે ચાલ્યાં ગયાં.

તેઓ જે પતરાજીમાં પડત તો પાણી પીવાનું તો બાજુએ રહેત; મળત વગરમફતની મારામારી અને મરણ.

૭-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## સદ્ગત સરોજની દેવી

આપણી આઝાદીની લડતના મહારથીઓ તથા નવા હિંદના ઘડતરમાં આગળપડતો ભાગ લેનાર આગેવાનો એક પછી એક ખરવા લાગ્યા છે. સ્વરાજની આપણી અજોડ લડતના અજોડ સેનાપતિ અને હિંદને નવજીવન આપનાર આપણા રાષ્ટ્રપિતા ગાંધીજી ગયા; આ મહિનાની શરૂઆતમાં સ્વરાજની એ લડતના આગલી હરોળના સૈનિક અને ગાંધીજીની દેશોદ્ધારની પ્રવૃત્તિઓમાં આગળપડતો ભાગ લેનાર સરોજિની દેવી ગયાં.



તેમના અવસાનના સમાચાર મળતાં દેશભરમાં ઊંડી ગમગીનીનું મોજું ફરી વળ્યું હતું એમ છાપાંઓ પરથી જાણવા મળે છે. આમ તેમના અવસાનથી અસંખ્ય લોકોએ પોતાનું સ્વજન ગુમાવ્યા જેવી લાગણી અનુભવી. દેશસેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરીને લોકહૃદયમાં તેમણે એ સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

સરોજિની દેવી ભારે પ્રતિભાશાળી વ્યક્તિ હતાં. તેમની બુદ્ધિ અતિશય તેજસ્વી હતી અને અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબૂ અજોડ હતો. આ ઉપરાંત

તે સમર્થ વક્તા પણ હતાં. ૧૯૨૦–૨૫ના જમાનામાં અહીંની બ્રિટિશ સરકારને આ બધી શક્તિઓની ખૂબ જ જરૂર હતી. દેશમાં આઝાદીની લડત પૂર જોશથી ચાલી રહી હતી અને દેશ-પરદેશમાં બ્રિટિશ સરકારની શાખ ઘટવા લાગી હતી. વળી હિંદની આઝાદીની લડત પ્રત્યે સહાનુભૂતિની લાગણી ઉત્તરોત્તર વધતી જતી હતી. આની સામે દુનિયાના લોકોની આંખમાં ધૂળ નાખવા માટે તેમ જ હિંદનો વહીવટ મોટે ભાગે હિંદીઓ દ્વારા જ ચલાવવામાં આવે છે એવો દેખાવ કરવા માટે બ્રિટિશ સરકારે થોડાક શક્તિશાળી પણ કહ્યાગરા હિંદીઓને રાજવહીવટમાં દાખલ કરવાની નીતિ અખત્યાર કરી. આવા હિંદીઓ મેળવવા માટે તેણે આર્થિક લાભ, ઉચ્ચ હોદ્દો, માનમરતબા વગેરેનાં પ્રલોભનોની જાળ બિછાવી. સરકારની એ જાળમાં ઠીક ઠીક પ્રમાણમાં શક્તિ-શાળી હિંદીઓ સપડાયા અને આ દેશની ગુલામી ટકાવી રાખવામાં તેમણે બ્રિટિશ સરકારને પોતાનાથી બનતી બધી મદદ કરી.

સરોજિની દેવી એ બધાની તુલનામાં એવાં ભારે શક્તિશાળી હતાં કે પોતે માગ્યાં મૂલ પામી શકે એમ હતું. પણ તે કંઈક જુદી જ માટીનાં બનેલાં હતાં અને એ તરફ તેમણે નજર સરખી પણ ન કરી.

પણ સરોજિની દેવી જુદા જ પ્રકારની જાળમાં સપડાવાને સરજાયાં હતાં. એ જાળ 'દરિયાપારથી આવેલા જાદુગરે' હિંદભરમાં બિછાવી હતી. એ જાળ તેણે હિંદને ગુલામીમાંથી મુક્ત કરવાને તથા તેનો પુનરુદ્ધાર કરવાને માટે સેવકો મેળવવાને બિછાવી હતી. એ જાળમાં સપડાવા બદલ કશા દુન્યવી લાભો તે આપી શકે એમ ન હતું. તે તો એક ફકીર હતો અને ફકીરી સિવાય બીજું કશું તેની પાસે આપવાનું નહોતું. વધુમાં તેણે બલિદાન, આપભોગ, કારાવાસ અને કષ્ટસહનનો માર્ગ સૌની આગળ ધર્યો. સરોજિની દેવી સ્વેચ્છાપૂર્વક આ જાળમાં સપડાયાં અને કુદરતે તેમને જે શક્તિ આપી હતી તે સઘળી તેમણે દેશને ચરણે ધરી. રાષ્ટ્રની મુક્તિ અને ઉન્નતિ માટેની ગાંધીજીએ આરંભેલી હિલચાલમાં તેમણે ઝંપલાવ્યું અને પોતાની બધી શક્તિ તેમણે દેશસેવાના

કાર્યમાં ખરચી. આઝાદીની લડતની બધી તડકીછાંયડીમાં તે અડગપણે ગાંધીજીને પડખે રહ્યાં અને પોતે સ્વેચ્છાપૂર્વક વહોરી લીધેલા માર્ગમાં આગળ ધપતાં અનિવાર્યપણે જે કષ્ટો વેઠવાનાં આવ્યાં તે હસતે મોંએ વેઠયાં. પોતાની નાદુરસ્ત તબિયત હોવા છતાં છેવટ સુધી તે દેશસેવાના કાર્યમાં મંડયાં રહ્યાં અને આખરે પોતાનું જીવન કૃતાર્થ કરીને અને પોતાના દેશવાસીઓને હમેશને માટે આભારવશ બનાવીને ચાલ્યાં ગયાં.

સરોજિની દેવીનો જન્મ ૧૮૭૯ની સાલના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે દક્ષિણ હૈદરાબાદમાં સંસ્કારી માતપિતાને ત્યાં થયો હતો. તેમના પિતા અઘોરનાથ ચટ્ટોપાધ્યાય બંગાળી બ્રાહ્મણ હતા અને હૈદરાબાદની એક કૉલેજના પ્રિન્સિપાલ હતા. સરોજિની દેવીનાં મા પણ સાહિત્યપ્રેમી હતાં અને બંગાળી ભાષામાં તેમણે કેટલાંક કાવ્યો પણ લખ્યાં છે.

આમ સરોજિની દેવીને કેળવણી અને સાહિત્યના સંસ્કાર વારસામાં મળ્યા હતા. છેક નાનપણમાં જ પોતાની બુદ્ધિમત્તાનાં લક્ષણો તેમણે બતાવ્યાં હતાં. તેમના પિતાની ઉમેદ પોતાની આશાસ્પદ પુત્રીને ગણિતશાસ્ત્રી બનાવવાની હતી. પણ બાળક સરોજિનીનું ચિત્ત કોઈક જુદા જ પ્રદેશમાં વહરતું હતું. અગિયાર વરસની વયે બીજગણિતનો દાખલો ગણતાં ગણતાં તેમનું મન કલ્પનાને હીંડોળે ચડી ગયું; દાખલો દાખલાને ઠેકાણે રહ્યો અને તેમણે એક કાવ્ય લખી નાખ્યું. આ રીતે છેક અગિયાર વરસની કુમળી વયથી કવિ તરીકેની તેમની કારકિર્દીનો આરંભ થયો. બાર વરસની ઉંમરે તેમણે મદ્રાસ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. એ પછીથી તેમની તબિયત કથળી એટલે વ્યવસ્થિત અભ્યાસ અટકી પડયો પણ ઇતર વાચન અને કાવ્ય લખવાનો વ્યવસાય તો ચાલુ જ રહ્યો.

નિઝામ તરફથી તેમને શિષ્યવૃત્તિ મળવાથી આગળ અભ્યાસ કરવાને તે ઈંગ્લંડ ગયાં. ૧૮૯૫થી ૧૮૯૮ દરમ્યાન તેમણે લંડન અને કૅમ્બ્રિજની કૉલેજોમાં અભ્યાસ કર્યો અને પછી તે દેશ પાછા ફર્યા. હિંદ આવ્યા પછી બંને પક્ષે ઉગ્ર વિરોધ હોવા છતાં ડૉ. ગોવિન્દરાજુલુ નામના આંધ્રના પોતાની

પસંદગીના અબ્રાહ્મણ યુવાન સાથે તેમણે લગ્ન કર્યાં.

ઇંગ્લંડના તેમના વસવાટ દરમ્યાન અંગ્રેજી ભાષામાં કાવ્યો લખવાનો તેમનો વ્યવસાય ચાલુ જ રહ્યો હતો. તેમનાં કાવ્યો અંગ્રેજી સાહિત્યના અધિકારી વિવેચકોના ભારે આદરને પાત્ર બન્યાં હતાં. ૧૯૦૫, ૧૯૧૨ અને ૧૯૧૭ એમ અનુક્રમે પોતાનાં કાવ્યોના ત્રણ સંગ્રહો તેમણે બહાર પાડ્યા. આ ત્રણે કાવ્યસંગ્રહોને દેશપરદેશોમાં ખૂબ જ આવકાર મળ્યો. આમ રાજકીય ક્ષેત્રમાં પડ્યા પહેલાં જ એક ઉચ્ચ કોટિના કવિ તરીકે દેશપરદેશમાં તે નામના મેળવી ચૂકયાં હતાં.

સરોજિની દેવીનું એ પછીનું જીવન આપણી આઝાદીની લડત સાથે નિકટપણે સંકળાયેલું છે. એ લડતમાં એ છેવટ સુધી મોખરે રહ્યાં અને તેમને માથે જે જવાબદારીઓ આવી તે તેમણે કુશળતાપૂર્વક પાર ઉતારી. ૧૯૨૫માં કાનપુર મુકામે ભરાયેલી કૉંગ્રેસનાં તે પ્રમુખ થયાં. ત્યાર પછી અવારનવાર તે કૉંગ્રેસની કારોબારીના સભ્યપદે પણ રહ્યાં. ૧૯૩૦માં ગાંધીજીની ધરપકડ પછી ધરાસણાના મીઠાના અગર પરના હલ્લાની સરદારી પણ તેમણે લીધી હતી. ૧૯૪૨ની સાલમાં 'હિંદ છોડો'ની લડતમાં ગાંધીજી સાથે જ તેમની ધરપકડ થઈ હતી અને તેમને આગાખાન મહેલમાં ગાંધીજી સાથે જ રાખવામાં આવ્યાં હતાં. હિંદ આઝાદ થયા પછી યુક્ત પ્રાન્તોના ગવર્નર તરીકે તેમની વરણી કરવામાં આવી હતી. ગવર્નર તરીકે તે ખૂબ જ લોકપ્રિય થયાં હતાં.

આમ લગભગ અરધી સદી જેટલા સમય સુધી એક યા બીજી રીતે પોતાની માતૃભૂમિની સતત સેવા કર્યા પછી સિત્તેર વરસની વયે તેમનું અવસાન થયું. હિંદના લોકો સરોજિની દેવીને તેમની સેવાને કારણે ઘણા લાંબા વખત સુધી પ્રેમપૂર્વક યાદ કરશે.

મણિભાઈ દેસાઈ

**સ્વરાજ જે સમજે તેને માટે છે. કોઈનું અપાવેલું તે પરરાજ્ય છે. પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ.**

# કાપડની તંગીનો ઉકેલ

આપણા દેશમાં અત્યારે મોટી ખોટ છે પૂરતા અનાજ અને કપડાની. જીવવાને માટે ધાન અને શરીર ઢાંકવાને માટે વસ્ત્ર—બે તો દરેકને જોઈએ. જે દેશમાં આ બે વાતનું દુઃખ હોય, તે દેશનું લોકજીવન બરોબર નથી ચાલતું, એમ ચોક્કસ માની શકાય. એટલે એ દેશના લોકોએ અને તેની સરકારે પહેલું કામ આ સુધારવાનું કરવું જોઈએ.

આવી ખોટ પડવાનાં કારણો જાત જાતનાં હોય છે. કેટલાંક તો એવાં અટપટાં હોય છે કે, તેમાં તો મોટા મોટા શાસ્ત્રી પંડિતો પણ ગોથાં ખાય છે. એ બધાંમાં પડવાનું ગજું બધાનું નથી હોતું. પણ દરેક જણે આ બે વસ્તુ માટે પોતે શું કરવું, તેની ચિંતા તો કરવી જ પડે છે. એટલે તેણે પોતા પૂરતી આ વાત સમજવી જ જોઈએ.

જો સહેજ વિચારી જોઈએ તો આ વાત સાદી છે. ગાંધીજીએ એને એવી રીતે સમજાવી છે. એ કહે છે કે, જો રેંટિયા દ્વારા તરતોતરત કામ લેવાય, તો મિલ અને અંકુશો કરતાં વહેલું દરેકને કાપડ મળી જાય. ખાદી એવી સાદી ચીજ છે કે તે પેદા કરીને પૂરતું કાપડ લોકો તરત પોતાની મેળે મેળવી લઈ શકે. ફક્ત થોડું આળસ દૂર કરવું જોઈએ. લોકો પાસે ઢગલાબંધ આળસ અને નવરાશ છે, તેને રેંટિયા વાટે કામમાં લેવાં જોઈએ. એમ થાય તો ઘણો ફેર પડે. તેથી કરીને દેશનું ધન વધે; આળસ ટળે, બેકારી હટે,—એ પણ મોટો લાભ થાય. અને દેશનું ધન વધે તો લોકને રોટલો પણ વધારે મળવા લાગે.

રેંટિયો એવો છે કે તે દરેક લઈ શકે. અનાજ દરેક પકવી ન શકે. દરેક પાસે જમીન ન હોય; ખેડવાની આવડત ન હોય. રેંટિયા માટે એમ નથી. તેથી જ ગાંધીજીએ તેને પોતાના રચનાત્મક કાર્યક્રમમાં વચ્ચેનું મુખ્ય સ્થાન આપ્યું છે. એ કાર્યક્રમનાં બધાં કામોની સૂર્યમાળાનો સૂર્ય રેંટિયો છે, એમ તે કહેતા.

આ વસ્તુ આજે પણ સાચી છે. જો આપણે ગાંધીજીની આ શિખામણ

સાચી પાડી આપીએ, તો કાપડનો સવાલ ઊકલી જાય. અને એને જોરે બીજું કેટલુંય કામ સહેજે થાય. સૂર્ય ઊગે અને જેમ બધું ફૂલેફાલે છે તેમ. આ કરી જોવા જેવો ગાંધીજીનો જાદુ છે. લોકો અને સરકાર પ્રયત્ન કરે તો ન થાય એવું તો આ નથી લાગતું.

૭-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## અમે શું ભણવાના?

પ્રૌઢશિક્ષણના પ્રચારની બહુ વાતો સાંભળીને એક શાળાના શિક્ષકને પોતાના ગામમાં તે કામ ઉપાડવાનો વિચાર થયો. તેણે એક દિવસ કેટલાક અભણ મોટેરાને ભેગા કર્યા અને તેઓ ભણવા ખુશી હોય તો રોજ રાત્રે વર્ગ ચલાવવાની વાત કરી. તે સાંભળીને એક ભાઈ બોલી ઊઠ્યા:

'અમે શું ભણવાના? અમારા કરતાં નાનાં છોકરાંને બરાબર ભણાવો તો બહુ છે. અમારે તો બહોત ગઈ થોડી રહી.'

શિ૦ — છોકરાંને ભણાવવાં તે અમારું કામ છે. તે તો અમે કરીશું. અત્યાર સુધી બરાબર નહીં ભણાવતા હોઈએ તો હવે બરાબર ભણાવીશું. પણ મારે તમારા જેવા મોટાને પણ ભણાવવાં છે. તમે ભણો તો છોકરાંનું શિક્ષણ સુધરે અને સરકાર ફરજિયાત કેળવણી દાખલ કરવા માગે છે તેય સુધરે તથા પ્રજાતંત્ર પણ સફળતાથી ચાલે.

પ્રૌ૦ — પણ અમને હવે પાકી કોઠીએ કાના શી રીતે ચઢે? અમને બારાખડી ભણવાનું અને ગોખવાનું શી રીતે ફાવે?

શિ૦ — તમે બધા પાકી કોઠી થઈ ગયા એમ કેમ માનો છો? તમે તો મોટે ભાગે ૨૫ થી ૪૫ વરસની ઉંમરના છો... હજી તો જુવાન છો. અત્યારથી પોતાને ઘરડા શા માટે માનો છો?

પ્રૌ૦ — ઘરડા તો નહીં. પણ ભણવાનું કામ બાળકોનું. અમે કામ-ધંધામાં પડેલા માણસો હવે શું ભણીએ?

શિ૦ — તમને તમારા કામધંધામાં ઉપયોગી થશે તે જ ભણાવીશું તો ભણશોને?

પ્રૌ૦ — પણ અમને મોઢે ચડશે? ભણવાનું ફાવશે?

શિ૦—હા, જરૂર ફાવશે. માણસમાં ભણવાની ઇચ્છા હોય તો કોઈ પણ ઉંમરે ભણી શકે છે. એક રોમ દેશના વિદ્વાનની વાત છે કે તે એંશીમે વરસે ગ્રીક ભાષા શીખવા લાગ્યો હતો. તેને કોઈકે પૂછ્યું કે 'આ ઘડપણમાં આવી અટપટી ભાષા ક્યાં શીખવા બેઠા?' ત્યારે તેણે હસીને કહ્યું કે 'મારી આ ભણવાની ઉંમર નથી શું?'

આપણા ગાંધીજી પણ એવું જ માનતા હતા અને જ્યારે જરૂર પડે ત્યારે નવો વિષય કે નવી ભાષા શીખી લેતા હતા. તો તમે ઇચ્છો તો તમે પણ જરૂર શીખી શકો.

પ્રૌ૦—તો અમે રોજ આવીશું. તમારામાં જેટલી શક્તિ હોય તેટલી વાપરીને અમને શીખવજો.

શિ૦—તે હું કરવા માગું છું. તમારો સાથ હશે તો તેમાં આપણે સફળ થઈશું એમાં શંકા છે જ નહીં. તમે ચોક્કસ વિશ્વાસ રાખજો કે ભણવાને માટે કોઈ ઉંમર મોટી નથી. માણસ જિંદગીના અંત સુધી વિદ્યાર્થી રહી શકે છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# દોઢ પાઈની ઝાડુની કથા

શહેરનો એક દલાલ હતો.

એ દલાલ ગામડાંનો માલ ખરીદી શહેરમાં વેચે.

ગરીબ હરિજન બહેનો ઝાડુઓ બનાવે તે શહેરમાં લાવી વેચવાનો સોદો એણે કર્યો.

એ દલાલે લાખ ઝાડુનો સોદો કર્યો.

આ સોદા માટે એણે બીજા નાના બેત્રણ દલાલો ઊભા કર્યા. એ દલાલોએ ગામડાના મુકાદમો શોધ્યા.

ગામડાના મુકાદમો હરિજનવાસમાં પહોંચ્યા.

ત્યાં બહેનો ઝાડુ બનાવતી હતી.

પેલા મુકાદમે એ ઝાડુઓ ૧॥ પાઈના ભાવે ખરીદી.

બીજા ગામડામાંના મુકાદમોએ પણ એવી જ રીતે ઝાડુ ખરીદી.

બધી ઝાડુઓ પેલા નાના દલાલોએ પેલા મુકાદમો પાસેથી ખરીદી.

મુકાદમોને એની દલાલી મળી. નાનાં દલાલો પાસેથી શહેરના દલાલે બધી ઝાડુઓ ખરીદી. નાના દલાલોને પણ દલાલી મળી. પછી મોટા દલાલે શહેરના વેપારીઓને ઝાડુ વેચી.

મોટા દલાલને એમાંથી સારી દલાલી મળી.

શહેરની બહેનો પેલા શહેરના વેપારી પાસેથી ઝાડુ ખરીદતી.

એક ઝાડુનો એક આનો વેપારીને મળતો. એમાં પણ વેપારીની દલાલી રહેતી જ. ઝાડુની મૂળ કિંમત ૧॥ પાઈ હતી. ગામડાની હરિજન બહેનને એની: ફક્ત દોઢ પાઈ મળેલી.

પછી દલાલોની આંટીઘૂંટીમાં ઝાડુએ પ્રવાસો કર્યા.

શહેરની બહેન પાસે ઝાડુ પહોંચી ત્યારે એક આનો એનો થઈ ગયો.

દોઢપાઈની ઝાડુ પર ૧૦॥ પાઈની દલાલી ચડી.

હરિજન ઝૂંપડામાં મહેનત કરનાર હરિજન બહેનને તો દોઢ પાઈ જ મળી. ૧૦॥ પાઈ પેલા મુકાદમો અને દલાલોમાં વહેંચાઈ.

ગરીબ બિચારી હરિજન બહેનની બનાવેલી ઝાડુ શહેરની સુખી બહેને વાપરી.

એમાં સેવા તો પેલા દલાલોની થઈ. હરિજન બહેનને તો દોઢ પાઈ જ મળી.

આનું નામ અવળો વેપાર. ઉત્પન્ન કરનાર અને વાપરનાર તદ્દન જુદાં. કોઈ કોઈને ઓળખે નહીં.

જેવું ઝાડુમાં તેવું જ બીજી વસ્તુઓમાં.

આજનું અર્થશાસ્ત્ર આવું છે. આજનો વેપાર આવો છે. આજનો શ્રમજીવી આવી રીતે લૂંટાય છે.

ગામડાની પાયમાલીનો ઇતિહાસ દોઢ પાઈની ઝાડુની કરુણ કથામાં લખાયા કરે છે.

પાયમાલી અટકાવવાનો માર્ગ ગાંધીજી બતાવી ગયા છે. તે સમજી લઈને, ખરીદનાર અને ઉત્પન્ન કરનારનો સીધો સંબંધ કઈ રીતે બંધાય અને શ્રમજીવીને પૂરો બદલો કેવી રીતે મળે એવો ઉપાય કરવો જોઈએ.*

દિલખુશ બ. દીવાનજી

* સ્વામી આનંદે 'હરિજનબંધુ'માં આપેલી વિગતને આધારે.

ખાતરી કેમ કરીને રાખો છો? તમારા કુળમાં કોઈ અકાળે ન મરે એવો કાંઈ કાયદો છે? તમે બધા એમ શાથી માનો છો! તમે મને એનું કારણ સમજાવશો?

બ્રાહ્મણે કહ્યું:

૧. અમારાં કુળમાં અમે સૌ ધર્મ જ આચરીએ છીએ, જૂઠું કદી બોલતા નથી, પાપ-કર્મો ત્યાગીએ છીએ, તથા અનાર્ય કહેવાતાં બધાં આચરણથી દૂર રહીએ છીએ, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૨. સજ્જન તેમ જ દુર્જનની વાતો સાંભળીને, અમે દુર્જનની વાતો તરફ લક્ષ નથી રાખતા; તથા દુર્જનનો ત્યાગ કરી, અમે સજ્જનનો સંગ ત્યાગતા નથી, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૩. કોઈ માગે તે પહેલાં અમે (તેની જરૂર જાણી) હંમેશાં દાન કરીએ છીએ; અને આપ્યા બાદ મન જરા પણ બગાડતા નથી. તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૪. પરણ્યા પછી અમે બીજાની સ્ત્રી તરફ કદી ખોટી નજર કરતા નથી; અમારી સ્ત્રીઓ પણ પૂરી પતિવ્રતા રહે છે. તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૫. તે સ્ત્રીઓથી અમને મળેલાં સંતાનો પણ બુદ્ધિશાળી હોય છે, અને વિદ્યાભ્યાસ કરનારાં હોય છે, અને જ્ઞાની હોય છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૬. અમારા કુળમાં માતા, પિતા, બહેન, ભાઈ, પુત્ર, અને સ્ત્રી એ સૌ પોતપોતાના ધર્મમાં સદા તત્પર રહે છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

૭. અમારા ઘરમાં નોકર-ચાકર, દાસ-દાસી એ સૌ પણ પોતપોતાના ધર્મમાં સદા તત્પર રહે છે, તેથી અમારા કુળમાં કોઈ અકાળે મરતું નથી!

પછી તે બ્રાહ્મણે છેવટે કહ્યું:

ધર્મ આચરનારનું ધર્મ રક્ષણ કરે છે; અને સારી રીતે આચરેલો ધર્મ સુખ આપે છે. તેથી, મોટું છત્ર જેમ વરસાદમાંથી બચાવી લે છે, તેમ ધર્મ વડે રક્ષાયેલો મારો પુત્ર ધર્મપાલ અકાળે મરે નહીં. આ હાડકાં બીજાનાં છે!

ગુરુ આ સાંભળીને બોલ્યા: મારી આ મુસાફરી સફળ થઈ; મને ભારે લાભ

થયો. હું આ શીખવા માટે જ મસાણમાંથી થોડાં હાડકાં વીણી લઈને અહીં આવ્યો હતો. તમારો પુત્ર ખુશીમાં છે, અને તે હંમેશ ખુશીમાં રહેજો! તમારા કુળને ધન્ય છે!

ગોપાલદાસ પટેલ

## પૂરું થતું પખવાડિયું

૧લી માર્ચથી કોલાપુર રાજ્ય વિધિસર મુંબઈ પ્રાન્ત સાથે જોડાઈ ગયું છે. કોલાપુરના મહારાજાને હવેથી વાર્ષિક દશ લાખનું સાલિયાણું આપવામાં આવશે.

મુંબઈની ધારાસભાએ દારૂબંધીનું બિલ પસાર કર્યું છે. આ બિલથી ૧૯૫૦ના એપ્રિલની પહેલી તારીખથી મુંબઈ પ્રાન્તમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવશે.

મધ્યસ્થ ધારાસભામાં નાણામંત્રી ડૉ. જોન મથાઈએ ૧૯૪૯–૫૦ માટેનું અંદાજપત્ર રજૂ કર્યું છે.

નાણામંત્રીના જણાવવા પ્રમાણે અત્યારના કરવેરાનાં ધોરણો અનુસાર આ વરસની અંદાજી આવક રૂા. ૩૦૭ કરોડ ૭૪ લાખ થશે અને અંદાજી ખર્ચ રૂ. ૩૨૨ કરોડ ૫૩ લાખ થશે. આમ આ વરસે અંદાજપત્રમાં રૂ. ૧૪ કરોડ ૭૯ લાખની ખાધ અંદાજવામાં આવી છે. આ ખાધને પહોંચી વળવા માટે તેમણે કેટલાક નવા કરવેરાની દરખાસ્ત મૂકી છે. એથી અંદાજપત્રની ખાધ પુરાશે અને ૪૫ લાખ રૂપિયાની પુરાંત રહેશે એવો તેમનો અંદાજ છે.

કરવેરાની નવી દરખાસ્તોમાં પોસ્ટકાર્ડના બે ને બદલે ત્રણ પૈસા અને પરબીડિયાના ૯ પૈસાને બદલે બે આના સૂચવવામાં આવ્યા છે. આ ઉપરાંત હાથવણાટ સિવાયના ઝીણા તથા જાડા કાપડ પર જકાત નાખવાની, ખાંડ પરની મધ્યસ્થ જકાત હંડ્રવેટે રૂ. ત્રણથી વધારીને ત્રણ રૂપિયા બાર આના કરવાની, સોપારીની આયાતજકાત રતલે પાંચ આનાની વધારીને સાડાસાત આનાની કરવાની, પેટ્રોલ પરની જકાત બાર આનાથી વધારીને પંદર આનાની કરવાની સૂચના કરવામાં છે.

મુંબઈની ધારાસભામાં નાણાપ્રધાન શ્રી. વૈકુંઠલાલ મહેતાએ આગામી નાણાકીય વરસ માટે રજૂ કરેલા અંદાજપત્રમાં રૂ. ૩,૫૯,૯૮,૦૦૦ની ખાધ અંદાજવામાં આવી છે. પ્રાન્ત બહાર નિકાસ થતી વસ્તુઓ પર રૂપિયે ત્રણ પાઈનો વેચાણવેરો નાખીને, વેચાણવેરામાંથી મુક્ત રાખવામાં આવેલી કેટલીક રોજના ઉપયોગની વસ્તુઓ તેમ જ પાઠ્યપુસ્તકો પર વેચાણવેરો નાખીને તેમ જ છાપાંઓમાં

આવતી જાહેરખબરો પર રૂપિયે એક આનાનો કર નાખીને એ ખાધ પૂરી કરવાની નાણાપ્રધાને ભલામણ કરી છે.

સામ્યવાદીઓની લાગવગ નીચેના રેલવે કામદારોના સંઘોએ તા. ૯મી માર્ચથી પાડવા ધારેલી હડતાલ સંપૂર્ણપણે નિષ્ફળ નીવડી છે અને બી. બી. ઍન્ડ સી. આઈ. તથા જી. આઈ. પી. રેલવેનું તેમ જ હિંદની બીજી રેલવેઓનું કામકાજ કશા વિક્ષેપ વિના હમેશ મુજબ ચાલુ રહ્યું હતું.

એ જ રીતે ૯મી માર્ચથી તારટપાલ ખાતાના કામદારોએ પાડવા ધારેલી હડતાલ પણ નિષ્ફળ નીવડી હતી અને હિંદભરમાં તારટપાલનું કામકાજ હમેશ મુજબ વ્યવસ્થિત રીતે ચાલુ રહ્યું હતું.

સદ્‌ગત સરોજિની દેવીના સ્મારક માટે આપણા ગવર્નર જનરલ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી, વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલે દશ લાખ રૂપિયાનું ફંડ એકઠું કરવાની અપીલ બહાર પાડી છે.

મ૦

**મંદિરોમાં પશુ ચડાવવાં તે ભગવાનનું અપમાન કરવા સમાન છે. ભગવાન આપણી આગળથી શેના કંઈ માગે? પણ જો માગે તો નમ્રતા તથા પાપનો પશ્ચાત્તાપ માગે.**

ગાંધીજી



વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૭

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા



વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧લી એપ્રિલ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫ શિ.

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## મૂરખ મિત્ર

સમજ કે વિવેક જો ન હોય તો ગુણ પણ નકામો નીવડે છે.

એક માણસે રીંછ પાળ્યું હતું. બંને મિત્ર થઈ ગયાં હતાં. એક વાર તે માણસ રીંછને લઈને જતો હતો. બપોરનો વખત હતો; તે રસ્તામાં એક ઝાડ નીચે આરામ કરવા સારુ સૂતો. રીંછ પાસે બેઠું હતું.

હવે એવું બન્યું કે, તે માણસ પર માખો આવીને બેસે. તેથી તેને ઊંઘમાં ખલેલ પડતી હતી. છતાં તે જંપી ગયો. પણ માખો તેના પર બેસતી હતી.

રીંછે વિચાર કર્યો, આ માખો મારા મિત્રને પજવે છે. લાવ એમને પૂરી કરું. એમ વિચારી તે એક મોટો પથરો પાસેથી ઊંચકી લાવ્યું અને માખો બેઠી હતી તેમના પર ફેંક્યો. આથી માખો ઊડી ગઈ ને કેટલીક મરી પણ ગઈ હશે. પરંતુ તેની સાથે

રીંછનો મિત્ર પેલો માણસ. પણ મરણતોલ થઈ ગયો. એથી જ આપણામાં કહેવત છે કે મૂરખ મિત્ર કરતાં દાનો દુશ્મન કે શાણો શત્રુ સારો.

૨૪-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## સાચી દયા

પીંઢારાની આગળ દયા કામ ન કરે એ તો તમે આત્માના અસ્તિત્વ ઉપર હાથ નાખ્યો અથવા તો તમે તેના ગુણનો ઇન્કાર કર્યો. . . . મૂળ વાત એ છે કે આપણામાં બીકે ઘર કર્યું છે તેથી સત્ય, દયા વગેરે ગુણો ખીલી શકતા નથી. તે પછી માનીએ છીએ કે દયા કંઈ ક્રૂર માણસો ઉપર કામ કરતી નથી. (આપણી) દયા ખાય તેની ઉપર આપણે દયા ખાઈએ એ તો દયા નથી પણ દયાનો બદલો છે.

ગાંધીજી

## 'ઢેડ ભંગીને અલગ રાખે છે'

એક ગામે મોટરમાં બેસતાં હરિજનને માર પડયો. તેમાં સવર્ણ ભાઈઓની ભૂલ બતાવવા અમે તે ગામે ગયા અને રાત્રિ રહ્યા. લોકોએ કહ્યું, તમારી વાત બધી સાચી; પણ આ ઢેડ લોકો ભંગીને હલકા ગણે છે તેનું શું? અમે જવાબ આપ્યો : એ વાત સાચી, પણ જો તમને લાગતું હોય કે કોઈ માણસને જન્મથી અસ્પૃશ્ય ગણવો એ પાપ છે તો તમે પહેલાં ભંગીને અપનાવો. ભંગીનાં છોકરાંને ગામની શાળામાં બેસાડો. ભંગીને મોટરમાં બેસવા દો અને ભંગી પાસે ગામને કૂવે પાણી ભરાવો. પછી છો ઢેડ લોકો દૂર ભાગતા. ઢેડ લોકો પોતાની ભૂલ તુરત સમજશે.

પરીક્ષિતલાલ

## કુદરતી કાયદો

સારું સૌને ગમે છે.

આપણને પૂરા નામથી બોલાવે તો ગમે છે.

આપણને માન પ્રેમથી બોલાવે તો ગમે છે.

આપણને સારી ચીજ આપે તો ગમે છે.

પૂરું નામ સાંભળવું હોય, તો બીજાને પૂરા નામથી બોલાવો. માન પ્રેમ જોઈતાં હોય તો બીજાને માન પ્રેમ આપો, સારી ચીજ જોઈતી હોય તો બીજાને સારી ચીજ આપો.

જેવું આપો તેવું પામો અને વાવો તેવું લણો એવો કુદરતી કાયદો છે.

બબલભાઈ મહેતા

## માનથી બોલાવો

તમારું નામ તોછડું ન બોલો.

તમારા બાળકને તોછડા નામથી ન બોલાવો.

તમારે ત્યાં આવે તે કોઈને તોછડા નામથી ન બોલાવો તો તમને સૌ માનથી બોલાવશે. તમારા બાળકને સૌ માનથી બોલાવશે અને તમારું બાળક તમને અને સૌને માનથી બોલાવશે.

બબલભાઈ મહેતા

**દેશમાં કરોડો માણસોને પૂરું અન્ન પણ નથી મળતું, ત્યાં જેઓ પકવાન ખાય છે તે ચોરીનું ખાય છે એમ કહેવામાં મુદ્દલ અતિશયોક્તિ નથી લાગતી.**

# સર્વોદય સમાજનો પાયો

દુનિયાની આજની આખી જીવન-વ્યવસ્થા જ શોષણ ઉપર રચાયેલી છે. અને જ્યાં શોષણ હોય ત્યાં અન્યાય હોવાનો જ. માણસ અજ્ઞાનને લીધે અથવા દુર્બળતાને લીધે અન્યાય સહન કરે છે. કોઈ કોઈ વખત યોગ્ય ઉપાય ન સૂઝવાથી ગમે તેવા સારે નરસે માર્ગે અન્યાયનો પ્રતિકાર કરવા જાય છે અને વધુ સંકટમાં સપડાય છે અને આખરે ચિડાઈ જઈને હિંસાનો રસ્તો અખત્યાર કરે છે.

હવે વસ્તુસ્થિતિ એવી છે કે જેઓ શોષણ પર પોષાય છે તેઓ હિંસાના માર્ગમાં પાવરધા હોય છે. ગરીબ લોકો હિંસાને માર્ગે વળે છે ત્યારે આ ધૂર્ત લોકો વધારે ફાવી જાય છે. ગરીબો અકળાઈને, ચિડાઈને જ હિંસા કરે છે તે બદલ તેઓ બૂમાબૂમ કરી મૂકે છે, અને તેમને સારી પેઠે ભચડી નાખે છે. આમ ગરીબોને હાથે થતી હિંસા તેમના પોતાના જ વિનાશનું કારણ બને છે.

હિંસા પ્રથમ બીજાનો નાશ કરે છે ખરી, પણ આખરે ભસ્માસુરની માફક હિંસા કરનારને પોતાને જ આત્મહત્યા કરવાનો વખત આવે છે.

આ બધું જોઈને મહાત્મા ગાંધીએ દુનિયાને અહિંસાનો માર્ગ બતાવ્યો.

લોકો પૂછે છે કે શોષણ કરવાનું અમે છોડી દઈએ તો અમે જીવીએ કેમ કરીને? હિંદુસ્તાનીમાં એક એવી કહેવત છે કે, 'ઘોડા ઘાસકે સાથ યારી કરેગા તો ખાયેગા ક્યા?' ઘોડો જો ઘાસની સાથે દોસ્તી કરવા જાય તો પોતાનું પેટ શી રીતે ભરે! મહાત્મા ગાંધીએ જોયું કે, આ સવાલનો જવાબ ન આપી શકાય તો દુનિયામાં ચાલતું શોષણ બંધ નહીં થાય અને જ્યાં સુધી શોષણ બંધ નહીં થાય ત્યાં સુધી હિંસા ચાલુ જ રહેવાની. અને તેથી એ શોષણ અટકાવવા માટે તેમણે લોકો આગળ રચનાત્મક કાર્યક્રમ મૂક્યો, અને કહ્યું કે, ઓછામાં ઓછું, અન્નવસ્ત્રની બાબતમાં તો સ્વાવલંબી થાઓ. જ્યાં સ્વાવલંબન હોય ત્યાં શોષણ નહીં હોય એટલે પછી તમે અહિંસક સમાજ સ્થાપન કરી શકશો. અહિંસક સમાજમાં કોઈ પણ

વ્યક્તિનું અહિત થતું નથી. બધાનો જ ઉદય કે ઉન્નતિ થઈ શકે છે. તેથી આવા અહિંસક. સમાજનું તેમણે 'સર્વોદય સમાજ' એવું નામ પાડયું. દુનિયામાં ચાલતી લડાઈઓ, મારા મારીઓ, લૂંટફાટ, અને શોષણ બંધ કરવાં હોય તો રચનાત્મક કાર્યક્રમના પાયા પર અહિંસક સમાજની સ્થાપના કરવી જોઈએ. એટલે દુનિયામાં રામરાજ્ય સ્થાપન થશે. રામરાજ્ય એ જૂનું પૌરાણિક લોકપ્રિય નામ છે. એનું જ હવે આપણે સર્વોદય સમાજ એવું નવું સર્વમાન્ય નામ પાડયું છે. સ્વરાજ્ય એટલે સર્વરાજ્ય. સ્વરાજમાં બધાનો જ બધાની ઉપર હક હોય છે.

આવા રાજ્યમાં કોઈ પણ વ્યક્તિ બીજી કોઈ પણ વ્યક્તિ પર અન્યાય કરી શકતી નથી. અને કોઈનાય મનમાં અન્યાય કરવાની ઇચ્છા જ રહેતી નથી.

જેઓ આળસુ હોય છે, લોલિયા હોય છે, વિલાસી હોય છે, જેમને એશઆરામ ગમે છે એવા લોકો જ અન્યાય કરવા તૈયાર થાય છે. બીજા પર અન્યાય કરીને જીવવું એ શરમજનક છે એમ જેમને લાગે છે, તેઓ ઉદ્યમ, સંતોષ, સાદાઈ, અને માનવપ્રેમને જ ચાહે છે અને પસંદ કરે છે અને તેમના તેજમાંથી જ સત્યાગ્રહની શક્તિ પ્રગટ થઈ શકે છે.

(મૂળ મરાઠી પરથી) કાકાસાહેબ કાલેલકર

## સ્વરાજનો ખરો સ્વાદ

રાષ્ટ્રગીતમાં આપણે ગાઈએ છીએ, અમારી ભારતમાતા સસ્યશ્યામલા છે; તેમાં ધાન્ય એટલું થાય છે કે તેણે કરીને તે ઢંકાઈ ગઈ છે.

છતાં આપણા દેશમાં દુકાળ પરાપૂર્વથી પડતા લાગે છે. આજે આપણે પેટ પૂરતું પકવી શકતા નથી; તેથી દર વરસે પરદેશમાં કરોડો રૂપિયા મોકલીને ધૂળ જેવું પણ ધાન આણવું પડે છે. ત્રીસ વરસ ઉપર ગાંધીજી પરદેશી કાપડમાં કરોડો રૂપિયા જતા હતા તે બચાવવાનું કહેતા. આજે પણ એ રૂપિયા તો જાય છે; ઉપરાંત અનાજ સારુ તેનાથી પણ વધારે રૂપિયા આપણે ખરચવા પડે છે.

આ નાનોસૂનો ઘા નથી. જો તે નહીં રોકાય તો દેશ ધોવાઈ જશે; તેથી બે વરસ પછી આ ધોવાણ બંધ કરવાનો

નિરધાર પંડિત જવાહરલાલજીએ જાહેર કર્યો છે. તે કહે છે કે, ભૂખે મરીએ તો ભલે, પણ આ અવદશા તો વધુ વેઠવી ન જોઈએ.

આ નિરધાર શી રીતે પાર પડશે ? પ્રજાએ તેમાં મદદ કરવી જોઈશે. ના, એ પૂરતું નથી. ખરું તો એ છે કે, લોકોએ આ બાબતમાં પણ સ્વાવલંબી થવું જોઈએ. સરકારના અંકુશોને કાઢવાનો રાજમાર્ગ એ છે. જ્યાં સુધી અનાજની તંગી હોય, ત્યાં સુધી સૌને માફકસરના ભાવથી અનાજ પહોંચાડવાનું કામ કોઈકે જોઈએ. વેપારીઓ એ ન કરી શકે, કેમ કે તેઓ તેમનો નફો જ જુએ છે અને તંગીનો લાભ લેવાનું પોતાનું પાપી મન રોકી શકતા નથી. તેથી તેમને ભરોસે રહેવા માટે પ્રજા તૈયાર નથી. એટલે રહી સરકાર. તેને પોતાનો નફો કરવાની દાનત નથી. તેથી તે માફકસર ભાવે અનાજ આપી શકે. પણ તે અનાજ લાવે ક્યાંથી ? લોકો કાળાં બજારમાં વેચે અને સરકારના સાર્વજનિક વહેંચણી કામને માટે ન આપે, તો સરકાર ક્યાંથી લાવીને આપે ? તેથી તે માગ્યા ભાવ આપીને પણ પરદેશોમાંથી જે મળે તે લાવે છે. પરિણામે, લોકોના જ કરવેરાના પૈસા જાય છે. આમ સમજીને પણ કાળાં બજાર બંધ થવાં જોઈએ.

સરકાર પાસે બીજો એક રસ્તો છે. તે જમીનમહેસૂલ પેટે પાકનો અમુક હિસ્સો લેવાનું રાખે તો ? તો આપોઆપ અમુક અનાજ તેની પાસે આવી જાય. તેની અસર ભાવતાલ તથા વહેંચણી પર સારી જ થાય. સરકાર આ કરે તો કેવું ?

પણ આ બધી પંચાતો તંગીમાંથી નીપજે છે. તંગી કાઢીએ તો એ બધી ઊડી જાય. તંગી કાઢવા માટે આળસ છાંડીને અન્ન અને વસ્ત્ર વધારે ઉત્પન્ન કરવા મંડી પડવું જોઈએ. તો તે કરનારને સીધો ફાયદો થશે; અને દેશને પણ ફાયદો છે.

ગાંધીજી હમેશ કહેતા, હિંદમાં સાચું સ્વરાજ્ય જનમાવવું હોય તો અન્ન અને વસ્ત્રની બાબતમાં સરકાર પર પણ આધાર ન રાખતાં પ્રજાએ સ્વાવલંબી બનવું જોઈશે. તો જ સ્વરાજનો તેને સ્વાદ આવશે.

૨૪-૩-'૪૯ મગનભાઈ દેસાઈ

## સ્વચ્છતા અને સમાજ ખાતર

૧. એવી રીતે નાક સાફ કરો કે તમારા હાથ બગડે જ નહીં.

૨. રૂમાલ કે કપડાનો કકડો હમેશાં પાસે રાખો.

૩. રસ્તા પરનાં ઝાડ, સાખો કે ભીંતો ઇત્યાદિ વડે હાથ ચોખ્ખા કરવા ના કરશો.

૪. નાક ઇત્યાદિ સાફ કરવા ધોતિયું કે બીજું પહેરેલું વસ્ત્ર વાપરવું એ અસભ્ય છે.

૫. દાતણ એક જગાએ બેસીને જ કરો.

૬. દાતણ વખતે પાણીનો લોટો પહેલેથી સાથે લઈ ને જ બેસો.

૭. દાતણ પૂરું કર્યા પછી ત્યાં ધૂળ વાળીને જ ઊઠો.

૮. ઊલ ઉતાર્યા પછી દાતણની ચીરને ધોઈ નાખો ને પછી જ ફેંકી દો.

૯. દાતણની ચીર, કાગળના કકડા, ચીંથરાં કે કચરો કશું ગમે ત્યાં ના ફેંકશો. કચરાની ડોલ કે એવી નક્કી કરેલી જગાએ જ ફેંકો.

૧૦. દાતણનો ડોયો મોંમાં રાખીને કામ કરવું, વાતો કરવી, ઘરો ગણવા જવું કે ફરવા જવું એ ગંદું અને અસભ્ય છે. શાસ્ત્રો એને પાપ કહે છે.

૧૧. હાથપગ ધોયા વિના જમવા ન બેસશો. ધોયા વિના આપણે હાથ ક્યારેય મોંમાં નાખવા જતો હોતો નથી.

ચૂ૦ પુ૦ બારોટ

## અંદાજપત્રોની મોસમ

સરકારી હિસાબી વર્ષ એપ્રિલથી માર્ચ માસ સુધીનું હોય છે એટલે ફેબ્રુઆરી-માર્ચ માસ અંદાજપત્રોની મોસમનો ગણાય છે. તે દરમિયાન મધ્યસ્થ અને જુદી જુદી પ્રાન્તીય ધારાસભાઓમાં આવક ખર્ચના અંદાજો રજૂ થાય છે અને એ મંજૂર થયેથી નવા વરસથી એનો અમલ થાય છે. આ પ્રમાણે હાલ જુદી જુદી ધારાસભાઓમાં અંદાજપત્રો રજૂ કરવામાં આવ્યાં છે.

### હિંદી સરકારનું અંદાજપત્ર

૧૯૪૯—૫૦ના હિંદી સરકારના અંદાજપત્રમાં રૂ. ૩૨૩ કરોડનું ખર્ચ

અને રૂ. ૩૦૮ કરોડની આવક બતાવવામાં આવ્યાં છે. એટલે આવક કરતાં ખર્ચ રૂ. ૧૫ કરોડનું વધારે થશે એવો અંદાજ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત ઉદ્યોગધંધાની ખિલવણીને ઉત્તેજન આપવા માટે ધંધાદારીઓને આવકવેરા વગેરેમાં રૂ. ૫ કરોડની રાહત આપવાની છે. તે મળીને કુલ ખાધ રૂ. ૨૦ કરોડની ગણવામાં આવી છે. તે ખોટ પૂરવા માટે નવા કરવેરા નાખવામાં આવ્યા છે એમાં નીચેના મુખ્ય છે:

(૧) પોસ્ટ કાર્ડના બે પૈસાને બદલે ત્રણ પૈસા થશે અને કવરના બે આના થશે.

વિમાની ટપાલ માટે હવે વધુ દર લેવામાં આવશે નહીં.

(૨) કાપડ, સોપારી, ખાંડ અને પેટ્રોલ પર જકાત વધશે. ખર્ચમાં ધ્યાન ખેંચે તેવી મોટી રકમો ત્રણ છે:

(૧) રૂ. ૧૫૭ કરોડ સંરક્ષણ ખર્ચ (૨) રૂ. ૩૩ કરોડ અનાજ ખરીદી માટે મદદ (૩) રૂ. ૧૦ કરોડ નિરાશ્રિતોને મદદ.

આ ખર્ચો ઘટે નહીં ત્યાં સુધી આવકવેરા ઓછા થઈ શકે નહીં. તે માટે હિન્દુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે એક મેળ થવો જોઈએ અને દેશમાં અનાજનું ઉત્પન્ન વધવું જોઈએ.

મુંબઈ સરકારનું અંદાજપત્ર

નવી સાલના મુંબઈ સરકારના અંદાજપત્રમાં રૂ. ૫૩ કરોડનું ખર્ચ અને રૂ. ૪૯ કરોડની આવક બતાવવામાં આવ્યાં છે. એટલે આવક કરતાં ખર્ચ રૂ. ૪ કરોડનું વધારે થશે. તે ખોટ પૂરવા માટે નીચે મુજબ નવા વેરા નાખવામાં આવ્યા છે:

(૧) પ્રાંતમાંથી બહાર જતી વસ્તુઓ ઉપર નિકાસવેરો નાખવામાં આવ્યો છે અને વેચાણવેરામાંથી મુક્ત રાખેલી કેટલીક વસ્તુઓ ઉપર વેચાણવેરો નાખવામાં આવ્યો છે. સોનાચાંદીના સોદા પર સ્ટાંપવેરો નાખવામાં આવ્યો છે અને દીવા-પંખા સિવાયની વીજળીના ઉપયોગ ઉપર યુનિટે એક પૈસો વધારવામાં આવ્યો છે તથા છાપાંની જાહેરખબરોના બિલ ઉપર રૂપિયે એક આનો વેરો નાખવામાં આવ્યો છે.

આમ વિવિધ રીતે વધેલા ખર્ચની ખોટ પૂરી કરવા સરકારે વિચાર્યું છે. આથી મુંબઈ પ્રાંતમાં માથા દીઠ વાર્ષિક

આશરે રૂ. બેનો વેરો વધશે અને હિંદ સરકારના વેરામાં માથા દીઠ લગભગ પોણો રૂપિયો વધશે. તેના બદલામાં સરકારે કેળવણી પાછળના ખર્ચમાં વધારો કર્યો છે અને ગ્રામોપયોગી બીજાં કામો કરવાનાં વિચાર્યાં છે. એથી આડકતરી રીતે પ્રજાને લાભ જ થશે. તેને માટે રાજીખુશીથી પ્રજાએ પૈસા આપવા જોઈએ. હાલના સંજોગોમાં એ બોજો વધારાપડતો છે એમ કેટલાકને લાગે છે પણ મોંઘવારી બધાની માફક સરકારી તંત્રને પણ નડે જ છે. જમીન મહેસૂલ જેવી આવક સોંઘવારીના ધોરણે થાય છે ત્યારે સરકારી ખાતાંઓમાં પગાર વગેરેના ખરચો મોંઘવારીના ધોરણે થાય છે. એટલે સરકારને મોંઘવારીના હિસાબે વિશેષ પૈસા ન મળે તો તેનું કામ ન ચાલે. માટે પ્રજાના બધા વર્ગોએ તેમાં ફાળો આપવો જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# ખોરાક — ૫

## મસાલા

ખોરાકનું વિવેચન કરતાં મેં મસાલા વિષે કશું કહ્યું નથી. નિમકને મસાલાના બાદશાહ તરીકે ગણી શકાય. કેમ કે નિમક વિના સામાન્ય માણસ કંઈ ખાઈ જ નથી શકતો. તેથી તેનું નામ સબરસ પણ ગણાયું છે. કેટલાક ક્ષારોની શરીરને આવશ્યકતા છે. તેમાં નિમક આવી જાય છે. એ ક્ષારો ખોરાકમાં હોય જ છે. પણ અશાસ્ત્રીય રીતે રંધાવાથી કેટલાકનું પ્રમાણ ઘટી ગયું હોય, તે નોખા પણ લેવા પડે છે. આવો અત્યંત જરૂરી એક ક્ષાર નિમક છે.

પણ જેની સામાન્યપણે આવશ્યકતા નથી એવા અનેક મસાલા સ્વાદને ખાતર અને પાચનશક્તિ વધારવાને ખાતર લેવામાં આવે છે. જેવાં કે મરચાં (લીલાં ને સૂકાં), મરી, હળદર, ધાણાજીરું, રાઈ, મેથી, હિંગ ઇત્યાદિ.

આને વિષે મારો અભિપ્રાય પચાસ વર્ષના જાતઅનુભવ ઉપર બંધાયેલો છે કે આમાંના એકેયની શરીરને પૂર્ણ રીતે આરોગ્યવાન રાખવા સારુ આવશ્યકતા નથી. જેની પાચનશક્તિ છેક નબળી થઈ ગઈ હોય તેને, કેવળ ઔષધરૂપે,

નિશ્ચિત મુદતને સારુ ને ધારેલી માત્રામાં લેવાં પડે તો ભલે લે. પણ સ્વાદને સારુ તો તેનો આગ્રહપૂર્વક નિષેધ ગણવો જોઈએ. મસાલામાત્ર, નિમક પણ, અનાજ શાકના સ્વાભાવિક રસને હણે છે. જેની જીભ બગડી નથી તેને સ્વાભાવિક રસમાં જ સ્વાદ આવે છે તે મસાલા કે નિમક નાખ્યા પછી નથી આવતો. તેથી જ મેં નિમક લેવું હોય તો ઉપરથી લેવાનું સૂચવ્યું છે. મરચું તો હોજરીને અને મોંને બાળે છે. જેને મરચાંની આદત નથી તે પ્રથમ તો મરચું ખાઈ જ નહીં શકે. ઘણાનાં મોઢાં આવી ગયેલાં મેં જોયાં છે. અને એક માણસ, જેને મરચાંનો અત્યંત શોખ હતો, તેનું તો મરચાંએ ભરજુવાનીમાં મોત આણ્યું. દક્ષિણ આફ્રિકાના હબસી મુસાલાને અડકી જ નહીં શકે. હળદરનો રંગ ખોરાકમાં તેઓ નહીં સાંખી શકે. અંગ્રેજો આપણા મસાલા નથી લેતા.

ગાંધીજી

## જાત શ્રેષ્ઠ કે વિદ્યા?

કાશીના રાજાના પુરોહિતનું આખું કુટુંબ ટાઢિયા તાવના સપાટામાં ઝડપાઈ ગયું. માત્ર એક નાનો છોકરો એ રોગનો ઘેરો તોડી નાસી છૂટ્યો. રખડતો રખડતો તે તક્ષશિલામાં આવ્યો, અને ત્યાં ગુરુ પાસે ઘણી કળાઓ અને ઘણા હુન્નર શીખ્યો. પછી જુદા જુદા દેશો જોવાની ઇચ્છાથી ફરતો ફરતો તે સરહદના એક ગામડાંની ભાગોળે આવી પહોંચ્યો.

તે આખું ગામ ચંડાળોનું હતું. પેલો બ્રાહ્મણ તે ગામ ચંડાળોનું જાણી, ત્યાંથી ચાલ્યો જવા ઇચ્છતો હતો, પણ રાત પડવાને બહુ વખત ન હતો, અને બીજું ગામ દૂર પણ હોય એમ માની, તે ગામ બહાર એક મોટા વડ નીચે રાતવાસો રહ્યો.

સવારે હજુ ભળભાંખળું હતું, તેવામાં તેણે સૂતા સૂતા નજર કરી, તો થોડે દૂર એક ડોસો આંબાના ઝાડથી સાત ડગલાં ઊભો રહી કશું બબડતો હતો. થોડી વારમાં તો તે ઝાડનાં પાકાં પાન ખરી પડવા લાગ્યાં, નવી કૂંપળો ફૂટવા લાગી, મોર બેઠો, અને મરવા દેખાવા લાગ્યા! થોડું વધુ જુએ છે તેટલામાં તો તે મરવા મોટા થઈ સાખો થઈ, અને લાલ–પીળા રંગની

સુંદર પાકી કેરીઓ પેલા ડોસાની ઝોળીમાં ટપોટપ ગરવા લાગી!

ઝોળી ભરાઈ રહી, એટલે ડોસો પાછું કાંઈક બોલ્યો; એટલે આંબાનું ઝાડ પહેલાં હતું તેવું થઈ ગયું!

બ્રાહ્મણના છોકરાએ નક્કી કર્યું કે ગમે તે થાય પણ આપણે આ મંત્ર ડોસા પાસેથી શીખી લેવો! એટલે તે તરત ડોસા પાસે ગયો, અને તેને પગે લાગ્યો; તથા તેના હાથમાંથી કેરીઓ ભરેલો ઝોળો ઉપાડી લીધો. તેણે ડોસાને કહ્યું: હું પરદેશી છું, અને મા-બાપ વિનાનો છું. હું તમારે ત્યાં રહીશ અને તમારું કામ-કાજ કરીશ. તમે ભારે ઇલમી માણસ લાગો છો, અને ઇલમી માણસની સેવા-સોબત કરવી એ જ કરવા જેવું કામ છે, એમ ડાહ્યા પુરુષો કહે છે.

ડોસાએ કહ્યું: ભલે!

ડોસાને પણ તેની પરણેતર ડોશી સિવાય બીજું કોઈ કુટુંબી ન હતું. ડોશી પણ આવા કામગરા અને કહ્યા-ગરા છોકરાની મદદ મળતાં રાજી રાજી થઈ ગઈ.

એક દિવસ ડોસો સખત માંદો પડયો. તેની એ આખરી માંદગી જ હતી. તેના પગ બહુ ફાટતા હતા. તેણે પેલા છોકરાને લાકડાનું ઠીમચું શોધી લાવી પોતાના પગ તળે મૂકવા કહ્યું. પેલા બ્રાહ્મણે તો ઝટ પોતાની મોટી સાથળો તેના પગ નીચે ગોઠવી દીધી, અને આખી રાત તે એમ જ જાગતો બેસી રહ્યો. સવારમાં કાંઈક કળ વળતાં ડોસાએ આંખો ઉઘાડી અને જોયું તો પોતાના પગ છોકરાની સાથળો ઉપર. આખી રાત તે છોકરાને હાલ્યાચાલ્યાં વિના સુંવાળો ટેકો આપવા બેસી રહેલો જોઈ, ડોસો ગળગળો થઈ ગયો.

પણ હજુ ડોસો તો મરવા પડેલો જ હતો, તેવામાં વળી ડોસી મરવા પડી. તેના ઝાડા, પેશાબ, ઊલટી વગેરે બધું આ છોકરો મોં જરા પણ બગાડ્યા વિના સાફ કરતો. ડોશી પણ તેની સેવા-ચાકરી જોઈ ગળગળી થઈ ગઈ.

બીજે દિવસે છોકરો સાંભળતો ન હતો તે વખતે ડોશીએ ડોસાને કહ્યું કે, તમારી વિદ્યા આ છોકરાને મરતાં પહેલાં આપતા જજો. ડોસાએ રાજીખુશીથી તે કબૂલ કર્યું.

છેવટે ડોસાએ આખરકાળ આવેલો જાણી, પોતાની અકાળે આંબા પકવ-

વાની વિદ્યા છોકરાને શીખવાડી. પણ તેણે તેને ચેતવણી આપી કે, આ વિદ્યા ધારણ કરનારે સાચું બોલવાનો આકરો નિયમ પાળવો પડે છે. જે દિવસે તું જૂઠું બોલીશ, તે દિવસે આ વિદ્યા ભુલાઈ જશે.

પછી ડોસોડોશી મરી પરવારતાં, બ્રાહ્મણનો છોકરો, તેમનું ક્રિયાકરમ પતવી, કાશી તરફ પાછો વળ્યો. રસ્તામાં મોટાં મોટાં નગરોમાં તે પોતાની વિદ્યા વડે અકાળે મેળવેલી કરીઓ વેચીને બહુ પૈસા કમાયો.

કાશીના રાજાએ તો તેને પોતાની નોકરીમાં જ રાખી લીધો; અને ધીમે ધીમે તે છોકરો રાજાનો વિશ્વાસુ અને માનીતો હજૂરિયો બન્યો.

એક વખત રાજા નગર બહારની વાડીમાં ઉજાણીએ ગયો. ત્યાં ફર્યાહર્યા પછી ભોજન કરી, થાકીને, તે એક સુંદર તળાવડી ઉપર આવેલા આંબાના ઝાડ નીચે કરેલા ચોતરા ઉપર પથારી પથરાવીને આડો થયો. પેલો બ્રાહ્મણનો છોકરો એકલો પહેરો ભરતો ત્યાં બેઠો.

રાજાની નજર આંબાનાં ડાળખાં ઉપર પડતાં, તેને આ બ્રાહ્મણના છોકરાના ઇલમની વાત યાદ આવી. તેણે તેને પોતાના દેખતાં એ આંબા ઉપર અકાળે કેરીઓ પકવીને ખવરાવવા કહ્યું. પેલો છોકરો ઉત્સાહમાં આવી જઈ, સાત ડગલાં પાછો ખસી, મંત્ર બોલવા લાગ્યો. થોડી વારમાં તો પાકાં પાન ખરવા લાગ્યાં, કૂંપળો ફૂટવા લાગી, મોર બેસવા લાગ્યો, અને પછી તો મરવા અને મરવામાંથી પાકી રંગીન સાખો તૈયાર થઈ નીચે ગરવા લાગી!

રાજાએ ખૂબ રાજી થઈ તે સાખો ખાધી, અને તેના સ્વાદનાં ભારે વખાણ કર્યાં.

પછી રાજાએ તેને પૂછ્યુ કે, આવી નવાઈની વિદ્યા તું ક્યાંથી શીખ્યો!

તે સમયે તક્ષશિલા નગર જ વિદ્યાનું જાણીતું ધામ હતું; અને જુદાં જુદાં શાસ્ત્રો જાણનારા કેટલાય નામીચા આચાર્યો ત્યાં રહેતા હતા. પેલા બ્રાહ્મણના છોકરાએ વિચાર્યું કે, 'જો હું ખરું બોલવા એમ કહીશ કે આ વિદ્યા તો હું દૂર સરહદના કોઈ ચંડાળોના ગામમાં ત્યાંના ચંડાળની ચાકરી કરીને શીખ્યો છું, તો રાજા કદાચ મને તુચ્છકારી કાઢશે; ઉપરાંત હવે આ મંત્ર મને બરાબર મોઢે

થઈ ગયો છે એટલે શી રીતે ભૂલી જવાશે?' એટલે તે તરત બોલી ઊઠયો: મહારાજ! હું આ ઇલમ તક્ષશિલાનાં પ્રખ્યાત બ્રાહ્મણ આચાર્ય પાસેથી શીખ્યો છું.

તે છોકરો આટલું જૂઠું બોલ્યો કે તરત તે મંત્ર તેના મનમાંથી અલોપ થઈ ગયો.

થોડા દિવસ બાદ રાજા ફરીથી એમ ઉજાણીએ નીકળ્યો. તે વખતે તેણે પોતાના જાણીતા ઉમરાવોની સમક્ષ પેલા ઝાડ નીચે બેસી, તે છોકરાના ઇલમનાં ખૂબ વખાણ કર્યાં; તથા અત્યારે જ સૌને પાકી કેરી ખાવા મળશે એમ જણાવીને પેલા છોકરાને તેનો મંત્ર અજમાવવા હુકમ કર્યો.

પેલો છોકરો ઊભો થઈ, સાત ડગલાં પાછો ખસી, મંત્ર બોલવા તયાર થયો, પણ કેમે કર્યો તે મંત્ર તેને યાદ જ આવ્યો નહીં! રાજા રાહ જોઈ અકળાવા લાગ્યો, પણ કશું પહેલાંની પેઠે થવા લાગ્યું નહીં. રાજા બહુ ગુસ્સે થયો. મંત્ર વડે કેરીઓ ન લાવીને પોતાની બધા ઉમરાવો સમક્ષ ફજેતી કરાવવા જ તેં આમ કરે છે એમ માની, તેણે તેને ખૂબ ધમકાવ્યો અને કપરી સજા કરવાની ધમકી આપી.

ત્યારે ડરતાં ડરતાં તે છોકરાએ રાજાને સાચી વાત કહી દીધી કે, એ મંત્ર પોતે એક ચંડાળ પાસેથી શીખ્યો હતો, તથા પોતે સાચું બોલે ત્યાં સુધી જ તે મંત્ર પોતાને યાદ રહે તેમ હતું, પરંતુ તે દિવસે જૂઠું બોલીને ચંડાળની વાત છુપાવવા જતાં પોતે એ મંત્ર ખોઈ બેઠો છે!

રાજા આ વાત સાંભળી બહુ અકળાયો. તેણે તેને ઠપકો આપતાં કહ્યું: આવો મોટો ખજાનો જેની પાસે હોય, તેની જાત વળી જોવાતી હશે? ભલેને લીમડાનું ઝાડ હોય કે એરંડાનું, પણ જે ઝાડ ઉપરથી મધ મળે, તે ઝાડ જ ઉત્તમ ઝાડ કહેવાય. તેમ, બ્રાહ્મણ હોય કે ચંડાળ, જેની પાસે વિદ્યા છે,—ઇલમ છે, તેને જ હું તો મોટો માનું. તારી બ્રાહ્મણની ઊંચી જાતના અભિમાનમાં તણાઈ, તેં જ આ ભૂલ કરી છે, તની શિક્ષા તને તો બરાબર થઈ જ ગઈ છે; છતાં મારા રાજ્યમાં આવેલી આ વિદ્યા આવી રીતે ખોઈને તેં મને પણ નુકસાન કર્યું છે; માટે હું તને દેશનિકાલની સજા કરું છું.

ગોપાલદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

દક્ષિણ હિંદમાં આવેલી ફ્રેંચ વસાહતોએ પોતાના ભાવિનો નિર્ણય કરવા માટે ૧૯૪૯ના ડિસેમ્બરની ૧૧ મી તારીખે લોકમત લેવાનો ઠરાવ કર્યો છે. આ ઠરાવ ફ્રેંચ વસાહતોની ચાર મ્યુનિસિપાલિટીના ચૂંટાયેલા સભ્યોની ખુલ્લી સભામાં કરવામાં આવ્યો હતો. સભામાં કુલ ૨૦૦ સભ્યોમાંથી ૧૯૮ સભ્યો હાજર હતા.

આ લોકમત હિંદી સંઘ તેમ જ ફ્રાંસના નિરીક્ષકોની દેખરેખ હેઠળ લેવામાં આવશે.

સંરક્ષણ તેમ જ બંધારણીય પ્રશ્નોને અંગે વિચાર કરવાને રાષ્ટ્રસમૂહના જુદા જુદા દેશોના વડા પ્રધાનોની પરિષદ લંડન મુકામે ૨૩મી એપ્રિલે મળશે.

કાશ્મીરના લોકમતના નિયામક તરીકે અમેરિકાના નૌકા સેનાપતિ નીમીઝની નિમણૂક કરવામાં આવી છે. નીમીઝ ગયા મહાયુદ્ધ વખતે પ્રશાંત મહાસાગરના સાથી રાજ્યોના નૌકાદળના સર સેનાપતિ હતા. કાશ્મીરની સરકાર લોકમતના નિયામક તરીકે નીમીઝની વિધિપૂર્વક નિમણૂક કરશે. મ૰

# રાષ્ટ્રીય સપ્તાહ

'લોકજીવન'નો આવતો અંક બહાર પડે તે પહેલાં રાષ્ટ્રીય સપ્તાહ પૂરું થયું હશે. આપણી રાષ્ટ્રીય લડતના ઇતિહાસમાં રાષ્ટ્રીય સપ્તાહનો ભારે મહિમા છે. એક રીતે જોતાં આઝાદી માટેની આપણી લડતનો આરંભ રાષ્ટ્રીય સપ્તાહથી જ થયો એમ કહી શકાય. એ પહેલાં પણ આપણા પ્રજાકીય આગેવાનો પરદેશી સરકારના અન્યાયો સામે લડત ચલાવતા હતા એ ખરું. પણ તે લડત જુદા પ્રકારની હતી. સરકારના અન્યાયો સામે વિરોધ ઉઠાવવો, સભાઓ ભરી સરકારની રાજનીતિ વખોડતાં ભાષણો કરવાં અને ઠરાવો કરવા વગેરેનો એમાં સમાવેશ થતો હતો. પણ સરકાર જો એ વિરોધને ન ગણકારે તો તેની સામે કશા અમલી પગલાનું એ કાર્યક્રમમાં સ્થાન નહોતું. એ લડતને બંધારણપૂર્વકની લડત તરીકે ઓળખાવવામાં આવતી. વળી આ લડત દેશના મૂઠીભર ભણેલાગણેલા લોકોમાં જ મર્યાદિત હતી. દેશની કરોડોની આમજનતાને એમાં સ્થાન નહોતું.

૧૯૧૯ની સાલથી પરિસ્થિતિ બદલાઈ. ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ પૂરું થયું હતું અને ઇંગ્લંડ તથા મિત્રરાજ્યો વિજયી નીવડ્યાં હતાં. એ યુદ્ધમાં

હિંદે ઇંગ્લંડને નાણાં, માણસો અને બીજી સાધનસામગ્રીની અઢળક મદદ આપી હતી. આ કીમતી મદદના બદલામાં તેમ જ એ યુદ્ધ દરેક પ્રજાનો આત્મ-નિર્ણયનો હક સ્થાપિત કરવા માટે, જગતમાં ન્યાયપૂર્વકની વ્યવસ્થા સ્થાપવા માટે લડવામાં આવે છે એવી જાહેરાત ઇંગ્લંડના જવાબદાર રાજપુરુષોએ વારંવાર કરી હતી તે ઉપરથી મહાયુદ્ધનો વિજયી અંત આવતાં બ્રિટિશ સરકાર હિંદને કંઈ નહીં તો થોડા રાજકીય સુધારા આપશે એવી આશા દેશમાં પેદા થઈ હતી.

પણ થોડા જ વખતમાં હિંદની એ આશા ધૂળમાં મળી ગઈ. ધારવા કરતાં ઊલટું જ બન્યું. બ્રિટિશ સરકાર હિંદને રાજકીય સુધારા આપવા માગતી નહોતી એટલું જ નહીં પણ હિંદ પરની પોતાની જકડ વધુ મજબૂત બનાવવા ચાહતી હતી. અને અગમચેતી વાપરીને, હિંદની આશા ફળીભૂત ન થવાને કારણે દેશભરમાં અસંતોષ વ્યાપે અને તે કોઈ ક્રાંતિકારી ચળવળનું સ્વરૂપ ધારણ કરે તેને અગાઉથી જ દાબવા માટે તેણે પેરવી કરવા માંડી. આ માટે તેણે દેશભરમાં 'કાળા કાયદા'ને નામે જાણીતો થયેલો રૉલેટ કાયદો પસાર કર્યો.

આ કાયદાનો ખરડો બહાર પડ્યો. ત્યારે હિંદભરમાં એની સામે ભારે વિરોધ ફાટી નીકળ્યો. કેમ કે હિંદમાં જે થોડું ઘણું નાગરિક સ્વાતંત્ર્ય રહ્યું હતું તેના પર એમાં તરાપ મારવામાં આવી હતી. આથી દેશના નરમ–ગરમ બધા રાજકીય પક્ષોએ એને એકે અવાજે વખોડી કાઢ્યો.

પણ હિંદમાંની બ્રિટિશ નોકરશાહી પ્રજાના વિરોધને સાંભળવાને ટેવાયેલી નહોતી એટલે લોકલાગણીની પરવા કર્યા વિના ધારાસભામાં એ કાયદો પસાર કર્યો.

પણ આ વખતે નોકરશાહીએ પોતાની ગણતરીમાં પહેલવહેલી થાપ ખાધી. રૉલેટ કાયદા સામે ગાંધીજીએ ઉઠાવેલા વિરોધની પરખ કરવામાં તે ભીંત ભૂલી હતી. રૉલેટ કાયદો પાછો ખેંચી લેવા બાબતની ગાંધીજીની વિનવણી સરકારે માન્ય ન કરી એટલે તેમણે એનો ભંગ કરવાની તૈયારી કરી અને એને માટે તેમણે સત્યાગ્રહ સભાની સ્થાપના કરી. આ રીતે હિંદની આઝાદીની લડતમાં ગાંધીજીએ સીધાં પગલાંનું તત્ત્વ દાખલ કર્યું.

ગાંધીજી સરકાર સાથેની આ લડતમાં આમપ્રજાનો સાથ પણ લેવા ચહાતા હતા. એટલે તેમણે સત્યાગ્રહની લડતનો આરંભ દેશવ્યાપી હડતાલથી કરવાનો નિર્ણય કર્યો. એને માટે ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખ નક્કી કરવામાં આવી. એ દિવસે ગાંધીજીએ લોકોને પોતપોતાનો કામધંધો બંધ રાખવાની, ચોવીસ કલાકનો ઉપવાસ કરવાની અને પોતપોતાના ધર્મ

પ્રમાણે પ્રાર્થના કરવાની અને એ રીતે આત્મશુદ્ધિ કરવાની તથા સભા ભરીને રૉલેટ કાયદા સામે પોતાનો વિરોધ વ્યક્ત કરવાની હાકલ કરી. દેશે ગાંધીજીની આ હાકલ વધાવી લીધી અને ૬ઠ્ઠી એપ્રિલે દેશભરમાં શહેરો તથા ગામડાંઓમાં લોકોએ ગાંધીજીની સૂચના પ્રમાણે ભારે ઉત્સાહથી પ્રથમ સત્યાગ્રહદિનની ઉજવણી કરી. આમ રૉલેટ કાયદા સામેની લડતનો સંદેશ હિંદની આમજનતા સુધી પહોંચી ગયો અને તેનામાં અપૂર્વ જાગૃતિ આવી.

પણ દુર્ભાગ્યે એ અરસામાં દેશના કેટલાક ભાગોમાં અને ખાસ કરીને પંજાબમાં તોફાનો ફાટી નીકળ્યાં. આ તકનો લાભ લઈને સરકારે આ લોકલડતને ઊગતી દાબી દેવાનો નિશ્ચય કર્યો, અને પોલીસ તથા લશ્કરની મદદથી ભારે ક્રૂરતાપૂર્વક એ તોફાનો દાબી દીધાં.

પણ પંજાબમાં તો તેણે માઝા મૂકી. ત્યાં આગળ તેણે લશ્કરી કાયદો જાહેર કર્યો અને લોકોનો જુસ્સો દાબી દેવા માટે પારાવાર જુલમો કર્યા અને ૧૩મી એપ્રિલે અમૃતસરમાં જલિયાંવાલા બાગના હત્યાકાંડમાં તો એની અવધિ થઈ. ત્યાં આગળ સભામાં એકઠા થયેલા માનવસમુદાયને ઘેરીને બેફામ ગોળીબાર કરવામાં આવ્યો અને તેમાં સ્ત્રીપુરુષ બાળકો સહિત હજારો લોકોએ પોતાના જાન ગુમાવ્યા. આ રીતે ૧૯૧૯ની સાલનું ૬ઠ્ઠીથી ૧૩મી એપ્રિલનું અઠવાડિયું અન્યાય સામે માથું ઊંચકવાના હિંદની પ્રજાના અડગ નિશ્ચય અને સરકારના નિર્દય દમન માટે યાદગાર બની ગયું.

ત્યાર પછી દર વરસે આપણે એને રાષ્ટ્રીય સપ્તાહ તરીકે ઊજવતા આવ્યા છીએ. આપણે સ્વતંત્ર થયા તે પહેલાં એ સપ્તાહ દરમ્યાન આપણે આઝાદી માટેની આપણી પ્રતિજ્ઞા યાદ કરતા અને એને માટે કાર્ય કરવાનો આપણો સંકલ્પ દૃઢ કરતા. હવે આપણે સ્વતંત્ર તો થયા છીએ પણ એ સ્વતંત્રતાને પગભર કરવાની હજી બાકી છે. તો એ સપ્તાહ દરમ્યાન આવેલી સ્વતંત્રતા-પગભર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવાનો આપણે સંકલ્પ કરીએ.

મણિભાઈ દેસાઈ

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૯૩

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
૭ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી એપ્રિલ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## યોજના અને તેનો અમલ

[ઈસપની એક વાત]

યોજના કરવી અને તેનો અમલ કરવો એ બેમાં કેટલું બધું અંતર છે?

એક વખત બધા ઉંદરોએ સભા ભરી. તેઓ કહે, 'આ બિલાડીના ત્રાસથી તો તોબા. તેનો કાંઈક 'ઉપાય' કર્યે જ છૂટકો છે; આ ત્રાસમાં તો જિવાય જ કેમ?'

નવજુવાન ઉંદરો કહે; 'આપણે કોઈક યુક્તિ કાઢવી જ જોઈએ. કશીક એવી યોજના વિચારી કાઢવી જોઈએ, કે બિલાડી કોઈ રીતે ફાવે જ નહીં.'

ભાત ભાતના વિચારો સભામાં રજૂ થયા. પણ તેમાંથી એકે કામનો ન લાગ્યો. છેવટે એક ચબરાક નાનો ઉંદર કહે, 'જુઓ, મને એક વિચાર આવ્યો છે. એ એવો છે કે; તેથી હમેશ માટે ઉકેલ થઈ જાય. હું એમ કહું છું કે,

બિલાડીને કોટે ઘંટડી બાંધી દઈએ તો કેવું! પછી તે છાની-માની કદી આપણા ઉપર હલ્લો નહીં કરી શકે. ઘંટડી ખખડે કે આપણે છૂ થઈ જવું.'

બધા નવજુવાન ઉંદરો આ યુક્તિ સાંભળી ખુશ ખુશ થઈ ગયા. તેઓ પોતાના મહા યુક્તિબાજ મિત્રની બુદ્ધિનાં મનમાં વખાણ કરવા લાગ્યા. હવે બિલાડી જખ મારે છે, એમ જ એમને ઘડીભર તો મનાઈ ગયું!

એટલામાં એક ઘરડો ઉંદર કહે, 'આ જુવાનિયાની વાત તો ઉમદા છે. જો એમ થાય તો ટાઢે પાણીએ બિલાડીની ખસ જાય. પણ એક વાત છે— બિલાડીને કોટે ઘંટડી કોણ બાંધશે?'

સભા એચિંતી વિચારમાં પડી ગઈ. સૌને લાગ્યું કે, આ મુદ્દો સાચો છે; એકડા વગરનાં મીડાં મૂક્યા કરવાથી શું વળે? યોજના તો આબાદ છે; પણ એના અમલનું શું?

૭-૪-'૫૪ મગનભાઈ દેસાઈ

# માદક પદાર્થો

## તાડી

તાડીનું સમર્થન પારસી ભાઈઓ તરફથી પુષ્કળ થયું છે. તેઓ કહે છે કે, તાડીમાં માદકતા છે ખરી, પણ તાડી ખોરાક છે અને સાથે સાથે બીજા ખોરાકને હજમ કરવામાં મદદ કરનારી છે. આ દલીલ મેં બહુ વિચારી છે, અને એ વિષે સારી પેઠે વાંચ્યું છે. પણ તાડી પીનારા ઘણા ગરીબોની જે દુર્દશા મેં જોઈ છે તે ઉપરથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, મનુષ્યના ખોરાકમાં તાડીને કશું સ્થાન આપવાની જરૂર નથી.

જે ગુણોનું આરોપણ તાડીમાં કરવામાં આવે છે તે બધા આપણને બીજા ખોરાકમાંથી મળી રહે છે. તાડી ખજૂરીના રસમાંથી બને છે. ખજૂરીના શુદ્ધ રસમાં માદકતા બિલકુલ નથી. શુદ્ધ રૂપમાં તે નીરાને નામે ઓળખાય છે. તે ખોરાકની ગરજ સારે છે. નીરાને શેરડીના રસની જેમ ઉકાળવામાં આવે તો તેમાંથી બહુ સરસ ગોળ પેદા થાય છે.

ગાંધીજી

# એ વાત છોડો

અંધારી રાત્રિ હતી. એક ગામે અમે હરિજનવાસમાં વણકર–ચમારોનાં ૪૦ કુટુંબીઓને ભેગાં કર્યાં. અને તેમનાં બાળકોને ગામની શાળામાં દાખલ કરવા સમજાવ્યા. લોકો રાજી થયા અને શાળામાં જવા યોગ્ય ૩૦ બાળકોનાં નામ આપ્યાં. પછી અમે ભંગીવાસમાં જવા નીકળ્યા. વણકરો ફાનસ લાવ્યા અને એક આગેવાન હરિજન અમને ભંગીવાસ

આગળ લઈ ગયા. રસ્તામાં એક સવર્ણ ભાઈએ વાત કરી. 'આ ગામે વણકર–ચમારોનો કૂવો પંદરેક વર્ષ ઉપર હરિજન સેવક સંઘે કરાવેલો છે. તે છે. પણ ભંગીને કૂવાની બહુ તકલીફ છે.' એટલે કોઈએ કહ્યું: 'ભંગી લોકો વણકર–ચમારને કૂવે પાણી ભરે તો શો વાંધો છે?' એટલે ફાનસ લઈ સાથે આવનાર વણકરે જણાવ્યું: 'એ વાત છોડો.'

પરીક્ષિતલાલ મજમુદાર

## બેની લડાઈમાં ત્રીજો ફાવે

બુદ્ધ ભગવાનના કેટલાક સાધુઓ એક ગામના ઉતારામાં ચોમાસું કરવા રહ્યા હતા. ગામલોકોએ પોતાની છત પ્રમાણે તેમને બરછટ કે સુંવાળા એવા કામળા–કામળી ઓઢવાપાથરવા આપ્યાં હતાં. ચોમાસું પૂરું થતાં સાધુઓ પોતપોતાને મળેલી ચીજો સાથે લઈને કે પાછળ મૂકીને ચાલવા લાગ્યા. છેવટે બે સાધુઓ બાકી રહ્યા. તે વખતે તે ઉતાવળમાં બે બરછટ ગુણપાટ અને એક સુંવાળું બનૂસ એમ ત્રણ વાનાં બાકી રહ્યાં. તે વખતે તે બેમાં તકરાર પડી કે પેલું સુંવાળું બનૂસ કોણ લે? તેવામાં તે ગામે થઈને પસાર થતા એક ઉપનંદ સાધુને તેમણે જોયો. તે સાધુને આવા ઝઘડાઓમાં કાજીપણું કરવાનો શોખ હતો, અને તેમાંથી તે લાભ પણ બહુ ખાટતો. તેણે તરત તે ઝઘડાનો નિકાલ લાવી આપવાનું કબૂલ કર્યું; અને પેલાં બે બરછટ ગુણપાટ પેલા બેને એક એક કરીને વહેંચી આપ્યાં, અને પેલું સુંવાળું બનૂસ પોતે લીધેલી મહેનત પેટે કાયદેસર પોતે જ રાખ્યું! પેલા બે મોં વકાસીને જોતા રહ્યા. પછી જ્યારે તેઓ

બુદ્ધ ભગવાનને મળ્યા ત્યારે તેમણે ઉપનંદ વિષે ફરિયાદ કરી. બુદ્ધ ભગવાને જવાબમાં તેમને નીચેની વાત કહી:

ગંગા કિનારે બે જળબિલાડીઓ રહેતી હતી. એક વખત તેમાંની એકે રોહિત જાતનું મોટું માછલું પકડ્યું. પણ તે તેને જોર કરીને અંદર ખેંચી જવા લાગ્યું. ત્યારે તે જળબિલાડીએ બીજીને કહ્યું કે, 'તું જો મદદ કરે તો આપણે બંને થઈને આને બહાર ખેંચી કાઢીએ, અને પછી બંને જણ આનંદથી તેને ખાઈએ; પણ હું એકલી તો હવે તેને વધુ વખત પકડી પણ રાખી શકીશ નહીં!'

પેલી બીજી જળબિલાડી તરત તેની મદદે ગઈ, અને પછી બંનેએ મળીને તે માછલું બહાર ખેંચી કાઢ્યું. રોહિત માછલાનું માથું અને પૂંછડી નકામાં હોય છે; વચલો ભાગ જ સારો ગણાય છે. પેલી બે જળબિલાડીઓમાં હવે તકરાર પડી! એ માછલાનો વચલો ભાગ કોણ લે? પહેલી બિલાડી કહે કે તેને પહેલું મેં પકડ્યું હતું એટલે મારો હક કહેવાય: ત્યારે બીજી કહે કે, મેં મદદ ન કરી હોત તો તારે છોડી જ દેવું પડ્યું હોત, માટે મારો હક કહેવાય!

આ તકરાર લાંબી ચાલી; અને તે બેમાંથી એક પણ કશી સમજૂતી ઉપર આવવા તૈયાર ન થયું. તે વખતે ત્યાં થઈને એક શિયાળ જતું હતું. બંનેએ તેને બોલાવીને તકરાર વિષે તેને વાત કરી, તથા કાયદેસર બંનેને ભાગ વહેંચી આપવા જણાવ્યું. શિયાળે કહ્યું કે, ભલભલી તકરારો મેં ચૂકવી આપી છે; તો આ તકરાર તો

નાની સરખી છે! પણ તમે બંને મારો ચુકાદો કબૂલ રાખવા બંધાઓ, તો જ હું તમારા ઝઘડામાં વચ્ચે પડું!

બંને જળબિલાડીઓ તેનો ચુકાદો માથે ચડાવવા કબૂલ થઈ. પછી શિયાળે પેલા માછલાના ત્રણ ટુકડા કર્યા: માથું પહેલીને આપ્યું; પૂંછડું બીજીને આપ્યું, અને વચલો ભાગ પોતાની મહેનતના બદલા તરીકે પોતે લઈને રસ્તો પકડયો!

બંને જળબિલાડીઓ મોં વકાસીને જોઈ રહી: પછી તેમાંની પહેલી બોલી કે, જો આપણે બંનેએ સમજીને વચલો ભાગ થોડો થોડો લીધો હોત, તો આમ એકને સૂકું માથું અને બીજીને ચવડ પૂંછડું લેવાનો વારો ન આવત!

પેલું શિયાળ જ્યારે વચલો ભાગ લઈને પોતાની શિયાળવી પાસે ગયું, ત્યારે તે રાજી થતી પૂછવા લાગી કે, તમે પાણીમાં પેસી શકતા નથી, છતાં ભલભલા માછી-મારના હાથમાં પણ ન આવે તેવા રોહિત માછલાનો વચલો ભાગ કેવી રીતે લાવ્યા?

શિયાળે કહ્યું: તકરાર પડવાથી પ્રાણીઓ નુકસાનમાં ઊતરે છે; બે જળબિલાડીઓની તકરારમાં મને આ ઉત્તમ માછલાનો ઉત્તમ ભાગ મળ્યો છે.

બે જણમાં જ્યારે તકરાર પડે છે, ત્યારે તેઓ ત્રીજા પાસે ન્યાય કરાવવા દોડે છે. એ ત્રીજો તેમનો કાજી થાય છે અને પોતાનું પેટ ભરે છે! એ ત્રીજો જેટલું પડાવી જાય છે, તેનો દશમો ભાગ પણ જો પેલા બેમાંથી એક જણ પણ જતો કરે, તો તકરાર જ ઊભી ન થાય, અને બધો લાભ એ બે જણમાં જ વહેંચાય!

ગોપાલદાસ પટેલ

# બે ડોસા

બે ડોસા હતા. બહુ વખતથી જાત્રા કરવા જવાના મનોરથ તેઓ સેવતા હતા. પણ ઘરસંસારની જંજાળને કારણે એમનાથી નીકળાતું ન હતું. એમાંના મોતીભાઈ સામાન્ય હાલતના હતા પણ સંતોષી હતા. મનોરભાઈ ખાધેપીધે સુખી હતા. પાસે બે પૈસાનો જીવ પણ હતો, પણ માયામાં ગળા સુધી ડૂબેલા હતા.

બંનેએ જોયું કે વરસ ઉપર વરસ ચાલ્યાં જાય છે અને જાત્રા તો રહી જ જાય છે. છેવટે એક વખતે બેય જાત્રાએ જવા તૈયાર થઈ ગયા.

મોતીભાઈએ એમની આઠ ગાયોમાંથી ત્રણ વેચી દીધી અને જાત્રાનાં નાણાં ઊભાં કરી લીધાં. બીજી ગાયો એના છોકરાને ભળાવી અને એ તો નચિંત થઈને જાત્રા માટે નીકળી ગયા. છોકરાએ પણ બાપના કહ્યા પ્રમાણે બધી જવાબદારી માથે લઈ લીધી. મનોરભાઈને સો વીઘાં જમીન હતી અને બીજો ઘણો ઘરખટલો હતો. એમને ચાર છોકરાઓ હતા પણ પાછળથી એ બધું સાચવશે કે ઉડાવી દેશે એવી ડોસાને ચિંતા રહ્યા કરતી. ઘરના વહીવટની ઝીણી ઝીણી સમજણ પાડીને એ ડોસાય નીકળ્યા તો ખરા પણ એમના મનમાં ચિંતાનો બોજો ભરેલો જ રહેતો.

મુસાફરી લાંબી હતી. બેય સાથે હળીમળીને મુસાફરી કરતા હતા. મોતીભાઈના મોઢે બારેય પહોર ભગવાનનું નામ રહેતું. મનોરભાઈને વારંવાર ઘરની ચિંતા થઈ આવતી. જાત્રાળુને જોઈને કેટલાક ગામના લોકો એમની પરોણાગત કરતા. કોઈ ઉતારો આપતા, કોઈ

ભોજન આપતા તો કોઈ જરૂરી સગવડ પણ કરી આપતા.

પણ વચ્ચે એક મુલક એવો આવ્યો કે એમાં ભયંકર દુકાળ હતો. ત્યાંથી પસાર થતી વખતે મોતીભાઈ એક ઘરે પાણી પીવા ગયા. ત્યાં એમણે શું જોયું ! એ ઘરમાં તો ડોસી ડોસો અને છોકરાં ભૂખથી મરવા પડયાં હતાં.

મોતીભાઈએ થેલો ઉતારીને મરણપથારીએ પડેલાંને પાણી લાવીને પાયું. બજારમાંથી ચીજ વસ્તુ લાવીને રાબ બનાવી આપી. મનોરભાઈ તો થોડી રાહ જોઈને મોતીભાઈ આગળ આવી રહેશે એમ માનીને આગળ વધ્યા. પણ મોતીભાઈ તો મરવા પડેલાંની સારવારમાં બીજું બધું ભૂલી ગયા. બે ત્રણ દિવસે એ ઘરના લોકો ટટાર થયા પછી મોતીભાઈએ કાયમ માટે એ કુટુંબ ઊભું થઈ જાય એ હેતુથી ઘર માલિકને બે બળદ લાવી આપ્યા. ઘરમાં થોડું અનાજ પણ ભરી આપ્યું. આમ એમના પૈસા ખૂટી ગયા. એટલે એ તો ભગવાનનો પાડ માનીને જાત્રાએ જવાનું છોડીને ઘર ભણી પાછા વળ્યા.

મનોરભાઈ ઠેઠ તીરથના ધામમાં પહોંચ્યા ત્યાં સુધી એમણે મોતીભાઈની રાહ જોઈ પણ એમનો ભેટો એમને ક્યાંથી થાય? છેવટે મનોરભાઈએ માન્યું કે કદાચ બીજે રસ્તે એ આગળ પહોંચી ગયા હશે. એ મંદિરમાં ભગવાનનાં દર્શને ગયા ત્યારે બારણા આગળ તો લોકોની ઠઠ લાગેલી હતી. અંદર જવાની જગ્યા પણ ન મળે. મનોરભાઈ તો દૂર રહ્યા રહ્યા ભગવાનનાં દર્શન કરવા લાગ્યા. એ વખતે એમણે શું જોયું? મંદિરના ઝાંખા દીવાના પ્રકાશમાં ભગવાન-

ની આગળ જ મોતીભાઈની ટાલ ચળકતી હતી. એમને થયું કે આ તો ઠેઠ મૂર્તિ પાસે પહોંચી ગયો છે કે શું? હું દરવાજે ઊભો રહું અને એને પકડી પાડું. એ તો રાહ જોતા ઊભા પણ મોતીભાઈનો ભેટો એમને થયો જ નહીં.

મનોરભાઈ જાત્રા પૂરી કરીને પાછા ફર્યા. રસ્તામાં મોતીભાઈએ સારવાર કરી હતી એ ગામમાં અને એ કુટુંબમાં જ મનોરભાઈ વિસામો ખાવા રોકાયા. પેલા કુટુંબે મનોરભાઈની બહુ સારવાર કરી અને તેમના જેવા જ જાત્રાએ નીકળેલા ડોસાએ કેવો એમનો જીવ બચાવ્યો હતો એ સઘળી વાત કહી સંભળાવી.

મોતીભાઈ ઘરે પહોચ્યા ત્યારે લોકો તેમને હસવા લાગેલા કે આ તો મૂરખરાજ છે. જાત્રાએ નીકળ્યો છતાં અધવચથી નાણું ખોઈને પાછો ફર્યો. મોતીભાઈએ કોઈને કશો જવાબ ન આપ્યો પણ એમને સંતોષ હતો. એમનું કુટુંબ પણ કુશળ હતું. ઘરનું અને ઢોરઢાંખરનું કામ પણ છોકરાએ બરાબર ચલાવ્યું હતું. એ તો ઘરે આવીને પાછા ઘરના હલ્લે વળગી ગયા.

મનોરભાઈ પાછા આવ્યા ત્યારે એના દીકરાઓ તો અંદર અંદર લડી પડેલા અને ખેતીવાડીના ફનાફાતિયા કરી નાખેલા. જાત્રાએથી આવીને એમણે બધાને પરસાદ વહેંચ્યો. કંઠીઓ આપી અને લોકો વાહ વાહ કહેવા લાગ્યા પણ એના મનમાં થયા કરતું હતું કે ભગવાનના દરબારમાં મારી જાત્રા પહોચી હશે કે મોતીભાઈની?

(ટૉલ્સ્ટૉયની વાતને આધારે)

બબલભાઈ મહેતા

## કરજ એ મહા અધર્મ છે.

છે, કાપડ મોંઘું થવાનું છે તે હું લાવી રાખું તો ફાયદો ન થાય?

હું – પહેલાંના ભાવે મળે તો એમાં ફાયદો થાય પણ કાર્ડકવરમાં ન થાય.

વિ૦ – પણ ભાઈ, સરકાર આ આવી વસ્તુઓની કિંમત શા માટે વધારે છે? એક તો મોંઘવારી તેમાં વળી આ વધારો શા સારુ કર્યો?

હું – તો સરકાર ખર્ચના પૈસા ક્યાંથી લાવે? અનાજની ખરીદીમાં ખોટ આવે છે, કાશ્મીર – હૈદરાબાદની લડાઈઓમાં ખર્ચ થયું છે, લાખો નિરાશ્રિતોને નિભાવવા પડે છે, વસાવવા પડે છે, નોકરોને વધારે પગારો આપવા પડે છે તે ખર્ચ શી રીતે થાય?

વિ૦ – આ શેઠિયાઓ પર ને મિલોવાળા પર કર નાખે. અમારા જેવા લોકો પર શા સારુ નાખે?

હું – બધો કર શેઠિયાઓ જ આપે એમ કંઈ બને? એમ કરવાથી માલની કિંમત વધે અગર તો ધંધો બંધ થઈ જાય. વળી ઉદ્યોગધંધા ખીલવવા હોય તો બધો બોજો તેમના પર નાખીને તેમને બેસાડી દેવાથી કેમ ચાલે?

વિ૦ – પણ સરકાર એ ઉદ્યોગો ચલાવે તો શું?

હું – સરકારની પાસે આજે જે કામો છે તે બરાબર ચલાવે તો બસ છે. નવી જવાબદારી માથે લેવાથી ઊલટું નુકસાન જાય. ખર્ચ વધારે થાય ને માલ મોંઘો થાય.

વિ૦ – એટલે આ ધંધાવાળાને પોષવા માટે અમારા ખીસા ઉપર સરકાર કાપ મૂકવા માગે છે એમ ને?

હું – થોડો બોજો તમારા જેવા ઉપર પડે પણ ખરો. પ્રજાતંત્રમાં કરનો બોજો અમુક વર્ગ પર જ ન નાખી શકાય. ખર્ચ વધે અને તે વાજબી હોય તો તેનો બોજો વહેંચાઈ જવો જોઈએ.

આપણે બધા પગારવધારા માટે હડતાલો પાડીએ છીએ અને વધારે પગારો અને મોંઘવારી માગીએ છીએ. પછી ખર્ચ વધે અને વેરા પડે ત્યારે બુમરાણ કરી મૂકીએ છીએ. એમ બન્ને રીતે લાભ લેવાની વૃત્તિ કેમ ચાલે? રેલવેની હડતાળ પડે અને નોકરોના પગાર વધે તેથી તેનું ભાડું વધારવું પડે તો બૂમો પાડીએ તે કેમ ચાલે? પગાર-

વધારો માગીએ તો ખર્ચની જવાબદારી આપણે ઉઠાવવી જ જોઈએ.

વિ૦—અમારા જેવા સામાન્ય માણસોએ ઉઠાવવી?

હું—સામાન્ય માણસો એકલા નહીં પણ બધાએ ભેગા મળીને. સામાન્ય માણસો પણ પહેલાં કરતાં દરેક બાબતમાં વધુ ખર્ચ નથી કરતા? તો સરકારને થોડો વેરો વધારે આપે તો શું ખોટું?

વિ૦—તમે તો સરકારને ટેકો આપો છો એમ લાગે છે.

હું—આ સરકાર હવે પરદેશી નથી કે તેનો વિરોધ કરવાની જરૂર હોય. તેને આપણા ટેકાથી અને સહકારથી મજબૂત નહીં કરીએ અને ખોટો અસંતોષ ફેલાવીશું તો આપણે પસ્તાવું પડશે. એટલું નક્કી છે કે કોઈ પણ સરકારને ખર્ચને પહોંચી વળવા વેરા નાખવા પડશે. તે વેરાનો બોજો આખી પ્રજાએ ઉઠાવવો જોઈએ. પરદેશી રાજ્યમાં ફરજિયાત ઉઠાવતા હતા તે હવે સમજપૂર્વક ઉઠાવવો જોઈશે.

વિઠ્ઠલદાસ કોઠારી

# પૂરું થતું પખવાડિયું

ત્રાવણકોર અને કોચીન રાજ્યોની સરકારોએ રિયાસતી ખાતાના પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલને જણાવ્યું છે કે તે બંને રાજ્યોએ એકબીજા સાથે જોડાઈ જવાનો નિર્ણય કર્યો છે.

ગાંધીજીના ખૂનના કેસની અપીલની સુનાવણી મે મહિનાની બીજી તારીખે પૂર્વ પંજાબની વડી અદાલતમાં નીકળશે.

મદ્રાસમાં જમીનદારી નાબૂદ કરવા માટેના કાયદાને ગવર્નર જનરલે પોતાની મંજૂરી આપી છે.

વડી ધારાસભાએ એક બિલ પસાર કરીને કન્યાઓની લગ્ન માટેની ઉંમર ૧૪થી વધારીને પંદર વરસની કરી છે.

વડી ધારાસભાએ હિંદુ, શીખ, જૈન અને તેની જુદી જુદી પેટા જ્ઞાતિઓ વચ્ચેનાં લગ્નોને કાયદેસર ઠરાવતું બીજું એક બિલ પણ પસાર કર્યું છે.

શ્રીમતી સરોજિની નાયડુના અવસાનથી યુક્ત પ્રાન્તોના ગવર્નરની ખાલી પડેલી જગ્યાએ હિંદી સરકારે સર એચ. પી. મોદીની યુક્ત પ્રાંતોના ગવર્નર તરીકે નિમણૂક કરી છે.

પૂર્વ પંજાબના વડા પ્રધાન ડૉ. ગોપીચંદ ભાર્ગવ સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થવાથી તેમણે વડા પ્રધાન તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું છે. પૂર્વ પંજાબના

કોંગ્રેસ ધારાસભા પક્ષે લાલા ભીમસેન સાચરને વધુમતીથી પોતાના નેતા તરીકે ચૂંટ્યા હોવાથી ત્યાંના ગવર્નરે શ્રી. સાચરને પ્રધાનમંડળ રચવાને આમંત્રણ આપ્યું છે.

કોંગ્રેસની કારોબારી સમિતિએ ગઈ તારીખ ૫મીએ ભાષાવાર પ્રાન્તોની રચના અંગે જયપુરની મહાસભાએ રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા, વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલની નીમેલી સમિતિના હેવાલનો સ્વીકાર કર્યો હતો.

એ સમિતિએ દેશની આજની પરિસ્થિતિ જોતાં થોડાં વરસ માટે ભાષાવાર પ્રાન્તોની રચના મુલતવી રાખવાની ભલામણ કરી છે.

ભાષાવાર પ્રાન્તો રચાય ત્યારે મુંબઈ અને મદ્રાસ જેવાં રાષ્ટ્રીય મહત્ત્વનાં અને પચરંગી વસ્તીવાળાં શહેરોનો અલગ પ્રાંત બનાવવાની પણ ભલામણ કરી છે.

મ૦

# ગ્રામસફાઈ

ચાર વર્ષ સતત અનેક ગામડાંમાં દરદીઓની સારવાર કરવા માટે ફર્યા પછી મને એક વસ્તુ બહુ જ સ્પષ્ટ દેખાઈ છે કે ગામડાંમાં અનેક રોગો માત્ર ગંદકીને લીધે જ ઉત્પન્ન થાય છે. તેમાંની કેટલીક ગંદકી ગામડાંની ગરીબાઈને લીધે છે અને કેટલીક લોકોએ પોતાનાં અજ્ઞાન ને આળસને લીધે ઉત્પન્ન કરી હોય છે. આ બીજા પ્રકારની પરિસ્થિતિ સહેજે ટાળી શકાય એમ છે. જે જે ગામોમાં ગામપંચાયતો ઊભી થઈ છે ત્યાં ગ્રામસફાઈનું કામ કંઈક અંશે થવા માંડ્યું છે. પરંતુ સફાઈની દૃષ્ટિએ પણ શહેર કરતાં ગામડાંની વ્યવસ્થા જુદી જ રીતે થવી જોઈએ કારણ કે ત્યાંના ધૂળવાળા કાચા રસ્તા, તળાવો ને કૂવા વગેરેની સફાઈની પદ્ધતિમાં ખૂબ જ ફરક પડી જાય છે.

ગામડાંમાં આરોગ્યની દૃષ્ટિએ એક અત્યંત ભયાનક વસ્તુ તો એ જોઈ કે ગામની તદ્દન પડોશમાં જ આવેલાં સુન્દર તળાવોની પાળો કેવળ નરકાગાર થયેલી હોય છે. તળાવની પાળની નીચે જે નેળ કે ભાગોળ હોય છે તેનાથી વધુ ખરાબ નરકનું સ્થાન કદાચ બ્રહ્માની સૃષ્ટિમાં બીજું એકેય હશે કે નહીં તે વિષે શંકા રહે છે. વળી પાળો ઉપર લોકો ઉપરાછાપરી દિશાએ જવા બેસતા જ હોય છે. એ મળ ચોમાસાના વરસાદ સિવાય બીજી કોઈ રીતે સાફ થતો નથી;

અને વર્ષના આઠ માસ ભયંકર - બદબો ફેલાવ્યા કરે છે અને અનેક ભયંકર રોગો અને મહામારીઓને ઉત્પન્ન થવાનું સ્થાન બની રહે છે.

વળી તળાવની પાસે જ નીચાણના ભાગમાં બેઠા મથાળાવાળા કૂવા હોય છે. એ જ ગંદા સ્થાનમાંથી બહેનો ઉઘાડે પગે પસાર થઈ પીવાનું પાણી ભરવા માટે કૂવે જાય છે. કૂવા ઉપર એમના પગ ઉપર જે પાણી પડે છે તે પાછું કૂવામાં જ જાય છે. તેવી જ સ્થિતિ તળાવના પાણીની થાય છે. તળાવને બદલે જો નદી હોય તો તેના કિનારા પણ મળથી ખરડાયેલા જ હોય છે. જોકે નદીનું પાણી તો વહેતું હોઈ તેમાં મળ સતત પડી રહેતો નથી એટલો જ ફરક. હજુ પણ કેટલાંક ગામોમાં વાવ એ પીવાના પાણી માટેનું મુખ્ય જળાશય હોય છે. પણ ગામડાંમાં વાળાનો જે ભયંકર રોગ થાય છે તેનું એક કારણ આ વાવોનું પાણી જ હોય છે.

આમ પાણી અને જળાશયોની આસપાસની ભયંકર ગંદકીને લીધે મરડો, ઝાડા, ઝાડાઊલટી, વાળા, ચામડીનાં દરદો, વગેરે અનેક રોગો ગામડાંના લોકોના શરીરમાં ઘર કરીને પડયા રહે છે. વળી ગામડાંમાં પેશાબપાણી પણ શેરીમાં જ ગમે ત્યાં કરવામાં આવે છે. છોકરાંને પાયખાને પણ ગમે ત્યાં બેસાડવામાં આવે છે, કચરોપૂંજો પણ ગમે ત્યાં ઉશેટાય છે. ધીરે ધીરે પાયખાનાં થવા માંડયાં છે. પણ તેથીયે ગામડાંની ગંદકી વધી છે. મળને માટે ડબા તો ઠીક પણ પેશાબના નિકાલને માટે યોગ્ય સગવડ ન થઈ હોવાથી તે ત્યાં ને ત્યાં જમીનમાં મર્યા કરે છે અથવા તો પાસે ખોદેલા દપટમાં દટાયા કરે છે આથી વધુ ભયંકર વસ્તુ તો દપટનાં જાજરૂએ ઊભી કરી છે. પાતાળિયાં જાજરૂમાં મળ ગયા પછી મીઠું વગેરે નિયમિત રીતે પૂરતા પ્રમાણમાં જવું જોઈએ તે નાખવામાં આવતું નથી, અને સાથે સાથે પેશાબ તો બહાર એવી રીતે ચાલ્યો જાય છે કે તે ચોમાસા સિવાય કદી સાફ થતો જ નથી.

ભોગજોગે એટએટલામાં ઢોર પણ બાંધવામાં આવતાં હોય એટલે ચોમાસામાં મલેરિયાને ઉત્પન્ન થવાની બધી જ સગવડ ગ્રામજનો પોતાની મેળે જ ઊભી કરે છે. ગામડાના આરોગ્યનો મોટામાં મોટો શત્રુ આ મલેરિયા છે. ચોમાસામાં ઘેરઘેર તાવના દરદીઓના ખાટલા પડયા જ હોય છે. આ રોગ વળી પોતાની પાછળ આવનાર અનેક રોગોના લાવ-લશ્કરને લેતો જ આવ્યો હોય છે. અને

તે બારે માસ ચાલ્યા કરે છે અને જિંદગીભર હઠતા નથી.

કોઈ પણ દવા આ સ્થિતિ મટાડી શકે એમ નથી. ગામડામાં રહેતા દાક્તરોને તો આ દશા 'મોસમ' આવી કહેવાય છે. કમાઈ લેવાનો, સારી પેઠે પૈસા ભેગા કરી લેવાનો દવાખાનું ઊભરાઈ જવાનો એ જ સુકાળ એમને માટે ઊભો થાય છે. પણ રાષ્ટ્રનું મહામૂલું આરોગ્ય એ રીતે નાશ પામી રહ્યું હોય છે એનો ખ્યાલ કોને હોય છે! રશિયાએ તેમ જ બીજા દેશોએ રોગ થયા પછી તેના ઉપાયો કરવાનાં દવાખાનાં પાછળ પૈસા જરૂર ખર્ચ્યા છે પણ તેમનું લક્ષ્ય તો રોગો ઉત્પન્ન થવાનાં મૂળ કારણો જ દૂર કરવા પાછળ લાગેલું હોઈ લાખો માણસોને સાફ કરનાર ભયંકર રોગોનો જ એ પ્રજાઓ નાશ કરી રહી છે. આપણે ત્યાં પણ એમ જ થવું જોઈએ. સરકારનું દૃષ્ટિબિંદુ એ તરફ વળશે પણ તે પહેલાં લોકોએ પોતે જ જાગ્રત થઈ જઈ રોગનાં આ ઘરનો જ નાશ કરી દેવો રહ્યો.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

**ત્રાજવામાં એક બાજુ બધાં પાપો અને બીજી બાજુ દારૂનું વ્યસન મૂકીએ તો બંને પલ્લાં સરખાં થાય.**



વિષયસૂચિ પૃ૦



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ



# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી મે, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## મહેમાન સાથે કેમ વર્તશો?

ઘરે કોઈ આવે તો હસીને પ્રેમથી બોલાવો.

બેસવા માટે આસન આપો.

પીવા માટે પાણી ધરો.

ભૂખ્યા હોય તો ખાવાનો ભાવ પૂછો.

વિવેક અને વિનયથી એમના આવવાનું કારણ પૂછો.

એમનું કામ કરી શકો એમ હો તો કરો.

ન કરી શકો એમ હો તો વિનયથી ન કરી શકવાનું સાચું કારણ જણાવી માફી માગો.

મહેમાન જાય ત્યારે હસતા મુખે પ્રેમથી વિદાય આપો.

બબલભાઈ મહેતા

**શુદ્ધ હિસાબ વિના શુદ્ધ સત્યની રખેવાળી અસંભવિત છે.**

# ઘેટાં-ચોર વરુ

[ઈસપની એક વાત]

પાપનો ઘડો કોક ને કોક દહાડો પણ ફૂટ્યા વગર ન રહે એમ આપણે માનીએ છીએ.

એક વરુ હતું. એણે વિચાર કર્યો, 'ઘેટાં બકરાં તો રોજ જંગલમાં ચરવાને આવે છે; પણ મને જોઈને તે નાસી જાય છે; તેમનો રખેવાળ તરત ચેતી જાય છે. આથી ફાવતું નથી; અને કેટલીય વાર તો શિકાર વગર ભૂખે મરવું પડે છે. આનો ઉપાય કરવો જોઈએ.'

તેણે વિચાર કર્યો કે, હું જો ઘેટાનો વેશ લઈને ટોળામાં ઘુસું તો લાગ મળે. તે પરથી તેણે ઘેટાનું ચામડું આણ્યું અને તે ઓઢીને પોતે ઘેટું બની ગયું.

આમ ઘેટાનો વેશ લઈ તે ટોળામાં ભળવા લાગ્યું. ટોળાનો રખેવાળ બધો વખત ઓછો નજર રાખતો હોય છે! એની નજર આઘીપાછી હોય તેનો લાગ જોઈ, તે રોજ એક એક બચ્ચાને હડપ કરવા લાગ્યું. તે એવું કરતું કે, ચરવાને બહાને બચ્ચાને આઘુંપાછું દોરી જાય અને ઓથામાં લઈ જઈ મારી ખાય.

આમ વરુની યુક્તિ કેટલાય દિવસ સુધી આબાદ ચાલી. છેવટે એક દહાડો એના પાપનો ઘડો ભરાયો.

તહેવારનો દહાડો હતો. રખેવાળે તે દહાડે પોતાને ત્યાં મિજબાની રાખી હતી. તેથી તેણે એક સારું જોઈને ઘેટું વધેરી ખાવા વિચાર કર્યો. રોજ ચોરી ખાઈને તાજું તગડું થયેલું પેલું વરુ એને પસંદ પડ્યું. 'આ ઘેટો મજાનો જાડો છે;

સૌને થઈ રહે એટલો છે. એને જ આજે ઝબે કરું'—આમ મનમાં વિચારીને રખેવાળે પેલા ઘેટાના ચામડામાં સંતાયેલા વરુભાઈને ઘેટું માનીને પકડયા અને ત્યાં ને ત્યાં જ ઝબે કરી દીધા!

ખાઈ ખાઈને મજા કરવા માટે વરુએ રસ્તો તો સારો શોધ્યો હતો. તેથી તે તગડું થયું ને મજા પણ બહુ માણી. પણ એના તગડાપણાએ જ એનું મોત પણ આણ્યું! ભરવાડે એને શતુંમાતું જોઈને જ પસંદ કર્યું હતું ને?

ઈશ્વરની દુનિયામાં આમ ચાલે છે. આપણે તેથી જ એમ પણ કહીએ છીએ કે, "મિયાં ચોરે મૂઠીએ, પણ અલ્લા ચોરે ઊંટે." વરુ તો એમ જ માનતું હતું કે હવે જિંદગીભર લહેર થઈ ગઈ! શિકાર કરી ખાવાનો સહેલો રસ્તો મળી ગયો; હવે કશી વાતે ઉજાગરો ન રહ્યો! ત્યાં તો તેનું આવી બન્યું અને એ જ બીજાનો કોળિયો બની ગયું!

૨૪-૪-'૪૯ મગનભાઈ દેસાઈ

## સાચું સ્વદેશી

કોઈ પણ ઉદ્યોગ હિંદી ત્યારે જ ગણાય, જ્યારે તે જનસમૂહને હિતકારી છે એમ પુરવાર થાય, અને તેમાં કુશળ કારીગરો તેમ જ મજૂરો બંને હિંદી હોય. તેનાં મૂડી અને યંત્રો પણ હિંદી હોવાં જોઈએ, અને તેમાં કામ કરતા મજૂરોને પેટપૂરતી રોજી મળવી જોઈએ, તેમને રહેવા માટે સુઘડ ને સગવડવાળાં ઘર હોવાં જોઈએ, અને મજૂરોનાં બાળકોના હિતને માટે ઉદ્યોગપતિઓએ પૂરતી સગવડ કરી જ આપવી જોઈએ.

ગાંધીજી

# માદક પદાર્થો

### શરાબ

મદ્યપાનથી માણસ ભાન ભૂલે છે અને એ સ્થિતિમાં તે નકામો થઈ જાય છે. જેને શરાબની ટેવ વળગી છે તેઓ પોતે ખુવાર થયા છે ને પોતાનાંને ખુવાર કર્યાં છે. મદિરાપાન કરનાર બધી મર્યાદાને તોડે છે.

એવો એક પક્ષ છે જે બાંધેલા (મર્યાદિત) પ્રમાણમાં શરાબ પીવાનું સમર્થન કરે છે. અને તેથી ફાયદો થાય છે એમ કહે છે. મને એ દલીલમાં કંઈ વજૂદ નથી લાગ્યું. પણ ઘડીભર એ દલીલનો સ્વીકાર કરીએ તોપણ અનેક માણસો જે મર્યાદામાં રહી જ નથી શકતા તેમને ખાતર પણ એ વસ્તુનો ત્યાગ કરવો ઘટે છે.

શરાબથી થતી બદીનો જેટલો મને કડવો અનુભવ થયો છે, તેટલો જાહેર કામ કરનારા સેવકોમાંના કોઈને થયેલો મારી જાણમાં નથી. આવા કડવા અનુભવ પછી વાંચનાર આશ્ચર્ય નહીં પામે કે હું કેમ મદ્યપાનનો સખત વિરોધ કરું છું.

એક વાક્યમાં કહું તો મદ્યપાનથી માણસ શરીરે, મને અને બુદ્ધિએ હીન થાય છે ને પૈસાની ખુવારી કરે છે.

ગાંધીજી

## કપડાં

કપડાં ધોયેલાં પહેરો.

ફાટ્યાં હોય તો સાંધેલાં પહેરો.

બટન હોય તો બીડેલાં રાખો.

કસ હોય તો બાંધેલી રાખો.

કાઢો એટલે ખીંટીએ કે વરગણીએ વ્યવસ્થિત ગોઠવો.

મેલાં થાય એટલે ધોવા કાઢો.

ધોયા પછી ઝાટકીને સૂકવો.

સુકાયા પછી ગડી વાળીને ગોઠવો.

બબલભાઈ મહેતા

# ગામનો મોભો

ઉત્તર ગુજરાતના એક ગામની આ વાત છે. તે ગામના હરિજનોએ ગામડાંમાંથી શહેર તરફ રોજ જતીઆવતી મોટરબસમાં બેસવાનું શરૂ કર્યું. ગામલોકોએ તેનો વિરોધ કર્યો. અને સ્થાનિક હરિજનોને ધમકી આપીને બેસતાં અટકાવ્યા. આખરે એક પરગામી હરિજન ભાઈ મોટરમાં બેઠા. તેમને માર પડ્યો. કોર્ટમાં કેસ ચાલ્યો. આખરે ગામ લોકોએ માફી માગી અને હરિજનોએ ફરી મોટરમાં બેસવાનું શરૂ કર્યું. ગામલોકોએ કહ્યું: 'તમે મોટરમાં બેસો તે ઠીક, પણ જે ઠેકાણેથી અમે બેસીએ તે જ ઠેકાણેથી તમે બેસો તો પછી ગામનો મોભો ન જળવાય, માટે તમે ગામ બહારથી બેસો, અને તે જ રીતે આવતી વખતે બહારથી ઊતરી જાઓ.' પોતાની યુવાનીમાં પૂ. ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં ગયેલા ત્યારે ત્યાંના ગોરાઓ તેમને એમ જ કહેતા કે તમે કાળી ચામડીવાળા જો અમારી જોડે સિગરામમાં કે ટ્રેનમાં સાથે બેસો તો પછી ગોરા અને કાળા વચ્ચે ફેર ક્યાં રહ્યો? પૂ. ગાંધીજીએ આની સામે બેઠો બળવો કર્યો. હિંદીઓમાં સ્વમાન આણ્યું. અને 'કર્મવીર' કહેવાયા. આ ગાંધીજીને આપણે મોટા ગણ્યા. તેમણે આપણને સ્વરાજ્ય અપાવ્યું અને તેઓ ગયા. હવે તેઓ જ્યાં હશે ત્યાંથી આ ગામમાં જે ભાઈઓ છે તેવા વિચારવાળા ભાઈઓ માટે શું કહેતા હશે?

પરીક્ષિતલાલ

**મદ્યપાન એ વ્યસન નથી પણ રોગ છે.**

## સૌએ કરવા જેવું

એકાદ પ્રાચીન ગ્રંથ ઉપરથી તારવેલી નીચેની શિખામણો સૌએ ધ્યાનમાં રાખવા જેવી છે:

૧. ભૂખ લાગે ત્યારે જ ખાવું; એકી સાથે ખૂબ ખાવું નહીં અને સ્વાદ પર કાબૂ રાખવો.

૨. પંદર દિવસે એક ઉપવાસ કરવો.

૩. દૃષ્ટિ, શ્રવણ અને વાણીની ઇન્દ્રિયોને અંકુશમાં રાખવી. જેમ તેમ ખાવું નહીં, તે જ પ્રમાણે જેમ તેમ જોવું નહીં, જેમ તેમ સાંભળવું નહીં અને જેમ તેમ બોલવું નહીં.

૪. ભોગને વશ થવું નહીં અને વીર્યનું જતન કરવું.

૫. અતિશય લાગણી વશ થવું નહીં; ચિંતા કરવી નહીં અને સુખદુ:ખમાં સમતા રાખતાં શીખવું.

૬. નિર્દોષ હાસ્ય-વિનોદ કરતાં શીખવું.

૭. શરીરને અનુકૂળ વ્યાયામ નિયમિત કરવો.

૮. સમાજને ઉપયોગી અને ઉદ્યોગી જીવન ગાળવું.

૯. ઈશ્વરમાં અખૂટ શ્રદ્ધા રાખી દુનિયામાં પ્રસન્ન ચિત્તે વહેવાર કરવો.

આટલું કરે તેનું આરોગ્ય સચવાય અને જીવન સુખી થાય.

વિઠ્ઠલદાસ કોઠારી

## ચોખ્ખાઈનો આગ્રહ

બાળકને કોઈનો પગ ન પડે એવે સ્થળે હાજતે બેસાડો.

હાજતેથી ઊઠ્યા પછી એને તરત અને બરાબર ધુઓ.

હાથ ચોખ્ખી માટી અગર રાખથી બરાબર ધુઓ અગર ધોવડાવો.

લીંટ ગળફો કોઈનો પગ ન પડે એવે સ્થળે જ પડવા દો.

એના ઉપર માખી ન બેસે એ રીતે ઢાંકી દો.

બબલભાઈ મહેતા

# નમૂનેદાર દૃષ્ટાંત

છેલ્લાં કેટલાંયે વરસોથી આપણા દેશમાં અનાજની તંગી વર્તે છે. આથી આપણી સરકાર પરદેશોમાંથી અનાજ લાવીને આપણી અનાજની ઘટ પૂરી કરે છે. પણ પરદેશોમાંથી અનાજ લાવવામાં આપણા દેશનાં નાણાં સારા પ્રમાણમાં બહાર ઘસડાઈ જાય છે. એટલે જેમ બને તેમ ઓછું અનાજ પરદેશોમાંથી લાવવું પડે એવી સરકારની પેરવી હોય છે. વળી આવા સંજોગોમાં અનાજનો જરા પણ બગાડ ન થવા પામે એની પણ તે તકેદારી રાખે છે. એટલા માટે જ બધી પ્રાન્તિક સરકારોએ મોટા મોટા જમણવારો પર પ્રતિબંધ મૂકયો છે. આપણા પ્રાન્તમાં પણ આવી જાતનો પ્રતિબંધ સરકાર તરફથી મૂકવામાં આવ્યો છે. અને કોઈ પણ જમણવારમાં ૨૫થી વધારે માણસો જમાડવાની તેણે મનાઈ કરી છે.

પણ ઘણા લોકો એક યા બીજી રીતે આ પ્રતિબંધનો ભંગ કરવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે. પોતાને ત્યાં કંઈક શુભ પ્રસંગ હોય ત્યારે માણસને મિજબાની કરવાનો ઉમંગ થાય એ સમજી શકાય એવું છે. પરંતુ એ પણ સંજોગો અનુકૂળ હોય તો જ શોભે. દેશમાં અનાજની તંગી વર્તતી હોય, દર વરસે દેશના એક યા બીજા ભાગમાં દુકાળની સ્થિતિ વર્તતી હોય, સરકાર મહા મુસીબતે દુકાળ-ગ્રસ્ત લોકોને અનાજ પહોંચાડી તેમને જિવાડવાનો પ્રયાસ કરી રહી હોય તેવે વખતે ગમે તેવા શુભ પ્રસંગે પણ મિજબાની ઉડાવી ખોરાકનો બગાડ કરવો કોઈ પણ માણસને માટે શોભાસ્પદ ન ગણાય. એવે પ્રસંગે, કાયદાનું ચોરી-છૂપીથી ઉલ્લંઘન કરીને મોટા જમણવાર કરવા ચાહનારને તેમ ન કરવાને સમજાવવાની અને એમ છતાં તે ન સમજે તો તેમાં કશો ભાગ ન લેવાની દરેક સમજુ માણસની ફરજ છે.

આ બાબતમાં બિહારના ગવર્નર શ્રી બાપુજી અણેએ નમૂનેદાર દૃષ્ટાંત પૂરું પાડયું છે. શ્રી અણે મુજફ્ફરપુરની મુલાકાતે ગયા ત્યારે તેમના માનમાં એક ગૃહસ્થે ભોજનસમારંભ ગોઠવ્યો હતો.

નિયત સમયે શ્રી અણે ભોજન માટે આવી પહોંચ્યા. પણ સરકારે નક્કી કરી હતી તેના કરતાં વધારે સંખ્યામાં લોકો ત્યાં આગળ ભોજન માટે હાજર થયેલા તેમના જોવામાં આવ્યા. સરકારના નિયમનો ભંગ ગવર્નર તરીકે સરકારના વડા કેવી રીતે સાંખી શકે? એટલે શ્રી અણે જમ્યા વિના જ ત્યાંથી ચાલતા થયા. અને ગવર્નર ચાલતા થયા એટલે તેમની પાછળ જમવાને માટે ત્યાં આવેલા બીજા સરકારી અધિકારીઓ પણ ત્યાંથી ચાલતા થયા. આ રીતે ગવર્નરને સન્માનવાને માટે યોજવામાં આવેલો સમારંભ તેમના અપમાનરૂપ થઈ પડયો.

મણિભાઈ દેસાઈ

# ઉદ્યોગપતિઓની ફરજ

[હિંદના ઉદ્યોગપતિઓએ ગાંધી સ્મારક નિધિને માટે એકઠી કરેલી પાંચ કરોડથી કંઈક વધુ રકમ ગાંધી સ્મારક નિધિના પ્રમુખને સોંપવા માટે યોજવામાં આવેલા સમારંભમાં સરદારશ્રીએ હિંદના ઉદ્યોગપતિઓને ઉદ્દેશીને આપેલા ભાષણનો સારભાગ નીચે આપ્યો છે.]

તમે કહ્યું કે પાંચ વરસમાં લોકોનું જીવનધોરણ ૩૩ ટકા જેટલું વધારી શકાય અને પંદર વરસમાં ૧૦૦ ટકા જેટલું વધારી શકાય. એ એવું કામ છે કે જેને માટે આપણે સૌએ એકઠા મળીને મથવાનું છે. એ સાધવા માટે આપણે સાથે બેસીને એક યોજના ઘડી કાઢવી જોઈએ.

આપણી સ્થિતિ સુધારવાને એકધારો પ્રયાસ કરવા માટે આપણને સુલેહશાન્તિની જરૂર હતી. એ સુલેહશાન્તિ તો આપણે પેદા કરી છે. પણ લોકોને જો પૂરતું ખાવાનું અને પૂરતું ઓઢવાપહેરવાનું ન મળે તો એ સુલેહશાન્તિ લાંબો વખત ન ટકી શકે. કેવળ બળનો ઉપયોગ કરીને આપણે શાન્તિ ન સ્થાપી શકીએ. એથી કરીને, લોકોને સ્વતંત્રતાનો પૂરેપૂરો લાભ મળી શકે એવું આપણે ન કરીએ તો આપણે દેશમાં સુખ અને સંતોષની લાગણી પેદા ન કરી શકીએ. દેશમાં સુખ અને સંતોષનું આવું વાતાવરણ પેદા કરવાની જવાબદારી તમારી અને અમારી બંનેની છે.

તમે જુદા જુદા 'વાદો'નો ઉલ્લેખ

કર્યો છે. એ વાદો જો આપણને ઝડપી લે તો તેમાં દોષ આપણો હશે. આપણે પોતપોતાની જવાબદારીમાંથી છટકીશું તો જ એમ બનવા પામશે. નૈતિક દબાણ એ જ આપણે માટે સૌથી મોટું હથિયાર છે. તમારા ટેકામાં જો એ નૈતિક હથિયાર હશે તો સૌ સારાં વાનાં થશે અને તમારે કશું કરવાપણું નહીં હોય. પણ નૈતિક દબાણ ઊભું કરવા માટે આપભોગની જરૂર રહે છે. જ્યાં સુધી તમે એ નૈતિક દબાણને માટે અને દેશના હિતને અર્થે આપભોગ આપવાને માટે તૈયાર રહેશો ત્યાં સુધી દેશનું ભાવિ સલામત છે. આપભોગનો એ માર્ગ ગાંધીજીએ આપણને બતાવ્યો છે. અને આપણે આપણા દેશને બળવાન અને આબાદ બનાવવો હોય તો આપણે સૌએ એ માર્ગ અખત્યાર કરવો પડશે.

જે ધન દોલતનો તમે સંચય કર્યો છે તે તિજોરીમાં ખડકી રાખવાને માટે નથી પણ દેશના હિતને અર્થે ખરચવાને માટે છે.

## સબ દિન હોત ન એકસમાન

ભક્ત કવિ સુરદાસજીનું એક ભજન વારંવાર યાદ કરવા જેવું છે. તે છે હિંદુસ્તાની ભાષામાં; પણ તરત સમજાય એવું સહેલું છે:

'સબ દિન હોત ન એકસમાન'

તે કહે છે, આપણા બધા દહાડા સરખા નથી હોતા. સુખ દુઃખ ચડતી પડતી આવ્યા જ કરે છે. એમ કહી તે એનો જાણીતો દાખલો આપે છે —

'એક દિન રાજા હરિશ્ચંદ્ર ગૃહ
સંપત મેરુ સમાન;'

રાજા હરિશ્ચંદ્ર પાસે મેરુ પર્વત જેટલી સંપત્તિ એક વાર તો હતી. પણ એના જેવા જબરાની પણ શી દશા થઈ હતી?

'ઇક દિન જાય શ્વપચગૃહ સેવત
અંબર હરત મસાન.'

તેવા રાજા-માણસને પણ એક દહાડો એવો આવ્યો કે તે ચંડાળને ત્યાં દાસ થઈ મસાણિયાનું કામ કરતો હતો.

અને એવાં જ મોટમોટાં માણસોના બીજા દાખલા એ ભજનમાં સુરદાસજીએ આપ્યા છે.

એમ દાખલાઓ વર્ણવીને પછી અંતે તે કહે છે,

'પ્રગટત હૈ પૂરબકી કરની
ત્યજ મન સોચ અજાન.'

હે મન, આપણાં કર્મો હોય છે તેવું જ ફળ મળે છે; એમ સમજી, હે મન, તું શોકમાં પડીને ધર્મને ન ચૂક; માણસાઈ ન છોડ.

જરાતરા સુખદુઃખ થયા કરે, તો આપણે મૂંઝાતા નથી. પણ જ્યારે આસમાની સુલતાની થઈ જાય, ત્યારે ભલભલા પણ ભાન ભૂલે છે.

જેમ કે હમણાં જ આપણા દેશના ભાગલા પડ્યા. તેનાથી પંજાબ સિંધની પ્રજાને કેવાં દુઃખો વેઠવાનાં આવ્યાં! ઘરબાર, વાડીવજીફા, ધનમાલ બધું છોડી, જીવ લઈને તેમને નાસવું પડ્યું. જોતજોતામાં કેટલાય લોક રાયના રંક થઈ ગયા!

આવો એક દાખલો જાણવા જેવો છે. થોડા દહાડા પર તે છાપાંમાં આવ્યો હતો, તે પરથી અહીં કહું છું.

શ્રી.ભૂરાસિંગ કરીને સિંધમાં એક મોટો જમીનદાર હતો. ત્રણ લાખ ઉપર તો સરકારને એ દર વરસે મહેસૂલ ભરતો હતો. ૧૯૪૭માં પાકિસ્તાન થવાથી તેને ત્યાંથી નીકળવું પડયું. એટલે જમીન જાયદાદ છોડી તે અજમેર આવીને વસ્યો અને હાલ ત્યાં રહે છે. તેની ઉંમર ૭૦ વર્ષની છે. કોઈએ તેમને પૂછયું, અત્યારે તમે શો ધંધો કરો છો?

ભૂરાસિંગે કહ્યું, અમારા પર ભાતભાતની વાતો ગુજરી છે. દેશના ભાગલા પડવાથી કેટલાય જણ રાયના રંક થઈ ગયા છે. પણ અમારું સ્વમાન નથી ગયું. એ અમારું એવું સાચું ધન છે કે તેને કોઈ ન લૂંટી શકે. તેથી અમે (બાપદીકરાએ) નક્કી કર્યું છે કે, અમે જાતે અમારો રોટલો રળી લઈશું. પ્રમાણિક ધંધો કરીશું, પણ દયાદાન પર નહીં નભીએ.

તે આજે માંસની દુકાન ચલાવે છે ને ગુજરાન રળે છે. સુરદાસજીએ સાચું કહ્યું છે કે, બધા દહાડા સરખા નથી જતા, પણ તેથી સાચું એવું જે ધર્મ-ધન તે ખોવું ન જોઈએ.

૨૫-૪-'૪૯ મગનભાઈ દેસાઈ

**માણસે કોઈ પણ માદક પીણું પીવું ન જોઈએ.**

# રેડિયો—લોકકેળવણીનું સાધન

[અમદાવાદના રેડિયો સ્ટેશનના ઉદ્‌ઘાટન પ્રસંગે મુંબઈ પ્રાન્તના વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે મોકલેલા સંદેશનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે.]

આજ સૈકાંઓ થયાં આપણી ગામડાંની પ્રજા પોતાની સંસ્કૃતિ અને સાહિત્યના વારસાથી વંચિત રહી છે. સંગીત, સાહિત્ય, કળા, વિજ્ઞાન અને વિદ્વત્તા એ સંસ્કૃતિનાં ફૂલ અને ફળ છે. યુગોની તપસ્યા અને ચારિત્ર્યના મૂળમાંથી તે પોષણ મેળવીને ખીલે છે. ઊંડી ભાવના અને તપ એના પાયામાં રહેલાં છે. આ વારસાને કોઈ બંધન નથી. નથી તેને દેશ નથી તેને પરદેશ. આ ભારતીય સંસ્કૃતિ — આ માનવધર્મનો વારસો, આપણી ગામડાંમાં વેરાયેલી પ્રજાને આપણે કેવી રીતે આપી શકીએ? કંઈક રસ અને સંગીત નાટ્યનો આનંદ તેમના જીવનમાં સાંભળેલા શબ્દ દ્વારા જ આવી શકે. અને તે પણ તેમની પોતાની ભાષા દ્વારા જ બની શકે.

થોડાંક વરસો પર કોણ જાણતું હતું કે પ્રાન્તીય ભાષા — ગરીબ નિરક્ષર જનતાની ભાષા — આ માનવંતું સ્થાન પામશે? આ આપણી સ્વતંત્રતાની બલિહારી છે; આપણી લોકશાહીનો એક અંકુર છે.

આપણે સ્વતંત્રતા તો મેળવી પણ એને રામરાજ્ય બનાવવું અને તેને લાયક બનવું આપણે માટે બાકી છે. એ રામરાજ્ય કેવી રીતે ઊગે? પૂજ્ય મહાત્માજી આપણને રસ્તો બતાવી ગયા છે. લોકોની કેળવણી. જનતાની જાગૃતિ એ સ્વરાજ્યનો પાયો છે. એ કંઈ જાદુગરની છડીની પેઠે એકદમ ખડું નહીં થઈ જાય. સૂક્ષ્મ બીજમાંથી વડના મોટા વૃક્ષની જેમ તે ઊગશે. એને માટે અખૂટ ધીરજ, અવિરત શ્રમ, અનંત પ્રયત્ન, હિંમત અને સંજોગોની વિવેકપુરઃસરની સમજ જોઈશે. આજે આપણે માથે આપણે ભારે જવાબદારી લીધી છે. લોકશાહીના સિદ્ધાંતને ધોરણે આપણે પ્રૌઢ મતાધિકાર સ્વીકાર્યો છે. પણ જનતાને તેના ઉપયોગ માટે આપણે તૈયાર કરવાની છે. સ્વરાજની જવાબદારી, સ્વરાજની ફરજ, સ્વરાજના હક્કનું ભાન તેમને કરાવવાનું છે. આ કાર્ય રેડિયો જેટલી સારી રીતે બીજું કોણ કરી શકે?

# પિચોટી કે આંબોઈ

પેટમાં કંઈક દુખાવો થઈ આવે, ચૂંક ઊપડે અથવા તો તેની સાથે ઝાડા કે ઝાડાઊલટી હોય તો સામાન્ય રીતે આપણા લોકો એમ કહે છે કે, 'આંબોઈ ખસી ગઈ છે' અથવા તો 'પિચોટી ખસી ગઈ' છે. અને આ આંબોઈ અથવા પિચોટી પેટ ચોળાવવાથી, મંત્રવાથી મટે છે એમ સામાન્ય માન્યતા છે.

આ કહેવાતી પિચોટીની જગ્યા દૂંટી છે. ધડકારો દૂંટીમાં જ લાગે તો પિચોટી ઠેકાણે ગણાય અને જરાક બાજુમાં હોય તો ખસી ગઈ ગણાય, ઉપરની બાજુ હોય તો ઊલટી થાય ને નીચે લાગે તો ઝાડા થાય એવી લોકોની માન્યતા છે...

પિચોટી એટલે આંતરડાંનો દુખાવો એ વાત સાચી પણ પેટમાં પિચોટી કે આંબોઈ જેવો કોઈ જુદો અવયવ કે ભાગ નથી કે જે ખસી જતો હોય અને તે ચોળવાથી કે મંત્રવાથી પાછો ઠેકાણે આવતો હોય.

મળના ભરાઈ રહેવાથી કે આંતરડાંના સોજાથી, મરડો અથવા કૉલેરા કે તેના જેવા રોગોથી દૂંટીની આસપાસનાં આંતરડાંમાં દુખાવો થાય, ભારે લાગે એને જ આપણે પિચોટી કહીએ છીએ એમ ધ્યાનમાં રાખવું જોઈએ. શરીરમાં જ સૌથી મોટી ધોરી નસ છે તેની મુખ્ય શાખા દૂંટી આગળથી બે ભાગમાં વહેંચાય છે અને બન્ને પગ તરફ જાય છે. આ ધોરી નસ સતત થડકારા કરતી જ હોય છે. એટલે હૃદયમાં સ્તનની દીંટડીની નીચે જેવો થડકારો સતત સંભળાયા કરે છે તેવો જ દૂંટીમાં પણ થયા જ કરે છે. તે આંગળી મૂકતાં દૂંટીમાં જ લાગવો જોઈએ. પણ જો તે જગ્યાએ મળ પડેલો હોય, સોજો હોય તો તે થડકારો તે જ સ્થાને થતો હોવા છતાં આજુબાજુ કંઈક વધુ પોચી જગ્યામાં આંગળી મૂકતાં તે જગ્યાએ લાગે. અથવા બીજી જગ્યાએ ધોરી નસ ઉપર જ આંગળી મુકાતી હોય તો તેનો સ્વતંત્ર થડકારો લાગે.

એટલે લોકોની બે માન્યતા આ વિષયમાં તદ્દન ભૂલભરેલી છે. તે આમ

દૂર થવી ઘટેઃ (૧) પિચોટી જેવું કોઈ સ્વતંત્ર અંગ કે અવયવ પેટમાં નથી. (૨) દૂંટીના થડકારા ખસી જતા નથી.

હવે આપણે આગળ ચાલીએ. દૂંટીના આ ભાગની વેદનાને ચોળવાથી, કપિંગ કરવાથી, મંત્રવાથી, તે પીડા દૂર થાય છે. . .એ ઉપાયો ખોટા નથી. મંત્રવાનું તો માનસિક ઇલાજ છે. પણ કપિંગ અને માલિસમાં પણ સાવધાની રાખવાની જરૂર રહે છે. થેલીનો શેક કામ આપે છે. પરિણામે સોજો કે મળ દૂર થતાં તે વેદના તથા રોગ જેવાં ચિહ્નો દૂર થાય છે. . .ગામડાંમાં પેટ સાંબેલું મૂકીને અથવા તો તલવારનો બુઠ્ઠો ભાગ પેટ ઉપર મૂકીને પિચોટી ઠેકાણે લાવવાનો કે નળ ભાગવાનો એક રિવાજ ઘણે ઠેકાણે છે પણ એ બન્ને ઉપાય તાત્કાળિક આરામ ને આસાયેશ આપતા હોવા છતાં આંતરડાંને ખૂબ જ નુકસાન-કર્તા છે.

પેટ ઉપર દીવો મૂકી તેના ઉપર લોટો ઊંધો પાડી પેટ ખેંચવાનો આધુનિક કપિંગને મળતો ઉપાય પણ ગામડામાં અજમાવવામાં આવે છે, પણ તેની પાછળનો સિદ્ધાંત સરસ હોવા છતાં તેમાં નુકસાન થવાનો સંભવ રહે છે જ. એટલે ખરું જોતાં તો આવાં લક્ષણો જણાતાં નીચે મુજબના ઉપાયો લેવાઃ

૧. ઉપવાસ કરવો અથવા પ્રવાહી ને હલકો ખોરાક લેવો.

૨. ઊનું પાણી ને લિંબુનો રસ લેવાં.

૩. પેટે આકડાનાં પાન ગરમ કરીને દિવેલવાળાં કરી મૂકવાં. એના ઉપર થેલીનો શેક કરવો.

૪. બાજરી, બકરીની લીંડીઓ, મહૂડાં, ખોળને બાફી પેટે બંધારણ બાંધવું.

૫. પેટનું શાસ્ત્રીય દૃષ્ટિએ એટલે સમજપૂર્વક માલિસ.

૬. પેટ ઉપર કપિંગ. . .આ કપિંગ દીવો સળગાવી લોટો ઊંધો પાડવા જેવું જ પણ એમાં થોડો ફેરફાર કરવો. કણકનો એક લૂઓ લઈ હાથથી જ નાની ભાખરી—કાચી બનાવી લઈ, પેટે મૂકવી. એના ઉપર ઊભી દીવેટ સ્પિરિટમાં બોળીને મૂકવી ને પછી સળગાવવી. તેના ઉપર કાચનો મોટો લાંબો પ્યાલો ઊંધો વાળવો એટલે પેટ ઉપર ખેંચાશે. દરદીને પેટે દગાવાનો

જરા પણ સંભવ રહેશે નહીં. પણ આ ક્રિયા ઓચીંતે ન થાય તેમ જ પેટના ગમે તે ભાગ ઉપરે જ ન થાય. દુખાવો જોઈને તે સ્થાન નક્કી કરી પછી થાય. કરતી વખતે દર્દીનાં કપડાંને ઝાળ ન લાગે તે સાવચેતી પણ રાખવી ઘટે.

કોલેરા, ઝાડાઊલટી, મરડો— એવા રોગોમાં જ્યારે પેટનો દુખાવો મુખ્ય રોગ નહીં પણ ઉપદ્રવ રૂપે હોય ત્યાં પેટ ફેરો હાથ ફેરવવામાં વાંધો ન આવે પણ જોરથી માલિસ ન થાય. ત્યાં તો બીજા ઉપાયો કે જે તે મુખ્ય રોગને માટે હોય તે જ અજમાવવાના રહે.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

## ઠાંસીને ન ખાવું—મિતાહાર

એક વખત બુદ્ધ ભગવાને જેતવનમાં ઉતારો કર્યો હતો. ત્યાં કોસલ દેશનો રાજા પસેનદિ રોજ તેમનાં દર્શને આવતો અને ઉપદેશ સાંભળતો.

પસેનદિ રાજાને ભાત બહુ ભાવતો, અને તેથી જ્યારે જ્યારે ભાતનું જમણ હોય ત્યારે તે તપેલું ભરીને ભાત ખાતો. સાથે તે પ્રમાણમાં દાળ વગેરે હોય જ.

એક દિવસ તે પ્રમાણે ભાત ખૂબ ખાઈ, તફડાતો તફડાતો તે ભગવાનને ઉતારે આવ્યો. પરંતુ તેને બહુ ખાધાનું ઘેન ચડયું હતું તથા તેનાથી ટટાર બેસાતું પણ ન હતું. ભગવાન જરા આડું જુએ એટલે તે હાથ–પગ ટેકવીને કે લાંબા કરીને જરા આડો થવા જેવું કરી લેતો!

ભગવાન તેની આ દશા જોઈ ગયા. તેમણે તેને પૂછયું: 'મહારાજ, આજે આરામ કર્યા વિના જ આવ્યા છો શું?'

રાજાએ જરા શરમાઈને જવાબ આપ્યો: 'ના ભગવન! પરંતુ જમ્યા બાદ મને હમેશાં આવું થાય છે.'

ભગવાને કહ્યું: 'વધારેપડતું ખાવાથી આવું થાય છે. જે માણસ હંમેશ આમ ઠાંસીને જમે છે તેને આળસ વધે છે, અને તેની કીર્તિ ઘટે છે. માટે હે રાજા! જમતી વેળા હંમેશાં ભૂખ કરતાં એક કોળિયો પણ ઓછું જમવું સારું. મિતાહારથી શરીર હલકું રહે છે, તેનું મન તેજવાળું બને છે; તેને રોગ ઓછા થાય છે; તેને ઘડપણ મોડું આવે છે, અને તેનું આવરદા ટૂંકું થતું નથી.'

રાજાને તો આ છેવટનો શ્લોક પણ યાદ રહે તેમ ન હતું. તેથી ભગવાને રાજાના ભાણા સુદર્શનકુમારને જણાવ્યું કે, રાજા જમવા બેસે ત્યારે છેવટના ભાગમાં આ શ્લોક તારે તેને સંભળાવવો.

સુદર્શનકુમારે તેમ કરવા માંડ્યું. રાજા તે શ્લોક સાંભળતાં જ હાથમાં લીધેલો કોળિયો પણ પડતો મૂકી હાથ ધોઈ નાખતો, અને ભાણા ઉપરથી ઊઠી જતો; તથા બહાર નીકળી સો સોના-મહોરો દાનમાં આપતો. ધીમે ધીમે રાજાનું શરીર મેદ વગરનું, તથા સ્ફૂર્તિલું થવા લાગ્યું.

પછી એક વખત રાજા ભગવાનનાં દર્શને આવ્યો. તેણે ભગવાનને નમસ્કાર કરીને કહ્યું: 'ભગવન! હવે હું બહુ સુખે જીવી શકું છું. પહેલાં તો ઘોડે બેસીને શિકાર પાછળ મારાથી દોડાતું પણ નહોતું; હવે તો ગમે તેવા ઉતાવળા મૃગલાને પણ હું પકડી પાડું છું. વળી પહેલાં મને મારા ભાણા સાથે અણબનાવ રહેતો હતો. હવે તો મેં મારી કુંવરી વજિરાને તેની સાથે પરણાવી છે તથા પૂરતાં ગામ તેના નિભાવ પેટે આપ્યાં છે. હવે મારો ભાણો મારી સાથે બહુ વહાલથી વર્તે છે, અને મને તે બાબતનું મોટું દુઃખ હતું તે પતી ગયું છે. થોડા દિવસ ઉપર રાજમહેલમાંથી રત્નોની ચોરી થઈ હતી. પહેલાંના દિવસોમાં તો હું ચિંતાથી અને ગુસ્સાથી ગાંડો થઈ જાત; પણ આ વખતે મેં શાંતિથી અને ચીવટથી તપાસ જ ચલાવી; અને આજે મને તે બધાં પાછાં મળ્યાં છે! વળી આપના સંઘ સાથે મારે સારો સંબંધ જોડાય તે માટે આપના ભક્તોમાંના એકની કન્યાને મેં મારા કુટુંબમાં વહુ તરીકે આણી છે. આમ ચારે તરફથી મને બહુ નિરાંત લાગે છે. અને આ બધું એક એક કોળિયો ભાત ઓછો ખાવામાંથી નીપજ્યું છે એમ જ હું માનું છું!' ભગવાને હસીને જવાબ આપ્યો: 'હે મહારાજ! તમારું કહેવું ખરું છે! મિતાહારથી શરીર નીરોગી બને છે, તથા મન પણ પ્રસન્ન તથા ગુણવાન બને છે. અને શરીર સારું હોય તથા મન ગુણવાન હોય તેને પછી કશું દુઃખ શાનું?

ગોપાળદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

બંધારણસભાની આવતી બેઠક તા. ૧૬મી મેને દિવસે શરૂ થશે એમ સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું છે.

જમિયત-ઉલ-ઉલેમા-ઈ-હિંદ નામની મુસ્લિમ સંસ્થાએ હવે પછી બિનરાજકીય સંસ્થા તરીકે કાર્ય કરવાનો નિર્ણય કર્યો છે. હવે પછી તે હિંદના મુસલમાનોની ધાર્મિક તેમજ સાંસ્કૃતિક ઉન્નતિ સાધવાની દિશામાં કાર્ય કરતી રહેશે.

ગઈ તા. ૧૬મીથી અમદાવાદનું રેડિયો મથક શરૂ થઈ ગયું છે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની બેઠકમાં હાજરી આપવા માટે ગઈ ૧૯મી તારીખે લંડન ગયા છે.

પાકિસ્તાનની ફોજોએ કાશ્મીરમાં યુદ્ધવિરામની શરતોનો અનેક ઠેકાણે ભંગ કર્યો હોવાથી હિંદી સરકારે એ અંગે વિરોધની એક સત્તાવાર યાદી રાવળપિંડી ખાતે કાશ્મીર કમિશન પર મોકલી આપી છે.

ઉદ્યોગપતિઓએ ગાંધી સ્મારક નિધિ માટે ૫,૦૭,૫૧,૧૫૧ રૂપિયાની રકમ એકઠી કરી તે ગઈ ૧૫મી તારીખે ગાંધી સ્મારક નિધિના પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદને સુપરત કરી છે. મ૦



વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૬

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ — અંક ૧૯

વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૩
૬ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી મે, ૧૯૪૯

વાર્ષિક લવાજમ : પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



## બળથી કળ ચડે

[ ઈસપની એક વાત ]

બળ કે સત્તા એવી ચીજ છે કે તેમાંથી ગર્વ કે અભિમાન આવી જાય છે, ને તેમાંથી થાપ ખાવી પડે છે.

એક વાર સૂર્ય અને વાયુ વચ્ચે ચડસાચડસી થઈ. વાયુ કહે, હું તારાથી જબરો છું; ગમે તેવડા મોટા પહાડપર્વત ને ઝાડી જંગલોને ઉરાડી મૂકું એવો હું જોરાવર છું.

સૂર્ય કહે, હું એવો છું કે જળથળને સૂકવીને બાળી નાખું; ઝાડપાલો ખલાસ કરી મૂકું.

બે વચ્ચે વાદ વધી પડ્યો. તેવામાં નીચે પૃથ્વી પર બંનેની નજર ગઈ. એક માણસ રસ્તે જતો હતો. વાયુ કહે, 'નાહક વાત કરવાથી ફાયદો શો? મારો શરત : પેલો માણસ જાય છે તેનો કોટ જે કઢાવે તે જબરો.'

સૂર્યે તે કબૂલ કર્યું અને વાયુને કહ્યું, ત્યારે તમે તમારું

બળ ચલાવો. જુઓ, કોટ કઢાવી શકો છો?

વાયુને કાંઈ પણ ઉરાડી મૂકવાના પોતાના જોરનું પૂરું અભિમાન હતું. તેણે હસતાં હસતાં વાવાનું શરૂ કર્યું.

પવન વાવા લાગ્યો. પેલા માણસનાં કપડાં ઊડવા લાગ્યાં. તેણે તે બરોબર દબાવી રાખીને ચાલવા માંડ્યું. જેમ જેમ વા વધારે વાતો ગયો, તેમ તેમ તે પોતાનો કોટ વધારે ને વધારે જોરથી પકડતો ગયો! કેમે કરતાં કોટ ઊડી ન શક્યો. વાયુ દેવ થાક્યા.

હવે સૂર્યની વારી આવી. તેણે તપવાનું શરૂ કર્યું. તાપ વધ્યો તેમ બફારો થવા લાગ્યો. વા બંધ થયો.

પેલો વટેમાર્ગુ તાપથી હેરાન થવા લાગ્યો. એટલે પહેલાં તો તેણે કોટનાં બટન કાઢી ચાલવા માંડ્યું. તોય બફારો ઓછો ન થયો. સૂર્ય પોતાની કળા વધારતો હતો. છેવટે વટેમાર્ગુએ કોટ કાઢી હાથમાં લીધો અને ચાલવા માંડ્યું. સૂર્યની જીત થઈ. બળ વાપરી ઝૂંટાઝૂંટ કરાવવા જતાં વાયુદેવ હાર્યા; કળે કળે કામ લેતાં સૂર્યદેવ જીત્યા.

આપણામાં કહેવત છે કે, બળે ન થાય તે કળે થાય.

૯-૫-'૪૯ મગનભાઈ દેસાઈ

## મહુરત ક્યારે જોવડાવવું?

સારું કામ કરવા માટે અનુકૂળ હોય એ દરેક પળ સારી છે. ખોટું કામ કરવું હોય તો અનુકૂળતા હોવા છતાં હજાર વાર મહુરત જોવડાવવા જજો.

બબલભાઈ મહેતા

**દારૂડિયા માટે બધા જ દુરાચારો શક્ય છે.**

## ઊંચા—નીચા

'અમારા ગામમાં હરિજનોમાં ઊંચા ગણાતા વર્ગના લોકો, હરિજનોમાં અમે નીચા ગણાઈએ છીએ માટે અમને પોતાને કૂવે પાણી ભરવા દેતા નથી.' આ ગામની મુલાકાતે અમે ગયા અને હરિજનોને અંદર અંદરની અસ્પૃશ્યતા મિટાવી દેવા કહ્યું. એક હરિજન આગેવાને કહ્યું. 'જ્યાં સુધી મારામાં પ્રાણ હશે ત્યાં સુધી આ હરિજનો અમારે કૂવે નહીં ચઢી શકે.' હિંદુ સમાજે હરિજનોને આપેલા આ વિચાર-વારસા પૈકીનો એક છે. એને નિર્મૂળ કરવાની ફરજ હિંદુ સમાજની છે. એટલે હિંદુ સમાજે હરિજનો પૈકીના નીચલામાં નીચલા થરના લોકોને સાથ આપવાનો રહ્યો. અને જે દિવસે આ હરિજનો હિંદુ સમાજમાં સાચી રીતે સમાઈ જશે તે દિવસે હરિજનો પૈકીના 'ઊંચા' વર્ગો શરમાઈને પોતાની ભૂલ વણપૂછ્યે સ્વીકારશે.

પરીક્ષિતલાલ

## ચમત્કાર

જ્યાં ચમત્કાર દેખો ત્યાં ચાલાકી સમજજો. મહેનત વિના દુનિયામાં કોઈ ચીજ પેદા થતી નથી.

જ્યાં ચમત્કાર દેખો ત્યાં છેતરપિંડી હોવાનો પણ સંભવ છે કેમ કે ચમત્કારથી લોકો અંજાય છે.

જ્યાં ચમત્કાર દેખો ત્યાં જૂઠાણું હોવાનો પણ સંભવ છે કેમ કે લોકો જૂઠથી ભરમાય છે.

બબલભાઈ મહેતા

## હરિજનોનું કર્તવ્ય

અંત્યજોમાં અંદર અંદર વાડાઓ છે તે નાબૂદ થવા જોઈએ. ઢેડ ભંગીને પોતાનાથી હલકો ગણે અને અલગ રાખે એ બરોબર નથી. આમાં દોષ આખા હિંદુ સમાજનો છે પણ આપણે એ દોષ કાઢયે જ અને એ સુધારો કર્યે જ છૂટકો છે.

સવર્ણ હિંદુઓ પોતાનો ધર્મ પાળે કે ન પાળે તમારે તમારો ધર્મ પાળવો જોઈએ. આપણે સવર્ણ હિંદુઓનો વિચાર કરવાનો નથી. તમારી મારફતે હું તેમને વિચાર નહીં પહોંચાડી શકું. આ શુદ્ધિની પ્રવૃત્તિમાં તમારે તમારી અંદર અંદર જ ઘણું કરવાનું છે. એટલું કરીને તમે બેસી જશો તો પણ અસ્પૃશ્યતાનો નાશ થવાનો જ છે. સવર્ણ હિંદુઓ પ્રાયશ્ચિત્ત કરે કે ન કરે પણ તમે તમારો ધર્મ પાળો તો કહેવાતા ઉચ્ચ-વર્ણના હિંદુઓનું ઉચ્ચપણું કયાંય ચાલ્યું જશે.

માટે મારી તમને સલાહ છે કે તમે સ્વતંત્ર થાઓ, સ્વાવલંબી થાઓ, તમારી પોતાની શુદ્ધિ ઉપર આધાર રાખો, આપ મૂઆ વિના સ્વર્ગે નહીં જઈ શકાય. માટે તમે તમારાથી બને તેટલે દરજ્જે જાતે પુરુષાર્થ કરીને સારા થાઓ.

ગાંધીજી

## દાંત

દાંત તો ઊજળા દૂધ જેવા અને ચળકતા મોતી જેવા હોવા જોઈએ.

પીળા રાતા અને કાળા દાંત કૂવડપણાની નિશાની છે.

હસતા મોઢામાં સાફ અને સુંદર દાંત દેખાય છે ત્યારે મોઢામાંથી ફૂલ ઝર્યાં કહેવાય છે.

બબલભાઈ મહેતા

# મજૂર સંગઠનનો સાચો રાહ

[ગઈ તા. ૬ઠ્ઠીએ ઇંદોરમાં મળેલા હિંદી રાષ્ટ્રીય મજૂર કોંગ્રેસના બીજા અધિવેશનનું ઉદ્‌ઘાટન કરતી વખતે સરદાર વલ્લભભાઈ પટેલે આપેલા ભાષણનો સાર નીચે આપ્યો છે.]

મજૂરોનું જૂથ એ દેશમાં સૌથી વધારે શક્તિશાળી જૂથ છે. રાષ્ટ્રનું મોટા ભાગનું અને સાચું કામ તેઓ જ કરે છે. એ રીતે તેમના હાથમાં સૌથી વધારે શક્તિ છે. એ શક્તિને જો યોગ્ય દિશામાં વાળવામાં આવે તો તે અણકલ્પ્યું કામ કરી બતાવે. પણ જો તે અવળે રસ્તે ચડી તો પછડાવાનો પૂરો સંભવ છે. મજૂરોએ પોતાના આદર્શો ન ભૂલવા જોઈએ. એટલા માટે જ ગાંધીજી મજૂર સંસ્થાની શુદ્ધિ પર આટલો બધો ભાર મૂકતા હતા. આજે તમારે ન્યાય મેળવવા માટે હડતાલ પાડવાની કે આજીજીપૂર્વક ભીખ માગવાની જરૂર નથી. તમારી બધી માગણી તમે સરકાર સમક્ષ રજૂ કરી શકો છો. અને સરકાર તમારી જ પ્રતિનિધિ હોવાથી તમને ન્યાય મળશે એ વિષે મને લવલેશ શંકા નથી. પણ જો સરકારને લાગે કે તમારી માગણીમાં કંઈક ગેરવાજબી વસ્તુ રહેલી છે તો તે તમને યોગ્ય સલાહ આપશે અને તમને સાચે રસ્તે વાળશે.

હિંદુસ્તાન સ્વતંત્ર થયું છે અને હવે મજૂરો અને માલિકો વચ્ચે ઝઘડો ન હોવો જોઈએ. મજૂરોએ માલિકો પાસેથી ન્યાય જોઈતો હોય તો તેમણે તે સરકાર પાસેથી માગવો જોઈએ અને દાદ મેળવવા માટેના એકમાત્ર સાધન તરીકે હડતાલનો આશરો ન લેવો ઘટે.

આ દેશમાં મજૂરોનું સંગઠન ગાંધીજીએ ઉપદેશેલા અને હિંદી રાષ્ટ્રીય મજૂર કોંગ્રેસે અપનાવેલા ઉચ્ચ આદર્શોના પાયા પર રચાયેલું હશે તો કોઈ પણ વખતે મુશ્કેલી ઊભી થવાનું કારણ નહીં રહે, અને મજૂર માલિક વચ્ચેના મહામુશ્કેલ ઝઘડાઓનો પણ સુખદ ઉકેલ લાવી શકાશે.

અમારા પોતાના જ ભાઈઓ પર ગોળીઓ ચલાવવા કરતાં વધારે શરમજનક અમારે માટે બીજું શું હોઈ શકે? મજૂરો જો હિન્દી રાષ્ટ્રીય મજૂર કોંગ્રેસને અનુસરશે તો ગોળીબારનો આશરો લેવાની જરૂર નહીં રહે.

કેટલાક લોકો કહે છે કે, અમારે 'કિસાનો અને મજૂરોનું રાજ' જોઈએ છે. સાચી વાત એ છે કે, મજૂરો અને ખેડૂતોને હિંસા કરવાને ઉશ્કેરીને તેઓ તેમને અવળે રસ્તે ચડાવી રહ્યા છે.

પોતાનું હિત શામાં રહેલું છે તેનો મજૂરોએ પ્રથમ વિચાર કરવો જોઈએ. હંમેશાં માલિકોને ગાળો દેતા રહેવાની ટેવ તેમણે ટાળવી ઘટે.

મજૂરોનું સાચું સમાધાન એ દુનિયાની શાન્તિનો પાયો છે. મજૂરો સંતુષ્ટ રહે અને દેશની આબાદી માટે વધુમાં વધુ ઉત્પાદન કરે એટલા માટે આપણે દેશમાં શાન્તિ પેદા કરવી જોઈએ. જેઓ જમીન વિનાના છે, જેઓ નાદાર છે અને જેઓ બેકાર છે તેમનો આપણામાં સમાવેશ કરવો જોઈએ. તેમને માટે આપણે ગૃહઉદ્યોગો શરૂ કરવા છે અને એ રીતે તેમને ગુજરાનું યોગ્ય સાધન મેળવી આપવું છે. એમ થશે ત્યારે જ હિંદ પ્રગતિશીલ બનશે અને દુનિયાનું મહાન રાષ્ટ્ર બનશે.

## તાડનો સદુપયોગ

તાડ-ખજૂરીના રસને ખાટો અને માદક થવા દઈને લોકો દારૂ-તાડીના રૂપમાં પીએ છે અને શરીરને નુકસાન પહોંચાડે છે માટે આપણી સરકારે તેના ઉપર અંકુશ મૂક્યો છે. પહેલાંની સરકાર તેમાંથી લાખો રૂપિયાની આવક કરતી તેને બદલે હાલની સરકારે તે આવક જતી કરવાનું નક્કી કર્યું છે. સરકારને તેમાંથી ચાર આનાની આવક થાય પણ પીનારના ખીસામાંથી એક રૂપિયો જાય અને તેના શરીર અને મનને નુકસાન થાય તે વધારાનું. પ્રજાનું હિત જોનાર સરકાર આવી નુકસાનકારક ચીજને પોષી શકે નહીં. તેથી લોકોના લાભની ખાતર સરકારે દારૂબંધી કરવાનું નક્કી કર્યું છે.

પણ તાડ-ખજૂરીના રસનો ઉપયોગ કેવળ દારૂ બનાવવામાં જ થઈ શકે છે એમ નથી. તેમાંથી નીકળતા મીઠા રસને વધારે ખાટો અને માદક થવા દે તો જ તે દારૂ થાય છે. તેના મીઠા રસને—જેને નીરો કહેવામાં આવે છે તેને—તાજો લેવામાં આવે તો સ્વાદિષ્ટ

અને પૌષ્ટિક પીણાની ગરજ સારે છે અને તેમાંથી ગોળ-ખાંડ પણ થઈ શકે છે.

તાડ-ગોળ સૈકાઓથી હિંદમાં બનાવવામાં આવે છે. હિંદની બહાર લંકા, જાવા, બ્રહ્મદેશ વગેરે દેશોમાં પણ ઘણાં વરસોથી તાડ-ગોળ બને છે. તેનો દેશ-પરદેશમાં વેપાર પણ ચાલતો અને હિંદમાંથી લાખો ટન તાડ-ગોળ પરદેશ જતો હતો.

આ ઝાડ કોઈ પણ આબોહવામાં નકામી જમીનમાં ઊગી શકે છે. શેરડીની માફક તેને અમુક આબોહવાની જરૂર નથી તેમ ખાતર કે પાણીની પણ જરૂર નથી. આપણા દેશમાં આવાં આપોઆપ ઊગેલાં ઝાડની સંખ્યા પાંચ કરોડ જેટલી છે. તેમાંથી ૨૭૦ લાખ પાકા મણ ગોળ તૈયાર થઈ શકે. હાલ ૫૪ લાખ મણ થાય છે. કર્ણાટક, કેરળ, તામિલનાડ, આંધ્ર અને બંગાળાનાં ગામડાંમાં ખેતીની સાથે આ ધંધો ઘરોઘર ઓછાવત્તા પ્રમાણમાં ચાલે છે. તેનો ગોળ-ખાંડ માટે વધુ ઉછેર થાય તો બીજા પ્રાન્તોમાં પણ મદદગાર ધંધા તરીકે ચાલી શકે. એક કુટુંબ પોતાનો મુખ્ય ધંધો છોડયા વગર, ૭૫થી ૧૦૦ રૂા. જેટલી મૂડીમાં છ માસની મોસમમાં મહિને રૂ. ૬૫થી ૭૫ કમાઈ શકે.

અત્યારે હિંદમાં ૧૧ કરોડ મણ ગોળ-ખાંડ વપરાય છે. તેમાંથી હાલ મોજૂદ પાંચ કરોડ તાડનાં ઝાડમાંથી ૨ાા કરોડ તાડ-ગોળ તૈયાર થઈ શકે અને બાકીનો બનાવી લેવા માટે ૧૫ કરોડ તાડનાં ઝાડ ઉછેરવાં પડે. તેને માટે નકામી પડતર જમીન ૪ાા લાખ એકર મળે તો પૂરતી થાય. એમ કરવાથી શેરડીમાં વપરાતી ૩૨ લાખ એકર જમીન બચે અને તાડ-ગોળના ધંધામાં બે કરોડ માણસોને મોસમમાં મદદગાર ધંધો મળી રહે.

આ રીતે જોતાં આ કામ એક કાંકરે બે પક્ષી મારવા જેવું છે. દારૂબંધી થવાથી ગરીબ લોકોનું કૌટુંબિક જીવન સુધરે અને તાડનો સદુપયોગ થવાથી લોકોને કામ મળે. આથી સરકારે અને પ્રજાએ, તાડના માલિકોએ અને તેમાં કામ કરતા મજૂરોએ પરસ્પર સહકારથી કામ કરવું જોઈએ. એમ કરવાથી તે ધંધામાં

પડેલા તલવાડાઓ બેકાર નહીં પડે અને તેમને ઘેર બેઠાં પોતાનું મૂળ કામ મળી રહેશે; તથા સામાન્ય લોકોને કેફી તાડીને બદલે નીરાના રૂપમાં સ્વાદિષ્ટ પીણું અગર વધુ જીવન-દાયી ગોળ-ખાંડ મળશે.

વિઠ્ઠલદાસ કોઠારી

(તાડ-ગોળ ખાતાની પત્રિકા ઉપરથી)

# વેર વડે વેર ન શમે

એક ગામમાં એક કુટુંબી-પુરુષ મરી જતાં તેનો દીકરો ઘરનું અને બહારનું કામ સંભાળવા લાગ્યો. ઉપરાંત, પોતાની વિધવા ઘરડી માની પણ તે બધી સેવાચાકરી જાતે કરતો. તેની માએ તેને એક દિવસ કહ્યું: 'ખેતરનું, ઘરનું, અને મારું એમ બધાં કામ એકલે હાથે સંભાળવા જતાં તને બહુ ઘસારો પડે છે; માટે તું હવે વહુ પરણી લાવ.' છોકરાએ કહ્યું: 'મને કશો ઘસારો પડતો નથી; તથા પારકા ઘરની દીકરીને વહુ તરીકે લાવું તોપણ તે તારી બરાબર સંભાળ રાખશે તેની શી ખાતરી? તેના કરતાં હમણાં જેમ ચાલે છે તેમ જ ભલે ચાલતું!'

છતાં માએ તો પોતાના સુખનો વિચાર વેગળો મૂકી, એક સારા ઘરની કન્યા સાથે પોતાના દીકરાને પરણાવી દીધો.

પરંતુ તે વહુ વાંઝણી નીકળી. તેને કાંઈ સંતાન જ ન થયું. માએ દીકરાને કહ્યું: 'તું ફરી પરણ! સંતાન વગર તો વંશ જાય!'

દીકરાએ કહ્યું: 'તારે તો એક બીજા માણસની ઘરમાં જરૂર હતી; તે માણસ તને મળ્યું છે. હવે પછી વંશ માટે ચિંતા કરી, બીજી વહુ લાવીને ઘરમાં ઝઘડાનું મૂળ રોપવાનો વિચાર શા માટે કરે છે?'

છતાં માએ આગ્રહ ચાલુ રાખ્યો. ત્યારે વહુએ વિચાર્યું કે, માનો આગ્રહ છે એટલે દીકરો આજે નહીં ને કાલે પણ કબૂલ થશે જ; તે વખતે ગમે તે સ્ત્રી શોક તરીકે આવે; તેના કરતાં હું જ પોતે સારી જોઈને કોઈ કન્યા શોધી લાવું તો કેવું!

એમ વિચારી તે એક સારી કન્યા જાતે શોધી લાવી, અને પોતાના પતિને

તેની સાથે પરણાવી દીધો. નવી વહુ બહુ સાલસ હતી. જૂની વહુ તેને રોજ પોતાને હાથે રાંધીને જમાડતી. તેણે નવી વહુને કહી રાખ્યું હતું કે તને દહાડા રહે ત્યારે મને એ ખુશખબર સૌથી પહેલા કહેવા.

તે પ્રમાણે નવી વહુને દહાડા રહ્યા, એટલે તેણે એ વાત જૂની વહુને કહી. જૂની વહુએ છાનામાના કશીક દવા તેના ખાવામાં ભેળવી દીધી; એટલે બીજે જ મહિને નવી વહુને કસુવાવડ થઈ ગઈ. થોડા મહિના પછી નવી વહુને ફરીથી દહાડા રહ્યા. તેણે તે વાત જૂની વહુને કહી. આ વખતે પણ જૂની વહુએ તેને દવા ખવરાવી દીધી, એટલે પાછી કસુવાવડ થઈ ગઈ.

પાસેની પડોશણે આ બધો ઘાટ જોયો. તેણે નવી વહુને સમજણ પાડી કે, તને છોકરાં થાય તો તું ઘરની માલિક થઈ બેસે, તે માટે તારી શોક તને કશું ખવરાવીને કસુવાવડ કરાવી દે છે. માટે હવે તને દહાડા રહે ત્યારે તેને ખબર પડવા ન દઈશ, અને તારા ખાવાપીવાની વસ્તુઓ પણ તેને હાથે ન લઈશ.

નવી વહુએ તેમ જ કર્યું. પણ જ્યારે તેના પેટ વગેરેના આકાર ઉપરથી જૂનીને ખબર પડી, ત્યારે તે નવી વહુને વઢવા લાગી કે, તેં મને દહાડા રહ્યાની આ વખતે ખબર કેમ ન આપી?

નવીએ કહ્યું: તું તો મારા મા-બાપને સમજાવીને વંશ ચાલતો રહે તે માટે મને આ ઘરમાં લાવી છે; અને છતાં બે વખત તેં જ મને કસુવાવડ કરાવી દીધી છે. તો પછી હું તને શા માટે દહાડા રહ્યાની ખબર આપું?

જૂની વહુ આ સાંભળી બહુ ગભરાઈ. હજુ પણ તે કંઈક ઉપાય શોધવા લાગી. એક વખત લાગ જોઈ તેણે થોડી દવા નવી વહુના ખોરાકમાં ભેળવી દીધી. પરંતુ આ વખતે ગર્ભ મોટો થઈ ગયેલો હોવાથી બહાર નીકળી ન શક્યો, અને નવી વહુ તે પીડામાં મરવા પડી.

તેને ખબર તો પડી જ કે આ જૂની વહુનાં કારસ્તાન છે. એટલે તેણે બૂમો પાડી પાડીને જૂની વહુને સંભળાવવા માંડ્યું કે, 'તેં મારાં ત્રણ છોકરાં માર્યાં, અને છેવટે મારો પણ જીવ લીધો. હવે પછીને જન્મે હું તારાં ત્રણ

છોકરાં ખાઉં, અને તને પણ ખાઉં ત્યારે ખરી !' આટલું કહીને તે મરણ પામી.

મરતી વખતની આ કારમી ઇચ્છાથી નવી વહુ બીજા જન્મે તે જ ઘરમાં બિલાડી થઈને જન્મી. નવી વહુ મરી જતાં જૂની વહુને તેના પતિએ એટલો બધો ઢોરમાર માર્યો કે તે પણ થોડા દિવસમાં મરી ગઈ, અને એ જ ઘરમાં મરઘી થઈને જન્મી.

આ મરઘીએ ઈંડાં મૂક્યાં કે તરત પેલી બિલાડી આવીને ખાઈ ગઈ. ત્રણ વખત બિલાડીએ આમ જ કર્યું, અને પછી તો તેણે મરઘીને જ પકડી. મરઘીએ મરતી વખતે વિચાર્યું કે, આ બિલાડી ત્રણ વખત મારાં ઈંડાં ખાઈ ગઈ અને હવે મને પોતાને જ ખાય છે: તો હવે પછીને જન્મે હું તેને અને તેની સંતતિને ખાઉં એવું થજો.

પછીને જન્મે મરઘી વાઘણ થઈ, અને બિલાડી હરણી થઈ. હરણીએ ત્રણ વખત બચ્ચાંને જન્મ આપ્યો, પણ દરેક વખતે પેલી વાઘણ તે બચ્ચાંને ખાઈ જતી. પછી તો વાઘણે હરણીને જ પકડી. મરતી વખતે હરણીએ વિચાર્યું કે આ વાઘણ ત્રણ વખત મારાં બચ્ચાં ખાઈ ગઈ, અને હવે મને જ ખાવા લાગી છે; તો પછીને જન્મે હું તેને અને તેની સંતતિને ખાઉં એવું થજો.

પછીને જન્મે હરણી (એટલે કે નવી વહુ) શ્રાવસ્તિ નગરીમાં એક શ્રીમંત ઘરમાં દીકરી તરીકે જન્મી. તેનું નામ ભદ્રા પાડવામાં આવ્યું. અને પેલી વાઘણ (એટલે કે જૂની વહુ) પણ તે જ નગરીમાં તેવા જ સુખી ઘરમાં દીકરી તરીકે જન્મી. તેનું નામ ધન્યા પાડવામાં આવ્યું. નસીબજોગે તે બંનેનાં લગ્ન સુબાહુ નામના એક જ પતિ વેરે થયાં. તે આ પ્રમાણે: ભદ્રા (એટલે કે નવી વહુ) આ વખતે જૂની વહુ બની હતી. તેને સંતાન ન થતાં હોવાથી તે પોતે જ ધન્યાને સમજાવીને શોક તરીકે લાવી. ધન્યાએ થોડા મહિના બાદ પુત્રને જન્મ આપ્યો. ભદ્રા તે પુત્રને જાતે જ બરાબર સાચવતી તથા ઉછેરતી. આજુબાજુનાં આડોશીપાડોશી ભદ્રાનાં ખૂબ વખાણ કરતાં. ધન્યા પણ ભદ્રાની આ મમતાથી ગળગળી રહેતી.

પણ જ્યારે ચારે તરફ કોઈને વહેમ પડે તેવું ન રહ્યું, ત્યારે ભદ્રાએ તે

છોકરાને મારી નાખ્યો. કોઈને કશી ખબર પડી નહીં; અને બધાંની સાથે ભદ્રા પણ ખૂબ શોક કરતી છાતી કૂટવા લાગી!

થોડા મહિના બાદ ધન્યાએ ફરીથી પુત્રને જન્મ આપ્યો. ભદ્રા આ વખતે બહુ જ કાળજીથી અને જતનથી તે પુત્રને ઉછેરવા લાગી. બધાં તેની કાળજી અને સાચવણીથી રાજીરાજી થઈ ગયાં. પછી જ્યારે કોઈને વહેમ પડે તેવું ન રહ્યું; ત્યારે તેણે તે છોકરાને પણ છાનો-માનો મારી નાખ્યો. સૌ ભારે શોક કરવા લાગ્યાં.

પરંતુ આ વખતે ધન્યાને મનમાં બરાબર વહેમ આવ્યો કે, ભદ્રા જ છોકરાંને મારી નાખે છે. પણ ભદ્રાની ખ્યાતિ એવી સારી હતી કે ધન્યા આ વાત કોઈને કહી શકી નહીં. પણ ત્રીજી વખત જ્યારે તે ગર્ભવતી થઈ, ત્યારે તેણે પતિને કહ્યું કે, આ વખતે હું સુવા-વડ માટે મારે પિયર જ જઈશ, અને, પછી છોકરો બરાબર મોટો થશે ત્યારે જ પાછી આવીશ.

પતિએ સહજભાવે એ વાત કબૂલ રાખી. ધન્યાએ પોતાને પિયેર એક સુંદર પુત્રને જન્મ આપ્યો. ભદ્રા આ તરફ ધન્યાને તથા તેના પુત્રને તેડી લાવવા પતિ ઉપર તગાદો કરવા લાગી.

છેવટે ભદ્રા તથા તેનો પતિ બને જણ ધન્યાને તેડી લાવવા તેને પિયેર ગયાં અને તેને તથા તેના પુત્રને લઈને પોતાના ઘર તરફ આવવા નીકળ્યાં. ધન્યા ભદ્રાના મોં સામું જોઈ જોઈને બહુ દુઃખી થવા લાગી, એને એમ જ લાગવા માંડયું કે, ઘેર પહોંચતાં જ ભદ્રા એક-બે દિવસમાં છોકરાને મારી નાખશે. પણ ભદ્રાની આબરૂ એટલી બધી સારી હતી તથા પતિને પણ ભદ્રા ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે ધન્યા કશું સીધું મોંએ કહી શકી નહીં. ભદ્રા હસતી હસતી વારંવાર છોકરા સામું જ જોયા કરતી. તેવામાં એક વખત ધન્યાએ ભદ્રાની આંખમાં એવો વિકાર જોયો કે તે છળીને પોતાના છોકરાને લઈને પાછી દોડી; અને માર્ગમાં એક સ્થળે બુદ્ધ ભગવાન જનસમુદાયને ઉપદેશ આપતા બેઠા હતા ત્યાં જઈ, તેમના ચરણ પાસે તેણે પોતાના છોકરાને મૂકી દીધો. પાછળ જ તેનો પતિ અને ભદ્રા પણ દોડતાં દોડતાં આવ્યાં.

બુદ્ધ ભગવાન એ બધાંની મુખ-મુદ્રા જોઈને જ બધો ઘાટ સમજી ગયા. તેમણે તે સૌને બેસાડીને પછી એક જન્મનું વેર બીજા જન્મમાં કેવી રીતે ચાલ્યા કરે છે, અને તે જન્મનું વેર પાછું તેની પછીના જન્મમાં કેવું ચાલ્યા કરે છે, તે વિષે એક વાત ઉપાડી. જેમ કે એક જન્મમાં નોળિયાએ સાપને માર્યો; તો પછીના જન્મમાં સાપે વાઘ થઈને હરણ બનેલા નોળિયાને માર્યો, ઇત્યાદિ. પછી જન્મોજન્મ એ વેરને એમ ચાલ્યા કરતું તથા વધતું જતું બતાવીને ભગવાને કહ્યું કે, આ વેર-ચક્રને અટકાવવાનો સાચો ઉપાય એ છે કે, વેરને પ્રેમથી ભૂંસી કાઢવું; વેરથી તો વેર જ વધે છે; અને બદલો લેવાથી વેરનો અંત આવતો નથી, પણ સામાને પાછો બદલો લેવાનું કારણ મળે છે.

બુદ્ધ ભગવાનના આ ઉપદેશની અસર ખાસ કરીને બંને વહુઓ ઉપર ભારે થઈ. જાણે તેમના જ પૂર્વજન્મના વેરની વાત જાણી લઈને ભગવાન આ બધું ન સંભળાવતા હોય! ભદ્રાની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં; તે ઊઠીને બોલ્યા વિના ભગવાનને ચરણે પડી, અને પછી ધીમે ધીમે ઊઠીને ધન્યા પાસે ગઈ અને તેના ખોળામાં માથું મૂકી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. ધન્યાની આંખમાં પણ આંસુ માતાં ન હતાં. તેણે પણ ભદ્રાનું માથું ઊંચું કરી હૃદય સરસું દાબ્યું, અને પછી પોતાના પતિના ખોળામાંથી પોતાનો દીકરો લઈને પોત ને હાથે ભદ્રાના ખોળામાં મૂકી દીધો!

ભદ્રા રડતી રડતી તે છોકરાના મોં સામું જોઈ રહી, અને પછી તરત તે છોકરાને છાતી સરસો લઈ, બુદ્ધ ભગવાનને ચરણે પડી.

આમ, એ ત્રણ ત્રણ જન્મથી ચાલતા આવેલા વેરનો ભગવાનના ચરણ સમક્ષ અંત આવી ગયો.

ગોપાલદાસ પટેલ

## વાણી અને આચારનો સુમેળ

ભાષાનો વિવેક હૃદયની સંસ્કારિતા બતાવે છે. પણ સારી વાણી સાથે સારો આચાર આવે છે ત્યારે તો સોનામાં સુગંધ ભળી કહેવાય.

બબલભાઈ મહેતા

# રેંટિયાનો સંદેશ

[અમદાવાદ રેડિયો-ઘરની રજાથી આ પ્રસિદ્ધ કરવામાં આવે છે.]

અમદાવાદ રેડિયોઘર પરથી 'રેંટિયાનો સંદેશ' એ વિષય પર બે શબ્દો કહેવા માટે મને બોલાવવામાં આવ્યો છે. અમદાવાદ જેવા કાપડની મિલોના ધામમાંથી રેંટિયાની વાત કરવી એ વિચિત્ર લાગવા સંભવ છે. પરંતુ રેંટિયાનો સંદેશો આપણને ગાંધીજીએ આ જ નગરમાંથી નથી આપ્યો? અખિલ ભારતીય ચરખા સંઘ આ જ નગરમાં વરસો સુધી કામ કરતો ન હતો? ખરી વાત એવી છે કે, રેંટિયાનો સંદેશો જગતને માટેનો સંદેશ છે.

ગાંધીજીએ પોતે ૧૯૨૬માં આ કહ્યું છે, કે

> 'મારા સંકોચને લીધે મેં અગાશીએ ચડીને પોકાર નથી કર્યો કે, અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સંદેશો એ આખા જગતને સારુ છે.'

અમેરિકાને પણ તેમણે રેંટિયાનો જ સંદેશ નહોતો આપ્યો? રેંટિયો અને તેની ફિલસૂફીને ગાંધીજીએ આજના જગતનાં દુઃખોના રામબાણ ઉપાય તરીકે કહ્યો છે.

આમ હું કહું છું તે વખતે મને એક ટુચકો યાદ આવે છે. ૧૯૩૨–૩૩ની વાત છે. ગાંધીજી યરવડા જેલમાં હતા. ત્યાં તેમને હરિજનસેવા અર્થે બહારના લોકોને મળવાની સરકારે છૂટ આપી હતી. તે મુજબ એક ભાઈ મુંબઈથી તેમને મળવા આવેલા. હું તે વખતે હાજર હતો. પેલા ભાઈને ગાંધીજીએ અસ્પૃશ્યતા-નિવારણ બાબતમાં પોતાના પ્રાણની બાજી ખેલી, તે જરા વધારે-પડતું લાગતું હતું. દેશની સેવાનાં બીજાં કામોની સરખામણીમાં ઓછા મહત્ત્વની એવી આ વાત પર શું કામ ગાંધીજી પોતાના પ્રાણ પાથરતા હશે?—આમ તેમને લાગતું હતું.

આ બાબત એમણે વિનયથી ગાંધીજીને કહી. અને પછી કહ્યું, જુઓને મહાત્માજી, આપ તો એવા મહાન છો કે આ ખિસકોલીને મહત્ત્વ આપો તોય લોક તો એને દેવ તુલ્ય માને!

ગાંધીજીએ તરત ઉત્તર વાળ્યો, બરોબર છે. પણ હું જો ખિસકોલીને મહત્ત્વ આપું તો તેમાં કાંઈ દૈવત સમજ્યો કે જોયું હશે તો ને? કેવળ ખિસકોલી પર ગાંડો થઈ જાઉં એવો તો નથી ને?

ગાંધીજી રેંટિયાના સંદેશને જગત માટેનો પોતાનો સંદેશો કહે, તો કોઈને રેંટિયો ઉપરની ખિસકોલી જેવો લાગવા સંભવ છે. ઘણા લોક ગાંધીજી અમસ્થા

રેંટિયાને મહત્ત્વ આપે છે એમ માનીને ચાલે છે.

પરંતુ જેમ હરિજન-પ્રશ્નને તેમણે આપેલું મહત્ત્વ સાચું હતું અને છે, એમ આપણે આટલાં વરસ પછી સાફ જોઈ શકીએ છીએ, તે જ પ્રમાણે રેંટિયો અને તેની ફિલસૂફી માટે બનવા પૂરો સંભવ છે.

આજે જગતમાં બે વિચારધારાઓ પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. એક છે મૂડીવાદી અર્થવ્યવસ્થાની, બીજી છે સમાજવાદી અર્થવ્યવસ્થાની. પહેલી વ્યવસ્થા ઉત્પાદનનાં સાધનો ખાનગી માલિકી તળે હોય એ યોગ્ય માને છે, અને તેથી ખાનગી નફો મળે એ માટે મથે છે.

આ નફો કેવળ એ સાધનોના મૂડીપતિઓ ખાઈ જાય એ બરોબર નથી. તે નફા પર સમાજનો હક છે. માટે મોટાં મોટાં કારખાનાંના ઉદ્યોગો સરકાર-માલકી તળે કરવા, એમ સમાજવાદ કહે છે. એટલે સમાજવાદી સરકાર ઉદ્યોગોનો કબજો લે અને પછી ઘટતા નોકરો રોકીને બધો ધંધો ચલાવે, એ બીજી વ્યવસ્થાની રીત છે.

આ બીજી રીત રશિયા જેવા દેશોમાં અજમાવાય છે. પણ તેથી સામાન્ય મનુષ્યની ફરિયાદ દૂર નથી થતી. એનું જીવન ઘણે ભાગે સરકારી નોકરોનું તંત્ર અને તેની લાલ-પટ્ટીના હાથમાં જકડાઈ જાય છે. મૂડીવાદી રચનાના શેઠની જગાએ સરકારી નોકરશાહી અને તેની લાગવગ અને લાંચરુશવત આવે છે. વ્યક્તિત્વ માર્યું જાય છે. અને નવા પ્રકારની — કહો કે સુધરેલી — ગુલામી આવે છે.

અને આ બંને વ્યવસ્થામાં દેશ દેશ વચ્ચેનાં યુદ્ધોનાં કારણો પણ મટતાં નથી. હરીફાઈની ખેંચાખેંચી ને રાષ્ટ્રોની ચડસાચડસી ચાલુ રહે છે.

એટલે જગતે શાંતિનો રસ્તો મેળવવો હોય તો ઉપરની બેથી નવી રીતની શોધ કરવાની ઊભી રહે છે. તે શોધ ગાંધીજીનો રેંટિયો અને તેની ફિલસૂફી છે. રેંટિયો મિલના શેઠનો કે સરકારી અંકુશોનો ઓશિયાળો નથી. તે આપણને સીધો, સરળ અને સ્વાવલંબી રસ્તો બતાવે છે અને એમ જ બધી જીવનની બાબતોમાં વર્તવાનું ગાંધીજીની સર્વોદયની અર્થનીતિ કહે છે. નાગરિકો પોતાની અન્ન અને વસ્ત્રની જરૂરને માટે શેઠ કે સરકાર પર નિર્ભર રહે, તો તેમનું સ્વરાજ અને નાગરિક સ્વતંત્રતા ભયમાં રહેવાનાં જ.

રેંટિયા વિષે આ તો એક તાત્ત્વિક વાત થઈ. પણ આજે તો તેની જરૂરનું ને ફાયદાનું સીધું લેખું પણ બતાવી શકાય. હમણાં જ એક જગાએ શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ લખ્યું કે, ઓછી આવકવાળા ગરીબ અને મધ્યમવર્ગી,

લોકો આજે કેમ કરીને પોતાનું નભાવી શકે ? જવાબમાં તે ગાંધીજીનું એક વાક્ય ટાંકે છે—

'આપના રાજ્યમાં ન સમાય,
પણ માના રેંટિયામાં સમાય."

અને તે કહે છે કે રેંટિયો એમના સવાલનું નિરાકરણ કરી શકે. આના એક બે દાખલા મારી જાણમાં છે તે આપીને મારી વાત પૂરી કરું.

પોતાની નવરાશમાં રેંટિયો ચલાવી એક શ્રમજીવી ભાઈ વરસમાં સહેજે રૂ. ૧૦૦ ઉપર એ દ્વારા મેળવે છે. બીજાં બે જણ છે તે સરેરાશે રૂ. ૧૩૫ ઉપર મેળવે છે. આ લોકો નવરાશનો વખત વાપરી ધૂળમાંથી ધાન પેદા કરે છે, ને દેશની નક્કર પેદાશમાં સહેજે ઉમેરો કરે છે. રેંટિયો આવો જાદુ કરી શકે છે; અને એમ જ આપણા આર્થિક રાષ્ટ્રજીવનમાં તે એ નીતિથી ચાલવાનું શીખવે છે. તો મૂડીવાદી શેઠાઈની અને સમાજવાદી નોકરશાહીની ગુલામીમાંથી માનવ વ્યક્તિત્વ છૂટી શકે, અને તો જ યુદ્ધો ઓછાં થવાની આશા બંધાય. રેંટિયો માનવતા અને શાંતિ, પ્રામાણિક શ્રમ અને ન્યાયી વહેંચણીની મૂર્તિ છે. ગાંધીજીનો આ સંદેશ એવો પુણ્યમય છે કે, જે જેટલું કરે તેનું તેટલું જ પુણ્ય મળે; એમાં નુકસાન તો કશું છે જ નહીં. ગાંધીજી એમના પ્રાણપ્રિય રેંટિયા-ધર્મને ગીતાનો પેલો શ્લોક લાગુ કરીને કહેતા—

नेहाभिक्रमनाशोऽस्ति
प्रत्यवायो न विद्यते
स्वल्पमप्यस्य धर्मस्य
त्रायते महतो भयात् ॥

[ આમાં આરંભનો નાશ નથી, ને ક્યાંથી રુકાવટ થઈ શકતી નથી. આ એવો ધર્મ છે કે તેનું જરાસરખું આચરણ મહા મોટા ભયમાંથી ઉગારી લે છે.]

અણુ-બૉમ્બ અને આર્થિક મહામારીમાં સપડાયેલા જગતને અહિંસા અને સત્યની પ્રતિમા સમો રેંટિયો આવા પ્રકારના ધર્મની દીક્ષા આપે છે.

૨૮-૪-'૪૯ મગનભાઈ દેસાઈ

# પૂરું થતું પખવાડિયું

લંડનમાં મળેલી રાષ્ટ્રસમૂહના દેશોના વડા પ્રધાનોની પરિષદે હિંદનો સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર તરીકે રહેવાનો અને સાથે સાથે રાષ્ટ્રસમૂહના સરખા દરજ્જાના સભ્ય તરીકે ચાલુ રહેવાનો હિંદનો નિર્ણય માન્ય રાખ્યો છે.

આ રીતે રાષ્ટ્રસમૂહમાં રહેવાના નિર્ણયથી હિંદના સંપૂર્ણપણે સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર તરીકેના દરજ્જામાં કશો ફેર પડશે નહીં. હિંદના પ્રજાસત્તાકના વડા તરીકે ચૂંટાયેલા પ્રમુખ રહેશે પણ રાષ્ટ્રસમૂહની એકતાના પ્રતીક તરીકે હિંદ રાજાના દરજ્જાનો સ્વીકાર કરશે. પણ હિંદના સંબંધમાં રાજા કોઈ પણ પ્રકારનાં બંધારણીય કાર્યો કરશે નહીં.

ગઈ તા. ૧લીએ વડોદરા રાજ્ય મુંબઈ પ્રાન્ત સાથે વિધિસર જોડાઈ ગયું છે. પણ વહીવટી દૃષ્ટિએ મુંબઈ સાથે તેનું સંપૂર્ણપણે એકીકરણ થતાં હજી થોડો વખત લાગશે. એ વચગાળાના સમય માટે વડોદરાની બાબતો અંગે સલાહ આપવા માટે વડોદરાના દીવાન ડૉ. જીવરાજ મહેતાને મુંબઈ સરકાર તેમ જ હિન્દી સરકારના મુખ્ય સલાહકાર નીમવામાં આવ્યા છે.

આખરે ભોપાળ રાજ્યના ગૂંચવાયેલા કોકડાનો ઉકેલ આવ્યો છે અને ભોપાળના નવાબે જોડાણના કરાર પર સહી કરી છે. આ મુજબ આવતી ૧લી જૂનથી ભોપાળના રાજ્યનો વહીવટ હિંદી સરકાર સંભાળી લેશે.

હિંદ અને સ્વિટ્ઝરલૅંડ વચ્ચે મૈત્રીના કરારો થયા છે અને તેના પર આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા સ્વિટ્ઝરલૅંડના વિદેશમંત્રીએ પોતાની સહી કરી છે.

હિંદી રાષ્ટ્રીય મજૂર કૉંગ્રેસનું બીજું અધિવેશન ગઈ તા. ૬ઠ્ઠીએ ઇંદોર મુકામે શ્રી. હરિનાથ શાસ્ત્રીને પ્રમુખપદે ભરાયું હતું. દેશના તમામ ભાગોમાંથી ૨૦૦૦ જેટલા પ્રતિનિધિઓએ તેમાં હાજરી આપી હતી.

પંડિત જવાહરલાલ નેહરુ લંડનમાં મળેલી રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની પરિષદમાં હાજરી આપીને ગઈ તા. ૬ઠ્ઠીએ હિંદ પાછા આવી ગયા છે.

ગઈ તા. ૮મીએ નવી દિલ્હી ખાતે પ્રાન્તોના ગવર્નરોની પરિષદ ગવર્નર જનરલ ના. રાજગોપાલાચારીને પ્રમુખપદે મળી હતી.

મુંબઈ સરકારે એક યાદી બહાર પાડીને પ્રજા તરફથી અંગ્રેજીમાં અથવા તો જિલ્લાની ભાષામાં આવતા કાગળોનો જવાબ તે પ્રદેશની ભાષામાં જ આપવાનો જિલ્લાની દરેક સરકારી કચેરીને હુકમ કર્યો છે. તે જિલ્લામાં એકથી વધારે ભાષા બોલાતી હોય તો જે ભાષામાં પત્ર લખ્યો હોય તે ભાષામાં અથવા અંગ્રેજીમાં જવાબ આપવાનું સૂચવવામાં આવ્યું છે.

અમદાવાદના જાણીતા મજૂર આગેવાન શ્રી ખંડુભાઈ દેસાઈ હિંદી રાષ્ટ્રીય મજૂર કૉંગ્રેસના આગામી વરસ માટે પ્રમુખ ચૂંટાયા છે. મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૰ નં. બી ૫૩૬

# લોકજીવન

બે આનાં

— યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ અંક ૨૦

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી જૂન, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫, શિ. ૮



## ખોટી બૂમાબૂમ

[ ઈસપની એક વાત ]

ગાડા નીચે કૂતરું ચાલે; અને કહે કે, ગાડું હું ખેંચું છું! આ આપણી વાતને મળતો એક મજેદાર ટુચકો ઈસપે એક પ્રસંગે કહેલો. જોકે એની ખૂબી જરા જુદી છે.

એક ગાડાવાળો ગાડામાં બરોબર ભાર ભરીને લઈ જતો હતો. ગાડાનાં પૈડાં જોરથી કડૂડ કડૂડ કરતાં હતાં. ગાડાવાળો આથી ચિડાયો. તે કહે, 'અલ્યાં, તમને કયો ભાર ખેંચવો પડે છે કે તમે બુમરાણ કરો છો? ભાર ખેંચે છે તો આ મારા બળદિયા. તમને શું જોર પડી ગયું? બાપડા બળદ તો કાંઈ બોલતા નથી, ને તમે નકામાં ચીસાચીસ કરી ત્રાગું માંડો છો!'

પીડા પડે કોકને અને બુમરાણ માંડે બીજો! એવું આપણા

વ્યવહારમાંય ઘણી વાર જોવા નથી મળતું? જેઓ બહુ બૂમબરાડા પાડે તેઓને કાંઈ ખાસ બહુ ઘા પડી ગયા હોય છે, એવું હમેશ નથી હોતું.

૨૩-૫-'૪૯ મગનભાઈ દેસાઈ

## આદર્શ ગામડું

ભારતવર્ષના આદર્શ ગામડાની રચના એવી હશે કે સંપૂર્ણ સ્વચ્છતા જાળવવાની અનુકૂળતા રહે. તેમાં પૂરતા હવાઅજવાળાવાળી ઝૂંપડીઓ હશે, ને તે આસપાસના પાંચ માઈલના ઘેરાવામાંથી મળતી સાધનસામગ્રીથી બનેલી હશે. ઝૂંપડીઓને વાડા રાખેલા હશે જેથી તેમાં વસનાર માણસો તેમના ઘરના ઉપયોગ પૂરતાં શાકભાજી ઉગાડી શકે ને ઢોર રાખી શકે. ગામડાનાં રસ્તા ને શેરીઓ જેટલાં ધૂળ વિનાનાં બનાવી શકાય એટલાં બનાવાશે. ગામમાં ગામની જરૂરિયાત પૂરતા કૂવા હશે ને તેમાંથી પાણી ભરવાની સૌને છૂટ હશે. સૌને માટે ઉપાસનાનાં સ્થાનો હશે, એક સાર્વજનિક સભાસ્થાન હશે, ઢોરને ચરવા માટે ગોચર હશે, સહકારી પદ્ધતિએ ચાલતું દુગ્ધાલય, ઔદ્યોગિક શિક્ષણને કેન્દ્રમાં રાખીને ચાલતી પ્રાથમિક ને માધ્યમિક શાળાઓ, અને ઝઘડા પતવવા માટે પંચાયતો એ ગામડામાં હશે. ગામડું પોતાના ખપ પૂરતાં અનાજ, શાકભાજી ને ફળ પકવી લેશે, ને પોતાના વાપર પૂરતી ખાદી પેદા કરી લેશે. આદર્શ ગામડા વિષેની મારી કલ્પનાની આ રૂપરેખા છે.

ગાંધીજી

**સત્યાગ્રહીને માટે આરામ જેવી વસ્તુ જ નથી.**

# ગાંધીજીનું સમયપાલન

ગૂજરાત વિદ્યાપીઠના નિયામક મંડળની સભા હતી. બાપુને તેમાં હાજર રહેવાનું હતું. એમને લેવાને માટે વાહન બરાબર વખતસર પહોંચી શક્યું નહીં. બાપુજી સમયપાલનના ખૂબ જ આગ્રહી છે. વાહન ન આવેલું જોઈને તેઓ આશ્રમથી ચાલતા નીકળી પડયા. પરંતુ વખતસર વિદ્યાપીઠમાં કેમ પહોંચાય? સભાનો વખત થઈ જવા આવ્યો હતો અને આશ્રમથી વિદ્યાપીઠ તો દૂર હતી. રસ્તો નિર્જન હોવાથી કોઈ વાહન મળવાનો સંભવ નહોતો.

થોડે દૂર ગયા પછી બાપુએ કોઈ ખાદીધારીને સાયકલ પર આવતો જોયો. તેને ઊભો રાખીને બાપુએ કહ્યું, 'સાયકલ મને આપો, મારે વિદ્યાપીઠ જવું છે.' પેલાએ કંઈ બોલ્યા ચાલ્યા વિના સાયકલ આપી દીધી.

બાપુ દક્ષિણ આફ્રિકામાં કદાચ કોઈ વાર સાયકલ પર બેઠા હશે પણ હિંદુસ્તાનમાં તેમને એવી તક કદી મળી નહોતી. પણ તેઓ સાયકલ પર બેસીને વિદ્યાપીઠ પહોંચ્યા. તેમને બરાબર વખતસર આવતા જોઈને સૌને નવાઈ લાગી. એક નાની ધોતી પહેરેલા, ઉઘાડા શરીરવાળા, સાયકલ પર બેઠેલા બાપુનું જે દૃશ્ય જોયું, તે જિંદગીમાં ફરી જોવાનું નહીં મળે!

કાકા કાલેલકર

## મનુષ્યધર્મ

જનસેવા એ જ પ્રભુસેવા છે એટલે દરેક માણસ માટે પ્રેમ અને આદર સેવવો.

બબલભાઈ મહેતા

## સર્વોદય એટલે?

બધા જ માને છે કે સ્વ-રાજમાં બધા જ સુખી થાય.

એમને પૂરતો ખોરાક મળે.

એમને પૂરતાં કપડાં મળે.

એમને રહેવાનું સારું ઘર મળે.

એમને અને એમનાં બાળકોને સાચી કેળવણી મળે.

એમનું આરોગ્ય જળવાય એવું ગામનું વાતાવરણ રહે.

કોઈક માંદું પડે તો ગામડાંમાં જ ઝટ સારા થવા માટે સરળ ઉપચારોની વ્યવસ્થા હોય.

બધાને જ માટે આટલું થાય તો સ્વરાજનો પૂરો લાભ બધાંને જ મળે.

બધાનું જેમાં સુખ છે અને કલ્યાણ છે તેનું નામ સર્વોદય. જ્યાં સર્વનો ઉદય થાય ત્યાં સર્વોદય સમાજ સ્થપાય. દિલખુશ દીવાનજી

## કેવો ન્યાય!

સંયોજિત પ્રદેશમાં રાજધાનીના એક મોટા શહેરમાં સ્થાનિક હરિજનોએ ફરિયાદ કરી કે 'સ્થાનિક ઘંટીના માલિક અમને હરિજનોને અનાજ દળી આપતા નથી.' આ બાબતમાં તપાસ કરતાં વાત સાચી લાગવાથી ઘંટીના માલિકને અમે મળ્યા અને હરિજનોની ફરિયાદ જણાવતાં તેમણે જવાબ આપ્યો 'અમારે કાંઈ વાંધો નથી. 'વાંધો માત્ર હિંદુ લોકનો છે. અમે તો આ હરિજનોને અમારા ઘરમાં નોકર તરીકે રાખીએ છીએ, તમે હિંદુ લોકને સમજાવો.' હરિજનો અનાજ શી રીતે દળાવે છે એમ પૂછતાં તેમણે જણાવ્યું કે ઘંટી ચાલુ થાય ત્યારે કેટલાક મુસલમાનભાઈઓ હાજર રહે છે. તેમની મારફતે હરિજનો અનાજ

દળાવી શકે છે. મુસલમાનભાઈ હરિજનોનાં વાસણમાં અનાજ અંદર લઈ જઈ દળાવીને બહાર લાવી આપે તો કોઈને વાંધો નથી. આ પદ્ધતિથી માત્ર હરિજનોને બીજી જનતા કરતાં દળામણીનો એવડો ખર્ચ થાય કારણ કે દળવાની મજૂરી ઉપરાંત દલાલોનો લાગો મહેનતાણા તરીકે ચૂકવવાનો રહ્યો. હરિજનોના 'અભડાયેલા' અનાજને ચોખ્ખું કરવાની આ કેવી અજબ રીત!

પરીક્ષિતલાલ

## બાળકને ખાતર આટલું કરો

આપણા બાળકની ખાતર ભાષા ઉપર વિવેક રાખવો.

આપણા બાળકની ખાતર ખાવાપીવામાં વિવેક રાખવો.

આપણા બાળકની ખાતર પહેરવા ઓઢવામાં વિવેક રાખવો.

આપણા બાળકની ખાતર મોજશોખ અને વ્યસન ઉપર સંયમ રાખવો.

આપણા બાળકની ખાતર ખોટી ટેવો ઉપર સંયમ રાખવો.

આપણા બાળકની ખાતર લડવા ઝઘડવા ઉપર સંયમ રાખવો.

બબલભાઈ મહેતા

## અવળું વહેણ સુધારો

એક ઓળખીતા ખેડૂત રસ્તામાં મળ્યા. તેમને પૂછ્યું, 'તમારી કૂવાની અરજી મંજૂર થઈ કે નહીં? તમારો કૂવો હવે ક્યારે થવાનો? આ સાલ તો મોસમ ચાલી!'

તેમણે કહ્યું, 'અરજી મંજૂર તો થઈ છે, પણ સિમેંટ હજી આવ્યો નથી એટલે કામ થયું નથી.'

સ૦ — તમે સિમેન્ટ વગર ઈંટ-ચૂનાથી કે માટીથી ચણાવો તો તમને મદદ મળે કે નહીં?'

જ૦ — મદદ તો મળે. પણ સિમેંટ વગર કામ કેમ થાય?

સ૦ — કેમ, આટલાં વરસ કૂવા થતા તે બધા સિમેંટથી થતા હતા? દેશભરમાં હજારો મસ્જિદો અને મંદિરો

છે, હજારો વાવ-કૂવા છે તે બધાં સિમેંટથી બંધાયેલાં છે ?

જ૦ — ના, પણ પહેલાંના જેવું કામ હવે થતું નથી અને બધાંય સિમેંટથી કરે પછી આપણે ઇંટમાટીથી શું કામ કરીએ ?

સ૦ — સિમેંટ વગર બેસી રહેવું અને મોસમ જવા દેવી એના કરતાં સિમેંટ વગર ચલાવી લેવું શું ખોટું ? એથી બેવડો લાભ થશે. કૂવો બાંધવાની મોસમ સચવાશે અને ઇંટમાટીવાળાને રોજી મળશે.

જ૦ — ઇંટમાટી કે ચૂનાવાળાને રોજી આપવી હોય તો પછી સરકાર બધાને સિમેંટ શું કામ આપે છે ? સિમેંટ આપવાનું બંધ કરે તો બધા એની મેળે પહેલાંની માફક કૂવા કરાવે.

સ૦ — પણ બધું સરકાર કરે તો જ થાય ? તમે પહેલ કરો, બીજા તેમ કરે તો એની મેળે નવી શરૂઆત થશે. આજે સિમેંટ ભલે દેશમાં તૈયાર થતો હોય પણ તે મોટી મોટી પૈસાદાર કંપનીઓ તૈયાર કરાવે છે. તે દૂર દૂરથી આવે છે અને રેલવેની હાડમારીમાં વધારો કરે છે. તેને બદલે ગામડાંમાં તૈયાર થતી ઈંટો વપરાય તો ગામડાંના કારીગરોને રોજી મળે અને પૈસાની વધારે સારી વહેંચણી ન થાય ? તેમણે તરત જ સામો સવાલ કર્યો કે

'ત્યારે આ ટ્રેક્ટરો અને પંપોનો પ્રચાર ચાલે છે તેનું કેમ ? તે વહેણ બદલવાની જરૂર નથી ?

જ. — ટ્રેક્ટરો અને પંપો બધાં દેશમાં બનતાં નથી. કદાચ બને તોપણ સિમેંટની માફક દૂર દૂર કારખાનાંમાં બને, ગામડાંમાં ઠેર ઠેર બને નહીં. અને તેને ખાવા માટે તેલ જોઈએ તે પણ બહારથી આવે. એ રીતે આ બધો ઊંધો ધંધો ચાલતો લાગે છે. ગામડાંના કારીગરોને ભૂખે મારીને કારખાનાંવાળાની અને પરદેશીઓની દયા ઉપર જીવવાનો એ ધંધો છે. એથી કોઈ પણ વખતે આપણી ખેતીનો ધંધો અને આપણું સામાન્ય જીવન જોખમમાં આવી પડવા સંભવ છે. માટે એ વહેણ ખચીત બદલવાની જરૂર છે.

સ૦ — તો સર્વોદયની હિમાયતી સરકાર તેને શા માટે ટેકા આપે છે !

જ૦ — સરકારમાં પણ અનેક દૃષ્ટિએ કામ કરનારા અનેક લોકો હોય છે. બધાની દૃષ્ટિ ગાંધીજીની માફક ગ્રામમુખી અને સાફ હોતી નથી. પણ તમે તમારું હિત સમજીને તમારું વહેણ બદલો તો તમને અને તમારા ગામવાળાને તો લાભ થશે જ.

વિઠ્ઠલદાસ કોઠારી

# નવરાશ અને આળસ

આપણામાં કહેવત છે, નવરો બેઠો નખોદ વાળે. એને જ મળતી કહેવત અંગ્રેજી ભાષામાં પણ છે: આળસ સેતાનનું ઘર છે. એક સંસ્કૃત શ્લોક તો એટલે સુધી કહે છે કે,

'આલસ્યં હિ મનુષ્યાણામ શરીરસ્થો મહારિપુઃ' મનુષ્યના શરીરમાં આળસ જો ઘર કરે તો તે જ તેનો મોટો શત્રુ બને છે. બીજા શત્રુ ત્યાં આગળ કાંઈ વિસાતમાં નથી.

કહેવાની મતલબ એ છે કે, માણસ જો નવરો બેઠો રહે, આળસમાં વખત કાઢે, તો તે પૈસેટકે તો ખુવાર થાય છે; એ ઉપરાંત તેનું શરીર અને મન પણ બગડે છે ને તેમાંથી તેની પડતી થાય છે.

આ વાત સમજાવવી પડે એવી અઘરી નથી. સૌ કોઈ જો આસપાસ નજર કરે તો એના દાખલા દરેક જગાએ મળશે. વાત એ છે કે, દરેકે તે પરથી ધડો લઈને નવરાશનો સદુપયોગ કરવો જોઈએ અને આળસ છાંડવું જોઈએ. આ કામ જાત સુધારવાનું છે; સારી ટેવો પાડવાનું છે. તેથી નાનપણથી જો તે વિષે ધ્યાન અપાય, તો બહુ લાભ થાય છે. બાળકોને ઉછેરવામાં અને તેમના શિક્ષણમાં આ વાત ખાસ યાદ રાખવાની હોય છે, તેનું કારણ એ છે.

વિચાર કરીશું તો, જણાશે કે, નવરા ને આળસુ લોકોને પણ વખત તો કાઢવો જ પડે છે. એટલે તેઓ પછી પોતાની ટોળીઓ બનાવે છે; પોતાની બેઠકો કે અખાડા જમાવે છે. તેમાં પછી ગામ-ગપાટા હાંકે છે, કૂથલી કર્યા કરે છે; અને આગળ જઈને તેમાંથી વ્યસનના અડ્ડા પણ ત્યાં જામે છે. ગપ્પાં હાંકતાં હાંકતાં બીડી પાન ને પત્તાંબાજી વગેરે તો ચાલે છે. પરંતુ કેટલીક વાર જુગાર, દારૂ અને ગાંજો ઇત્યાદિનું અને બદચાલનું પણ ધામ થઈ બેસે છે. ગામડાગામમાં આવી બેઠકોના અડ્ડા હોય છે; શહેરોમાં પણ હોય છે. શહેરોમાં જ્યાં ક્લબો હોય છે તે પણ આ જ જાતની સુધરેલી બેઠકો કહી શકાય. ત્યાં પણ નિર્દોષ ગામગપાટા-થી માંડીને વ્યસનો અને અનીતિ સુધી ચાલે છે, એમ જાણવા મળે છે.

આ બધું નવરાશ અને આળસ-માંથી નીપજે છે. તેથી આ બે દુર્ગુણો સમાજમાં સદાય કાબૂમાં રહે, તે ખાસ

જોવું જોઈએ. લોખંડ જેવી મજબૂત ચીજને પણ ધૂળ જેવો લાગતો કાટ જેમ ખાઈ જઈ શકે છે, કે ધરખમ ભીંત પણ લૂણો લાગી દદળી જાય છે, તેમ જ મનુષ્યને અને તેના સમાજને નવરાશ અને આળસ ખાઈ જાય છે; કીડાની પેઠે અંદરથી કોરી ખાય છે.

વળી નવરાશ અને આળસની બાબતમાં મોટો ભય તો બીજો છે. તે એ કે ઝેર જેવાં મારક હોવા છતાં નવરાશ ને આળસ આપણને મીઠાં લાગે છે. તેથી, એ ખરાબ છે એમ જાણતાં છતાં, આપણે તેને તાબે થઈએ છીએ; મન ઉપર જોઈતો કાબૂ નથી રાખી શકાતો. તેથી જ પેલી અંગ્રેજી કહેવતમાં કહ્યું છે કે, આળસ સેતાનનું ઘર છે.

આ વિષે વધુ વિચાર આવતી વખતે કરીશું.

૨૦-૫-'૪૯ મગનભાઈ દેસાઈ

# લોકશાહી પદ્ધતિ

મદ્રાસ ઇલાકાની આ વાત છે. અહીંની પેઠે ત્યાં પણ મોટરોનો વહેવાર પ્રજાકીય બનાવવામાં આવ્યો છે, એટલે કે તેનો વહીવટ પ્રાન્તિક સરકારે પોતાને હસ્તક લીધો છે અને વાહનવ્યવહાર ખાતાના પ્રધાન તેનું સંચાલન કરે છે.

મોટર વહેવારનો વહીવટ પોતાને હસ્તક આવ્યા પછી ત્યાંના વાહનવ્યવહાર ખાતાના પ્રધાન શ્રી ગોપાલ રેડ્ડીએ મોટરબસોના ઉતારુઓની તકલીફોનો જાતઅનુભવ મેળવવા માટે એક નવી જ રીત અજમાવી. પોતાના ખાતાના વડા અમલદાર અને તેમના બે મદદનીશો સાથે ત્યાગરાજનગર આગળ તે ઉતારુઓથી ભરેલી મોટરબસમાં બેઠા. આ જોઈને બસના ઉતારુઓને નવાઈ લાગી. પણ મોટરમાં સારી પેઠે ભીડ હોવાથી બેસવાની જગ્યાને અભાવે ઊભી રહેલી બે બહેનોને વાહનવ્યવહાર ખાતાના અમલદાર તથા તેમના સાથીએ ઊઠીને પોતાની જગ્યા આપી અને આખી મુસાફરી દરમ્યાન તેઓ ઊભા જ રહ્યા એ જોઈને તો તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

માર્ગમાં વાહનવ્યવહાર ખાતાના પ્રધાન તથા તેમના અમલદારોએ

ઉતારુઓને પડતી હાડમારીઓ વિષે તેમની સાથે ચર્ચા કરી અને એ ટાળવાને અંગે તેમની સૂચના માગી. વળી મોટર વહેવારના વહીવટ અંગે પણ તેમને જે કાંઈ મુશ્કેલીઓ નડતી હોય અથવા એની સામે તેમને જે કંઈ ફરિયાદો હોય તે કહેવા પણ તેમણે તેમને જણાવ્યું. આ રીતે મોટરબસના ઉતારુઓનો સંપર્ક સાધી તથા તેમની ફરિયાદો જાણીને વાહનવ્યવહાર ખાતાના પ્રધાન તથા તેમના અમલદારોએ તેમની રજા લીધી.

લોકશાહી પદ્ધતિનો આ સુંદર નમૂનો છે. રાજવહીવટની મુખ્ય બે પદ્ધતિઓ છે. એક લોકશાહી પદ્ધતિ અને બીજી નોકરશાહી પદ્ધતિ. લોકશાહી પદ્ધતિમાં લોકોની જરૂરિયાતો તથા લોકોના અભિપ્રાયોને લક્ષમાં રાખીને રાજવહીવટ ચલાવવામાં આવે છે.

નોકરશાહી પદ્ધતિનું ધ્યેય મુખ્યત્વે કરીને વહીવટી કાર્યદક્ષતા હોય છે. બીજી બધી વસ્તુઓ એની આગળ ગૌણ બની જાય છે. લોકોની જરૂરિયાત કે લોકોના અભિપ્રાયને તેમાં ઝાઝું સ્થાન હોતું નથી. રાજકર્તાઓ તથા લોકોને સાંકળનાર કોઈ વસ્તુ એમાં હોતી નથી એટલે તેમની વચ્ચે મોટું અંતર પડી જાય છે અને 'કૂતરું તાણે ગામ તરફ, અને સસલું તાણે સીમ તરફ', જેવી સ્થિતિ પેદા થાય છે. આ સ્થિતિમાં લોકોનો વિકાસ અટકી જાય છે અને લાંબા વખત સુધી એ સ્થિતિ ચાલુ રહે તો તેઓ સાવ નિષ્ક્રિય અને નિર્વીર્ય બની જાય છે.

જ્યારે લોકશાહી પદ્ધતિમાં રાજકર્તાઓ અને લોકો વચ્ચે જીવંત સંબંધ રહેતો હોવાથી લોકો પણ રાજતંત્ર પર નિરંતર પોતાની અસર પાડતા રહે છે અને તેને પોતાના ધાર્યા મુજબનો આકાર આપે છે. એટલા માટે જ એ પદ્ધતિને લોકશાહી પદ્ધતિ કહેવામાં આવે છે.

પણ લોકશાહી નોકરશાહીમાં પલટાઈ જવાનો ભય સદાયે ઊભો જ હોય છે. લોકશાહીનું બીજું નામ જવાબદાર રાજતંત્ર છે. એટલે કે એમાં રાજકર્તાઓ પ્રજાને જવાબદાર રહીને રાજવહીવટ ચલાવે છે. પણ રાજકર્તાઓને પોતાની જવાબદારી વિષે સતત જાગ્રત રાખવા માટે પ્રજાએ પણ અખંડપણે જાગ્રત રહેવું જોઈએ. તો જ જવાબદાર

રાજતંત્ર હકીકતમાં પ્રજાને જવાબદાર રહે. નહીં તો સત્તા સત્તાધારીઓને કલુષિત કરવાનો પૂરો સંભવ રહે છે. ઇતિહાસનો એ અનુભવ છે. ને એમ થાય એટલે નોકરશાહી આવી જ જાણો.

મણિભાઈ દેસાઈ

# વેજિટેબલ ઘી

મગફળીનું તેલ આ બનાવટી ઘીમાં વધુ વપરાય છે જેથી તેના પર હું મારા વિચારો રજૂ કરું છું. જોકે આ બીજાં તેલને પણ લાગુ તો પડે છે.

મગફળી શેકીને તથા તળીને આપણે ખાઈએ છીએ. તે લાભ કરતાં નુકસાન વધુ કરે છે, કારણ કે તેમાં નાઇટ્રોજન-વાળા ક્ષારો પચવામાં ભારે હોય છે. તે હોજરીમાં વધુ પડતો ગૅસ પેદા કરે છે. તેને આપણે 'મીણો ચઢે છે' એમ કહીએ છીએ. તેને પીલીને તેલ કાઢીએ છીએ ત્યારે ખોળમાં આ વધુ ભાગ રહી જાય છે ને તે ખાઈ ઢોર બળવાન બને છે. આપણા ખેડૂતો પણ લીલી મગફળીને ભૂંજીને ખાય છે જેથી તાકત વધુ આવે છે.

આ તેલમાંથી વનસ્પતિ ઘી બનાવવામાં પ્રથમ તો તેલને રંગરહિત પાણી જેવું પાતળું બનાવવું પડે છે. આથી અમુક પ્રમાણમાં નાઇટ્રોજનવાળા ક્ષારો ઓછા થાય છે. વનસ્પતિ ઘી બનાવનારાં કારખાનાં આ તેલને હાઇડ્રોજન આપે છે, એટલે તે ઘીની જેમ ઠરી જાય છે. આને આપણે વેજિટેબલ ઘી કહીએ છીએ.

આ રીતે તે ઘીમું ઝેર બને છે એમ માનવાનું કારણ રહેતું નથી એમ કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ માને છે. ગમે તે હો છતાં તેનો ઉપયોગ ઘીની જગ્યાએ નહીં પણ તેલની જગ્યાએ જ કરવો જોઈએ. હવે તો સરકાર આપણી છે તેમને મારી નમ્ર વિનંતી છે કે આ ઘીમાં નિર્દોષ (ખાઈ શકાય એવા) પાકા રંગ નાખવાનું ફરજિયાત કરે ને સાચું ઘી ખાવા માટે પ્રજાને મદદ કરે. વિજ્ઞાન-શાસ્ત્રીઓ ભલે તેમાં યોગ્ય સુધારા-વધારા કર્યા કરે પણ વેપારી પોતાના લાભે ને લોભે પ્રજાને છેતરી તો ન શકે.

વલ્લભજી રણછોડજી ઓદાણી

# ટાઢિયા તાવનો એક પ્રયોગ

પોણોસો વર્ષ ઉપરની વાત છે. દેશપરદેશના દાક્તરો વિલાયતમાં ભેગા થયા હતા. ટાઢિયા તાવ ઉપર ચર્ચા ચાલતી હતી.

એક દાક્તર કહે કે ટાઢિયો તાવ મચ્છર કરડવાથી જ આવે છે. મચ્છર કરડે નહીં તો ટાઢિયો તાવ આવે જ નહીં.

'ઓહૂં; ઓહૂં; ઓહૂં;' બીજા દાક્તરો પોકારી ઊઠયા, 'ટાઢિયો તાવ મચ્છર કરડવાથી આવે છે એ વાત જ ખોટી છે. ખરાબ વસવાટ હોય અને ભેજવાળી હવા હોય તો જ ટાઢિયો તાવ આવે. એ તો હવાનો તાવ કહેવાય. મચ્છર સાથે એને નિસબત નથી.

ખૂબ ચર્ચા ચાલી. દાક્તરો બે પક્ષે વહેંચાઈ ગયા. એક પક્ષ 'મચ્છરવાળો' અને બીજો 'હવાવાળો.'

છેવટે તેમણે તોડ કાઢયો. આપણે બે દાક્તરો પસંદ કરીએ. જેમને કોઈ દિવસ ટાઢિયો તાવ ન આવ્યો હોય એવા બે દાક્તરો જોઈએ. એક દાક્તરે ખરાબમાં ખરાબ હવામાન વાળી જગાએ જઈને રહેવાનું. એક પણ દવા પાસે રાખવાની નહીં. ફક્ત મચ્છર ન કરડે એટલી જ સાવચેતી રાખવાની.

બીજા દાક્તરે વિલાયત બહાર જવું નહીં. અને તેને મચ્છર કરડાવવા. અને તેને તાવ આવે છે કે નહીં તેની ખાતરી કરવી. આ તોડ બધાને ગમ્યો. બે દાક્તરો પણ મળી આવ્યા. અને પ્રયોગ શરૂ થયો.

આખા યુરોપમાં ખરાબમાં ખરાબ હવામાનવાળી જગા શોધી કાઢી. ત્યાં ચોમાસામાં કોઈ જતું નહીં. દિવસે થોડા લોકો મજૂરી કરવા જાય એટલું જ. રાતે રહેવાની તો કોઈની હિંમત જ નહીં. આવો પ્રદેશ નક્કી કરી દાક્તરે ત્યાં ઝૂંપડું બાંધ્યું. ઝૂંપડામાં મચ્છર ન આવે તેની તકેદારી રાખી. બારીએ બારીએ મચ્છરદાનીના પડદા અને ઝૂંપડામાં ઢાળેલા ખાટલે પણ મચ્છરદાની. મજૂરી કરનારા માણસો ઝૂંપડી જોઈ મોં મચકોડતા. 'આવ્યો છે તો ખરો પણ ભરખાઈ જવાનો છે.' હજી વરસાદ તો આવવા દો. વરસાદ પડયો. પણ દાક્તરને કશું થયું નહીં. આખું શરીર

ઢાંકી રાખી એ આખો દિવસ હર્યાફર્યા કરે. પણ સૂરજ આથમતા પહેલાં ઝૂંપડામાં પેસી જાય. સવારે સૂરજ ઊગ્યા પછી કલાક બહાર નીકળે. દૂર ગામથી નોકર આવી તેને ખોરાક આપીને ચાલ્યો જાય.

લોકો દાક્તરની હિંમત ઉપર ફિદા થઈ ગયા. વળી કોઈક બોલ્યું, જરા જમીન તો ખોદી જુઓ, ખબર પડી જશે.

બીજે દિવસે ધોધમાર વરસાદમાં દાક્તરે કોદાળી પાવડો લીધાં. ઝૂંપડા ફરતો સરસ બગીચો બનાવ્યો, લહેરથી આખો દિવસ તે હરેફરે. સાંજે તે પુરાઈ જાય. આખું ચોમાસું ગયું. દાક્તર સાજો જ રહ્યો. પ્રયોગનો પહેલો ભાગ પૂરો થયો. ખરાબમાં ખરાબ હવામાનમાં પણ મચ્છર ન કરડે તો ટાઢિયો તાવ નથી આવતો એ નક્કી થયું.

(ચાલુ) બંસીલાલ ગાંધી

## પોપટિયું જ્ઞાન

શ્રાવસ્તિ નગરીમાં બે મિત્રો રહેતા હતા. બંને સુખી ઘરના હતા, તથા આહાર-વિહાર વગેરેમાં મોટે ભાગે સાથે જ રહેતા હતા. એક દિવસ તે બંને બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળવા ગયા. તે સાંભળ્યા બાદ બંનેને સંસાર-સુખ છોડી, કલ્યાણ માટે ઉદ્યમી બનવાની ઇચ્છા થઈ. તેથી તેઓ સાધુ થયા, અને બુદ્ધ ભગવાનના સંઘમાં મુખ્ય સાધુઓ પાસે રહેવા લાગ્યા. પાંચ વર્ષ તે પ્રમાણે રહીને પોતાના મનના ભાવ સ્થિર કર્યા બાદ, બંને જણ ભગવાન બુદ્ધ પાસે ગયા, અને તેમનાં ધર્મની ઝૂસરી વિષે પૂછવા લાગ્યા. બુદ્ધ ભગવાને તેમને ધ્યાન અને શાસ્ત્રાભ્યાસ એમ બે મુખ્ય ઝૂંસરીઓ વિષે સમજ આપી. તે સાંભળી તે બેમાંનો એક બોલ્યો: 'ભગવન! હું કંઈક મોટી ઉંમરે સાધુ થયો છું, એટલે શાસ્ત્રાભ્યાસની ઝૂંસરી મારાથી ઉપાડી શકાશે નહીં; માટે હું તો ધ્યાનની ઝૂંસરી ઉપાડવા જ પ્રયત્ન કરીશ.'

ભગવાને તેને મોક્ષપ્રાપ્તિ સુધીની ધ્યાનની ઝૂંસરી બતાવી દીધી. તે તરત દૂર જંગલમાં એકાંતમાં ચાલ્યો ગયો અને ભગવાને બતાવેલે પ્રકારે પોતાના ચિત્તને શુદ્ધ તથા સ્થિર કરવા લાગ્યો.

બીજો — જે જુવાન હતો, તેણે શાસ્ત્રજ્ઞાનની ઝૂંસરી ઉપાડવાના વિચારથી ભગવાન પાસેથી તે વિષેની

સમજ મેળવી લીધી, અને ધીમે ધીમે બધાં શાસ્ત્રોમાં તે પારંગત થયો.

બંને જણ આ પ્રમાણે પોતપોતાની ધૂંસરીમાં આગળ વધ્યા. પહેલા—મોટાએ ધીમે ધીમે કલ્યાણ–નિર્વાણ સુધીની બધી પાયરીઓ સાધી લીધી.

બીજો — જુવાનિયો પહેલેથી શાસ્ત્રજ્ઞાન પાછળ પડયો હતો, તે પંડિતાઈ અને શાસ્ત્રજ્ઞાનના રંગે જ રંગાઈ ગયો; અને ધીરે ધીરે શાસ્ત્રનો ઉપદેશ આપનારો મોટો ઉપદેશક બની રહ્યો. તેની પાસે ઘણા સાધુઓ શાસ્ત્ર શીખવા રહેતા, અને તેની નામના ઘણી વધી ગઈ. બધા તેની પંડિતાઈની ઝળક જોઈને દિંગ થઈ જતા.

પેલા મોટા મિત્ર પાસે ધ્યાન શીખવા બહુ થોડા સાધુઓ રહેતા; પરંતુ બુદ્ધ ભગવાન કોઈ લાયક સાધુ જોતા તો તેને તે મોટા પાસે રહી ધ્યાનનો અભ્યાસ કરવા મોકલી આપતા.

એક વખત તે મોટા મિત્ર પાસે ધ્યાન શીખવા રહેલા સાધુઓમાંના કેટલાકને બુદ્ધ ભગવાનનાં દર્શન કરવા જવાની ઇચ્છા થઈ. મોટા મિત્રે તેમને જવાની રજા આપી, તથા કહ્યું કે, ત્યાં જઈ ભગવાનને મારા નમસ્કાર પહોંચાડજો, તથા તેમની સાથેના સાધુઓમાં મારો એક નાનો ગુરુભાઈ મહાપંડિત રહે છે, તેને પણ મારાં વંદન કહેજો.

તે સાધુઓએ ભગવાન જ્યાં રહેતા હતા ત્યાં જઈ તેમનાં દર્શન કર્યાં તથા પોતાના ગુરુએ કહેલા નમસ્કાર તેમને નિવેદન કર્યા. પછી પોતાના ગુરુના ગુરુ-ભાઈ મહાપંડિત પાસે જઈને પણ પોતાના ગુરુએ જણાવેલાં વંદન કહ્યાં. પહેલાં તો તેને પોતાના મિત્રની યાદ પણ આવી નહીં. પણ પછી વધુ પૂછ-પરછ કરતાં તેને તેની યાદ આવી ત્યારે તેણે તે સાધુઓને પૂછ્યું : 'તમે તેની પાસે રહીને કયું શાસ્ત્ર શીખ્યા? તેને એક શાસ્ત્ર આવડે છે ખરું? તે તો સાધુ થયો કે તરત જ થોડાં ચીંથરાં વીણી લાવીને તેની કંથા બનાવી, દૂર પહાડ-જંગલમાં ચાલ્યો ગયો હતો, અને ગુફાના વાનરની જેમ રહેતો હતો એમ સાંભળ્યું છે. તે પોતાની પાસે શિષ્યોને વળી શું શીખવવા રાખે છે? તેને ક્યાં શ્લોકની એકાદ લીટી પણ આવડે છે? હવે પછી મને ભેગો થાય નો હું તેને

શાસ્ત્રો બાબત કંઈક કહું — પૂછું અને તેની સાન ઠેકાણે લાવું!'

અને બન્યું પણ તેમ જ. થોડા દિવસ બાદ એ મોટો મિત્ર પણ ભગવાનનાં દર્શને ત્યાં આવ્યો. તેનો ગુરુભાઈ તો તેને બધા સાધુઓ વચ્ચે બેસાડી શાસ્ત્ર વિષે પ્રશ્નો પૂછી તેની ફજેતી કરવા તલપાપડ થઈ ગયો. ભગવાનના જાણવામાં આ વાત આવી એટલે તે પોતે એ સ્થળે પહોંચી ગયા. બધા સાધુઓએ અને પેલા બંનેએ તેમને વંદન કર્યાં. પછી ભગવાને પેલા પંડિતને પ્રથમ ધ્યાન વિષે પૂછ્યું. તેણે તરત તેની વ્યાખ્યા શાસ્ત્ર પ્રમાણે બરાબર કહી આપી. ભગવાને તેને પછી બીજા ધ્યાન વિષે પૂછ્યું. તેનું લક્ષણ પણ તેણે બરાબર કહી આપ્યું. એમ આગળ આગળ ભગવાન તેને જુદાં જુદાં ધ્યાનો વિષે પૂછતા ગયા, અને પેલો પંડિત તેમનો બરાબર જવાબ આપતો ગયો. પણ પછી ભગવાને માર્ગના અનુભવની એક બાબત વિષે પ્રશ્ન પૂછ્યો તો તે પંડિત તે વિષે કશો જવાબ આપી ન શક્યો.

ત્યાર બાદ ભગવાને પેલા ધ્યાનીને તે પ્રશ્ન પૂછ્યો. તો તેણે તરત તેનો સ્પષ્ટ જવાબ આપ્યો.

ભગવાને તે સાંભળી તરત, 'શાબાશ', 'શાબાશ' એમ કહી મોટે અવાજે તેને શાબાશી આપી. પછી ભગવાને અનુભવની બીજી કોટી વિષે પ્રશ્ન પૂછ્યો. પેલો પંડિત તેનો જવાબ ન આપી શક્યો. પણ પેલો ધ્યાની તેનો બરાબર જવાબ આપી શક્યો. ભગવાને તે વખતે પણ 'શાબાશ', શાબાશ' એમ મોટે અવાજે કહીને તેને શાબાશી આપી. ભગવાને એમ ચાર પ્રશ્નો પૂછીને, ચારે વખતે તે ધ્યાનીને મોટે અવાજે શાબાશી આપી.

આ જોઈ પેલા પંડિતના શિષ્યો નવાઈ પામ્યા. તેઓ મોટેથી બડબડવા લાગ્યા કે, 'અમારા ગુરુએ શાસ્ત્રના અઘરા પ્રશ્નોનો જવાબ પણ બરાબર આપ્યો, ત્યારે ભગવાને શાબાશીનો એક બોલ સરખો ન કહ્યો; પણ આ અભણ સાધુ કે જેને શાસ્ત્રની એક લીટી પણ આવડતી નથી, તેને ધૂળ-ધમા કંઈક પૂછીને દરેક જવાબ વખતે આમ મોટેથી શાબાશીઓ આપી!

ભગવાને તે બધાને પૂછ્યું કે, તમે

શું બડબડો છો? ત્યારે તેઓએ પોતાના બડબડાટનું કારણ ભગવાનને કહ્યું. ભગવાને તેમને જવાબ આપ્યો: હે સાધુઓ, તમારો આચાર્ય તો ભાડે ગાયો ચરાવનાર ગોવાળ જેવો છે. પણ મારો આ પ્રિયશિષ્ય તો ગાયના પાંચ ગોરસ મરજી મુજબ ભોગવનાર માલિક જેવો છે.

પછી ભગવાને તેમને નીચેની ગાથાઓ કહી સંભળાવી :—

શાસ્ત્રનું શબ્દજ્ઞાન ગમે તેટલું પોપટની
પેઠ બોલી બતાવે;
પણ પ્રમાદી માણસ તે પ્રમાણે
અનુભવજ્ઞાન ન મેળવે—
તો બીજાની ગાયો ગણ્યા કરનાર
ગોવાળની જેમ તે, ધર્મરસનો
ભોગી બની શકતો નથી.

પરંતુ :—

શાસ્ત્રજ્ઞાન બહુ થોડું બોલી શકતો હોય,
પણ ધર્મનું યથાક્રમે પાલન કરતો હોય,
તથા રાગ-દ્વેષ-મોહનો ત્યાગ કરતો હોય,
તો તે ઉત્તમ ધર્મરસનો ભોક્તા
બની શકે છે.

બધા સાધુઓએ ભગવાનની આ વાતને આનંદ સાથે કબૂલ રાખી.

ગોપાલદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે બંધારણસભાએ નીમેલી ૪૫ સભ્યોની સલાહકારક સમિતિએ એક વિરુદ્ધ મતે એવો ઠરાવ કર્યો છે કે, ધારાસભાઓમાં શિડચૂલ્ડ કાસ્ટ એટલે કે દલિત વર્ગો સિવાય બીજી કોમો માટે અનામત બેઠકો ન રાખવી.

પંડિત જવાહરલાલે અમેરિકાના પ્રમુખ ટ્રુમેનના આમંત્રણનો સ્વીકાર કર્યો છે અને તેમને રોકાઈ જવું પડે એવા કશા અસાધારણ બનાવો અહીં ન બનવા પામે તો આવતા ઑક્ટોબર માસમાં અમેરિકા જવાનું સ્વીકાર્યું છે.

ગઈ ૧૬મી તારીખથી બંધારણસભાની બેઠક શરૂ થઈ છે. આ તેની છેલ્લી બેઠક છે અને એમાં હિંદનું બંધારણ ઘડવાનું કામ પૂરું કરવામાં આવશે.

બે દિવસની ચર્ચા પછી બંધારણસભાએ રાષ્ટ્રસમૂહને અંગેના લંડન પરિષદના નિર્ણયને માન્ય રાખ્યો છે.

કૉંગ્રેસનું વ્યવસ્થા-તંત્ર સુધારવાના ઉપાયો અંગેની વિચારણા કરવા માટે

જોડાયેલાં દેશી રાજ્યો સહિત ત્રેવીસ પ્રાન્તિક સમિતિઓના પ્રમુખ અને મંત્રીઓની પરિષદ નવી દિલ્હી ખાતે ગઈ તા. ૧૭મીએ મળી હતી. રાષ્ટ્રપતિ પટ્ટાભી સીતારામૈયાએ તેનું ઉદ્ઘાટન કર્યું હતું.

મુંબઈ સરકારનો દારૂબંધીનો કાયદો જે મુંબઈની ઉપલી તેમ જ નીચલી ધારાસભાએ પસાર કર્યો હતો તેને ગવર્નર-જનરલે પોતાની મંજૂરી આપી છે.

દેહરાદૂનમાં ગઈ ૨૧મી તારીખે મળેલી મહાસમિતિની બેઠકે હિંદના રાષ્ટ્રસમૂહમાં રહેવા અંગેના લંડન પરિષદના નિર્ણય બાબતનો ઠરાવ ઘણી મોટી બહુમતીથી પસાર કર્યો છે. ઠરાવ બાબુ-રાજેંદ્રપ્રસાદે રજૂ કર્યો હતો અને પંડિત ગોવિન્દ વલ્લભ પંતે તેને ટેકો આપ્યો હતો.

સહ્યાદ્રિ અને સુરત જિલ્લા વચ્ચે આવેલા ડાંગના પ્રદેશની ભાષા મરાઠી છે એમ મુંબઈ સરકાર તરફથી સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું છે.

રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘે રાજદ્વારી પ્રવૃત્તિ બંધ કરી ધાર્મિક તેમ જ સામાજિક ક્ષેત્રમાં પોતાની પ્રવૃત્તિ મર્યાદિત કરવાનું જાહેર કર્યું છે.

મ૦



વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી [illegible]

બે આના

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ — અંક ૨૧

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી જૂન, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## સર્વોદયનો સમાજ ક્યાં સ્થપાય?

સર્વોદય સમાજના એકમો ગામડાંઓ જ હોઈ શકે.

એ ગામડાંઓ સ્વાવલંબી હોય.

ગામડાની પ્રજા જાતે ખેતી કરી પોતાનો ખોરાક ગામમાં જ તૈયાર કરે.

પ્રજા રેંટિયો-સાળ ચલાવી જોઈતાં કપડાં જાતે જ ગામમાં બનાવી લે.

અન્ન અને વસ્ત્ર વિતાની બીજી જરૂરિયાતો પણ ગામમાંથી મેળવે.

રહેવાનાં ઘર ગામમાં મળી શકે એવાં સાધનોમાંથી જાતે જ તૈયાર કરે. વાંસ-માટી અને ગામઠી લાકડાનાં સ્વચ્છ હવા ઉજાસવાળાં ઘરો ગામડામાં ત્યાંનાં જ સાધનોથી ઊભાં થઈ શકે છે.

રાત્રે દીવા કરવા માટે ઘાસતેલની જરૂર નથી; એમાં પરાવલંબન છે.

વનસ્પતિ તેલમાંથી દીવા થઈ શકે. હવે એવા તેલનાં ફાનસ — મગનદીપ તૈયાર થયાં છે.

માંદગીમાં વનસ્પતિમાંથી મળતા ઉપચારોનો જ વધારે ઉપયોગ થઈ શકે.

માલ તેમ જ માણસોની અવરજવર માટે બળદગાડી અથવા જરૂર પડતાં ઘોડાગાડીનો ઉપયોગ જ ગામડાનું કલ્યાણ કરે.

ખેતર, શાકભાજી અને નાહવા-ધોવાપીવા માટેનું પાણી કૂવા-તળાવમાંથી મેળવી શકાય. એમાં વધુ પાણી મેળવવા કોસનો ઉપયોગ જ ગામડાના ઢોરને કલ્યાણકારી નીવડે.

બળદો આપનાર ગાયો જ દૂધ-ઘી આપી શકે.

તેલ ગામની ઘાણીમાંથી મેળવી શકાય. ગામની બળદઘાણી ચોખ્ખું તેલ આપે છે અને બળદોનું કલ્યાણ કરે છે.

ખાંડને બદલે ગોળનો જ વધુ ઉપયોગ થાય તો શેરડીનું વાવેતર ગામના ખેડૂતોનું વધુ કલ્યાણ કરે. ખાંડ વાપરીને તો શેરડી કરનાર ખેડૂતો પરાધીન બને. ખાંડનાં કારખાનાં ચલાવનાર થોડાને જ વધુ ફાયદો થાય.

સાંબેલાનો ને ભરડવાની ઘંટીનો ગામડામાં ઉપયોગ કરીને જ હાથછડ ચોખા વાપરવા જોઈએ.

લોટ પણ ઘરની ઘંટીએ જ દળવો જોઈએ.

આ બન્ને માટે યંત્ર ઘંટીઓ ગામના ઉપયોગને અને ગામની તંદુરસ્તીને પાયમાલ કરે છે.

દિલખુશ બ. દીવાનજી

## મન હોય તો માળવે જવાય

મોટા થયા પછી આવડે નહીં એ વહેમ છે. તીવ્ર ઇચ્છા કરનારને બધું જ બધે વખતે આવડે છે.

બબલભાઈ મહેતા

## પરોપદેશે પાંડિત્ય

એક વાર એક કરચલાએ તેના બચ્ચાને કહ્યું, 'બેટા, તું સીધો ચાલતો જ નથી! જ્યારે જોઉં છું ત્યારે તું વાંકો વાંકો જ ચાલે છે; એમ કેમ?'

બચ્ચું કહે, 'મા, તું મને જેમ દેખાડે તેમ હું ચાલું. મને દેખાડ કે મારે સીધું કેવી રીતે ચાલવું; એટલે હું તેમ ચાલીશ.'

કરચલા વાંકાચૂકા જ ચાલે છે. તે જેવું ચાલતા હતા તેવું જોઈને એમનાં બચ્ચાં શીખ્યાં હતાં. એટલે કરચલાની મા તેના બચ્ચાને બીજી કઈ રીત શીખવવાની હતી?

તેથી જ કહેવાય છે કે કહીએ તે કરવું સારું; પરોપદેશે પંડિતાઈ કામ નથી દેતી.

૨૨-૩-'૪૬ મગનભાઈ દેસાઈ

## વરણાવરણી

હરિજનોનાં બાળકો ગામની શાળામાં બેસે તે એક ગામના રજપૂતભાઈઓને પસંદ નહોતું પડતું. મેં તેમને પૂછ્યું કે હરિજનવાસમાંથી કૂતરું તમારા મહોલ્લામાં આવે તો તેનો વાંધો લેવાય ખરો? લોકોએ ના પાડી. ત્યારે કૂતરા કરતાં માણસો નીચા એમ બન્યું. ઈશ્વરે જો હરિજનોને માણસજાતથી જુદા ગણવાનું ધાર્યું હોત તો તેમને જુદી રીતે ઓળખવા માટે આકૃતિમાં ફેર કર્યો હોત. પણ એવું ઈશ્વરે ધાર્યું નહીં હોય એટલે સરખાં બનાવ્યાં છે. લોકો જવાબ ન આપી શકયા. પણ કોઈએ કહ્યું: 'વરણાવરણી ભગવાને કરી છે.' મેં કહ્યું: 'વરણાવરણી તો માણસે કરી. ભગવાને તો સૌને સરખાં જન્માવ્યાં. હિંદી સંઘનું રાજ્યબંધારણ એક વિદ્વાન હરિજન ઘડે છે તે તમે જાણો છો?' એક ભાઈએ જવાબ

આપ્યો : 'હા. નજીકના ગામમાં એક હરિજન કારકુન છે. અને તેનો પટાવાળો સવર્ણ ગણાતો બ્રાહ્મણ છે.'

પરીક્ષિતલાલ

# લોભિયા બાપુ

એક વખત સવારના પીવાના ગરમ પાણીને જરા મોડું થયું. ત્યાંની (નોઆખાલીની) હવા ખૂબ જ ભેજવાળી હોવાથી ચૂલો સળગતો ન હતો. એટલે સાડીની એક કિનારી ફાડીને મેં ધાસલેટમાં બોળી. પાછળથી બાપુજી એ જોઈ ગયા. હું જ્યાં સળગાવવાની તૈયારી કરતી હતી ત્યાં બાપુજીએ મને કહ્યું : "એ કાકડી બતાવ તો!"

મેં કાકડી બતાવી. બાપુએ કાકડી ઉખાળી. એક નાડી કરી શકાય તેટલી લાંબી એ લીર હતી. મને કહે : "આને ધોઈ નાખ અને તડકે સૂકવી દે. નાડી થાય એટલી લીર કાકડીમાં વપરાય ? હું કેટલો લોભી છું એની તને ખબર છે? ગરમ પાણી જરા મોડું મળશે તેની શી ચિંતા ! એક તો એ કાકડીએ કેટલું બધું ધાસલેટ પીધું, ઉપરાંત લીર પર મારું ધ્યાન ન હોત તો તેય બળી જાત ને ?"

મેં કહ્યું : "બાપુજી, હવે એવો લોભ શું કામ કરવો ?"

બાપુજીએ મશ્કરી કરી : "હા, તું તો ઉદાર બાપની દીકરી છો. પણ મારે બાપ થોડા જ છે કે મને તારી જેમ આપે ?" એટલી મશ્કરી કરી એકદમ ગંભીરતાથી કહ્યું : "મારી મશ્કરીમાં પણ હમેશાં ગાંભીર્ય રહેલ હોય છે, તે ઓળખતાં તું શીખી જશે તો મને બસ છે."

અંતે એ લીર સુકાણી અને તેનો નાડી તરીકે મારી પાસે ઉપયોગ કરાવ્યો અને પાસે ધાસ પડેલું હતું તેનાથી ચૂલો સળગાવતાં શીખવ્યું. દેશનાં અનેક મોટાં મોટાં કામોમાં પણ આવી નાની નાની બાબતો શીખવવામાં એમને અદ્‌ભુત આનંદ આવતો.

મનુબહેન ગાંધી

('બાપુ — મારી મા'માંથી)

# ચા, કોફી, કોકો

આ ત્રણમાંથી એકેય ચીજની શરીરને જરૂર નથી. ચાનો ફેલાવો ચીનમાંથી થયો કહેવાય છે. ચીનમાં તેનો ખાસ ઉપયોગ છે. ચીનનાં પાણી ઘણુંખરાં ચોખ્ખાં નથી હોતાં. પાણી ઉકાળેલું પિવાય તો પાણીમાં રહેલો બગાડ દૂર કરી શકાય. કોઈ ચતુર ચીનાએ ચા નામનું ઘાસ શોધી કાઢ્યું. તે ઘાસ બહુ થોડા પ્રમાણમાં પણ ઊકળતા પાણીમાં નંખાય તો તે પાણીને સોનેરી રંગ આવે છે. જો એ રંગ પાણી પકડે તો તે ઊકળેલું છે, એમ ચોક્કસ રીતે કહી શકાય. એમ સાંભળ્યું છે કે, ચીનમાં લોકો આવી રીતે ચાના ઘાસ વતી પાણીની પરીક્ષા કરે છે ને એ જ પાણી પીએ છે. ચાની બીજી ખાસિયત એ છે કે, ચામાં એક જાતની ખુશબો રહેલી છે. ઉપર પ્રમાણે બનેલી ચા નિર્દોષ ગણાય. આવી ચા બનાવવાની આ રીત છે: એક ચમચી ચા એક ગળણીમાં નાખવી. એને કીટલી ઉપર મૂકવી. ગળણી ઉપર ઊકળતું પાણી ધીમે રેડવું. કીટલીમાં જે પાણી ઊતરે છે તેનો રંગ સોનેરી હોય તો જાણવું કે પાણી ખરેખર ઊકળ્યું છે.

જે ચા સામાન્યતઃ પિવાય છે તેમાં કંઈ ગુણ તો જાણ્યો નથી, પણ તેમાં એક મોટો દોષ રહેલો છે. તેમાં ટૅનીન રહેલું છે. ટૅનીન એ પદાર્થ છે જે ચામડાંને સખત કરવા સારુ વાપરવામાં આવે છે. એ જ કામ ટૅનીનવાળી ચા હોજરીને વિષે કરે છે. હોજરીને ટૅનીન ચડે એટલે તેની ખોરાકને પચાવવાની શક્તિ ઓછી થાય છે. એથી અપચો ઉત્પન્ન થાય છે. એમ કહેવાય છે કે, ઈંગ્લંડમાં અસંખ્ય ઓરતો આવી જલદ ચાની આદતથી અનેક રોગોનો ભોગ બને છે. ચાની આદતવાળાને પોતાના નિયમ પ્રમાણે ચા ન મળે તો તેઓ વ્યાકુળ બને છે. ચાનું પાણી ગરમ હોય છે. તેમાં ચીની (ખાંડ) પડે છે ને થોડું દૂધ એ કદાચ તેના ગુણમાં ગણી શકાય. એ જ અર્થ સારા દૂધમાં શુદ્ધ પાણી નાખીને તેને ગરમ કરવામાં આવે ને તેમાં ચીની (ખાંડ) અથવા ગોળ નાખવામાં આવે તો સારી રીતે સરે છે.

ઊકળતા પાણીમાં એક ચમચી મધ ને અરધી ચમચી લીંબુનો રસ નાખવાથી સરસ પીણું બને છે.

જે આને વિષે કહ્યું તે કૉફીને વિષે ઓછાવત્તા પ્રમાણમાં લાગુ પડે છે.

જે અભિપ્રાય મે ચા કૉફી વિષે આપ્યો છે તે જ કોકો વિષે છે. જેની હોજરી નિયમસર ચાલે છે તેને ચા, કૉફી, કોકોની મદદની જરૂર રહેતી નથી. સામાન્ય ખોરાકમાંથી તંદુરસ્ત મનુષ્યો બધો સંતોષ મેળવી શકે છે, એમ હું બહોળા અનુભવથી કહી શકું છું. મેં મજકૂર ત્રણે વસ્તુનું સારી પેઠે સેવન કર્યું છે. જ્યારે એ વસ્તુઓ લેતો ત્યારે મને કંઈક ઉપદ્રવ રહ્યા જ કરતો. એ વસ્તુઓના ત્યાગથી મેં કશું ખોયું નથી ને ઘણું મેળવ્યું છે.

ગાંધીજી

# વિદ્યાર્થી કસ્તૂરબા

[૧૯૪૨ની લડતમાં ગાંધીજી અને કસ્તૂરબાને સરકારે પૂનાના આગાખાન મહેલમાં રાખ્યાં હતાં. તેમની સાથે શ્રી. મહાદેવ દેસાઈ, શ્રી. સરોજિની નાયડુ, શ્રી. સુશીલા નય્યર વગેરે હતાં. સુશીલા નય્યરે પોતાના જેલનિવાસની ડાયરી રાખી હતી. તે 'અમારાં બા' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થઈ છે. તેમાંથી પુખ્ત ઉંમરે ભણવાને તત્પર થયેલાં કસ્તૂરબાના ભણતર વિષે નીચેનું ઉતાર્યું છે.]

બાપુએ બાને ગુજરાતી શીખવવાનું શરૂ કર્યું, ગીતાજી પણ શીખવવા માંડી. ભૂગોળ શરૂ કરી અને ક્યારેક ઇતિહાસ પણ શીખવવા મંડી જતા. બપોરે જમીને સૂતા પહેલાં બાને કાંઈ ને કાંઈ વાંચી સંભળાવતા અને સમજાવતા. બાને ખૂબ રસ પડતો. તેઓ અત્યંત રસપૂર્વક શીખવાનો પ્રયત્ન કરતાં. ક્યારેક તો એમને અફસોસ પણ થતો કે, આ બધું બહુ મોડું શીખવાનું શરૂ કર્યું. પહેલેથી જ જાણી લીધું હોત તો કેટલું સારું થાત!

બા ખૂબ જ રસથી ભણતાં. એક દિવસ બાપુએ એમને પંજાબની નદીઓનાં નામ શીખવ્યાં. બાપુજી સૂઈ ગયા એટલે તેઓ મારી પાસે આવ્યાં, "સુશીલા, એ નામ મને કાગળ પર લખી આપને." મેં નામ લખી આપ્યાં. એ કાગળ હાથમાં રાખીને બાએ આખો દિવસ નામ ગોખ્યા કર્યાં.

બાપુએ બાને પ્રાકૃતિક ભૂગોળ શીખવવી શરૂ કરી. રેખાંશ શું, અક્ષાંશ શું, અને વિષુવવૃત્ત શું એ બધું સમજાવ્યું. બા બહુ જ રસથી એ બધું શીખ્યાં. પણ યાદ રાખવું મુશ્કેલ હતું. દરરોજ બપોરે જમ્યા પછી બાપુ એક નારંગી મંગાવતા અને એની ઉપર વિષુવવૃત્ત વગેરે બાને સમજાવતા. છેવટે બાને એ બધું યાદ થઈ ગયું. થોડા દિવસ પછી એક વખત ભાઈ મનુને ભૂગોળ શીખવતા હતા. બાએ ત્યાં ઊભાં રહીને સાંભળવા માંડ્યું. ભાઈને અંગ્રેજી નામ આવડતાં પણ હિંદી નામમાં ગોટાળો થઈ ગયો. બા આવીને મને કહે, "સુશીલા, પ્યારેલાલ જેને રેખાંશ કહે છે એને બાપુજી તો અક્ષાંશ કહેતા હતા." એમની વાત ખરી હતી. ભાઈએ પોતાની ભૂલ સુધારી.

બાપુજીએ બાની સાથે ગુજરાતી પાંચમી ચોપડી વાંચવી શરૂ કરી. એમાં કવિતાઓ પણ આવે. બાપુજીએ કવિતાઓના રાગ બાને શીખવવા માંડ્યા. આઠ દશ દિવસ સુધી રોજ સાંજની પ્રાર્થના પછી બા અને બાપુજી એ કવિતા ગાતાં. અમારી અમ્માજાન (સરોજિની દેવી) ઘણી વાર મશ્કરી કરતાં. બાપુ હસી પડતા અને ફરી બાની સાથે ગાવા માંડતા.

બાની વાંચવાની ઢબ નાના બાળક જેવી હતી. બાપુએ એમને આ રીત સુધારવા કહ્યું. બા મોટે ભાગે સવારે 'અનાસક્તિયોગ' અને બપોરે છાપાં મોટેથી વાંચતાં. બાપુએ એમની વાંચવાની ઢબની ટીકા કરી ત્યારથી એમણે મોટેથી વાંચવું છોડી દીધું. બપોરે તેઓ છાપાં લઈને મારી કે ભાઈની પાસે આવતાં. પાછળથી મનુ આવી ત્યારથી એ વાંચી સંભળાવતી.

બાની લખવાની રીત પણ બાળક જેવી જ હતી. તેઓ દરેક અક્ષર છૂટો છૂટો લખતાં. બાપુએ એમને સારી રીતે લખતાં શીખવવાનો પ્રયત્ન કર્યો, અને એમને લખવાનો અભ્યાસ કરવાનું કહ્યું.

બામાં ૭૪ વર્ષનો અનુભવ અને બુદ્ધિશીલતાની સાથે બાળકના જેવી સરળતા પણ હતી. કાંઈ પણ કોઈ નવું કામ કરવું હોય તો એમને એ શીખવાનું મન થતું. હમણાં અકસ્માત્ મારા હાથમાં બાની ૧૯૩૧–૩૩ ની ડાયરી આવી ગઈ. એમાં મેં જોયું કે, એ

દિવસોમાં પણ જેલમાં બાની અભ્યાસ-વૃત્તિ આજના જેવી જ હતી. તેઓ મીરાંબહેનની પાસે હિંદી શીખતાં, કોઈ બીજાની પાસે ગુજરાતી શીખતાં, અને કેટલીક બહેનોને નેપકિન બનાવતાં જોઈને એ શીખવાનું પણ એમણે શરૂ કર્યું હતું. સેવાગ્રામમાં નાના કહાનાને ઇતિહાસ ભૂગોળ શીખતો જોઈ બાએ પણ એ શીખવાનું શરૂ કર્યું હતું.

આગાખાન મહેલમાં અમને બધાંને નોટબુક મંગાવતાં જોઈને એમણે બાપુજીને પોતાને માટે નોટ મંગાવી આપવાનું કહ્યું. બાપુજીએ એમના હાથમાં બે ચાર કાગળો આપ્યા. "આની પર લખવાનો અભ્યાસ કર. જ્યારે કંઈક પ્રગતિ કરીશ ત્યારે નોટબુક મંગાવી આપીશ," એમ બાપુએ કહ્યું. બાને આનાથી બહુ આઘાત લાગ્યો. બાપુજી પણ પોતાની ભૂલ સમજ્યા. પણ પછી શું થાય? સરોજિની દેવીએ એમને માટે એક નોટબુક મંગાવી. મેં તે લઈને બાને આપી. એમણે તે બાપુજીની ચોપડીઓમાં મૂકી દીધી. કેટલુંય કહ્યું પણ એમણે તે વાપરી નહીં. બાપુના આપેલા કાગળો ઉપર જ લખવાનું પસંદ કર્યું. બાપુએ પણ કહ્યું. પણ બા તો સ્વાભિમાની હતાં. "મારે નોટબુકની શી જરૂર છે?" એમણે શાંતિથી જવાબ આપ્યો. છેવટ સુધી એ નોટ બાપુજીની ચોપડીઓમાં પડી હતી.

## ખાતર અને ખોરાક

તા. ૧૦ મી એપ્રિલના 'હરિજનબંધુ'માં આ વિષય પર શ્રી કુમારપ્પાનો લેખ આવેલો તેના અનુસંધાનમાં આ લખવા પ્રેરાયો છું.

રાસાયનિક ખાતરોથી ખેતીની પેદાશને થોડો લાભ મળે છે ખરો. ને એમાં એમોનિયમ સલ્ફેઇટ અને નાઇટ્રેઇટ બે મુખ્ય હોય છે. જ્યારે કુદરતી ખાતરોમાં આ ઉપરાંત બીજા સલ્ફેઇટ્સ, નાઇટ્રેઇટ, ફૉસ્ફેઇટ વગેરે વધારે હોય છે ને તેથી કુદરતી ખાતર વધારે સારાં હોય છે.

કુદરતી ખાતરને એટલે કે ગામના કચરાને ખેતરોમાં મોટા ખાડાઓમાં ઢગલા કરી તેના પર વરસાદ ને સૂર્યનો તાપ પડે ત્યારે ખાતર સડે છે ને ૨૪

માસ પછી જ સાચું ખાતર બને છે. એટલે તેમાં રાસાયનિક વિકાર થઈ નવા ગુણોવાળા નવા પદાર્થો બને છે. પછી તેની ઢગલીઓ કરી તે ઉપર કળિયાં ફેરવી માટી સાથે મિશ્ર થવા દે છે. પાછો ખેતરમાં જ્યારે તેની ઉપર વરસાદ પડે ત્યારે તેમાંથી પ્રભુની દયાથી લાખો જીવ (જીવડાં અને ઇયળ) પેદા થાય છે. તેમના મળ વગેરે, મરી જાય ત્યારે તેમનાં શરીરનું મળીને સાચું ખાતર બને છે. તેમાં સારા પ્રમાણમાં સલ્ફેઇટ્સ, નાઇટ્રેઇટ્સ, ફોસ્ફેઇટ્સ, અને બીજા ખૂબ ખૂબ ક્ષારો હોય છે. પ્રાણીઓનાં હાડકાં તો લગભગ પરદેશ ચઢે છે, નહીં તો એ સડી ગયેલાં હાડકાંમાંથી પણ ખાતર સરસ બને છે. એના ખાતર ઉપર વરસાદ પડે ને સૂર્યની ઉષ્ણતા મળે તો ખેતરમાં વાવેલા ઘઉં, બાજરી, જુવાર, કઠોળ વગેરેને ક્ષારોનો તથા હવામાંથી નાઇટ્રોજનનો લાભ મળે છે. આથી તે દાણાનો પાક સારો ને શક્તિશાળી પાકે છે. કુદરતી ખાતર ને રાસાયનિક ખાતરમાં જે ભેદ છે તે નીચેના એક બે વ્યવહારુ દાખલા પરથી સમજાશે.

(૧) આજે આપણે કુદરતી ખાટાં લીંબુ ખૂબ ઉપયોગમાં લઈએ છીએ. પણ તેની અછતને લઈ સાઈટ્રિક ઍસિડ લઈએ છીએ અને કામ ચાલે છે. પરંતુ લીંબુના તાજા રસમાં ૫૦થી ૫૨ ટકા જેટલો સાઈટ્રિક ઍસિડનો લાભ મળે છે તથા બીજા ૪૮ ટકાના બીજા ક્ષારોનો લાભ મળે છે. સાઈટ્રિક ઍસિડ લેવાથી આ ૪૮ ટકાનો બીજો લાભ ચાલ્યો જાય છે. તેમ જ આમલીમાં છે.

(૨) અમદાવાદની આસપાસના ભાગમાં મનુષ્યના સુકાઈ ગયેલા મળના ખાતરનો ઉપયોગ કરી જે શાકભાજી વગેરે ઉગાડવામાં આવે છે તે કુદરતી રીતે પ્રાણીઓનાં છાણ અને શાકભાજીનાં છોડાંવાળાં ખાતરોથી બનાવાતા પાક જેટલાં સ્વાદિષ્ટ નથી હોતાં. કારણ કે તેમાં અમુક ક્ષારોની ઊણપ રહી જાય છે.

(૩) નાની છોકરીઓ કોડિયામાં ઘઉંના જવારા વાવે છે, તે રાખ અને છાણમાટીમાં બનાવેલા ખાતર કરતાં ખેડૂતો પાસેથી પકાવી તૈયાર કરેલું ખાતર વાપરે છે તો તે જવારા સારા ઊગે છે.

વલ્લભજી રતનશી મોરાણી

# નાગરિક તરીકેની ફરજ

એક ભાઈ પાણીનો નળ ખુલ્લો મૂકીને લહેરથી નાહતા હતા. પાણી શરીર ઉપર પડયે જતું હતું. તેઓ શરીર ચોળતા નહોતા પાણીની લહેર માણતા હતા. લાંબા વખત સુધી એમ ચાલ્યું એટલે તેમને કહ્યું, 'આમ પાણી શું કામ બગાડો છો? નાહવા માટે જોઈતું વાપરીને નળ બંધ કરો તો ઠીક.'

સ૦ — એમાં શું? પાણી માટે વળી કંજૂસાઈ શી?

જ૦ — પાણીની કંજૂસાઈ કરવાની વાત નથી પણ બિનજરૂરી બગાડ અટકાવવાની વાત છે.

સ૦ — પણ પાણીના ક્યાં પૈસા પડે છે? પાણીનો હિસાબ શો?

જ૦ — કેમ પાણીના પૈસા પડતા નથી? પાણીની દરેક ડોલના પૈસા આપવા પડે તો જ પાણીના પૈસા પડયા ગણાય? આ પાણી જયાંથી આવે છે ત્યાં પાણી ખેંચવા ખર્ચ નથી કરવું પડતું? જેટલું વધારે ખેંચે તેટલું વધારે ખર્ચ નથી થતું? તમે વ્યક્તિગત રીતે વધુ વાપરો કે ઓછું વાપરો તોપણ તમારે સરખો વેરો આપવો પડે છે તેથી વધુ પાણી વાપરવાથી વધુ ખર્ચ નથી થતું એમ શી રીતે કહેવાય?

સ૦ — પણ અમે તો વેરો આપીએ છીએ એટલે કરકસર શું કામ કરીએ?

જ૦ — કરકસર કરવાની નાગરિક તરીકે તમારી ફરજ છે. જાહેર પૈસાનો કે વસ્તુનો દુર્વ્યય કરવો તે સામાજિક ગુનો છે. જરૂર કરતાં વધુ વાપરવું કે વધુ સંગ્રહ કરવો તે પણ ગુનો છે.

સ૦ — એટલે શું એને માટે સજા થાય છે?

જ૦ — ના, કચેરીમાં કેસ ચાલીને સજા નથી થતી પણ નાગરિક તરીકે ગુનો છે એમ તમારે સમજવું જોઈએ.

સ૦ — પણ પાણી જાતે ખેંચીને નાહીએ કે નદીનું વાપરીએ તો શું?

જ૦ — જાતે ખેંચવાનું હોય તો તમારા હાથ જ તમારા વપરાશ પર અંકુશ રાખે અને તમે આટલું પાણી વાપરો નહીં. નદી હોય તો ખેંચવાનો સવાલ નહીં પણ નદીનું પાણી પણ નકામું ઢોળવું તે ગુનો છે. તે બાબતમાં ગાંધીજીનો દાખલો જાણીતો છે કે, તેઓ નદીકાંઠે રહેતા હતા પણ પોતાના

દાતણપાણી - માટે એક લોટીમાં પાણી રાખતા અને ખપ પૂરતું જ પાણી વાપરતા. તેમ છતાં મારા તમારા કરતાં તેઓ વધારે સ્વચ્છ રહેતા હતા. તેઓ કહેતા હતા કે કુદરતે આપેલી કોઈ વસ્તુ જરૂર કરતાં વધારે વાપરવી જોઈએ નહીં. ભલેને કુદરત તરફથી મફત મળતી હોય. જો એ સાર્વજનિક ખર્ચે બધાને મળતી હોય તો તેનો સમજપૂર્વક કરકસરથી ઉપયોગ કરવો એ દરેકની સવિશેષ ફરજ થઈ પડે છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# ટાઢિયા તાવનો એક પ્રયોગ

મચ્છર ન કરડે તો ટાઢિયો તાવ નથી આવતો એ આપણે ગયા અંકમાં જોઈ ગયા. તે પ્રયોગ કરનાર ડૉક્ટરને માથે હવે બીજું કામ આવી પડયું. મચ્છર કરડવાથી જ ટાઢિયો તાવ આવે છે તે નક્કી કરી બતાવવાનું.

તેણે પ્રથમ તો સંઘરાયેલા પાણીના ખાબોચિયાં તપાસ્યાં. મચ્છરનાં ઈંડાં, કણા ઇત્યાદિ ક્યાં ક્યાં છે તેની નોંધ લીધી. પછી પાણીમાંથી બહાર નીકળવાની તૈયારી કરતા મચ્છરને પકડવાનું શરૂ કર્યું. આ મચ્છર કદી પણ કોઈ માણસને કરડેલા નહીં કારણ કે તેમને ઊડવાની તક જ મળેલી નહીં. સંખ્યાબંધ મચ્છરો ભેગા કરી તેણે ઝૂંપડાથી દૂર દૂરની વસ્તીમાં ટાઢિયા તાવના દરદીની ખોળ કરી. દરેક દરદીને બરાબર તપાસી તેને ટાઢિયો તાવ છે કે નહીં તે નક્કી કર્યું. જેમને ટાઢિયા તાવ ઉપરાંત બીજાં દરદો હતાં એવા દરદીને બાદ કર્યા. ફક્ત ટાઢિયા તાવવાળા દરદીને જ પેલા તરતના પકડેલા નવા જન્મેલા મચ્છરો કરડવા દીધા અને પછી તે બધા મચ્છરને પાછા પકડી લીધા.

પછી એ મચ્છર મરે નહીં અને છટકી જાય નહીં એવી રીતે તે બધા મચ્છરને પૅક કરી જુદા જુદા પારસલમાં ઈંગ્લંડ મોકલ્યા. તે વખતે ઍરોપ્લેન નહોતાં. ઝડપીમાં ઝડપી મુસાફરી કરી પારસલ લંડનમાં સાડાત્રણ દિવસે આવી પહોંચ્યાં.

હવે બીજા ડૉક્ટરનો વારો આવ્યો. તેને જિંદગીમાં કદી ટાઢિયો તાવ આવેલો જ નહીં. તે માણસ પોતાને ઠેકાણે જ રહેલો. તેના ઓરડામાં પારસલ મારફતે આવેલા મચ્છરમાંથી

જેટલા જીવતા રહ્યા હતા તે છોડવામાં આવ્યા. બે રાત તે ઉઘાડા શરીરે સૂઈ રહ્યો અને ત્રણ દિવસના અપવાસી મચ્છરને પૂરતું લોહી ચખાડયું.

મચ્છર કરડયા બાદ બરાબર ચૌદમા દિવસે ડૉક્ટરને ટાઢ ચઢી અને ચોથિયો તાવ આવવા લાગ્યો. આમ છતાં બીજા કેટલાકને આ વાતની ખાતરી ન થઈ. તેમને પણ મચ્છરો કરડાવવામાં આવ્યા અને તે તમામને ચૌદથી અઢાર દિવસમાં ટાઢિયો તાવ લાગુ પડયો.

મચ્છર કરડે તો જ તાવ આવે છે એ બીજી વાત પણ એ પ્રયોગ દ્વારા સિદ્ધ થઈ.

બંસીલાલ ગાંધી

## મળમાંથી રૂપિયા અને ગંદકીમાંથી આરોગ્ય

આણંદ તાલુકામાં ખાનકૂવા નામે એક નાનુ સરખું ગામ છે. એ તાલુકાના એક જાણીતા આગેવાન ખેડૂત ભાઈશ્રી ભાઈલાલભાઈ ભીખાભાઈ પટેલની પ્રેરણાથી એ ગામના ભાઈઓએ મળમાંથી રૂપિયા મેળવ્યા છે અને ગંદકીમાંથી આરોગ્ય ઊભું કર્યું છે.

વાત એવી છે કે આપણે ત્યાં ગામે ગામના લોકો ગમે ત્યાં હાજતે બેસી જઈને હવા અને જમીન બગાડે છે તથા જાતજાતના રોગોનો ફેલાવો કરે છે પણ ખાનકૂવા ગામના ભાઈઓને એ ગમ્યું નહીં. એમણે ગામની બહેનો તેમ જ ભાઈઓની મર્યાદા સચવાય એ માટે એમના ગામમાં ખાડાજાજરૂની એક સુંદર વ્યવસ્થા ઊભી કરી છે.

ગામની ભાગોળે એમણે એક ઊંચાણવાળી જમીન મેળવી છે. એના ઉપર ૩ ફૂટ ઊંડી અને ૨ ફૂટ પહોળી એવી લાંબી લાંબી નીકો ખોદાવી છે એના તળિયે અને બે બાજુએ ઈંટોના એક થરનું ચણતર કરાવ્યું છે. આવી ૧૦ ફૂટ લાંબી ધીસીનું ખર્ચ ૪૦ રૂપિયા થાય છે.

ખાનકૂવામાં આવી ૧૨ ધીસીઓ કરીને એના ઉપર જાજરૂનાં ૧૮ ખોખાં ગોઠવ્યાં છે. આ જાજરૂના એક ખોખાની કિંમત ૭૦ રૂપિયા થાય છે. અને એનું માપ નીચે પ્રમાણે છે:

જાજરૂનું ખોખું ૩॥ ફૂટ લાંબું અને ૨॥ ફૂટ પહોળું છે. આગળના બારણાવાળા થાંભલા ૭ ફૂટ ઊંચા છે. પાછળના થાંભલા ૬॥ ફૂટ ઊંચા છે.

જાજરૂની બેઠક નીકની લંબાઈ તરફ રાખી છે. બેઠક માટેનાં બે પાટિયાં વચ્ચેનું અંતર ૯ ઇંચ રાખ્યું છે. જાજરૂનું બારણું બેઠકથી આડી બાજુએ ગોઠવ્યું છે. ખોખું બનાવવામાં લાકડાંની સાઈઝ ૨॥"×૨॥"ની વાપરી છે. જમીનથી બેઠક સુધીના એક ફૂટના પાયા ખુલ્લા છોડયા છે. બાકીના ચોકઠાને ફરતું ૪' પતરું જડી દીધું છે.

બહેનો તથા ભાઈઓ માટે આવા ખાડાજાજરૂના બે અલગ અલગ વિભાગો નક્કી કરવામાં આવ્યા છે અને લોકો એનો ઉપયોગ કર્યા પછી એના ઉપર માટી ઢાંકી દે છે.

સવાર સાંજ મળ ઉપર થોડી વધારે માટી ઢાંકવા માટે તથા મળમાંથી ચોક્કસ મુદતે ખાતર તયાર થાય ત્યારે એ ઘીસીમાંથી બહાર કાઢી લેવા માટે એક ભાઈને રોકવામાં આવ્યા છે અને એને માસિક ૧૦ રૂપિયાનો પગાર આપવામાં આવે છે.

આ રીતે ગામને જાજરૂઓ પાછળ વાર્ષિક ૧૨૦ રૂપિયાનું ખર્ચ થાય છે અને એમાંથી તૈયાર થતા ખાતરની હરાજીમાંથી ૩૦૦ રૂપિયાની આવક થાય છે. આમ રૂપિયા ૧૮૦ની ચોખ્ખી બચત થાય છે. એ બચતમાંથી જ એ ગામના નાનકડા દવાખાનાની દવાઓ ખરીદાય છે.

બીજાં ગામોની ભાગોળમાં પેસતાં જે દુર્ગંધ છૂટતી હોય છે અને વટેમાર્ગુના પગ બગડતા હોય છે એવું હવે આ ગામની ભાગોળે નથી બનતું. આનું નામ જ મળમાંથી રૂપિયા મેળવ્યા તે અને ગંદકીમાંથી આરોગ્ય ઊભું કર્યું તે!

૨૮-૩-'૪૯ બબલભાઈ મહેતા

# ઝાડઉછેર

તુર્કીમાં અંકારાથી ઇસ્તંબૂલનો ધોરી રસ્તો કમાલપાશાએ કરાવ્યો છે, અને રસ્તાની બન્ને બાજુમાં ને વચ્ચે અખરોટનાં ઝાડનું વાવેતર કરાવ્યું છે. રસ્તા પર પાંચ પાંચ માઈલને અંતરે એક કૂવો, એક હોટલ, ને રસ્તાને મરામત કરનાર માણસોનું મકાન હોય છે. તે માણસોને રબ્બર ટાયરની હાથ-ગાડી, પાણીનું પીપ વગેરે સાધનો આપવામાં આવે છે. તેનાથી તે આરે

માસ રસ્તો સારી સ્થિતિમાં રાખે છે, આજુબાજુનાં અખરોટનાં ઝાડને પાણી પાય છે ને તેની ચોકી કરે છે, નવાં ઝાડ રોપે છે, અને રસ્તાના મુસાફરને ખાવાની તેમ જ સૂવા બેસવાની સગવડ મુસાફરખાનામાં આપે છે. ઘણા યુવાનો તથા વિદ્યાર્થીઓ પગરસ્તે અથવા સાઈકલ ઉપર રજાના દિવસે સહેલ કરવા નીકળે છે, તેઓ આ મુસાફરખાનાનો લાભ લે છે. અને આ સહેલ કરનારાઓ વૃક્ષ રોપવામાં પણ મદદ કરે છે. આ રીતે મોટો ધોરી રસ્તો નભાવવાનું ખર્ચ, ફળઝાડની આવકમાંથી જ નીકળી જાય છે. ઘણા બેકારોને રોજી મળે છે. વૃક્ષની ઘટા યુવાનોને બહાર ફરવા લલચાવે છે અને આખી પ્રજાની તંદુરસ્તીને લાભ કરે છે. તે સિવાય વૃક્ષોથી બીજા ફાયદા થાય તે જુદા. ઝાડ પાંચ વર્ષનાં થયા પછી પાણી પાવું પડતું નથી, ને હંમેશની આવક આપ્યા કરે છે.

આવો જ અખતરો આપણા ઈડર સ્ટેટમાં કર્યો છે. ત્યાં ઈડરથી હિંમતનગર સુધી ૩૦-૩૫ માઈલનો રસ્તો મરામત કરાવવા દર વર્ષે ૧૨થી ૧૫ હજારનો ખર્ચ થતો. પણ રસ્તો નભાવવા જેમ રેલવે લાઈન ઉપર સિગ્નલ આપવાવાળા, રેલવે લાઈન સલામત રાખનારા વગેરે હોય છે, તેમ રસ્તો મરામત કરવા માટે ટોળી (ગૅંગ) પદ્ધતિ શરૂ કરી. તેના માણસોએ રસ્તો મરામત કરવા ઉપરાંત આજુબાજુ ઝાડ રોપવાં શરૂ કર્યાં, અને તે રસ્તાને નભાવવા ૧૫ હજાર ખર્ચ થતું તેને બદલે અત્યારે તેની બાજુમાં વાવેલ ઝાડમાંથી સારી આવક થાય છે ને રસ્તો નભાવવાનું ખર્ચ બચી જાય છે.

ગોંડલના રસ્તા ઉપર પણ લગભગ ઉપરની વ્યવસ્થા મુજબ વૃક્ષારોપણ થયું છે. અને વલસાડથી ધરમપુરના રસ્તા ઉપર બન્ને બાજુએ આંબાની ઘટા પણ આ યોજના મુજબ થઈ છે.

દરેક શહેર તેમ જ ગામડાની નજીક અમુક જમીન, આમપ્રજાને ઝાડ વાવવા માટે કાઢવી જોઈએ. ગામડાંમાં અત્યાર સુધી ખળાવાડ, તથા ગામની ફરતી કાંટાળી વાડ ગામના લોકો ભેગા થઈ કરતા. તેમ આવી જમીનમાં વાડ કરી, તેની વચ્ચે વૃક્ષ રોપવાની વ્યવસ્થા કરવી. આવો ટુકડો ગામના કૂવા નજીક હોય તો ખેડૂતો વારાફરતી કૂવા ઉપર કોસ જોડી ઝાડને પાણી પાઈ શકે. અરડૂસા જેવાં જલદી ઊગી જાય તેવાં વૃક્ષ વાવ્યાં હોય તો પાંચ વર્ષમાં મોટાં થઈ જાય; ને તેની ડાળો થોડી થોડી કરીને કાપવાથી ગામને જોઈતું બળતણ મળી રહે.

શહેરમાં બાળકો માટે ક્રીડાસ્થાન કાઢી તેમાં શહેરની પ્રજાના સહકારથી વૃક્ષ રોપવાનું થઈ શકે. નિશાળો તથા કૉલેજોમાં જ્યાં જ્યાં કૂવાની સગવડ હોય ત્યાં વિદ્યાર્થી મારફત શાળાના મેદાનમાં ફરતાં ઝાડો રોપાવી શકાય. વિદ્યાર્થીઓને વૃક્ષ રોપવાનાં પ્રમાણપત્ર આપી શકાય. વળી દરેક વિદ્યાર્થી પોતાની શાળાના મેદાન ઉપરાંત, જો સગવડ હોય તો પોતાના મકાનની ખુલ્લી જગ્યામાં વૃક્ષો વાવે, તો તે માટે પણ તેને પ્રમાણપત્ર આપી શકાય. આવા વૃક્ષ માટે ઘરમાં વપરાતું પાણી ગટરમાં નકામું જવા દેવાને બદલે વૃક્ષ ઉછેરવામાં વાપરી શકાય. અને ઘરનાં બચ્ચાઓનાં મળમૂત્રનો ઉપયોગ તેના ખાતર તરીકે કરી શકાય.

તે સિવાય શહેરના રસ્તા ઉપર અને ગલીઓમાં ગટરનાં નકામાં પાણી પાઈ, ઝાડ ઉછેરવાનો શોખ યુવાનો તથા છોકરાંઓમાં ઉત્પન્ન કરવો જોઈએ. અત્યારે જેમ છોકરાઓ શોખથી હોળીનાં છાણાં ઉઘરાવે છે કે ચોરે છે, હનુમાનનું તેલ તથા અણકોટ માટે પૈસા ઉઘરાવે છે તેમ તેઓમાં વૃક્ષ-રક્ષણ-દળ ઊભું કરી વૃક્ષોને ઢોરથી બચાવવાં, અને નવાં વૃક્ષ-રક્ષક-દળ ઊભાં કરવાં જોઈએ. જે લત્તામાં સારામાં સારી ઘટા થઈ હોય તે લત્તાનાં છોકરાંઓને શહેરીઓએ વર્ષોવર્ષ મેળાવડા કરી ઇનામો વહેંચવાં જોઈએ. કુમળા ઝાડને ઢોરથી બચાવવા, ઇંટોના અથવા વાંસના પાંજરાં કરવા માટે છોકરાઓ અણકોટ ને હોળી માટે ફાળો ઉઘરાવે છે તેમ, ફાળો ઉઘરાવી વૃક્ષનાં પાંજરાં હાથે તૈયાર કરવાનો હુન્નર હાથ કરે. હનુમાનની દેરીઓ છોકરાઓ હાથે જ તૈયાર કરે છે તેમ આમાં થવું જોઈએ. આ રીતે આપણે આપણી ભવિષ્યની પ્રજાની તોફાની વૃત્તિના વેગ સારે રસ્તે દોરી શકીશું. અને દરેક શહેર બગીચાની વચ્ચે વસેલું કરી શકીશું. ઝાડ વાવવા માટે જોઈતા રોપ, બીજ તેમ જ દોરવણી આપણું સરકારી ખેતી ખાતું કરે એવી આશા રખાય.

ઉપર મુજબની વ્યવસ્થાની યોજના માટે પ્રજાના સહકારની જરૂર છે, અને આ કામ ઉપાડી લેવા જે ભાઈઓ તથા બહેનોને રસ હોય, ને પોતાની સેવા આપવા તૈયાર હોય તે કૃપા કરી નીચેને સરનામે પત્રવ્યવહાર કરે:

નૌતમલાલ છોટાલાલ

મોતી નિવાસ, રાજકોટ–સદર

(એક લેખ ટૂંકાવીને)

# પૂરું થતું પખવાડિયું

મુંબઈ સરકારનો દારૂબંધીનો કાયદો મુંબઈ પ્રાન્તમાં ૧૬મી જૂનથી અમલમાં આવશે. કોલાપુર અને વડોદરા સહિત મુંબઈ પ્રાન્તમાં જોડાઈ ગયેલાં દક્ષિણ અને ગુજરાતનાં રાજ્યોને પણ આ કાયદો લાગુ પડશે.

ભોપાલ રાજ્યને ચીફ કમિશનરના પ્રાન્ત તરીકે હિંદી સંઘમાં સ્થાન આપવાનો હિંદી સરકારે નિર્ણય કર્યો છે.

મુંબઈ પ્રાન્ત સાથે જોડાયેલાં દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે ૬૫ નવા સભ્યોની મુંબઈની ધારાસભામાં નિમણૂક કરવામાં આવશે. એમાંના ૨૨ વડોદરામાંથી, ૯ કોલાપુરમાંથી અને ૩૪ દક્ષિણ તથા ગુજરાતનાં રાજ્યોમાંથી આવશે. આથી મુંબઈ ધારાસભાની સભ્યસંખ્યા ૨૨૦ની થશે. આ પ્રતિનિધિઓ ચૂંટાઈ આવવાને બદલે તેમની નિમણૂક કરવામાં આવશે. કેમ કે દેશી રાજ્યોમાં હજી મતદારપત્રકો તૈયાર થયાં ન હોવાથી ચૂંટણી થઈ શકે એમ નથી.

હિંદી સરકારના પરદેશને લગતા ખાતા તરફથી બહાર પાડવામાં આવેલી જાહેરાત અનુસાર કાયદો અને વ્યવસ્થા જાળવવાની દૃષ્ટિથી હિંદી સરકારે સિક્કીમના રાજ્યવહીવટની જવાબદારી પોતાને હસ્તક લીધી છે.

સિક્કીમની કૉંગ્રેસ અને મહારાજા વચ્ચે ચાલતા ઘર્ષણ તથા ત્યાં પ્રવર્તતી અવ્યવસ્થા પર કાબૂ રાખવાની મહારાજા અને પ્રધાનમંડળની અશક્તિને કારણે આ પગલું ભરવામાં આવ્યું છે.

સુરત જિલ્લા લોકલ બોર્ડની ચૂંટણીમાં કૉંગ્રેસને સંપૂર્ણ વિજય મળ્યો છે અને તેણે કુલ ૪૨ બેઠકોમાંથી બધી બેઠક મેળવી છે.

ત્રાવણકોર અને કોચીનના સંયુક્ત રાજ્યના રાજપ્રમુખ થવાનું ત્રાવણકોરના મહારાજાએ કબૂલ કર્યું છે.



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન




યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ અંક ૨૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છ માસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી જુલાઈ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



## ગોરક્ષા

ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે પોતાપણાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી — સૌથી મોટો આધાર — હતી. એ જ એક હિંદુસ્તાનની કામધેનુ હતી. એ માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો તે આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરાફ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે

ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિએ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિંદુ ધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુ ધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

ગાંધીજી

## ધર્મઋણ

હિંદી સરકારના નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલે અખિલ હિંદ દલિત વર્ગ સંઘની બારમી બેઠક પ્રસંગે મોકલેલો સંદેશો આપણે સૌએ ગંભીરતાપૂર્વક વિચારવા અને આચરણમાં મૂકવા જેવો છે. તે નીચે પ્રમાણે છે:

'જ્યાં સુધી દરેક હરિજન રાજ્યના સૌથી ઊંચા દરજ્જાના માણસો સાથે સરખાપણાનો દાવો કરી ન શકે અને તેવું પૂરેપૂરું સરખાપણું મેળવી ન શકે ત્યાં સુધી હિંદની સ્વતંત્રતા અધૂરી ગણાય. હરિજનોનું કાર્ય દરેક હિંદીને માથે ચડેલું ધર્મઋણ છે. એ લોકોને હરિજન હોવાને કારણે એક પણ બિનલાયકાતનો અન્યાય વેઠવો પડે ત્યાં સુધી આપણું સૌનું માથું શરમથી ઝૂકેલું રહેવું જોઈએ. હરિજનોના ઉદ્ધારના કાર્યમાં કસોટી તેમની નહીં પણ બીજા લોકોની થઈ છે અને તેમની પ્રગતિ સાધવી એ જેવી રાજ્યની તેવી જ એકેએક નાગરિકની ફરજ છે. હરિજનોના રાજકીય અધિકારો અને તેમની સામાજિક સુધારણા એ હિંદના બાકીના

લોકોએ એમને ચૂકવવાનું દેવું છે એટલું જ નહીં, રાજ્યવહીવટ ચલાવનારી, સરકારથી તેમ જ બંધારણથી રચાયેલી એકેએક સભાએ ચૂકવવાનું ટાળી ન શકાય એવું ધર્મઋણ છે.

## દાતણ

૧. દાતણ તાજું જ વાપરો.

૨. મોઢામાં મૂકતાં પહેલાં એને ધોઈ નાખો.

૩. દાંત ઘસતાં પહેલાં એનો ચાવી ચાવીને સુંવાળો કૂચો બનાવો.

૪. એક સ્થળે બેસીને જ દાતણ કરો.

૫. એવે સ્થળે દાતણ કરવા બેસો કે થૂંક ગળફા ઉપર કોઈનો પગ ન પડે.

૬. ચીરી ધોઈને એક ખૂણામાં ગોઠવી રાખો.

૭. દાતણ કરી લીધા પછી કોગળા બરાબર કરો તથા મોઢું સાફ કરો.

બબલભાઈ મહેતા

## વાળ

વાળ રાખતા હો તો એને વહેલી સવારથી ઓળેલા રાખજો.

વાળ રાખતા હો તો એને સાબુ સોડાથી નિયમિત ધોતા રહેજો.

વાળ રાખતા હો તો એમાં જૂ લીંખ પડે નહીં એ માટે તેલ નાખતા રહેજો અને ઓળતા રહેજો.

વાળ રાખતા હો તો એને નિયમિત રીતે વ્યવસ્થિત કપાવતા રહેજો.

બબલભાઈ મહેતા

# કામ અને રોજી

મજૂરોમાં ચળવળ કરનારા કેટલાક લોકોનું એક સૂત્ર છે — ઓછામાં ઓછું કામ અને વધારેમાં વધારે રોજી. રોજના કામના કલાક બને તેટલા ઓછા કરવા જોઈએ; અને રોજીના દર વધતા રહેવા જોઈએ.

અને આજે તો દુનિયાભરમાં એવું થવા બેઠું છે કે, ઠરાવેલા કામના કલાકોમાં પણ પૂરું કામ અપાતું નથી.

આ પરથી એક અંગ્રેજ મજૂરવાદીએ હમણાં એક ટુચકો બનાવ્યો છે:

એક મજૂરે મજૂર રાજ્યકર્તાને કહ્યું, "જુઓ 'ઓછું કામ અને વધારે પગાર' એ સૂત્ર તમે શીખવ્યું છે. અને એ બરોબર છે. તેમાંનો પહેલો ભાગ 'ઓછું કામ કરવું' એ છે. એ અમારા હાથની વાત રહી, અને તે તો અમે અમલમાં આણી દીધી છે. કામ કરવાના કલાકોમાં પણ અમે પૂરું કામ કરતા નથી. હવે તમારે તમારા સૂત્રનો બીજો ભાગ કરવાનો રહે છે અને તે એ કે — અમારી મજૂરી વધારી આપો."

પેલા મજૂર-નેતાએ આનો શો જવાબ આપ્યો, એ તો ખબર નથી. પણ આ પ્રકારના મજૂરોને ઈસપની પેલી વાત કહેવી જોઈએ:

જો ભાઈ, સોનાનાં ઈંડાં મૂકતી મરઘીને મારી નાંખશો તો ઈંડાં મળે છે તેય જશે. કામ કરો છો તો ઉત્પન્ન થાય છે ને તેમાંથી મજૂરી અપાય છે. પણ જો કામને જ મારી નાંખશો તો મજૂરી ક્યાંથી મળશે? ઈંડાં ખાવાં હોય તો મરઘીને મરાય નહીં, તેને પાળવી જોઈએ. તેવું જ આ કામ અને તેના મળતરનું છે.

૧૧-૬-'૪૯ મગનભાઈ દેસાઈ

# લોભે લક્ષણ જાય

[ઈસપની એક વાત]

એક જાદુઈ મરઘી હતી. રોજ તે એક સોનાનું ઈંડું મૂકતી. આથી તેનો માલિક ખુશ ખુશ થઈ જતો.

સોનાનું એક ઈંડું રોજ મળે તેથી પેલો માણસ ધીમે ધીમે મોટો ધનવાન થવા લાગ્યો. રોજ સવાર પડે કે પહેલું કામ તે એ કરે કે, મરઘીનું ઈંડું લઈ આવવું. ઈંડું હાથમાં લેતાં તેના હરખનો પાર નહીં રહેતો. જેમ જેમ સોનું મળતું ગયું તેમ તેમ તેનો લોભ વધતો ગયો. પછી લોભને ઓછો જ થોભ હોય છે!

એક દહાડો સવારે રોજ પેઠે સોનાનું ઈંડું લાવ્યો. પછી તેની. સ્ત્રીને કહે, "આમ રોજ એક એક ઈંડાની વાટ ક્યાં સુધી જોયા કરવી? એના કરતાં, મરઘીના પેટમાં છે, તે બધાં ઈંડાં એક સાથે કાઢી લઈએ, તો આમ વાટ તો ન જોવી પડે! પછી તો તડાકામાં આપણી પાસે ધનનો પાર નહીં રહે."

લોભ અને અક્કલમાં ધણી-ધણિયાણી સરખાં જ હતાં. ધણિયાણીએ ધણીની વાતમાં હાજિયો પૂર્યો; અને બંનેએ મળીને સોનાનાં ઈંડાં મૂકનારી પોતાની મરઘીને વધેરી પાડી. પછી તેના પેટમાંથી સોનાનાં ઈંડાં કાઢવા તેનું પેટ ચીર્યું. તેમાંથી શું મળ્યું તે કહેવાની જરૂર નથી.

લોભના માર્યા આપણે ઘણી વાર આ માણસ ને તેની સ્ત્રી પેઠે જ વર્તીએ છીએ. પણ પોતાની લીંટ પોતાને ન ગંધાય, તેમ જ આપણને, લોભે લક્ષણ જાય છે, તે જણાતું નથી.

૨૪-૬-'૪૯ મગનભાઈ દેસાઈ

# સર્વોદય સમાજનું વાતાવરણ

'સર્વોદય'નો જ્યાં આગ્રહ રખાય ત્યાં અહિંસાનું જ વાતાવરણ રહે.

સમાજના વ્યવહારોમાં વેરઝેર ન હોય. પોતાનું હિત સંભાળતાં બીજાનું નુકસાન અજાણતાં પણ ન કરાય.

બીજાની મહેનત પર શ્રીમંત ન થવાય.

પરસ્પર મદદ કરવાની જ હોંશ રખાય.

આવું વાતાવરણ કઈ રીતે ફેલાય?

જાતમહેનત અને શરીરશ્રમ દ્વારા જ જીવનનો નિર્વાહ કરવાનો આગ્રહ રાખવો જોઈએ.

આવો આગ્રહ હશે તો બીજાને હેરાન કરવાની ઇચ્છા નહીં થાય.

બીજા પાસે મજૂરી કરાવી વધારે સગવડો મેળવવાનું મન નહીં થાય.

જરૂરિયાત પૂરતું જ મેળવવાનું મન થશે, પરિગ્રહી થવાની ઇચ્છા નહીં થાય.

આથી જીવનમાં સાદાઈ કેળવાશે.

સ્વાશ્રયી થવાશે. સ્વતંત્રતાનું અને સ્વયંવિકાસનું વાતાવરણ ફેલાશે.

શરીરશ્રમનો સ્વાશ્રય કેળવાશે તો પરસ્પર સહકારના પ્રસંગો પણ મળતા જશે.

પડોશપ્રેમ અને સેવાવૃત્તિ ખીલશે.

આમ કરતાં ત્યાગની ભાવના પણ પોષાશે.

આવું વાતાવરણ પેદા કરવાનું સર્વોત્તમ સાધન રેંટિયો છે.

એટલે તો બાપુએ રેંટિયામાં અહિંસા નિહાળી. રેંટિયાને સર્વોદયનું મધ્યબિંદુ ગણ્યું.

દિલખુશ બ૦ દીવાનજી

## કેવો ન્યાય?

હિંદુ બાળકો કેળવણીની સંસ્થાઓનો લાભ લઈ શકે એ ઉદ્દેશથી એક ગૃહસ્થે ટ્રસ્ટ તરીકે કાઢેલી રકમમાંથી છાત્રાલયનું મકાન બાંધ્યું અને તેને હિંદુ છાત્રાલયનું નામ આપ્યું. વખત જતાં સંસ્થાનું મકાન ખાલી પડવા લાગ્યું અને વિદ્યાર્થીઓ બીજાં સ્થળે જવા આકર્ષાયા. સ્થાનિક હરિજન કાર્યકરોને થયું કે હરિજનો હિંદુ છે તો તેમને આ સંસ્થાનો લાભ મળે તો કેવું? સ્થાનિક સંચાલક મંડળ માર્ગ કાઢી શકતું નથી અને ઉપરના તરફ આંગળી ચીંધે છે. પણ વર્ષ દરમ્યાન બિન-હિંદુ શિક્ષક ભાઈ એ સ્થળે શાંતિથી રહી શકયા!

વર્ષો પહેલાં (તે વખતના) વડોદરા રાજ્યના એક ગામે હરિજન બાળકોએ રાજ્યની પ્રાથમિક શાળામાં દાખલ થવાની માગણી કરી. સ્થાનિક 'ગૃહસ્થો'-નું પ્રતિનિધિ મંડળ (તે વખતના) દીવાન પાસે પહોંચ્યું અને હરિ-જનોને દાખલ ન કરવા વિનંતી કરી. સુજ્ઞ દીવાનસાહેબે વચલો માર્ગ બતાવ્યો, 'હરિજન બાળકો સ્થાનિક ઉર્દૂ શાળામાં ભણે તો શું ખોટું!'

પરીક્ષિતલાલ મજમુદાર

**મદ્યપાન કરતાં ભૂંડું પાપ ભૂતકાળમાં હતું નહીં અને ભવિષ્ય કાળમાં થશે પણ નહીં.**

**મદ્યપાન યુદ્ધ કરતાં વધારે માણસોના પ્રાણ હરે છે અને તે પણ નામોશીભરેલી રીતે.**

# મજૂરોની નવરાશ

મજૂર કે દહાડિયો અને શેઠ કે કામે રોકનાર વચ્ચે હમેશ ખેંચાખેંચ ચાલે છે. મજૂર માગે છે વધારે મજૂરી; શેઠ ચાહે છે બને તેટલું ઓછું આપવાનું. મજૂર કામ કરે છે આસ્તે આસ્તે; અને તેનો લાગ ફાવે તો ઓછું કરે અને આ કે તે બહાને વચ્ચે વચ્ચે બેઠો પણ રહે. શેઠ ઇચ્છે કે, તે બરોબર કામ કરે અને હરામખોરી ન કરે; અને તેના ઉપર દેખરેખ રાખી બને તેટલું વધારે કામ કઢાવવા ચાહે. આથી બેની વચ્ચે ખેંચાખેંચ રહે છે.

પહેલાં તો શેઠ લોકો મજૂરને રાખે, તે સવારથી સાંજ સુધી કામ કરતો. જેમ જેમ મજૂરો જાગ્રત બન્યા, તેમ તેમ તેમાં સુધારો થતો ગયો. વળી, કારખાનાં અને શહેરો થવા લાગ્યાં, એટલે સરકારને પણ વચ્ચે પડવું જોઈએ એવી સ્થિતિ ઊભી થઈ. એટલે મજૂરોના કામના કલાક સરકાર નક્કી કરી આપવા લાગી. ઉપરાંત, તેમની સુખાકારી માટે બીજા નિયમો પણ કરાયા.

કામ કરવાના કલાકો અંગે પહેલાં તો એવું થયું કે, દસ કલાક કામ કરે એટલે દિવસ પૂરો કર્યો ગણાય. તેમાંથી આઠ કલાકનો દિવસ ઠર્યો. અને અત્યારે તેમાં પણ ઘટાડો થયો છે. અને એમાંથી આગળ જતાં, હવે એવું બન્યું છે કે, દિવસના કામના કલાકો ઘટાડવા એ જ એક મજૂરોના કલ્યાણની વસ્તુ સમજાવા લાગી છે. એમ કહેવામાં આવે છે કે, તેમને નવરાશ મળે તો તેમાં તેઓ પોતાનાં બીજાં કામકાજ સાધી શકે, પોતાનો વિકાસ કરી શકે, પોતાનાં બાળબચ્ચાં જોડે વખત ગાળી શકે, વગેરે.

આથી હવે નવરાશ એક નિયમ રૂપે મજૂરોને મળવી જોઈએ એ જરૂરી ગણાય છે. ઉપર કહ્યું એમ, તેની પાછળ હેતુ એ છે કે, તેઓ કાળી મજૂરી ને વૈતરું જ કરી મરે એ બરોબર નથી; તેમને પણ પોતાની પ્રગતિ કરવા માટે વખત મળવો જોઈએ.

આ વાત તો બરોબર છે. પણ હવે દુનિયાભરમાં સવાલ એ થયો છે કે, તેઓ આ નવરાશનો શો ઉપયોગ કરે છે? તેઓ ઉપરનો તેનો હેતુ પાર પાડે

છે? સમાજ એ હેતુ પાર પાડવાને માટે શું કરે છે? સરકાર શું કરે છે? સમાજ-સેવકો શું કરે છે? વિચાર કરવા જેવો આ સવાલ છે. તે આવતે વખતે.

૧૧-૬-'૪૯ મગનભાઈ દેસાઈ

# સરકાર અને રૈયતના ધર્મ

સરકાર એક વ્યક્તિની નહીં પણ સમષ્ટિની બનેલી છે. વિવિધ વિચાર, સ્વભાવ, સમજશક્તિ ધરાવતા તેના અનેક અવયવો છે. લોકશાહી તંત્રની સફળતા અને વ્યવસ્થા માટે તે દરેક ભાગ તેમને સોંપાયેલ કામ મુજબ જવાબદાર છે:

સરકારી તંત્રના ભાગીદાર બન્યા પછી તેમાં પોતાના કોઈ અંગત સ્વાર્થને સ્થાન ન રહેવું જોઈએ. રાજ્યના દરેક ખાતાના સંચાલકો તેના મુખ્ય અધિકારીથી માંડી નાના ચપરાશી સુધી બધા જ પોતાને સોંપાયેલી કામગીરીને યોગ્ય રીતે અદા કરવાનો તેમનો ધર્મ છે એમ સમજે તે સાથે આપણા પળેપળના કામને જોનાર, કર્તવ્ય ધર્મના સાક્ષી, સૃષ્ટિના અધિષ્ઠાતાના ન્યાયનીતિના અદલ કાંટે તોળાવું પડશે એમ અંતરમાં વિચારે તો અત્યારે જોવામાં અને જાણવામાં આવતી અનેકવિધ અશુદ્ધિઓ છૂટી જાય.

સરકારી તંત્રની વ્યવસ્થા કરનાર મોટા, નાના દરેકની ફરજ છે એટલે કે તેમનો ધર્મ છે કે તેમને જે કામ સોંપાયું છે તે તેમણે પૂર્ણ વફાદારીથી, સાચી નિષ્ઠાથી, પ્રમાણિકપણે, દિલ દઈને, ખંત, આગ્રહ અને ઉત્સાહથી કરવું. તેમાં પોતાના અંગતસ્વાર્થનો કે કોઈ અધમ હેતુનો અંશ પણ ન હોય. આમ દરેક સત્યના શસ્ત્ર વડે પોતાના કર્તવ્યધર્મનું પાલન કરે તો જ રાજ્યમાં વ્યવસ્થા જળવાય. પ્રજા સુખી થાય. રાજ્યની આબાદી વધે. સરકાર પ્રજાની વિશ્વાસપાત્ર બને. સરકાર અને પ્રજા એક જ અંગ બની જાય. આવા રાષ્ટ્ર અને આવી સરકાર ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતરે. તેને કોઈના તરફનો ભય રહે નહીં. નિર્ભય બની સદા સુખ, શાંતિ અને આનંદનો જ અનુભવ કરે.

આપણું રાજ્ય રામરાજ્ય બને તો

કેવું ? રામરાજ્ય કહે રામરાજ્ય થઈ જવાનું નથી. તે માટે નીતિ અને ધર્મનું સરકાર અને જનતાએ આચરણ કરવું જોઈ શે. રામ રાજા તરીકે, પુત્ર તરીકે, પતિ તરીકે, અને બંધુ તરીકેના કર્તવ્યનો ઉચ્ચ આદર્શ આપણી સામે હજારો વર્ષ ઉપર મૂકી ગયા છે. અને એ શુભ કર્તવ્ય તે જ સાચો ધર્મ હોવાથી એવા સત્ય ધર્મના પાલનકર્તા રામચંદ્રજીને હજારો વર્ષ થયાં પ્રજા પોતાના અંતરનાં પુષ્પ ચઢાવતી ભગવાન તરીકે તેમનું પૂજન કરી રહી છે અને ભવિષ્યમાં અનેક વર્ષો સુધી લોકહૃદય ઉપર રામચંદ્રજીનું શાસન સ્થાપિત રહેશે. આ મહદ પ્રતાપ રામ વ્યક્તિનો નહીં પણ તેમણે આચરેલા ધર્મનો જ છે. આપણે એવા સત્યધર્મનું પાલન કરીએ તો હાલની બધી જ આપદામાંથી ઊગરી જઈએ. આપણી સરકાર રામરાજા જેવી ધર્માચરણી બની જનતાને સુખી કરશે એવી આશા રાખીએ.

રાષ્ટ્રપિતા પૂજ્ય ગાંધીજીના આદર્શોને મૂર્ત સ્વરૂપ આપવાને તેમના તપ, ત્યાગ, નિઃસ્વાર્થ સેવા અને સ્વદેશ, સ્વાતંત્ર્ય માટે સર્વસ્વનો ભોગ આપવાની તમન્નાને આચારમાં ઉતારી તેનું પાલન કરવું જોઈ શે. મહાત્માજીનું જીવનચરિત્ર તેમના સદાચરણી કર્તવ્યધર્મનું જનતાને ઉપયોગી એવું શિક્ષણ આપે છે. આપણી સરકાર અને જનતાએ પૂજ્ય ગાંધીજીના સદાચરણને પગલે ચાલવાનો પોતાના ધર્મને આચારમાં ઉતારવો જોઈ શે.

સરકારનો ધર્મ રૈયતનું રક્ષણ અને પોષણ કરવાનો, રાષ્ટ્રની વ્યવસ્થા જાળવવાનો, ખેતીવાડી, વેપારરોજગાર, હુન્નરઉદ્યોગ, કળાવિજ્ઞાનને ઉત્તેજન આપી ખીલવવાનો, દેશને વિવિધ રીતે સંસ્કૃત બનાવી તેની સમૃદ્ધિમાં વધારો કરવાનો છે. જનતાને સુશિક્ષણ આપી સંસ્કારી, ધર્મી, કર્મી, બુદ્ધિમાન, નીતિમાન, ઉદ્યોગી, સ્વાશ્રયી અને સુદૃઢ બનાવી સુખી કરવાનો છે.

પ્રજાનો ધર્મ સરકારે બાંધેલા કાયદાને માન આપી તે પ્રમાણે વર્તવાનો છે. વ્યવસ્થા જાળવવામાં મદદ કરવાનો છે. ઈશ્વરી અને સરકારી આજ્ઞાનું પાલન કરતાં ધર્મપરાયણ અને સ્વાશ્રયી બની પોતાના શ્રેયને સાધ્ય કરવા સદા ઉદ્યત રહેવાનો છે.

ચંચળબહેન પાઠક

# પૂરું થતું પખવાડિયું

પશ્ચિમ બંગાળની ધારાસભાની કલકત્તા ખાતેની પેટાચૂંટણીમાં કોંગ્રેસ ઉમેદવારની હાર થઈ છે. એ ચૂંટણીમાં સમાજવાદી પ્રજાસત્તાક પક્ષના વડા શ્રી શરદચંદ્ર બોઝ મોટી બહુમતીથી ચૂંટાયા છે.

ગાંધી ખૂન કાવતરા કેસના આરોપીઓએ ખાસ અદાલતે તેમને ફરમાવેલી સજા સામે પૂર્વ પંજાબની હાઈકોર્ટમાં અપીલ કરી હતી. એ હાઈકોર્ટે કાવતરા કેસના આરોપીઓ પૈકી શંકર અને પરચૂરેને નિર્દોષ ઠરાવ્યા છે અને બાકીના આરોપીઓની સજા કાયમ રાખી છે.

બંધારણસભાની બેઠક જુલાઈના ત્રીજા અઠવાડિયા સુધી મુલતવી રહી છે.

ચંદ્રનગરની હિંદમાંની ફ્રેંચ વસાહતે મોટી બહુમતીથી હિંદ સાથે જોડાઈ જવાનો ઠરાવ કર્યો છે.

ગઈ ૧૮મી તારીખે સુરતના જાણીતા વૈષ્ણવ મંદિરમાં હરિજનોએ પ્રવેશ કર્યો હતો. હરિજનોએ એ મંદિરના મહારાજ પાસે મંદિરમાં દર્શનાર્થે દાખલ થવાની પરવાનગી માગી હતી અને તે તેમણે ખુશીથી આપી હતી.

મ૰

**સજા આપવાનું કામ ઈશ્વરનું છે; માણસની ફરજ તો ક્ષમા આપવાની છે.**

*

**માણસનામાં જો લાગણી ન હોય તો તેની કાંઈ કિંમત નથી.**

# સામાવતી કથા

૧

કૌશાંબીનો રાજા ઉદયન બુદ્ધ ભગવાનના સમયમાં રાજ્ય કરતો હતો. તેને ઘોષક નામે ખજાનચી હતો. તેને અને પાસેના રાજ્યમાં રહેતા ભદ્રાવતી નગરના નગરશેઠને મિત્રતા હતી. તે બંનેએ એકબીજાને નજરે કદી જોયા ન હતા. પરંતુ એકબીજાના ગુણોની વાત સાંભળીને જ તેમની દોસ્તી જામી હતી. તેઓ બંને જતાઆવતા સાથે એકબીજાને વારંવાર ભેટસોગાદ મોકલાવતા રહેતા, અને એ રીતે પોતાનો એકબીજા માટેનો ભાવ વધારતા રહેતા.

કેટલાક વખત બાદ ભદ્રાવતીના નગરશેઠના ઘરમાં એક મહારોગે ઘર કર્યું. એ રોગ ઘરમાં પેસે ત્યારે સૌથી પહેલાં માખો મરે; પછી કીડા-મંકોડા મરે; પછી ઉંદરડા મરે; પછી કૂકડા મરે; પછી ભૂંડ, પછી ગાય, પછી દાસદાસી, અને સૌથી પછી ઘરનાં માણસો મરે. તેઓમાંથી જેઓ ઘરની ભીંતો તોડી નાખી, ઘર છોડીને ભાગે, તેઓ જ માત્ર બચી જાય.

ભદ્રાવતીનો નગરશેઠ, તે પ્રમાણે પોતાની પત્ની અને સામાવતી નામની દીકરીને લઈ ને નાઠો, અને કૌશાંબીમાં પોતાના મિત્ર ઘોષક શેઠ પાસે જવા નીકળ્યો. પરંતુ કમનસીબે તેમની સાથેનું ભાથું, ધન વગેરે રસ્તામાં જ લૂંટાઈ ગયું, તથા ખૂટી ગયું; અને તે ત્રણે ભૂખે-તરસે અથડાતાં-કૂટાતાં ભારે દુઃખી હાલતમાં મુસાફરી કરવા લાગ્યાં.

એમ કરતાં કરતાં કૌશાંબી પહોંચ્યા પછી તેઓ બહારના તળાવમાં નાહ્યાં અને દરવાજા પાસેની એકાદ ધર્મશાળામાં વાસો રહ્યાં. નગરશેઠે પોતાની પત્નીને કહ્યું કે, "આવા વેશે આપણા સગા પાસે જઈએ તોપણ અકારા લાગીએ; માટે ઘોષક શેઠને ત્યાં આજે જ જવાને બદલે આપણે એક-બે દિવસ અહીં રહીશું. ઘોષકશેઠ રોજ સવારે ગરીબગુરબાંને ઘણું ખાવાપીવાનું દાનમાં આપે છે. આપણે આપણી દીકરીને મોકલીને ત્યાંથી ખાવાનું મેળવીશું, અને પછી બે ત્રણ દિવસ ખાઈ-પીને કંઈક ટટાર થયા પછી ઘોષકશેઠને મળીશું."

પત્નીએ કહ્યું: 'વારુ.'

બીજે દિવસે તેઓએ સામાવતીને કહ્યું: "બેટા! તને ભીખ માગી લાવવા મોકલતાં અમને દુઃખ થાય છે; પણ તું તારું મન કઠણ કરીને મારા મિત્ર ઘોષક શેઠનું ઘર પૂછતી જા, અને તેને

ત્યાં રોજ અન્ન-વસ્ત્રનું દાન અપાય છે, ત્યાંથી કાંઈક ખાવાનું લઈ આવ. બે-ત્રણ દિવસ આમ કોઈ ન ઓળખે તે રીતે રહીને, પછી આપણે સૌ તેને મળવા જઈશું."

સામાવતી પોતાનું કાળજું કઠણ કરીને બીજાં ગરીબ-ગુરબાં સાથે ભીખ માગવા ઘોષક શેઠને મકાને ગઈ. ખાવાનું વહેંચનારે તેને પૂછ્યું : 'કેટલાં ભાણાં ?'

તેણે જવાબ આપ્યો : 'ત્રણ !'

તેને તે પ્રમાણે ત્રણ ભાણાં આપવામાં આવ્યાં. સામાવતી તે લઈને ઉતારે આવી. પછી મા-દીકરીએ નગરશેઠને કહ્યું: "દુઃખ તો ભલભલાને પણ આવી પડે છે; તમે કશું મનમાં લાવ્યા વિના આ ત્રણે ભાણાંમાંથી જેટલી ભૂખ હોય તેટલું આજે નિરાંતે ખાઓ; અમારો વિચાર મનમાં ન લાવશો."

તેઓએ આગ્રહ કરીને તેને ખવરાવ્યું: તેણે પણ ઘણા દિવસની એકઠી થયેલી ભૂખને લીધે વધારેપડતું ખાઈ લીધું. પણ ખાધા પછી તેનાથી તે કશું પચાવી શકાયું નહીં, અને રાત પૂરી થતાંમાં તો તે મરણ પામ્યો. મા-દીકરી બહુ દુઃખી થયાં અને રડયાં.

બીજે દિવસે સામાવતી બીજી વાર ઘોષકને ત્યાં ખાવાનું માગવા ગઈ. તેને પૂછવામાં આવ્યું : 'કેટલાં ભાણાં ?'

તેણે જવાબ આપ્યો : 'બે !'

બે ભાણાં મળ્યાં, તે લઈને સામાવતી ઉતારે પાછી આવી. તેણે પણ નાને સમજાવી-પટાવીને પેટ ભરીને ખવરાવ્યું. પરંતુ તે જ રાતે તેની મા પણ અપચાથી મરી ગઈ.

ત્રીજે દિવસે ભૂખની મારી તથા શોકથી ગભરાયેલી સામાવતી ત્રીજી વાર ઘોષકને ઘેર ભીખ માગવા ગઈ. તેને પૂછવામાં આવ્યું: 'કેટલાં ભાણાં ?'

તેણે જવાબ આપ્યો : 'એક !'

મિત્ર નામનો ઘોષક શેઠનો કુટુંબી આ ભાણાં આપવાનું કામ કરતો હતો. તે ત્રણ દિવસથી આ છોકરીને ભાણાં લેવા આવતી જોતો હતો. તેણે તરત તેને ધમકાવીને કહ્યું: "કેમ કૂતરી ! આજે તને તારા પેટનું માપ સમજાયું ખરું !"

આબરૂદાર ઘરની દીકરી, એટલે આવાં કડવાં વેણ તેને કટારની પેઠે હૃદયમાં વાગ્યાં. તેણે પૂછ્યું: "આપ શું કહો છો ?"

પેલાએ કહ્યું: "પરમ દિવસે તું ત્રણ ભાણાં લઈ ગઈ; ગઈ કાલે બે લઈ ગઈ; અને આજે હવે એક જ લઈ જાય છે. એટલે કે, આજે છેવટે તને તારા પેટનું સાચું માપ સમજાયું ખરું!"

સામાવતીએ કહ્યું: "મહેરબાની કરી આપ એવું ન માનશો કે એ બધું હું જૂઠું બોલીને મારે માટે લઈ ગઈ હતી."

"તો પછી તું કોને માટે લઈ ગઈ હતી?"

"પહેલે દિવસે અમે ખાનાર ત્રણ હતાં: કાલે બે જણ હતાં: અને આજે હું એકલી છું."

"તે કેવી રીતે?"

પછી તેણે બધી વાત શરૂથી માંડીને કહી. પેલાની આંખમાં આંસુ ન સમાયાં. તે તરત તેનો હાથ પકડીને બોલ્યો: "બેટા! કાલ સુધી તું નગરશેઠની દીકરી હતી; આજથી તું મારી દીકરી છે. ભૂખથી મરી જતાં હોય તોપણ સારા ઘરનાં સારાં છોકરાં સિવાય બીજું કોઈ આમ મફત મળતું હોય ત્યારે પણ સાચ ન છોડે. ચાલ મા, મારે ઘેર ચાલ!"

આમ કહી, બધું કામકાજ પરવારી, પેલો તેને પોતાને ઘેર લઈ ગયો; અને તેને પોતાની દીકરી તરીકે ઉછેરવા લાગ્યો. રોજરોજ તે તેનું ડહાપણ, ન્યાયબુદ્ધિ, અને હોશિયારી જોઈ જોઈને રાજી થવા લાગ્યો.

એક દિવસ સામાવતીએ સદાવ્રતને સ્થાને બહુ બૂમાબૂમ તથા ધાંધલ મચેલું જોયું. તેણે પોતાના પાલક-પિતાને કહ્યું: "પિતાજી! ભાણાં આપતી વખતે આવું બધું ધાંધલ શું કરવા થવા દો છો?"

"શું કરીએ? લેવા આવનારા જે ધક્કા-મુક્કી કરે છે, તથા ધાંધલ મચાવે છે, તેથી હું તો ત્રાસી ગયો છું. તને કોઈ રસ્તો સૂઝે છે?"

"પિતાજી! તમે એ મકાનની આસપાસ વાડ કરાવો, અને અંદર પેસવાનો એક અને નીકળવાનો એક એમ બે રસ્તા વળીઓ બાંધીને કરાવો. તે પણ એટલા સાંકડા રાખજો કે જેથી એકી સાથે એક જ માણસ તેમાં આગળ વધી શકે! આમ કરશો તો આ બધી પડાપડી અને ધમાચકડી બંધ થઈ જશે."

"ખરું કહ્યું બેટા!"

બીજા દિવસથી ભાણાં વહેંચવાની જગાએ આ પ્રમાણે મજબૂત વળીઓની વાડ તૈયાર કરી દેવામાં આવી. પરિણામે કશી બૂમાબૂમ વિના શાંતિથી બધું કામ પતી જવા લાગ્યું.

પહેલાં ઘોષક શેઠને રોજ પોતાની દાનશાળા આગળ મચી રહેતી ધમાલ સંભળાતી. પણ હવે તેને વિચાર આવવા લાગ્યો કે, મારી દાનશાળા આગળથી કશી બૂમાબૂમ કેમ સંભળાતી નથી? તેણે મિત્રને બોલાવીને પૂછ્યું: "ભાઈ, આજકાલ ભાણાં વહેંચવાનું બંધ છે કે શું?"

"ના જી; ભાણું રોજની જેમ જ વહેંચાય છે!"

"તો પછી, તે બાજુથી કશી બૂમાબૂમ કેમ સંભળાતી નથી?"

"મેં એવી વ્યવસ્થા કરી છે કે, હવે ભાણું લેનારા કશી પડાપડી કે બૂમાબૂમ કર્યા વિના જ ભાણું લઈ જઈ શકે."

"તો આટલા દિવસ તને તેમ કરવાનું કેમ સૂઝયું નહોતું?"

"આજ સુધી મને જ કશા ઉપાયની ખબર ન હતી!"

"તો હવે કયાંથી અચાનક ખબર પડી ગઈ?"

"મારી દીકરીએ મને એ ઉપાય બતાવ્યો."

"તારી દીકરી આજ સુધી કેમ કદી મારા જોવામાં આવી ન હતી?"

જવાબમાં મિત્રે ઘોષક શેઠને ભદ્રાવતીના નગરશેઠની બધી વાત કહી સંભળાવી. એ સાંભળી ઘોષક શેઠ તરત બોલી ઊઠયો: "અરે! તેં આજ લગી મને એ વાત કેમ ન કહી? એ તો મારા ભાઈબંધની દીકરી થાય; એટલે તે મારી જ દીકરી કહેવાય." તેણે તરત જ સામાવતીને તેડાવી મંગાવી, અને તેને ધારી ધારીને જોયા પછી આંસુભરી આંખે કપાળે ચુંબન કરીને પોતાના ખોળામાં બેસાડી.

ત્યારથી સામાવતી ઘોષક શેઠની દીકરી તરીકે ઊછરવા લાગી. પોતાનાં ડહાપણ અને ચતુરાઈથી તેણે ઘોષક શેઠનાં ઘણાં અટપટાં કામ ઉકેલવા માંડયાં; અને છેવટે કૌશાંબીના રાજા ઉદયનની નજરે પડતાં તેણે તેનું માગું કરી તેને પોતાની પટરાણી બનાવી.

૨

સામાવતી રાણીને ઉદયન રાજા રોજ આઠ સોનામહોરો ફૂલ ખરીદવા આપતો. સામાવતી રાણીની એક કુબ્જા દાસી રોજ સુમન માળી પાસેથી તે પૈસાનાં ફૂલ ખરીદી લાવતી. એક દિવસ રોજના નિયમ મુજબ તે કુબ્જા ફૂલ ખરીદવા આવી, ત્યારે તે માળીએ કહ્યું: "આજે મેં ભગવાન બુદ્ધને મારે ઘેર નોતર્યા છે; એટલે તું જરા થોભ; તેમના ગયા પછી જે ફૂલ બાકી રહે તે આજે તને મળી શકશે!"

પેલી કુબ્જા તે પ્રમાણે ત્યાં બેઠી. ભગવાન બુદ્ધ ત્યાં શિષ્ય-સમુદાય સાથે આવ્યા; તેમના પૂજન-સત્કાર થતાં તેણે જોયાં; પછી ભગવાને જે સાદો, સરળ છતાં સોંસરો ઊતરી જાય તેવો જે ઉપદેશ આપ્યો તે પણ તેણે સાંભળ્યો.

પણ, તે સાંભળી તેના અંતરમાં ધર્મભાવ જાગ્યો; અને ભગવાન જવા લાગ્યા ત્યારે તેણે તેમને ભાવભરેલે

હૃદયે પ્રણામ કર્યા. ભગવાને તેના તરફ કૃપાભરી નજર કરી.

હવે, આજ સુધી તેને એવી ટેવ હતી કે, ફૂલ ખરીદવા મળેલી આઠ સોનામહોરોમાંથી તે ચાર સોનામહોરો ચોરી લેતી, અને ચાર સોનામહોરોનાં જ ફૂલ લઈ જતી. પણ આજે તેણે આઠે સોનામહોરનાં ફૂલ ખરીદ્યાં. સામાવતીએ ફૂલનો તે ઢગલો જોઈને કહ્યું : "કેમ મા! આજે રાજાએ આપણને ફૂલ માટે બમણા પૈસા આપ્યા છે કે શું?"

દાસીએ જવાબ આપ્યો : 'ના જી!'

"તો પછી આજે આ ફૂલ વધારે કેમ લાગે છે?"

"આજ સુધી હું આઠમાંથી ચાર મહોર ચોરી લેતી, અને ચારનાં જ ફૂલ લાવતી."

"તો આજે કેમ અચાનક મહોરો ચોરવાનું માંડી વાળ્યું?"

"આજે મેં ભગવાન બુદ્ધનો સદુપદેશ સાંભળ્યો, એટલે મારામાં ધર્મભાવના જાગી છે, તેથી કરીને મને ચોરી કરવાનું મન ન થયું!"

આ વાત સાંભળી, સામાવતીએ, બીજી કોઈની માફક બૂમાબૂમ ન કરી કે, "ચોર! જુઠ્ઠી! રાંડ! લાવ આજ સુધીની ચાર–ચાર મહોર પાછી, નહીં તો રાજા પાસે ન્યાય કરાવી તારાં નાક–કાન કપાવું છું!" પણ તેણે એટલું જ કહ્યું : "બહેન! જે ઉપદેશ સાંભળીને તને હાથમાં આવેલી સોનામહોરો જતી કરવાનું મન થયું, તે ઉપદેશના અમૃતમાંથી મને પણ થોડો ભાગ આપ!"

કુબ્જાએ રાણીને ભગવાનના ઉપદેશમાંથી પોતાને, યાદ હતું તે કહી સંભળાવ્યું. રાણીને તે દિવસથી બુદ્ધભગવાન પ્રત્યે પૂજ્યભાવ જાગ્યો. પણ રાજાની રાણી, એટલે પોતાને ગમે તેને મહેલમાં બોલાવી ન શકે: કે જાતે તેમની પાસે જઈ ન શકે; એટલે એ દાસીને જ વારંવાર ભગવાનનો ઉપદેશ સાંભળવા મોકલીને તેને મોંએથી સાંભળેલી વાતો વડે જ તે પોતાના અંતરની ધર્મ-ભૂખ સંતોષવા લાગી.

(ચાલુ) ગોપાલદાસ પટેલ

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં૦ બી ૫૨૬૬૩

# લોકજીવન

યથા પ્રજા તથા રાજ

બે આના

વર્ષ ૧ | અંક ૨૩

વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૩
છ માસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી જુલાઈ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ : પરદેશમાં
રૂ ૫: શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## સર્વોદયમાં ખેડૂત શું કરશે?

૧

ખેડૂત પોતાના કુટુંબથી ખેડાય એટલી જ જમીન રાખશે.

વધુ જમીન રાખી બીજા પાસે ખેડાવી, કેવળ પૈસા ભેગા કરવાની લાલચમાં નહીં ફસાય. ખેતરમાં પ્રથમ તો અનાજની જ ખેતી કરશે.

પોતાના પૂરતું અનાજ રાખી વધારાનું ગામને જ વાજબી ભાવે આપશે.

અનાજની તંગીમાં ઓછા ભાવ લેશે — વધુ તો નહીં જ લે.

સમાજને હાનિકારક 'પાક' નહીં કરે.

હાનિકારક પાક કયા છે? તમાકુ બધી જ રીતે નુકસાનકારક છે.

ચા-કૉફી પણ તદ્દન નકામાં છે.

પોતાનાં અથવા ગામનાં કપડાં રેંટિયાથી પેદા કરવા પૂરતો જ કપાસ ઉપયોગી છે. વધારે કપાસ હાનિકારક છે.

કેવળ પરદેશ મોકલી પૈસા કમાવાને માટે શીંગનો પાક નહીં કરે.

ખાંડ માટે શેરડી નહીં પકવે —ખજૂરી તાડના રસનો ગોળ કરતાં શીખશે.

અનાજ પકવી શકાય એવાં ખેતરોમાં પૈસા કમાવા જ 'ઘાસ' નહીં કરે.

દિલખુશ બ૦ દીવાનજી

# હબસી અને તેનો શેઠ

[ ઈસપની એક વાત ]

કેટલીક વાર માણસ મોહમાં ફસાઈને કુદરતને પણ સુધારવા પર કૂદી પડે છે અને છેવટે મૂરખ બને છે. કેવી રીતે?

એક માણસે એક હબસી ગુલામ વેચાતો લીધો. હબસી કાળો શાહી જેવો હતો. પણ એમાં નવાઈ નથી, કેમ કે કુદરતે જ તેને એવો બનાવ્યો છે. પણ તેના શેઠને લાગ્યું, આ ગુલામના. આગલા શેઠે આને કદી નવડાવ્યો જ નહીં હોય. નહીં તો, માણસ આવો કાળો તે કદી હોય?

આમ વિચારી તેણે તેના બીજા નોકરોને હુકમ કર્યો, 'ગરમ પાણી તૈયાર કરો; સાબુ, ટુવાલ વગેરે મૂકો; આ નવા નોકરને ઘસી ઘસીને નવડાવીએ.'

નાહવાની સામગ્રી તૈયાર થઈ, એટલે પેલા કાળા હબસીને ઘસી ઘસીને ગોરો કરવાનું કામ શરૂ થયું. સાબુ ચોળે ને ઘસે, ઘસે અને સાબુ ચોળે; અને એમ ધોઈ ધોઈને એને ગોરો કરવા માટે મોટું ધમસાણ મચ્યું.

પણ એથી શું વળે? કાળા હબસીની ચામડી કાળી ને કાળી જ રહી. પણ થયું એટલું કે,

આટલી બધી વાર નાહ નાહ કરવાથી બિચારા ગુલામને શરદી લાગી અને તેમાંથી મૂંઝારો થઈને તે મરી ગયો!

૬–૭–'૪૯ મગનભાઈ દેસાઈ

## આર્થિક ભીંતભૂલ

હું જરૂર કહું છું કે જેમ હિંદમાં મુખ્ય મુખ્ય ઠેકાણે પ્રચંડ બેકરી ઊભી કરીને સોંઘી રોટી પૂરી પાડવી તથા ઘર ઘરના ચૂલાનો નાશ કરવો એ પહેલી પંક્તિની આર્થિક ભીંતભૂલ થાય એ જ પ્રમાણે દેશમાં કે દેશ બહાર ઊભી થયેલી પ્રચંડ મિલ દ્વારા હિંદને કાપડ પૂરું પાડવું તે પહેલી પંક્તિની આર્થિક ભીંતભૂલ છે.

ગાંધીજી

## નબળી કડી

એક વાઘરી વિદ્યાર્થી લખે છે :

'. . . આ જમાનામાં કોઈ પછાત હોય તો અમારી વાઘરીની કોમ છે. તેઓ શિક્ષણની બાબતમાં ઘણા જ પછાત છે, છતાં તેના સામી કોઈ દૃષ્ટિ પણ કરતું નથી. અને તેમાં એક બે વિદ્યાર્થીઓને છાત્રાલયમાં રહેવાની ઇચ્છા થઈ હોય અને અમારે માટે નકારનો જવાબ આવે તો અમે એમ સમજીએ કે અમારું કમનસીબ છે કે સારી રીતે અભ્યાસ કરવાનું સ્થળ પણ અમારે માટે નથી. અત્યારે આપણો દેશ આઝાદ થયો છે. તેમાં સારી રીતે અભ્યાસ કરવા આવા સ્થળનો લાભ અમને ન મળે તો અમારી કોમની અંદર ગણ્યાગાંઠયા ભાઈઓ અભ્યાસ કરી રહ્યા છે તે કેવી રીતે આગળ વધશે? . . .'

જેમ એક સાંકળની નબળામાં નબળી કડી એ આખી સાંકળની શક્તિનો ખ્યાલ આપે છે તેમ સમાજમાં નીચું સ્થાન ધરાવતા વર્ગમાં થતી જાગૃતિ દેશની જાગૃતિનો આંક આપે છે.

પરીક્ષિતલાલ

# વડા પ્રધાનનો આદેશ

[ગઈ ૨૯મી તારીખે, આપણા દેશને અનાજની પડતી ઘટ આવતાં અઢી વરસમાં પૂરી કરવાની ઝુંબેશમાં સાથ આપવા માટે રેડિયો પર આપણા વડા પ્રધાન પં. જવાહરલાલે આપણને હાકલ કરી હતી તેનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે.]

આજે હું તમને ખોરાક વિષે કહેવા માગું છું. માણસની એ પ્રાથમિક જરૂરિયાત છે અને આજે એ આપણો પાયાનો સવાલ થઈ પડયો છે.

વૈભવવિલાસની વસ્તુઓ વિના આપણે ચલાવી શકીએ; બીજી કેટલીક જરૂરિયાતની વસ્તુઓ વિના પણ આપણે ચલાવી શકીએ; પણ ખોરાક વિના આપણને ન ચાલે. આપણને જોઈતો ખોરાક આપણે આપણા દેશમાં ન પકવીએ તો આપણે બીજા દેશો પર આધાર રાખવો પડે; અને ખોરાક જેવી બાબતમાં આવી પરાધીનતા આપણને ન પાલવે. એથી કરીને સૌથી પહેલાં આ ખોરાકના ઉત્પાદનના સવાલનો તોડ કાઢીને ખોરાકની ઘટ આપણે દૂર કરવી જોઈએ. એ ઘટને કારણે ખોરાક ખરીદવા માટે પરદેશોમાં ન છૂટકે આપણે આપણાં નાણાંનો ધોધ વહેવડાવવો પડે છે. એથી કરીને સરકારે ૧૯૫૧ની સાલ સુધીમાં આપણા લોકોને જોઈએ તેટલો ખોરાક આ દેશમાં જ ઉત્પન્ન કરવાની યોજના ઘડી છે. એ પછીથી આપણે પરદેશોમાંથી અનાજ લાવવા ધારતા નથી.

આપણે એ કરી શકીએ એમ છીએ અને અવશ્ય એ કામ આપણે પાર પાડીશું એની મને ખાતરી છે. પણ ભારે પુરુષાર્થ દ્વારા જ આપણે એ સાધી શકીશું. એ કામમાં સંખ્યાબંધ લોકોએ જોડાઈને સાથ આપવો ઘટે અને એટલા માટે અનાજના ઉત્પાદનના આ મહાભારત કાર્યમાં સહકાર આપવાની તમને સૌને હું અપીલ કરું છું. આખરે તો એ કાર્ય ગરીબાઈ અને અજ્ઞાનતા તેમ જ અધૂરું પોષણ અને મોંઘવારી સામેની ઝુંબેશ છે.

જેની ચર્ચામાં અત્યારે ઊતરવાની જરૂર નથી એવાં અનેક કારણોને લઈને આપણને આ વરસે લગભગ દશ ટકા જેટલા અનાજની ઘટ પડી છે. આ દશ ટકામાંની અમુક ઘટ આ વરસે આપણા

ઉપર ખાસ પ્રકારની આપત્તિ આવી પડવાથી પડી છે. કેટલેક ઠેકાણે સૂકવણું પડયું, બીજા કેટલેક ઠેકાણે રેલો ફરી વળી અને ગુજરાત તથા કાઠિયાવાડમાં કારમો દુકાળ પડયો. આમ ગુજરાત પર દુકાળનું સંકટ આવી પડયું છતાં ખોરાકને અભાવે ત્યાં એક મરણ થયું હોય એવું મારી જાણમાં નથી. આ વસ્તુ યાદ રાખવા જેવી છે.

એટલે ખોરાકની દશ ટકા જેટલી ઘટનો અંદાજ પણ કંઈક વધારે ગણાય. આમ છતાં ખોરાકના આપણા આજના ઉત્પાદનને મુકાબલે ૧૯૫૧ની સાલમાં આપણે ઉત્પાદન કરવાનું છે તે વધારાના ઉત્પાદનનો આંક આપણે ૧૫ ટકા જેટલો મૂકીએ. મને નથી લાગતું કે આ કંઈ વધારેપડતી મોટી બાથ છે.

અત્યારે તો આપણે આવતાં બે કે અઢી વરસનો જ વિચાર કરવાનો છે. એ પછીનાં વરસોમાં તો આપણી નદીના બંધોની તેમ જ બીજી મોટી મોટી યોજનાઓ કામ આપતી થશે અને ત્યારે તો ખોરાકનું ઉત્પાદન કૂદકે ને ભૂસકે વધ્યે જશે. એ સમયની તો મને લેશમાત્ર પણ ચિંતા નથી. સવાલ છે હવે પછીનાં બે વરસનો. એ બે વરસ જ કસોટીનાં છે અને ઉપરના આંકડા એને માટે જ છે.

આ સંબંધમાં બેકારીનો ભય રાખવાની જરૂર નથી. કારણ કે ઉત્પાદન વધવાથી કામ વધશે અને એથી લોકોને વધુ પ્રમાણમાં રોજગાર મળી રહેશે. યુદ્ધ પહેલાં હતી તેવી પરિસ્થિતિ પાછી પેદા થશે એવો ભય ખેડૂતો ન રાખે, એવી સ્થિતિ પાછી કદી પેદા થઈ શકે એમ નથી. એથી કરીને સામાન્ય રીતે હરેક વસ્તુના અને ખાસ કરીને અનાજના વધુ ઉત્પાદન માટેની આ મહાન ઝુંબેશમાં જોડાવાની હરેક ક્ષેત્રમાં કામ કરનારા કામદારોને હું હાકલ કરું છું. ખેડૂતો બેશક એમાં પહેલા આવે છે પરંતુ બીજા બધાને માથે પણ એ જવાબદારી અને ફરજ રહેલી છે.

વધુમાં, હિંદમાંથી જ અનાજ ઉઘરાવવું એ આ યોજનાનો મહત્ત્વનો ભાગ છે કેમ કે જેટલું અનાજ આપણે ઉઘરાવીશું તેટલા પ્રમાણમાં આપણી ઘટ ઓછી થશે અને પરદેશોમાંથી અનાજ ઓછું લાવવું પડશે. કેટલાક

લોકો જાણ્યે અજાણ્યે અનાજ ઉઘરાવવાના આ કાર્યમાં આડા આવ્યા છે. આ બહુ જ ગેરડહાપણ ભરેલી નીતિ છે અને એથી દેશને નુકસાન પહોંચે છે. કેટલાક લોકો ભલે એમ માનતા હોય પણ એથી ખેડૂતોને પણ લાભ થવાનો નથી. કેમ કે ખેડૂતોનું હિત કયારેયે હતું તેના કરતાં આજે દેશના હિત સાથે વધારે પ્રમાણમાં સંકળાયેલું છે.

બીજી પણ એક વસ્તુ વ્યવહાર તેમ જ લોકમાનસની દૃષ્ટિથી ભારે મહત્ત્વની છે. અને તે એ કે આપણે કણકણ અનાજ માટે ઝૂઝી રહ્યા હોઈએ ત્યારે આપણાથી અનાજનો બગાડ કે જમણવારો ન થાય. લોકોએ એ વસ્તુ વખોડી કાઢવી જોઈએ, જેથી કરીને ખોરાકનો આવી રીતે બગાડ કરનાર માણસ સમાજમાં નામોશી ભરેલું કાર્ય કરનાર અને સમાજદ્રોહી લેખાય.

આપણા ખોરાક માટેની અ ઝુંબેશમાં આપણે કેટલી પ્રગતિ કરી એ વિષે હું તમને વખતોવખત કહેતે રહેવા માગું છું. થોડા જ વખતમ મેઘરાજાની પધરામણી થશે અને અનાજના ઉત્પાદનમાં મદદરૂપ થાય એવાં બીજાં કામો આપણે મોકૂ રાખવાં પડશે. ખેડૂતો પણ પોતાન ખેતીની બરદાશના કામમાં મંડ પડશે અને તેમના કામનો અંદાજ આંકડાઓમાં આપવો મુશ્કેલ થઈ પડશે આમ છતાં કંઈ નહીં તો મહિનામ એક વાર હું તમારી આગળ બોલવ અને આપણે કેટલી પ્રગતિ કરી તે કહેવા ધારું છું.

## શુદ્ધ આહાર

૧

**ખાવાના તેલમાં ભેળવવામાં આવતું ખનીજ તેલ**

પશાભાઈ — મગનકાકા, તમારી દુકાનનું તેલ તો હવે ગંધ પકડે છે. તમે શું નાખો છો અંદર? પહેલાં તો તમારે ત્યાં તેલ બહુ સારું મળતું હતું. પણ હમણાં હમણાં શું થઈ ગયું છે?

મગનકાકા — તમારે સાચો જવાબ જોઈએ છે કે ખોટો?

ભીખાભાઈ — કેમ વારુ એમ પૂછો છો? પશાભાઈની વાત ઉડાડી મૂકવા જેવી નથી. મારો પણ એ જ

અનુભવ છે. ગણું પકડવાની ફરિયાદ તો જેને તેને મોઢે સંભળાય છે. હમણાં હમણાં તો તેલમાં તળેલું કશું ખાઉં છું ત્યારે પેટમાં શૂળ મારે છે, ઝાડા થઈ જાય છે. હું તો વિચારમાં જ પડી જતો હતો. સારું થયું પશાભાઈએ તમને પૂછ્યું. બોલો, સાચું કારણ બતાવી દો.

અમથાભાઈ— અરે રહેવા દો ને એ વાત. દુકાનદાર તે વળી પેટની વાત કહેતા હશે? અને એમ પોતે જ ભેદ ખોલી દે તો પછી એમની ઘરાકી શી રીતે ચાલે?

મગનકાકા—અમથાભાઈ, તમને લોકસ્વભાવની પરખ હોય એમ લાગતું નથી. અમે તો લોકોને કચરો ખવરાવીએ તો તેઓ કચરો ખાવા તૈયાર છે. ચાલોને હવે તમારી જ કસોટી થશે. લો ત્યારે હું પડદો ઊંચકી લઉં છું. ગણું પકડવાનું ખરું કારણ તેલ છે. તમે જાણો છો, અમરસી શેઠને ત્યાં પેલાં મોટાં મોટાં પીપ શેનાં આવે છે? તેમાં ઘાસતેલની જાતનું ગંધ વગરનું ખનીજ તેલ આવે છે. ખાવાના તેલ કરતાં તે બહુ સસ્તું હોય છે તેથી અમરસી શેઠ ખાવાના તેલમાં અરધોઅરધ એ ખનીજ તેલ ભેળવે છે. અમારે તો જે સસ્તું મળ્યું તે ખરું. પણ બોલો, હવે તમે દુકાનનું તેલ લેવાનું છોડશો? મારી ઘરાકીની ફિકર ના કરતા.

પશાભાઈ— મગનકાકાની વાત તો વિચારવા જેવી છે. આપણે જ કચરો ખરીદવા તૈયાર હોઈએ પછી દુકાનદારનો શો વાંક?

મગનકાકા — બોલો અમથાભાઈ, તમારો શો વિચાર થાય છે? હવે દુકાનનું તેલ લેવાના કે નહીં?

ભીખાભાઈ— આ તો કંઈ સમજાતું નથી. આપણા લોકો એટલી નીચી પાયરીએ ઊતરી ગયા છે કે પોતાના ખોરાકની બાબતમાં પણ તેઓ લાચાર બની ગયા છે! જેવું મળ્યું તેવું ખરીદવું. માલની પરખ કરવાની કોઈ ને પડી જ નથી! અરે પરખની અક્કલ પણ ક્યાં છે? મગનકાકા, આનો કંઈ રસ્તો ન નીકળે? ખાવાનું તેલ ચોખ્ખું મળ્યા કરે એવું કંઈ ન થઈ શકે? કેમ, મગનકાકા, આપણા ગિરધર ઘાંચીને ત્યાંથી ઘાણીનું તેલ વાપરીએ તો પછી કંઈ અડચણ છે?

મગનકાકા— ભીખાભાઈ, તમે

પણ ભલા માણસ છો. એ બચી ગયો છે એમ તમે માનો છો? એણે પણ ખનીજ તેલ ભેળવવાનું શરૂ કર્યું છે.

અમથાભાઈ—ત્યારે ખનીજ તેલ ગામમાં આવતું જ બંધ ન થાય? આપણી સ્વરાજ સરકાર આટલું પણ કેમ નથી કરતી?

મગનકાકા—સરકાર તો કાયદો કરે, પણ વેપારીઓ પાસે રસ્તા ક્યાં ઓછા છે? પણ તમે સરકારી કાયદાની રાહ શું કામ જુઓ છો? તમારે ચોખ્ખું તેલ ખાવું છે કે નહીં તે દિલને પૂછીને નક્કી કરોને એટલે એના રસ્તા થઈ રહેશે.

અમથાભાઈ—તમે કહો છો રસ્તા થઈ રહેશે, પણ મારી તો અક્કલ બહેર મારી ગઈ છે. ઘાણીનું તેલ પણ ભેળવાળું મળે પછી શો ઉપાય રહ્યો? પહેલાં ઘાણીવાળો મિલનું તેલ ભેળવતો હતો તે આજ ખનીજ તેલ ઉપર ગયો! અને કાલે ઝેર નાખશે તોય કોણ રોકવાનું છે?

ભીખાભાઈ—હવે મને તો રસ્તો ચોખ્ખો દીવા જેવો દેખાય છે. આ બધી ગરબડનું કારણ આપણે પોતે છીએ. ખોરાકની બાબતમાં આપણે બેફિકરાઈ, લાપરવાઈ કેળવી છે તેનું જ આ દુઃખ છે. બસ મગનકાકાએ કહ્યું એ જ ખરું કે પહેલાં આપણા દિલમાં નક્કી થવું જોઈએ કે આપણે ચોખ્ખો ખોરાક ખાવો છે કે પેટમાં કચરો નાખવો છે. આ મૂળ મંત્ર પાકો ભણાય તો મને વિશ્વાસ છે કે રસ્તા તો અનેક નીકળશે.

પશાભાઈ—રસ્તા વિષે આટલા મૂંઝાઓ છો શું કામ? તેલ ચોખ્ખું મેળવવાનો રસ્તો તો સીધો જ છે. દરેક જણ પોતાના તલ ભરે ને ઘાંચી પાસે ભાડે પિલાવી લે. એમાં નવું શું છે? અસલથી આ ચાલ્યું જ આવ્યું છે. એ જ ચાલુ રાખો એટલે ઝઘડો પત્યો.

અમથાભાઈ—પણ તલ ભરવા જેટલા બધા પાસે પૈસા ક્યાંથી હોય? અને આજ તો તલ બધે પાકે છે જ ક્યાં?

મગનકાકા—અરે તલ ન મળતા હોય તો મગફળી ભરો. આપણે મગફળીનું તેલ ક્યાં ઓછું ખાઈએ છીએ? તલ કે મગફળી ભરશો એટલે ઢોરોને ખોળ પણ મળશે. આજ તો ઢોર બિચારાં ઘાસકચરા પર જીવે છે.

ભીખાભાઈ—બસ મારા મગજમાં

નક્કી થઈ ગયું છે. આજ સાંજે ગામની સભા બોલાવું છું ને ઠરાવ કરાવું છું. ગામમાં બહારથી તેલનો છાંટોય ન આવવો જોઈએ. દરેક જણે એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ.

અમથાભાઈ—પણ બધા એવી પ્રતિજ્ઞા લેશે ખરા?

ભીખાભાઈ—પ્રતિજ્ઞા નહીં લે તો શું મરવા તૈયાર થશે? આપણે ક્યાં જબરદસ્તી કરવી છે કે વગર સમજાવ્યે પ્રતિજ્ઞા લેવરાવવી છે? ખોરાક વિષે આજે આપણામાં ઉદાસીનતા—બેફિકરાઈ છે તે ખંખેરી નાખવાની માત્ર જરૂર છે. એટલું થાય કે પછી લોકો પોતે જ ચેતતા રહેશે. પછી ભલે ને હજાર અમરસી શેઠ આવે. અમરસી શેઠની લોભવૃત્તિ આપણી ઉદાસીન વૃત્તિ હોય ત્યાં સુધી જ ટકી શકે.

અમથાભાઈ—તે મગનકાકા આપણા જ ગામમાં આવું તેલ મળે છે કે ઠેરઠેર?

મગનકાકા—અમથાભાઈ, તમારી અક્કલ તો તમારા નામ પ્રમાણે જ કામ કરતી લાગે છે. એકલા આપણા જ ગામમાં તે એવી જાતનું તેલ આવતું હશે? જ્યાં જુઓ ત્યાં એ જ મોકાણ છે ને બધે જ લોકો ત્રાહિ ત્રાહિ પોકારે છે. આપણા ગામમાં તો ભીખાભાઈ કહે છે તેવો બંદોબસ્ત થઈ જાય તો આપણે ઊગરી જઈએ. ભીખાભાઈ, બસ તમે કમર કસો ને ગામના આશીર્વાદ મેળવો. અમે તમારી પડખે જ છીએ.

ભીખાભાઈ—બસ, લોકોની આહાર વિષેની ભાવના જ બદલવાની જરૂર છે. શુદ્ધ આહાર જ લેવો, અશુદ્ધ કદી નહી એવું લોકોને, સ્ત્રીપુરુષ બાળકોને ઠસાવી દેવું જોઈએ. સાથે સાથે એ પણ ઠસાવી દેવું જોઈએ કે ખોરાકની ચીજો જેમ બને તેમ પોતે જ તૈયાર કરી કે કરાવી લેવી જોઈએ ને ન છૂટકે જ વેચાતી લાવવી જોઈએ. તમારા બધાની મદદથી આ વાતનો સફળ અંત લાવવા મેં તો નિશ્ચય જ કર્યો છે.

જવેરભાઈ પટેલ

**રેંટિયાનો એકએક ફેરો શાન્તિ, સદ્ભાવ તથા પ્રેમના તાંતણા કાઢે છે.**

# નવરાશનો ઉપયોગ

ગયા અંકમાં આપણે નવરાશનો ખરેખર સારો ઉપયોગ થાય છે ખરો? —એ સવાલ વિચારવાનું બાકી રાખ્યું હતું. તે વિચારીએ.

પ્રથમ શહેરના મજૂરોની વાત જોઈએ. તેઓને રજા મળે તેનો શો ઉપયોગ તે કરે છે? તેમને રોજ જે ફુરસદ રહે તેનો તે શો ઉપયોગ કરે છે?

ખરું જોતાં આ સવાલ એકલા મજૂરને માટે જ નહીં, પણ દરેક શહેરીને માટે જોવા જેવો છે. અને એનો વિચાર દરેકે પોતે પણ કરવો જોઈએ.

પણ સમાજ આખાએ પણ આનો વિચાર કરવાની જરૂર છે. કારણ કે આ સવાલ સામાજિક સુખદુઃખનો છે. તેને અંગે વિલાયતના એક મોટા સમાજ-શાસ્ત્રીએ તપાસ કરી છે, અને તેના દેશને માટે લખ્યું છે, તે આપણાં શહેરોને માટે પણ સાચું છે. તે કહે છે કે, આજે શહેરોના લોકોને માટે પુસ્તકાલયો, પ્રૌઢ-શિક્ષણની સવડો, રેડિયો વગેરે અનેક જાતનાં સાધનો છે; તેમાંથી તેઓ સારો લાભ મેળવી શકે. પરંતુ મનોરંજન માટે બે મોટાં સાધનો જ જોવા મળે છે, તે બે છે—એક સિનેમા અને બીજું જુગાર. આ બે વસ્તુઓ એટલી બધી ફૂલીફાલી છે કે, બીજી બધી બાબતો ત્યાં આગળ ઢંકાઈ જાય છે.

અને આ બે વસ્તુઓ કેવી છે તે સૌ જાણે છે. તેનાથી લોકો પોતાનો વિકાસ સાધે છે એમ કહેવાય ખરું?

વળી, એક બીજી બાજુનો પણ વિચાર કરવો જોઈએ. આવી રીતે નવરાશ વાપરીએ તો તે અવળો ખરચ કરાવે છે. મોંઘામૂલી કમાણીના પૈસા એમાં ખેંચાઈ જાય છે. એટલે નવરાશ તો ઊલટી અવળી પડી જાય, એવી વાત આ તો થાય. જેમ વરા પાછળ ખર્ચ કરવો પડે છે, તેમ જ નવરાશ પાછળનો આ ખર્ચ તો આજે સમાજને લાગેલો કાયમનો વરો થઈ પડયો છે.

આવા વરાનો અવળો ખરચ કેવડો મોટો છે તેય જોવા જેવું છે. નવરાશનો શો ઉપયોગ કરવો તે વિચારતી વખતે, તેના આવી રીતે થતા ખરચનો વિચાર પણ ધ્યાન બહાર રહેવો ન જોઈએ.

દરેક જણે પોતાના આવા ખર્ચનો અંદાજ કાઢી જોવા જેવો છે. અને સામી બાજુએ જોવું કે, તેનાથી આપણે કશો સંગીન લાભ મેળવીએ છીએ ખરા ! કે પછી નવરાશ ગમે તેમ કાઢવા માટે, કેવળ આ કે તે છંદ ઉપર જ ચડી જઈએ છીએ !

૯-૭-'૪૯ મગનભાઈ દેસાઈ

# ખેડૂતે જાણવા જેવું

તમે ખેતી કરો છો. વરસાદ વખતસર પૂરતો આવે તો તમારું વરસ સુધરે છે. વરસાદ ન આવે તો વરસ બગડે છે. વરસાદ આવે ન આવે એ તમારી સત્તાની વાત નથી. સરકાર નહેરોની સગવડ કરી આપે, તમે સરકારની મદદથી કૂવાની સગવડ કરી શકો તો કંઈક અંશે રાહત રહે.

તમને ખેતીનું કામ આવડે છે. તમે જમીન ખેડી શકો છો. નીંદણી, વાવણી, વગેરે તમામ કામ તમે જાણો છો. પણ ખેતી માટે એ પૂરતું નથી.

તમારા ખેતરમાં, શેઢે શેઢે કયા કયા જીવજંતુ રહે છે તેનો તમે કદી વિચાર કર્યો છે? તે તમારી ખેતીને ઉપયોગી છે કે નુકસાન કરે છે તે તમે જાણો છો? ખેતરમાં કાતરા પડયા છે એમ તમે કહો છો. પણ એ કાતરા ક્યાંથી આવ્યા ! એની ઈંડાળ કયાં અને કેવી હોય છે ! એ કાતરા કઈ સગવડ હોય તો ઊછરી શકે છે, અને ક્યારે મરી જાય છે તે સંબંધી કશું જાણવા પ્રયત્ન કર્યો ! એ કાતરાને કયાં કયાં પક્ષીઓ વીણી વીણીને ખાઈ જાય છે તે શોધવા તમે પ્રયત્ન કર્યો ! એ કાતરાની ઈંડાળ અને તેમાંથી નીકળતા ઝીણા કણા કે ઈયળો ને બીજાં કયાં કયાં જંતુ કે પક્ષી ખાઈ જાય છે તે વિચાર્યું !

આ તો ફક્ત કાતરાની જ વાત થઈ. પણ તે ઉપરાંત સંખ્યાબંધ જીવજંતુ પાકને નુકસાન કરતાં હશે. તેમના સંબંધી પણ આવો જ વિચાર કરતો રહો. ખેતીની સફળતા માટે આ જ્ઞાન જરૂરી છે.

જશભાઈ મો૦

# સામાવતી કથા

૩

પણ સામાવતીના આ બદલાયેલા ભાવની ખબર તેની શોક માગંદિયાને પડયા વિના ન રહી. તે માગંદિયા ઉદયનને પરણી, ત્યાર પહેલાં તેના પિતાએ તેને બુદ્ધ ભગવાન સાથે પરણાવવા ઇચ્છા કરી હતી. માગંદિયા એટલી બધી સ્વરૂપવતી હતી કે, તેનો પિતા કોઈ વરને તેને લાયક ન ગણી, બધાં માગાં પાછાં જ ઠેલ્યા કરતો હતો. પણ એક વખત ભિક્ષા માગવા આવેલા બુદ્ધને જોઈ, તેમને પોતાની પુત્રીને યોગ્ય વર માની, તે પોતાની પુત્રીને ભિક્ષા સાથે જ તેમને અર્પણ કરવા લાગ્યો. પણ બુદ્ધે 'હાડ-માંસની' તે 'પૂતળી'નો સ્વીકાર ન કર્યો, ત્યારે તેનાં માત-પિતા સાધુ થઈ ગયાં; અને માગંદિયાને પછી તેના કાકાએ ઉદયન રાજા સાથે પરણાવી. માગંદિયાને ત્યારથી બુદ્ધ પ્રત્યે વેર હતું; અને બુદ્ધને નુકસાન કરવાનો કોઈ ઉપાય તે પોતાની જાણબહાર જવા દેતી ન હતી.

ઉદયન રાજાના મહેલની પછીતે થઈને જે રાજમાર્ગ જતો, તે રસ્તે થઈને બુદ્ધ ભિક્ષા વગેરે માટે નગરમાં જતા આવતા. પણ રાજાના રણવાસમાં રાજમાર્ગ ઉપર એકે બારી તો હોય જ નહીં. કુબ્જાના કહેવાથી સામાવતીએ તે ભીંતમાં એક બાકું કરી રાખ્યું, અને તેમાંથી તે કોઈ કોઈ વાર બુદ્ધ ભગવાનનાં દર્શન પામતી.

ભદ્રાવતીએ રાજાના કાન ભંભેરવા માંડ્યા, અને સામાવતી બેવફા છે, તથા રાજમાર્ગ ઉપરની ભીંતમાં બાકાં રાખીને ગોટાળા ચલાવે છે, એવી એવી વાતો કહેવા લાગી. રાજાએ એક દિવસે જાતે જઈને તે વાતની ખાતરી કરી; પણ પૂછપરછ કરતાં તે બાકું રાખવાનું સાચું કારણ સામાવતીએ તેને કહેતાં, તેણે જરા પણ ગુસ્સે થયા વિના તથા કશી આકરી સજા કરવાને બદલે, તરત કડિયા બોલાવીને તે બાકું પુરાવી દીધું, અને તેની પાસે ભીંત કોચાવીને એક સુંદર ઝરૂખો કરાવરાવ્યો! હવે સામાવતી નિરાંતે ભગવાનનાં દર્શન કરવા લાગી.

ભદ્રાવતી આ ઉપાયમાં નં ફાવી, એટલે તેણે બુદ્ધ ભગવાનને જ હેરાન કરવાની પેરવી વિચારવા માંડી. ઉદયન રાજાના રાજ્યમાં શરૂઆતમાં બહુ લોકો બુદ્ધ ભગવાનના અનુયાયી બન્યા

નહોતા. એટલે તેણે નાગરિકોને લાંચ આપી, સમજાવી-ફોસલાવી, ગૌતમબુદ્ધ ભિક્ષા માટે રસ્તા ઉપર જાય-આવે ત્યારે તેમની પાછળ પડી, હોકારા-બકારા કરી, ગમે તેવા આક્ષેપો કરી, નિંદા કરી, તેમને નગરમાંથી ભગાડી મૂકવાનું સૂચવ્યું.

તે પ્રમાણે જ્યારે ગૌતમબુદ્ધ નગરમાં દાખલ થતા ત્યારે તે લોકો તેમની પાછળ આ પ્રમાણે દંગલ મચાવવા લાગ્યા.

બુદ્ધ ભગવાનના પ્રિય શિષ્ય આનંદને આ બધું જોઈ બહુ સંતાપ થવા લાગ્યો. તેણે ભગવાનને કરગરીને કહ્યું: "ભગવંત! આ નગરના લોકો આપણને ગાળો ભાંડે છે તથા આપણી નિંદા કરે છે, માટે આપણે બીજે સ્થળે ચાલ્યા જઈએ!"

"ક્યાં જઈશું, આનંદ?"

"કોઈ બીજા નગરમાં."

"ત્યાં પણ લોકો આપણને ગાળો ભાંડશે, તો પછી આપણે ક્યાં જઈશું?"

"ત્યાંથી પણ કોઈ બીજા નગરમાં, ભગવંત!"

"પણ તે નગરના લોકો પણ આપણને ગાળો ભાંડશે, તો પછી ક્યાં જઈશું?"

"ત્યાંથી પણ કોઈ બીજા નગરમાં!"

"આનંદ! આમ ન વિચારવું જોઈએ, તથા ન બોલવું જોઈએ. જે સ્થળે કાંઈ મુશ્કેલી ઊભી થાય, તે સ્થળે જ તેનું નિરાકરણ કર્યા બાદ ત્યાંથી બીજે જવું જોઈએ. અહીં આપણને કોણ ગાળો ભાંડે છે?"

"ભગવંત, દાસ, દાસી સૌ કોઈ આપણને ગાળો ભાંડે છે."

"આનંદ! હું તો રણમેદાનમાં પેઠેલા હાથી જેવો છું. જેમ રણમેદાનમાં દાખલ થયેલા હાથીએ ચારે દિશામાંથી આવતાં બાણો સહન કરવાં જોઈએ, અને તેમનાથી ત્રાસીને ભાગાભાગ ન કરવી જોઈએ, તેમ જ મારે પણ અનેક દુર્જનોના મુખમાંથી નીકળેલા નિંદા તથા ગાળોના અપશબ્દો સહન કરી લેવા જોઈએ. સાંભળ:

> 'લોકસમુદાય તો દુઃશીલ હોવાનો જ; પરંતુ રણમેદાનમાં ધનુષ્યમાંથી છૂટતાં બાણોને પલોટેલો હાથી જેમ સહન કરી લે છે, તેમ મારે અપશબ્દો સહન કરી લેવા જોઈએ.
>
> 'પલોટાયેલા હાથીને જ રણમેદાનમાં ઉતારવામાં આવે છે; પલોટાયેલા હાથી ઉપર જ રાજા સવારી કરે છે; તેમ માણસોમાં પણ દમનશીલ — બીજાના અપશબ્દ રૂપી બાણો સહન કરી શકનારો જ શ્રેષ્ઠ છે.
>
> 'પલોટેલાં ખચ્ચરો ઉત્તમ કહેવાય છે; પલોટેલા સૈંધવ ઘોડા પણ ઉત્તમ કહેવાય છે; મોટા કુંજર —હાથી પણ ઉત્તમ કહેવાય છે;

પરંતુ પોતાની જાતને પલોટનાર પુરુષ તે સૌ કરતાં ઉત્તમ છે!'"

ભગવાનનાં આ વાક્યો સૌને ગળે ઊતર્યાં. ત્યાર બાદ ભગવાને થોડોક વધુ ઉપદેશ આપીને આનંદને કહ્યું: "આનંદ! આ લોકો સાત દિવસ જ આવું ધાંધલ મચાવશે; આઠમે દિવસે તેઓ સૌ શાંત પડી જશે."

અને થયું પણ તેમ જ. થોડા દિવસ ધાંધલ મચાવ્યા પછી પેલા બધા લોકો બુદ્ધ ભગવાન અને તેમના શિષ્યોની સહનશીલતા અને ક્ષમા જોઈને શાંત થઈ ગયા તથા શરમાઈ ગયા.

૫

માગંદિયા બુદ્ધ ભગવાનને શહેર બહાર ભગાડી મૂકવામાં સફળ ન થઈ, એટલે પછી તેણે સામાવતી અને તેની દાસી–સાહેલીઓનો જ ઘાટ ઘડવા પેંતરો રચ્યો. ઉદયન રાજા કોઈ કોઈ વખત બહુ સખત નશો કરતો. તેવે એક વખતે માગંદિયાએ ગોઠવી રાખ્યા મુજબ માગંદિયાનો કાકો આઠ જીવતા કૂકડા અને બીજી આઠ હાંકેલી પણ કૂકડા જેવી દેખાતી નિર્જીવ વસ્તુઓ ભેટ લઈને આવ્યો, અને બારણા બહાર ઊભો રહ્યો. માગંદિયાએ પીધેલ રાજાને તેમાંથી આઠ જીવતા કૂકડા જ લઈને બતાવ્યા તથા તેમની પુષ્ટતાનું વર્ણન રસપૂર્વક કરવા માંડ્યું. રાજાએ તરત જ કહ્યું, "આ તો બહુ સારું થયું; મને હમણાં આ માંસ ખાવાનું જ મન થયું હતું, અને આ કૂકડા આવ્યા! ચાલો, તરત મને ભોજન બનાવી આપો!" માગંદિયાએ પોતાની દાસીને એ કૂકડા આપીને કહ્યું, "હું અત્યારે રાજાજીની તહેનાતમાં છું; અને રાજાજીએ રાણીને હાથે જ રાંધેલું ભોજન ખાવાની મરજી બતાવી છે; માટે તું આ કૂકડા સામાવતી રાણી પાસે લઈ જા, અને તેને કહે કે તરત રાંધીને તે ભોજન તૈયાર કરે."

થોડી વારમાં દાસી કૂકડા પાછા લઈને આવી. તેણે કહ્યું કે, "સામાવતી રાણીએ હવે ભોજન માટે જીવહત્યા ન કરવાનું કે કરાવવાનું વ્રત લીધું છે; માટે તે બહુ દિલગીર છે, પરંતુ રાજાજી ફરમાવે, તો તે બીજાં ઉત્તમ પકવાન્ન સ્વહસ્તે તરત તૈયાર કરીને મોકલે."

માગંદિયા એ સાંભળીને રાજાને સંભળાવતી બોલી—"હું બધું જાણું છું; રાજાજીને માટે માંસ રાંધવાનું આવ્યું ત્યારે વ્રત સામે ધરે છે; પરંતુ તેના માનીતા ગૌતમને સારુ રાંધવાનું હોય તો હમણાં કૂકડો શું બકરું કાપવા બેસે. જુઓ રાજાજી હું હમણાં આ તમારી સાધુડી રાણીના ફંદ ઉઘાડા પાડી આપું છું ને!"

આમ કહી, માગંદિયાએ ફરીથી દાસીને બોલાવીને તેને પેલા જીવતા કૂકડા નહીં, પણ તેમના જેવી ઢાંકેલી બીજી જે નિર્જીવ વસ્તુઓ પોતાના કાકા લાવ્યા હતા તે ચાલાકીથી બદલીને આપી, અને કહ્યું કે, સામાવતી રાણીને જઈને કહે કે આ બધાની ઉત્તમ વાની તૈયાર કરી, બુદ્ધ ભગવાનને ભોજન માટે હમણાં મોકલો એવું રાજાજીએ કહેવરાવ્યું છે.

દાસીએ પાછી આવીને માગંદિયાને સમાચાર કહ્યા કે, "સામાવતી રાણી રાજાજીનો આ હુકમ સાંભળી બહુ ખુશ થઈ ગયાં, અને તરત જ ઉતાવળાં એ બધું લઈને રસોડા તરફ દોડયાં!"

માગંદિયાએ રાજાને કહ્યું: "જોયું! આ તમારી ભગતડી રાણી! જે કૂકડા તમારા માટે રાંધવા સારુ કાપતાં તેને પાપ લાગતું હતું, તે જ કૂકડા તેના ભગવાન માટે રાંધવા તો ઉતાવળે રસોડા તરફ દોડી!"

રાજા અકળાયો ખરો, પણ પીધેલ હોવા છતાં માત્ર એટલું જ બોલ્યો: "હં!"

— ચાલુ ગોપાલદાસ પટેલ



**એક પણ માણસ આળસુ રહીને ખાય તો બીજા એકને તેને બદલે ભૂખે મરવું પડે.**

# પૂરું થતું પખવાડિયું

આવતા ઑક્ટોબર માસમાં વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ અમેરિકાની મુલાકાત લે તે વખતે કૅનેડાની મુલાકાત લેવાનું પણ ત્યાંના વડા પ્રધાને તેમને આમંત્રણ આપ્યું છે. પંડિતજીએ આ આમંત્રણનો સ્વીકાર કર્યો છે.

મધ્યસ્થ ધારાસભાની તેમ જ પ્રાન્તીય ધારાસભાની આગામી સામાન્ય ચૂંટણીમાં હિંદુ મહાસભાએ ઝંપલાવવાનો નિર્ણય કર્યો છે.

મુંબઈ ધારાસભાની પાનખર બેઠક આવતા સપ્ટેમ્બરની ૯મીથી પૂના ખાતે શરૂ થશે.

ગઈ તા. ૯મીએ રેડિયો પર રાષ્ટ્રજોગું પ્રવચન કરતાં આપણા ગવર્નર જનરલ શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીએ પ્રજાને આપણા દેશને જરૂરી બધું અનાજ ઉત્પન્ન કરવાની હાકલ કરી હતી.

હિંદી સરકારના ખેતીવાડી ખાતા તરફથી ઢોરની કતલની મનાઈ કરતું બિલ પ્રાંતોને મોકલી આપવામાં આવ્યું છે. આ બિલનો હેતુ ઉપયોગી ઢોરોની થતી કતલ અટકાવવાનો છે. આ બિલ વહેલી તકે પસાર કરવાની બધા પ્રાંતોને વિનંતી કરવામાં આવી છે.

સંયુક્ત પ્રાંતના વડા પ્રધાન શ્રી ગોવિંદ વલ્લભ પંત પ્રાંતની ધારાસભામાં જમીનદારીની નાબૂદી અને જમીન સુધારણા અંગેના કાયદાનો ખરડો રજૂ કર્યો છે. આ ખરડાથી પ્રાંતના લગભગ પાંચ કરોડ જેટલા ખેડૂતોને લાભ મળશે.

સંયુક્ત પ્રાંતમાં આવેલા રામપુર રાજ્યનો વહીવટ ગઈ ૧લી તારીખે હિંદી સરકારે સંભાળી લીધો છે.

આપણા સુપ્રસિદ્ધ પંડિત સર્વપલ્લી રાધાકૃષ્ણનની મૉસ્કોના એલચી તરીકે નિમણૂક કરવામાં આવી છે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૧ | અંક ૨૪

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧લી ઓગસ્ટ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫. શિ. ૮



## આર્થિક સંકટનો ઈલાજ

હું અવશ્ય માનું છું કે, મારી સર્વ બાહ્ય પ્રવૃત્તિઓમાં રેંટિયો સૌથી વધારે શાશ્વત તથા સૌથી વધારે હિતકારી છે. હિંદનાં કરોડો ઘરમાં પ્રવર્તતા આર્થિક સંકટની સમસ્યા એ પૂરી કરે છે. અને દુકાળ સામે કાર્યસાધક વીમારૂપ છે. . . .

બારમાંથી ઓછામાં ઓછા ચાર માસ કરોડો લોકો ફરજિયાત આળસમાં રહે છે. . . . એટલે રેંટિયાના પુનરુદ્ધારથી આર્થિક પ્રશ્ન એકસપાટે ઊકલી જાય છે.

ગાંધીજી

**આપણને આવશ્યક એકેએક વસ્તુ આપણા સીમાડાની અંદર પેદા કરીએ તો જ હિંદુસ્તાન પારકાને નહીં પણ પોતાને અર્થે જીવે છે એમ કહી શકાય.**

ગાંધીજી

# મરઘી અને બિલાડી

સંસ્કૃતમાં એક સુભાષિત છે — દુર્જન માણુસ સજ્જનોને ભયરૂપ છે. દુર્જન કદીને ભલાઈ કે મીઠાશ બતાવતો આવે તોય તેમાં વિશ્વાસ નથી પડતો.

એક બિલાડી હતી. લાગ જોઈ તે એક મરઘીનાં બચ્ચાં હડપ કર્યા કરતી હતી. એક એક કરીને કેટલાંય બચ્ચાં તે ખાઈ ગઈ હતી.

એક દહાડો બિલાડીબાઈને ખબર પડી કે, ભલી મરઘી માંદી પડી છે. લુચ્ચી બિલાડીએ વિચાર કર્યો કે, 'લાવ એની ખબર તો પૂછી આવું!'

એમ વિચાર કરીને બિલાડીબાઈ મરઘીના ઘરના મોઢા સુધી જઈ ને મીઠે અવાજે કહેવા લાગ્યાં, 'મરઘીબહેન, મરઘીબહેન, સાંભળ્યું કે તમે માંદાં છો! શું થયું છે, બહેન? હવે કેમ છે તમને? સારું છે ને? મારા જેગું કાંઈ કામકાજ હોય તો જરૂર કહેજો; અચકાશો નહીં. કાંઈ ગભરાવાની જરૂર નથી; જોઈતું કરતું મંગાવજો. અને હિંમત ન હારતાં. થોડા વખતમાં સૌ સારું થઈ જશે.'

મરઘી કાંઈ બિલાડીને ઓળખતી નહોતી? તેણે અંદર રહ્યે રહ્યે કહ્યું, 'બિલ્લીબાઈ, ખબર પૂછી તે માટે આભાર. બાકી અમારે તો તંમારી મહેરબાની જોઈએ. કામકાજ તો શું હોય? પણ પૂછો છો તો કહું : મહેરબાની કરીને તમે બધી બિલાડીઓ અમારા તરફ ફરકો નહીં તો ઘણું થયું. એટલી કૃપા કરો તો અહીં અમને સૌ સારું થઈ જશે.'

૨૨-૭-'૪૯ મગનભાઈ દેસાઈ

# આપણે ધડો લઈશું?

ગયે વરસે ઇંગ્લન્ડના નાણામંત્રીએ ત્યાંના વેપારીઓ અને ઉદ્યોગધંધા કરનારાઓને વિનંતી કરી હતી કે દેશની પરિસ્થિતિનો ખ્યાલ કરીને તેની આર્થિક સ્થિતિ સુધારવામાં મદદ કરો. નફાનું ધોરણ ઓછું કરો, શેર પર નફો ઓછો વહેંચો અને વસ્તુઓના ભાવ ઘટાડો. વરસના અનુભવ પછી ત્યાં દેખાયું છે કે ઘણા વેપારીઓ અને ઉદ્યોગવાળાઓએ નફાનું ધોરણ ઘટાડીને ચીજોના ભાવ ઘટાડયા હતા. કેટલાકે તો પડતર ભાવ વધવા છતાં તેની કિંમત વધારી નહોતી અને એ રીતે પ્રજાહિતનો ખ્યાલ કરીને સરકારની ભાવ ઘટાડવાની નીતિમાં સ્વેચ્છાએ સાથ આપ્યો હતો.

ત્યારે આપણે ત્યાં શી સ્થિતિ છે? સામાન્ય ખેડૂત કે મજૂરથી માંડીને મોટા વેપારી અને અમલદારો પોતપોતાની સગવડો સાધે છે અને વધારે કામ કર્યા વિના વધુ ને વધુ પૈસા પોતાના ખીસામાં મૂકવા મથે છે અને સરકારનું ઘણું કામ નિષ્ફળ બનાવે છે. તેથી ગેરલાભ કે નુકસાન તો આખી પ્રજાને થાય છે અને લાંબે ગાળે સૌને વેઠવું પડે છે. પણ પોતાને દેખીતો લાભ મળે છે અને પૈસા ખીસામાં પડે છે એટલે ઘણા લોકો લાંબી દૃષ્ટિએ વહેવાર કરતા નથી. સ્વતંત્ર અને જવાબદાર પ્રજાનું એ લક્ષણ નથી. હવે આપણે સ્વતંત્ર પ્રજા તરીકે આગળ વધવું હોય તો ઇંગ્લન્ડની પ્રજાની માફક જવાબદારીથી વર્તવું જોઈએ અને પ્રજાહિતકારી જે જે સૂચનાઓ અને નિયમો કરવામાં આવે તેનો વ્યક્તિગત રીતે અગવડ થાય

પીવાના પાણીના દુકાળનું કારમું સંકટ પણ પેદા થયું.

પણ સદ્‌ભાગ્યે છેલ્લાં બે વરસથી આપણા દેશની પરિસ્થિતિ બદલાઈ હતી, આપણે સ્વતંત્ર થયા હતા અને એને લીધે પ્રાન્તનો વહીવટ પ્રજાકીય સરકારના હાથમાં હતો. એટલે આ ભારે સંકટને પહોંચી વળવા અને લોકોને રાહત આપવા તેણે કમર કસી. દુકાળમાં સપડાયેલા વિસ્તારોમાં લોકોને રોજી આપવા માટે તેણે ઠેર ઠેર ગોઠવણ કરી, બાંધેલા ભાવે લોકોને અનાજ મળે એવી ઠેકઠેકાણે વ્યવસ્થા કરી તેમ જ પશુધનને બચાવવા પણ તેણે ઘણી જગ્યાએ નીરણકેન્દ્રો ખોલ્યાં. જે ભાગોમાં લોકોને પીવાનું પાણી સરખું પણ ખૂટી ગયું હતું ત્યાં દૂર દૂરથી મોટર લારીઓમાં પાણી ભરી લાવીને તે ગામેગામ પહોંચાડયું. આ રીતે તેણે દુકાળના સંકટનો બહુ જ કુશળતાપૂર્વક મુકાબલો કર્યો. છપ્પનિયાને પણ ભુલાવે એવા આ દુકાળમાં ભૂખમરાને કારણે એક પણ માનવીનો જાન ગયો નથી એ કંઈ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય.

સરકારના આ દુકાળરાહતના કામમાં ગુજરાતના પ્રજાસેવકોએ પણ ખડે પગે મદદ કરી છે. રાહતકાર્યમાં આવા અનુભવી સેવકોનો સહકાર અને મદદ ન હોત તો એ કામ જેટલું દીપ્યું એટલું ન દીપત એ વિષે જરાયે શંકા નથી.

આ વખતે પણ વરસાદે આપણી સારી પેઠે કસોટી કરી. અને છેવટે તો પ્રજા તથા સરકાર એવી ચિંતામાં પડી ગયાં કે ફરી પાછું સુકવણું પડશે કે શું! પણ મોડે મોડેયે વરસાદે મહેર કરી અને ગુજરાત કાઠિયાવાડમાં બધે પૂરતો વરસાદ થઈ ગયો છે. હવે સૌની ચિંતા દૂર થઈ છે અને બધે સંતોષની લાગણી પ્રવર્તી રહી છે.

ગુજરાતભરમાં ખેડૂતો હવે ઉલટભેર ચાસણી, વાવણી, અને નીંદણી વગેરેના કામમાં મંડી પડયા છે. આમ નવા પાકની ઉછેરના કામમાં લાગેલા સૌએ એક વસ્તુ ખ્યાલમાં રાખવા જેવી છે. તે એ કે આપણા દેશ પર દુકાળ કરતાંયે વધારે ગંભીર સંકટ ઝઝૂમી રહેલું છે. આપણા દેશમાં આપણી જરૂર જેટલું અનાજ પાકતું નથી અને તેથી દર વરસે અનાજની ઘટ પડે છે. આપણો

દેશ તો ખેતીપ્રધાન દેશ છે. એટલે કે ખેતી એ આપણો મુખ્ય ધંધો છે. આમ હોવા છતાં આપણી જરૂર જેટલું અનાજ આપણે ન પકવી શકીએ અને દર વરસે અનાજની ઘટ પડે એ મોટી આફત કહેવાય. અને લોકોને ભૂખે મરવા દેવા ન હોય તો એ ઘટ જેટલું અનાજ ગમે ત્યાંથી લાવવું જ જોઈએ. સરકાર પરદેશોમાંથી અનાજ લાવીને અનાજની આ ઘટ પૂરી કરે છે. પણ આ અનાજ માટે આપણને બહુ ઊંચા ભાવ આપવા પડે છે. આ રીતે અનાજની ખરીદીમાં આપણા કરોડો રૂપિયા પરદેશોમાં ઘસડાઈ જાય છે. અને આપણો દેશ તો દુનિયામાં સૌથી ગરીબ દેશ ગણાય છે. એટલે આ તો એક કમજોર માણસના શરીરમાંથી લોહી નિરંતર બહાર વહી જતું હોય તેના જેવી વાત થઈ. આ સ્થિતિ ઘણી જ જોખમકારક છે અને એવું ને એવું લાંબો કાળ નભી ન શકે.

એટલે આ પરિસ્થિતિનો નિવેડો લાવવા માટે હિંદી સરકારે મક્કમ નિશ્ચય કર્યો છે અને આવતા બે વરસમાં કોઈ પણ ભોગે અનાજની ઘટ પૂરી કરવાનું તેણે નક્કી કર્યું છે. આ હેતુ પાર પાડવા માટે તેણે દેશભરમાં 'વધુ અનાજ પકવો' ની ઝુંબેશ ઉપાડી છે. આ ઝુંબેશને અંગે જ આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ રેડિયો પર પ્રવચન કર્યું હતું અને એ કાર્યમાં સાથ આપવાની સૌને હાકલ કરી હતી. સરકારના આ કાર્યમાં પોતાનાથી બનતી બધી સહાય કરવાની આપણી સૌની ફરજ છે કેમ કે એ કાર્ય એકલી સરકારનું નહીં પણ પ્રજા સમસ્તનું છે.

પ્રજાના સહકાર વિના ગમે એટલી કાર્યકુશળ સરકાર પણ એકલે હાથે કશું ન કરી શકે એ ઉઘાડી વાત છે. સરકાર જે કંઈ નિર્ણય કરે તે પ્રજાના સહકારની ગણતરીથી જ કરે છે અને તેની સફળતા નિષ્ફળતાનો મોટો આધાર પ્રજા પર હોય છે.

એટલે, આવતા બે વરસમાં અનાજની ઘટ પૂરી કરવાનો આપણી સરકારનો નિશ્ચય આપણે પાર પાડવો હોય તો આપણે સૌએ એ કાર્યમાં મદદરૂપ થવું જોઈએ. ખોરાક વાપરવામાં કરકસર કરીને, બટાટા, શકરિયાં જેવી કંદમૂળનો ઉપયોગ વધારી અનાજ બચાવીને તથા જમણવાર કે મિજ-

બાનીઓ બંધ કરી તેમાં થતો અનાજનો બગાડ અટકાવીને સૌ કોઈ એમાં મદદ-રૂપ થઈ શકે છે.

પણ આમાં સૌથી વધારે ફાળો ખેડૂતો આપી શકે એમ છે. પોતાની સરકારને મદદરૂપ થવા માટે અનાજનું ઉત્પાદન વધારવાના હરેક પ્રયાસ તેમણે કરવા ઘટે. પાકની વધુ માવજત લઈ ને, તેને વધુ ખાતર-પાણી આપીને તેમજ પડતર જમીનને ખેડાણમાં લઈ તેમાં પાક ઉગાડીને અનાજનું ઉત્પાદન વધારી શકાય.

વરસાદ પડયા પછી ખેતરોમાં નવો પાક પકવવાના કામે લાગેલા સૌએ એટલું યાદ રાખવું જોઈએ કે, તેઓ રાષ્ટ્રનું એક અતિ મહત્ત્વનું કાર્ય કરી રહ્યા છે. અને અનાજની કપરી કટો-કટીમાંથી દેશ હેમખેમ પાર ઊતરે તેનો સૌથી મોટો આધાર તેમના પર છે.

મણિભાઈ દેસાઈ

## નવરાશ અને સિનેમા

અત્યારના જમાનામાં નવરાશ મળે તેનો વખત ગાળવાને માટે લોકોને સાધન આપવાને માટે બે મોટા ધંધા જાગ્યા છે:

૧. સિનેમા નાટક જેવાં,

૨. ઘોડદોડ, પત્તાં, લૉટરી, શબ્દ-વ્યૂહ, આંકફરક ઇ૦ મારફત જુગાર રમવો તે.

આ બે ધંધામાંથી તેના કારીગરો આજે લાખો રૂપિયા પાડે છે. સિનેમાનો ધંધો હિંદના ધંધાઓમાં એક મોટામાં મોટો અને ધીકતો ધંધો ગણાય છે. તેમાં કામ કરતાં કેટલાંક નટ નટીઓ વરસ દહાડે લાખો ઉપર પગાર ખાય છે. તે ચલાવનારી સિનેમા કંપનીઓ ધનના ઢગ કમાય છે. સિનેમાના ધંધાની આ ચડતી કળા દુનિયાભરમાં જોવા મળે છે. જેમ કે, હમણાં થોડા દહાડા પર છાપાંમાં અમેરિકા વિષે એક ખબર આવી હતી. તેમાં એમ હતું કે, અમેરિ-કામાં વરસે વધારેમાં વધારે કમાણી કરનાર પ્રથમ ૧૦–૧૫ જણ કોણ કોણ છે. તેમનાં નામ પણ આપવામાં આવ્યાં હતાં. તેની યાદીમાં સિનેમાનાં નટનટી-ઓના ટકા લગભગ અર્ધોઅર્ધ હતા; અને સૌથી પહેલાં નામોમાં તેમાંનાં

એક બે જણ હતાં!

આ તો એ ધંધાની નરી કમાણીની વાત થઈ. પણ સમાજમાં તેમની પ્રતિષ્ઠા કેવી છે, તે પણ જોઈએ. પ્રતિષ્ઠાની કમાણી પણ પૈસાના જેવી જ ધીકતી છે. ખાસ કરીને જો નવજુવાનિયાંમાં જોઈએ તો આ તરત દેખાશે. દેશના મુખ્ય મુખ્ય સેવકો કોણ છે, પહેલાં થઈ ગયેલા મહાન સેવકો કયા, આ જાતની ખબરો કેટલાય જણને નહીં હોય. પણ તે લોકને જો પૂછો કે, જાણીતાં નટ નટીઓ કયાં? કઈ ફિલમો અત્યારે ચાલે છે? વગેરે,— આ જો પૂછો તો તે બધું એમને ફિટ થઈ ગયેલું જોવા મળશે. પૂનાનો ઈ. સ. ૧૯૩૫-૬નો એક કિસ્સો યાદ આવે છે.

તે વખતે ગાંધીજીનું 'હરિજન' પત્ર પૂનેથી નીકળતું હતું. થોડા વખતને માટે હું તે અંગે ત્યાં ગયો હતો. એક દહાડો રસ્તે જતાં, આગળ કેટલાક કૉલેજિયનો જતા હતા, તેમની વાત કાને પડતી હતી. તે તરફ મારું ધ્યાન ગયું. એક જણ તેના મિત્રોને પૂછે, 'અલ્યા, આ 'હરિજન' શું છે?' મને થયું કે, એ મંડળીમાં હું હોત તો કહેત, 'ગૌરજન, . . . જાન પેઠે એ એક જાણીતી ગાયક કે નટી હોય એમ લાગે છે.'

આ તો સિનેમા કેટલું બધું લોકોનું ધ્યાન ખેંચે છે, તે બતાવ્યું. અને તે એટલે સુધી કે, તે કેટલાય લોકનો ફૅશન-ગુરુ પણ બન્યું છે. એક વિચારકે કહ્યું છે કે, આપણાં અનેક સ્ત્રીપુરુષોને તેમનાં કપડાંલત્તાંની, ચાલવાની, બોલવાની, ગાવાની વગેરે બાબતની ફૅશનો સિનેમા-નાં નટનટીઓ શીખવે છે; તે લોકો એમનાં ગુરુ બન્યાં છે.

આપણે ત્યાં સિનેમા શહેરોમાં હોય છે. પણ ધીમે ધીમે તે નાનાં શહેરોમાં પણ વધવા લાગ્યાં છે. અને ગામડાના લોકો તે જોવા શહેરોમાં જાય છે. ગોરા દેશોમાં એ ઘણાં છે. અને ત્યાં લોકો એનો ખૂબ ઉપયોગ કરે છે. ત્યાંના એક વિદ્વાને ગણતરી કરી છે કે, ૧૬ અને તેથી ઉપરની ઉંમરનાં દરેક ૫ જણમાંથી ૨ જણ દર અઠવાડિયે એક કે વધારે વાર સિનેમા જોવા જાય છે. નવજુવાનિયા લોકમાં આથી વધારે પ્રમાણમાં જોવા જનારા હોય છે. ૧૬થી ૨૪ વર્ષની ઉંમરનાં દર ૪ જણમાંથી ૩ અઠવાડિયે એક કે તેથી વધારે વખત સિનેમા જુએ

છે; ૪માંથી બે દર અઠવાડિયે બે કરતાં વધારે વાર જુએ છે; દર સો જણે બે જણ હોય છે જે બિલકુલ જતાં નથી. એ વિદ્વાન જણાવે છે કે ૧૦થી ૧૬ વર્ષનાં નિશાળિયાંની સંખ્યા લગભગ ૪૦ લાખ છે; તેમાંનાં ૨૫ લાખ નિયમિત સિનેમા જોનારાં છે. આપણા દેશની મોટી શાળા, કૉલેજો જોઈએ, તો તેમાં પણ આ પ્રમાણે ચાલે છે. સિનેમા મનોરંજનનું મોટું સાધન મનાય છે; નવરાશ એમાં ખરચાય છે. ઉપરાંત હવે તો સિનેમાવિદ્યા એવી ખીલી છે કે તે મારફત સામાન્યજ્ઞાન આપવાની તજવીજ પણ કરાય છે. તે કેળવણીનું સાધન મનાય છે. પરંતુ એ સાવ એવું શુદ્ધ નથી. બલકે આજે તો તે સમાજની ઘણી એલફેલને જાણ્યેઅજાણ્યે પોષે છે. અમેરિકામાં તે ખૂબ વધી પડયું છે, અને ત્યાંની સરકારે થોડાં વરસ ઉપર એક મોટું કમિશન નીમી એની તપાસ કરાવી હતી. તેમાં બહાર આવેલી વાતો જાણવા જેવી છે. તે અત્યારે અહીં છોડીએ. કહેવાની મતલબ એ છે કે, સિનેમાનો ઉપયોગ કરવામાં પણ સારાનરસાનો વિચાર કરવો જોઈએ. નવરાશ એ પાછળ જાય એ ઠીક છે કે કેમ તે જોવું જોઈએ. એનું પણ વ્યસન થઈ જાય છે, ને તેથી નુકસાન કરે છે. આથી સરકાર સિનેમા પર કાબૂ રાખે છે, અને દેખાડવાની ફિલમ કેવી છે તે પહેલી જોઈને પછી બહાર જવા દે છે. આમ સિનેમા લોકકેળવણીનું અને નવરાશમાં મનોરંજન કરાવવાનું એક ધીકતું ધંધાદારી સાધન છે. લોકોએ એની પાછળ ગાંડા થયા વગર એનો ઉપયોગ કરવો જોઈએ. નહીં તો નવા સુધારાએ આપેલું એક નવું વ્યસન એ બની જશે.

૨૬-૭-'૪૯ મગનભાઈ દેસાઈ

# સામાવતી કથા

૬

માગંદિયા હવે રાજાના મનમાંથી સામાવતી પ્રત્યેનો ભાવ દૂર કરાવવા બીજો ભારે ઉપાય શોધવા લાગી. ઉદયન રાજા વીણા વગાડવાનું બહુ સારું જાણતો. પોતાની માનીતી વીણાને તે કદી પોતાનાથી દૂર નહોતો મૂકતો. રાત્રે સૂતી વખતે પણ તે વીણાને ઓશીકે જ રાખતો.

માગંદિયાએ એક ઝેરી સાપ

પોતાના કાકા પાસે મંગાવ્યો; રાજા દિવસે ઊંઘતો હતો તે વખતે તેની વીણાના તુંબડાના કાણામાં થઈને તેને અંદર સરકાવી દીધો. પછી ફૂલના ગુચ્છાથી તે કાણું બંધ કર્યું. હવે તે જ રાતથી રાજાનો સામાવતીને મહેલે સાત રાત રહેવા જવાનો વારો હતો. રાજા જ્યારે તે પ્રમાણે વીણા લઈને જવા તૈયાર થયો ત્યારે માગંદિયાએ મોં વીલું કરી નાખીને તથા આંખમાં આંસુ લાવીને રાજાને કહ્યું કે, "તમે આ વખતે સામાવતીને મહેલે ન જશો. ગઈ રાતે મને એવું ખરાબ સ્વપ્ન આવ્યું છે કે, જાણે ત્યાં તમારા માથે ઘાત છે!"

પણ માગંદિયાએ ધાર્યું હતું તેમ રાજા તો જીદ કરીને સામાવતીને મહેલે જવા જ લાગ્યો, એટલે માગંદિયાએ તેને સામાવતીના મહેલ સુધી જતે મૂકવા આવવાની પરવાનગી માગી. રાજાએ હસીને એ પરવાનગી આપી. સામાવતીને મહેલે પહોંચી, રાજા પલંગને ઓશીકે વીણા મૂકીને જરા આડો પડ્યો, એટલે તરત માગંદિયા જતી વેળાએ રડતાં રડતાં તેને સાવચેત રહેવાનું કાનમાં કહેવા નીચી નમી; અને બીજે હાથે ધીમે રહીને તેણે વીણાના તુંબડામાંથી ફૂલનો ગુચ્છો ખેંચી કાઢ્યો. તરત જ અંદર અકળાઈ રહેલો સાપ ફેણ કાઢી બહાર ધસી આવ્યો. એટલે માગંદિયા રાજાને બે હાથે પકડી પથારીમાંથી ઉઠાવી, બહાર ખેંચી લાવી, અને સાપ બતાવતાં બોલી: "જુઓ આ ડાકણોએ તમારો ઘાટ ઘડવા તમારે ઓશીકે તમારો કાળ કેવો તૈયાર રાખ્યો છે તે! રાંડોને રાજા મરી જાય એટલે નિરાંતે મહાલવાનું મળે! અને રાજાજીને પણ શું કહું? મેં તેમને સ્વપ્નાની વાત કહીને કેટલું વીનવ્યા પણ મારું તો સાંભળે જ કોણ! હવે જુઓ આ તેમની માનીતી ભલી રાણીએ કર્યું તે!"

રાજા આ બધું જોઈ સાંભળી, ઘણો ગૂંચવાયો, અકળાયો, અને પછી ગુસ્સે થયો. તેણે સામાવતી અને તેના મહેલની બધી પરિચારિકાઓને એક પછી એક (પીઠ આગે તેમ) સીધી હારમાં ઊભી રાખી; અને સામાવતીને સૌથી મોખરે રાખી. પછી તેણે પોતાનું જંગી ધનુષ્ય તૈયાર કર્યું અને એક જ બાણથી તે બધીને એકસામટી પોતાને હાથે વીંધી નાખવા બાણ ચડાવ્યું.

સામાવતી આ બધું માગંદિયાનું કાવતરું છે એમ તરત સમજી ગઈ. પરંતુ તેણે શાંતિથી પોતાની દાસીઓને એટલું જ કહ્યું, "બહેનો! મનને જરા પણ બગડવા દેશો નહીં. આવાં મોત તેમ જ કમોત પહેલાંના જન્મોમાં કેટલીય વાર આપણને મળ્યાં હશે, અને હજુ મળશે. પરંતુ આ વખતે આપણને એટલી નિરાંત છે કે, આપણો કશો અપરાધ નથી; તેમ જ આ જન્મમાં આપણે ભગવાનની સોબતથી તેમનો ઉપદેશ સાંભળી ધર્મને કંઈક સમજ્યાં છીએ અને આચર્યો છે. માટે આપણે તો એ શુભ બીના તરફ જ લક્ષ રાખી આ જન્મના અંતને વધાવવો જોઈએ. આપણા પોતાનાં શુભ-અશુભ કર્મ સિવાય બીજું કોઈ આપણું ભલું અથવા બૂરું કરી શકે તેમ નથી. માટે મરતી વખતે રાજાજી વગેરે માટે તો શુભ કામના જ પાછળ મૂકતાં જજો."

રાજાને સામાવતીની શાંત મુખમુદ્રા જોઈને તથા તેની આ વાત સાંભળીને તરત મનમાં ખટકો થયો. તેણે ધનુષ્ય હાથમાંથી દૂર ફેંકી દીધું, અને સામાવતીની પાસે જઈ તેનો હાથ પકડીને કહ્યું: "રાણી! હું મૂંઝાઈને આંધળોભીંત બની ગયો છું; પણ તું જાણે બધું દેખતી હોય તેમ શાંત અને સ્વસ્થ છે. મને કંઈક માર્ગ બતાવ!"

સામાવતીએ મોં નીચું નમાવી માત્ર એટલું જ કહ્યું: "રાજાજી, ધર્મરૂપી જે દીવો અને મળ્યો છે, તે જ તમને પ્રકાશ આપનારો થાઓ!"

૭

બધી રીતે પોતાના ઉપાયોમાં હેઠી પડતી માગંદિયાએ પછી એક દિવસ રાજા નગરબહાર ગયો હતો તે વખતે સળગી ઊઠે તેવા પદાર્થો સામાવતીના મહેલમાં મોકલાવ્યા. અને ચારે તરફ ગોઠવાવ્યા. રાજાએ મહેલને સમરાવવા આ બધું મોકલાવ્યું છે એવું મહેલનાં માણસોને કહેવામાં આવ્યું. પછી રાતે સામાવતીના મહેલમાં સૌ કોઈ ઊંઘી ગયું હતું તે વખતે તે બધું સળગાવવામાં આવ્યું. આખો મહેલ ભડભડાટ બળી ગયો, અને અંદરથી કોઈ કશું કહેવા જીવતું ન રહ્યું.

રાજા બીજે દિવસે નગરમાં આવ્યો ત્યારે તેને આ કરુણ ઘટનાની ખબર પડી. પરંતુ બધું એવી ચાલાકીથી થયેલું કે, કોણે આ કરાવ્યું તેની કોઈને ખબર પડતી ન હતી. રાજાને માગંદિયા ઉપર

વહેમ જવા લાગ્યો. પણ તેને મોંએ એ વાત કઢાવવી શી રીતે? એટલે એક દિવસ તેણે યુક્તિ કરી. બધા દરબારીઓ ભેગા થઈ સામાવતી માટે ખેદ કરતા રાજાને સાંત્વન આપતા હતા, અને માગંદિયા પણ પાસે હતી, તે વખતે રાજાએ દરબારીઓને જવાબ આપતાં કહ્યું: "તમે બધા નાહક શોક બતાવો છો, અને મને આશ્વાસન આપવા પ્રયત્ન કરો છો. સામાવતી રાણી બેવફા હતી, સાધુડાંમાં ફરતી થઈ હતી; તથા એક-બે વખત તેણે મારો જાન લેવાની જ કોશિશ કરી હતી. મારી આ માગંદિયા રાણી એ બધું જાણે છે. તેણે જ એક વખતે તો મારો જાન સામાવતીના જ મહેલમાં બચાવ્યો હતો. તે વખતે હું સામાવતીને દેહાંત-દંડની સજા કરવાનો જ હતો, પણ અચકાઈ ગયો હતો. એટલે આ બધું એમ ને એમ અકસ્માતથી થયું હોય કે, મારું હિત ઇચ્છનાર કોઈએ જાણી-બૂજીને કર્યું હોય, તોપણ મને તો હવે નિરાંત જ થઈ છે, અને હવે હું નિર્ભયપણે મારા મહેલમાં પણ સૂઈ શકીશ!"

માગંદિયા આ સાંભળી તરત બોલી ઊઠી: "રાજાજી! મેં જ આપના માથા ઉપરથી કાયમ લટકતી તલવાર દૂર કરવા આ કામ કરાવ્યું છે! હવે આપ મારી સાથે પ્રેમથી નિરાંતે રહી શકશો."

રાજાએ આટલું સાંભળતાં જ માગંદિયા રાણીનો અને તેનાં મળતિયાં સગાંવહાલાંનો ત્યાં ને ત્યાં તત્કાળ નિર્દયપણે વધ કરાવ્યો.

[સંપૂર્ણ] ગોપાલદાસ પટેલ

# આખા ચોખાનો અનુભવ

ખોરાકની ચીજોની તંગીને પહોંચી વળવાને લગભગ પાછલાં ત્રણચાર વરસથી સરકાર તરફથી પ્રયત્નો કરવામાં આવે છે. એ કોશિશ છતાં હજી કોઈ સફળ ઇલાજ જડયો નથી. અમારા ૫૦થી ૬૦ આશ્રમવાસીઓ સાથે મળી મેં આ બાબતમાં પ્રયોગ કરી જે અનુભવ મેળવ્યો છે તે સરકાર અને પ્રજાની આગળ રજૂ કરવાની હું મારી ફરજ સમજું છું.

ઘણા દિવસથી મારા સાંભળવામાં આવતું હતું કે આખા ચોખા તંદુરસ્તીને

બહુ ફાયદો કરે છે. એથી અમારા આશ્રમમાં અમે આખા ચોખાનો પ્રયોગ કરવા માંડયો. થોડા જ દિવસમાં અમને જણાવ્યું કે આખા ચોખા એકલી તંદુરસ્તીની દૃષ્ટિથી જ નહીં, આર્થિક દૃષ્ટિથી પણ ઘણા જરૂરના છે. એથી ભોજનનું પ્રમાણ દોઢું ઘટી જાય છે. ચાર નવટાંક છડેલા ચોખા ખાનાર અઢી નવટાંક આખા ચોખા ખાઈને ધરાઈ જાય છે. આ ઉપરાંત છડેલા ચોખા ખાનારના કરતાં એની તંદુરસ્તી કેટલીયે વધારે સારી રહે છે. અમારા આશ્રમમાં બે વરસથી લાગટ આખા ચોખા વપરાય છે. એને પરિણામે એ ગાળામાં નથી કોઈ માંદું પડયું કે નથી કોઈને દાક્તર અથવા વૈદની પાસે જવું પડયું. આ અનુભવ પછી ખોરાકનો વધારો કરવામાં આ સહેલી યુક્તિ ન સ્વીકારવામાં કેટલી બધી ઓછી સમજ રહેલી ગણાય?

પ્રયોગ દરમિયાન આખા ચોખાની બીજી એક આર્થિક બાજુ પણ અમને જોવાની મળી. અમારા આશ્રમમાં અમે કોઠારમાં ડાંગર ભરી હતી અને રોજ ઘંટાથી ચોખા કાઢી અમે વાપરતા. એથી કુશકા બહુ એકઠા થયા. પહેલાં અમે એનું મિશ્ર ખાતર બનાવવાનો વિચાર કર્યો. પછી જોયું કે એનું ખાતર બનાવતાં બહુ વખત જાય છે અને એ ખાતર પણ સારું નહોતું બનતું ત્યારે અમને વિચાર આવ્યો કે આને રસોઈ બનાવવામાં જ વાપરીએ તો કેવું! અમારે ત્યાં એક તરફથી સરકારી રાહે वृक्षारोपण सप्ताह પાળવામાં આવે છે અને બીજી તરફથી ઇંધણને માટે ઝાડો કપાય છે. આનો અમે વિચાર કરતા હતા એટલામાં બિહાર પ્રાન્તિક રાજકીય પરિષદને પ્રસંગે ડાંગરના કુશકા બાળી તાડગોળ અને રસોઈ બનતી પ્રદર્શનમાં અમને જોવા મળી. એને માટે એક ખાસ ચૂલો કરવામાં આવ્યો હતો. પ્રદર્શનમાં આ ચૂલાનો પ્રયોગ બતાવનાર ભાઈ શ્રી શ્યામજી જેઠાભાઈ ચાવડાને અમે અમારા આશ્રમમાં બોલાવી લાવ્યા અને તેમની પાસે ચૂલો બનાવરાવ્યો. એ ચૂલા પર બેથી અઢી શેર વજનના કુશકામાંથી ચાળીસથી પચાસ માણસોની રસોઈ રાંધી શકાય છે. એ કુશકાને બળતા રાખવાને સાથે માત્ર અઢી શેર જલાઉ લાકડાંની જરૂર પડે છે. આમ

આખા ચોખાના વપરાશથી એક પંથ ને દો કાજવાળી કહેવતનો વહેવારમાં અનુભવ મળે છે.

ટૂંકમાં આખા ચોખાનું મહત્ત્વ નીચે પ્રમાણે ગણાવી શકાય : (૧) રોગ સામે બચાવ થાય છે, (૨) ખોરાકની ચીજોની તંગીમાં રાહત મળે છે, (૩) ચોખા અને ઇંધણનો જુદો જુદો બંદોબસ્ત કરવાને બદલે કુશકા વાપરવાથી કામ પાર પડે છે, (૪) નાણાંનો અને વખતનો બચાવ થાય છે. અને (૫) ધંધાઓમાં વિકેન્દ્રીકરણની પદ્ધતિનો આપમેળે ફેલાવો થાય છે.

ડાંગર ભરડવાના લાકડાના ઘંટાની બાબતમાં અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ (વર્ધા સી. પી.) તેમ જ હરિલાલ શ્યામજી ચાવડા ગ્રામવિકાસ કાર્યાલય, દુમકા, (જિલ્લે સંથાલ પરગણા) એ બે ઠેકાણેથી માહિતી મળે છે.

(હરિજનબંધુમાંથી) કન્હાઈલાલ ચૌધરી

# પૂરું થતું પખવાડિયું

હિંદી સરકારે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ પરનો પ્રતિબંધ ઉઠાવી લીધો છે. પરિણામે સંઘના વડા શ્રી ગોલવલકરને તથા હિંદના જુદા જુદા પ્રાંતોમાં અટકાયતમાં રાખવામાં આવેલા સંઘના કાર્યકરોને છોડી મૂકવામાં આવ્યા છે.

શ્રી ગોલવલકરે લોકશાહી ઢબનું સંઘનું બંધારણ ઘડવાની, ગુપ્ત અને હિંસાત્મક પ્રવૃત્તિ ન કરવાની તથા રાષ્ટ્રધ્વજનું સન્માન કરવાની બાંયધરી આપી હોવાથી હિંદી સરકારે આ પગલું ભર્યું છે.

મુંબઈ સરકારે પણ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ પરનો પ્રતિબંધ ઉઠાવી લીધો છે અને પ્રાન્તમાં અટકાયતમાં રાખવામાં આવેલા સંઘના સભ્યોને છોડી મૂકયા છે. પરંતુ લશ્કરી ઢબની કૂચ-કવાયતો કરવાની તેમ જ લશ્કર, પોલીસ કે હોમગાર્ડઝને મળતા ગણવેશ પહેરવાની મનાઈ ચાલુ રાખી છે.

અમેરિકાની નીચલી ધારાસભાએ ત્યાં આગળ મહાત્મા ગાંધીનું સ્મારક કરવાનો ઠરાવ કર્યો છે.

બિહારના પ્રધાનમંડળના કેટલાક સભ્યો પર થતા આક્ષેપો અને પ્રતિ-આક્ષેપોની તપાસ કરવાનું કામ શ્રી રાજેન્દ્રબાબુને સોંપવામાં આવ્યું છે.

તાજેતરમાં નવી દિલ્હી મુકામે મળેલી કારોબારી સમિતિએ એવો ઠરાવ પસાર કર્યો છે કે, કોઈ પણ

પ્રાન્તિક સમિતિએ કોંગ્રેસ પ્રધાનમંડળો સામે અવિશ્વાસ દર્શાવતા ઠરાવો પસાર કરવા નહીં. કોઈ પણ પ્રાન્તિક સમિતિને પ્રધાનમંડળ સામે અસંતોષ હોય તો તે કારોબારી સમિતિ કે મધ્યસ્થ પાર્લમેન્ટરી બોર્ડ સમક્ષ રજૂ કરવો.

રાષ્ટ્રીય મજૂર કોંગ્રેસની કારોબારી સમિતિએ એક ઠરાવ કરીને પોતાની તમામ પ્રાન્તિક શાખાઓને પ્રાંતમાં પસંદ કરેલા વિસ્તારોમાં મજૂરમહાજનને ધોરણે ખેતીના મજૂરોના સંગઠનનું કામ હાથ ધરવાને જણાવ્યું છે.

પંડિત નેહરુએ આવતાં બે વરસમાં દેશને પડતી અનાજની ઘટ પૂરી કરવાની રેડિયો પર અપીલ કર્યા પછી તેમણે પોતાના બંગલાની આસપાસની જમીનમાં શકાઈ, ઘઉં તથા બાજરી વગેરે ધાન્ય તેમ જ શકરિયાંનું વાવેતર કર્યું છે. વળી તેમણે પોતાને ત્યાં થતા ભોજનમાં ચોખાનો ઉપયોગ સદંતર બંધ કરાવ્યો છે.

આપણા ગવર્નર જનરલ નામદાર રાજગોપાલાચારીએ સરકારી ગૃહના આઠ વિશાળ ખંડો દિલ્હીમાં અતિવૃષ્ટિને કારણે ઘરબાર વિનાનાં થઈ પડેલાં નિરાશ્રિતોને કામચલાઉ આશ્રય આપવા માટે પુનર્વસવાટ ખાતાના પ્રધાનને હવાલે કર્યા છે. એ ખંડોમાં લગભગ ૬૦૦ જેટલાં સ્ત્રી, પુરુષ અને બાળકોને આશ્રય આપી શકાશે.

પાકિસ્તાન સરકારના તારટપાલ ખાતાના પ્રધાન સરદાર અબ્દુર રબ નિસ્તારની સર ફ્રાંસિસ મૂડીની જ પશ્ચિમ પંજાબના ગવર્નર તરીકે નિમણૂક કરવામાં આવી છે.

લાંબી વાટાઘાટો પછી હિંદ અને પાકિસ્તાનના લશ્કરી પ્રતિનિધિઓ વચ્ચે જમ્મુ અને કાશ્મીરની યુદ્ધવિરામ હરોળ અંગે સંપૂર્ણ સમજૂતી થવા પામી છે.

---



વિષયસૂચિ પૃષ્ઠ



---

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.